તેમના સ્વ. પિતાશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ, આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

यानमी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री कार्तिक गुजराती समाजे
श्रीयुत [illegible] आनंदजी [illegible]
[illegible]

# સર્જાતું સાહિત્ય

સાદીકનું

નવું

પુસ્તક પ્રકાશન



પુસ્તક પહેલાની

## અનુક્રમણિકા



पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

પુસ્તક — સર્જાતું સાહિત્ય — પહેલું

# નમ્ર નિવેદન

મારા વર્ષોના અભિલાષ હતા અને છે કે સંસ્કારી ગુજરાતના સ્ત્રી પુરુષો અને બાળકોને પ્રેરણા આપે, સંસ્કાર સમૃદ્ધ કરે, જ્ઞાન સાથે ગમ્મત આપે, બુદ્ધિનું રંજન કરે, અને હૃદયને આનંદ દે એવું સાહિત્ય યથાશક્તિએ ગુજરાતને ચરણે ધરવું. વાંચક સમૂહને શિષ્ટ અને શુદ્ધ સાહિત્ય પ્રત્યે આકર્ષવા માટે, તેમની રસવૃત્તિ કેળવવાની જરૂર હતી. અને એ કાર્ય મે 'બે ઘડી મોજ' દ્વારા કેટલું ને કેવી રીતે કર્યું તે ગુજરાતનું પત્રકારિત્વ ને વાંચકજગત સારી રીતે જાણે છે. ધીમે ધીમે વાંચકોને શુદ્ધ સાહિત્ય તરફ આકર્ષવાના મારા પ્રયત્નો સાવ નિષ્ફળ નથી ગયા એવું માનવા હું પ્રેરાઉં છું. 'બે ઘડી મોજ' વાંચવાની ના પાડનારા સાહિત્યરસજ્ઞ વિદ્વાનો એ પત્રને વાંચતા થયેલા એ કંઈ મારે માટે અભિનંદનની વાત નથી, પરંતુ હજારો નવા વાંચકો શુદ્ધ ને શિષ્ટ સાહિત્ય તરફ આકર્ષાયા અને હલકા નામે ગંદા સાહિત્ય તરફ જતા અટક્યા એ મને મગરૂરીનું કારણ છે. કડવી કવીનાઈન ઉપર સાકરના પડ ચોપડીને હજારો અશ્લીલ સાહિત્યના દર્દીઓને સાજા કરવાના અખતરા કરવા પણ એક વેળાએ સરકારી ને વિદ્વાન લેખાતા મહાશયોને ગમતું નહોતું. તદ્દન નવા વાંચનારાઓ પણ વાંચવાની શરૂઆત કરતા નરવું સાહિત્ય વાંચવા મંડી પડે એવી વિદ્વાનોની શુભ મહેચ્છા અને આકરા હુકમને કોઈપણ દિવસે અનુકૂળ થવા વર્ષો સુધી શુદ્ધ સાહિત્યની કડવી ગોળી ઉપર સાકર ચોપડી આપવાની ક્રિયા કરવી પડી. આ અખતરા કે ક્રિયા થતા જોઈને પણ ઘણા સુજ્ઞ સાહિત્યકો મારના પડનો વિરોધ કરતા, અને નવા માણસોને જુના ચરમામાંથી જોવાનો આગ્રહ રાખતા. આજ વર્ષોના સતત પ્રયત્નો પછી વાંચકોનો એક એવો મોટો વર્ગ

તૈયાર થયો છે કે જેને હવે સાકરના પડવાળી ક્વીનાઈનની જરૂર રહી નથી. તેમની રસવૃત્તિ ઉશ્કેરે એવા પણ નિર્માલ્ય, ભભકભર્યા પણ તત્ત્વવિહોણા, આકર્ષક ને રસભર્યાં જણાય પણ વસ્તુ વિનાના વાચનના મૂલ્ય એના મનથી ઓછાંજ થતાં જાય છે આજના ગુજરાતી વાંચનારાઓની રસિકતા કેળવાઇ છે, શુધ્ધ ને શિષ્ટ સાહિત્યમાંથી તેમને નૈસર્ગિક મીઠાશનો અનુભવ થવા માંડયો છે. તેમની રસિકતા હવે પ્રાણવાન સાહિત્ય ઝીલવા જેટલી સમૃદ્ધ થઇ છે. તેથી વાચકોના એક બહોળા સમૂહને આજે તો કુમારની પ્રેરણા, પ્રસ્થાનની ગહનતા, ગુજરાતની સંસ્કારિતા કૌમુદીનું વિવેચન, સાહિત્યની તટસ્થતા, વસંતનો વિચારવૈભવ અને નવચેતનની ટાપટીપનું પાન કરવું છે. એની માનવતા કેળવાઇ છે, એ સંસ્કાર સમૃદ્ધ થતું જાય છે, એનો સાહિત્યપ્રેમ ખીલી રહ્યો છે એને માત્ર મનોવૃત્તિ ઉશ્કેરે ને જીવનના વિવેકનો ત્યાગ કરાવે એવા સાહિત્ય તરફ અભાવ થતો જાય છે. અલબત્ત હમેશ માટે એક એવો વર્ગ તો રહેશે કે જેની તૃષા માત્ર પીળા સાહિત્યથી છીપાશે એને યે કેળવવાનો પ્રયત્ન કરતાં થોડા ઘણાં કેળવાશે ખરા, પરંતુ એનો સાવ વિરોધ કરવાથી એ વર્ગનો અંત આવવાનો નથી.

હવે

આજે ગુજરાતમાં એવાં ઘણાં ઓછા સાહિત્ય શોખીન સ્ત્રી પુરુષો હશે કે જેઓ પાંચ સાત માસિક પત્રો ને બે ચાર સાપ્તાહિકો ખરીદી વિવિધ સાહિત્ય વાંચી શકે. ત્યારે બીજી બાજુએ એવા તો ઘણાયે વાચકો છે કે જેમને એકજ સ્થળે સાહિત્યના દરેક અંગો જેવા કે વાંચવાની ઇચ્છા છે, તેથી ગુજરાતી સામયિકોના તત્ત્વોને–અલબત્ત ધીમે ધીમે–આ ગ્રંથવાટિકામાં એકત્ર કરવાનો નમ્ર પ્રયાસ કરવાને હું તત્પર થયો છું. ગુજરાતી વાંચનારાઓ મારા આ પ્રયાસમાં સહાય કરશે એની તો મને પાકી ખાત્રી છે. મારી અપૂર્ણતાઓનું મને સંપૂર્ણ ભાન હોવા છતાંએ ગુજરાતના વિદ્વાનોની દિલસોજી, સિદ્ધ લેખકોની મમતા, પત્રકારોનો સહકાર અને મિત્રોની સહાનુભૂતિની આશા રાખું છું.

'સસ્તું સાહિત્ય' પ્રગટ કરવાની યોજના આ પુસ્તકમાં બીજે સ્થળે આપી છે, એ વાંચી જવાથી 'સસ્તું સાહિત્ય' વીશે યોગ્ય માહિતી વાચકોને મળી રહેશે. અહીં મારે એટલું જ ઉમેરવાનું રહે છે કે આ પુસ્તક જોઈ વાચક એટલી શ્રદ્ધા રાખે કે એના ભવિષ્યના પુસ્તકો ઉત્તરોત્તર ચઢિયાતા કાઢવા એ મારું પ્રથમ અને અંતિમ ધ્યેય રહેશે.

સાદીક



# ? પ્રશ્નવિરામ ?



[ એક હાસ્યપૂર્ણ લેખ ]

લેખક
શ્રી જ્યોતીન્દ્ર હ. દવે
એમ. એ.

મનુષ્યના આકારમાં જુદાં જુદાં વિરામચિહ્નો સંસારમાં ફરતાં માલૂમ પડે છે. દરેક મનુષ્યનું વિશિષ્ટ લક્ષણ અમુક વિરામચિહ્ન વડે સહેલાઇથી દર્શાવી શકાય. કેટલાક મનુષ્યો મૂર્તિમાન આશ્ચર્યનાં ચિહ્નો જ હોય છે. એમનો સ્વભાવ, એમનું વર્તન, એમની વાતચીત, એમનું અસ્તિત્વ આપણને આશ્ચર્યકારક જ લાગે છે. आश्चर्यवत् पश्यति कश्चिदेनम् । એમ ભગવદ્‌ગીતામાં પરમ તત્ત્વ માટે કહ્યું છે તેમ એમને માટે પણ કહી શકાય, કે એમને સર્વ આશ્ચર્ય તરીકે ઓળખે છે. અર્ધું કાર્ય કરી પછી તેને છોડી દેનારા આરંભશૂરા સજ્જનો, કેવળ સંકલ્પો કરી એ સંકલ્પની ફલસિદ્ધિ માટે ઉદ્યમ ન કરનારા સર્વ પુરુષો અર્ધવિરામ જેવા કહી શકાય. કૌંસમાં મૂકવા લાયક મનુષ્યો પણ ઘણા છે. પોતાનો એક વાડો કરી તેમાં જ બંધાઈ રહી તેમાંથી એક કદમ પણ ન ખસનારા કૂપમંડુકો ઉપલા વર્ગના છે. વસ્તુતઃ આ વિશાળ જગતમાં ધર્મ, જાતિ, ન્યાત, રાષ્ટ્ર વગેરે કૌંસરૂપ છે અને પ્રજાઓ તથા જાતિઓને એ પોતાની સીમામર્યાદારૂપી બહારના જગતથી બને તેટલાં વિમુખ રાખવાનો પ્રયત્ન કરે છે. અવતરણચિહ્નની ગરજ સારે એવા મનુષ્યો પણ ઓછા નથી. ઉતારા કર્યા વગર ચાલે જ નહિ એવા લેખકો, બીજાના વિચારોનો પડઘો પાડનારા, વીરપૂજાના તત્ત્વને સમજ્યા વગર મહાપુરુષોના નામનું અને શબ્દોનું સ્થળે સ્થળે ઉચ્ચારણ કરનારા, પોતાની બહુશ્રુતતા દેખાડવાને શિષ્ટ કે અશિષ્ટ લેખકોનાં વાક્યો બોલી બોલી સામાન્ય વાર્તાલાપને નિબંધ બનાવનારા, એ સર્વ માનવ અવતરણચિહ્નો ગણી શકાય. અમે બધું કર્તવ્ય કરી ચૂક્યા; હવે અમારે કંઇ પણ પ્રાપ્તવ્ય બાકી નથી એમ માનનારા પૂર્ણવિરામરૂપ છે.

આ સર્વ વિરામચિહ્નોમાં ભયંકરમાં ભયંકર પ્રશ્નચિહ્ન છે. અત્યાર સુધી મને પ્રશ્નચિહ્નનો બહુ અનુભવ થયો નહોતો. પણ હમણાં થોડા વખત પહેલાં એવું એક પ્રશ્નચિહ્ન મારા સમાગમમાં આવ્યું હતું. એનો અનુભવ થયા પછી જ મને સમજ પડી કે મારી માફક કોઈકે કંટાળા જપને

એના માથા પર જોરથી મુક્કો માર્યો હશે, તેથી એ પ્રશ્નચિન્હ માથા આગળથી વળી ગયેલુ હોય છે.

હિંદુસ્થાન અતિથિસત્કારની ભાવના માટે ઘણું પંકાએલુ છે પણ એ વિષયમા હું હિંદી કરતા સામાન્ય મનુષ્ય વધારે છુ. અતિથિસત્કારની ભાવનાનો કુમળો રોપો મારામાં પૂરેપૂરો વિકસ્યા પહેલાજ કરમાઇ ગએલો હશે, એમ લાગે છે એટલે મારા સદ્દગત કાકાના એક મિત્ર (જેને હુ ઓળખતો પણ નહોતો તે) નો થોડાક મહિના સારૂ એઓ મારે ત્યા પધારવાના છે એવી મતલબનો પત્ર આવ્યો ત્યારે મને આનન્દ થયો એમ હુ કહી શકુ એમ નથી. પરંતુ મારી સાથે રહેતા મારા વૃદ્ધ કાકીના માનને ખાતર મને બહુ આનન્દ થયો એવો મારે ઢોંગ કરવો પડયો.

કોઇકે કહ્યું છે કે પ્રથમ દર્શને સામા મનુષ્ય સારૂ જે અભિપ્રાય બંધાઇ જાય છે તેજ અંતે ખરો ઠરે છે. પરંતુ એ સૂત્ર સાચુ હોય એમ મને લાગતુ નથી, કારણ કે જ્યારે મે એમને પહેલવહેલા સ્ટેશન પર જોયા, ત્યારે મને એ સજ્જન જેવા લાગ્યા. મળતા વારને જુગો પહેલાનું-જન્માન્તરોનુ અમારે ઓળખાણ હોય એવી રીતે એમણે મારી જોડે વાત કરવા માંડી મારી ખબર પૂછી, મારા માતાપિતાની ખબર પૂછી, મારાં ધર્મપત્ની ને કલ્પનાના પ્રદેશ બહાર અસ્તિત્વ ન ધરાવનારા સન્તાનોની ખબર પૂછી, મારા (મે જેમને પાળ્યાં નહોતા તેમજ જેમને પાળવાનો વિચાર પણ નહોતો કર્યો તે) કૂતરા, બિલાડી તથા પોપટની ખબર પૂછી. ખબર પૂછાઇ રહ્યા પછી એ બધાંની પ્રવૃત્તિઓ વિષે પૂછપરછ કરી. વર્તમાન પ્રવૃત્તિનું જ્ઞાન થયા પછી તેમની ભૂતકાલીન પ્રવૃત્તિ શી હતી તે પૂછયું. ભૂતકાલીન પ્રવૃત્તિ જાણ્યા પછી હવે ભવિષ્યમાં શી પ્રવૃત્તિ કરવા માગે છે તે પૂછયુ રસ્તામાં પણ જે જે મનુષ્યો મળતા તેમનાં સંબધી, તેમનાં સગાવહાલાં સંબંધી, તેમના સ્વભાવ સંબંધી, તેમની શારીરિક, માનસિક, આધ્યાત્મિક અવસ્થા સંબધી, તેમની આર્થિક, નૈતિક, સામાજિક, ઐતિહાસિક, ભૌગોલિક સ્થિતિ સબધી એઓ અનેકાનેક પ્રશ્નો પૂછતા; ને પ્રશ્નની સંખ્યા ને પ્રકારના ભારથી મુઝાઇ ગએલો હું જવાબ આપવા ફાંફાં મારતો

ઘેર આવ્યા પછી એમણે મારા મહોલ્લા વિષે, મારું ઘર અને તેમાંની ઓરડાઓ વિષે, ઘરમાના કબાટો અને તેમાની વસ્તુઓ વિષે, એ વસ્તુના બનાવનારા અને તેના ભાવ વિષે-ટુંકામાં મારા ઘરથી માંડી મારૂ ગામ, ગામમાંના બજારો, બજારોમાંની દુકાનો, દુકાનોમાની વસ્તુઓ, ઇત્યાદિના ઉંડા અને તલસ્પર્શી જ્ઞાન મેળવવા ઇચ્છા પ્રદર્શિત કરી. એમણે મારાં કાકીને તથા મને જે અસંખ્ય પ્રશ્નો પૂછાયા તે સર્વ જો હુ, અહિં યાદ રહ્યા હોય તો ઉતારૂ તો વાચક તેમજ હું કંટાળીને જરૂર આપઘાત કે અન્ય ઘાતનો વિચાર કરીએ.

દુર્ભાગ્યે એમના આવ્યા પછી બે દિવસ રહીને મારી જન્મતિથિ આવતી હતી. તે દિવસે એમનાથી છૂટવાના મે બહુ પ્રયાસો કર્યા, પણ તે સર્વ વ્યર્થ ગયા. સાંજે મે મારા મિત્ર તથા સગાવહાલાને નોતર્યાં હતા. સૌ આવી ગયાને થોડા વાર થઇ એટલે મારા અતિથિએ પોત પ્રકાશ્યુ. હું કોઇક બીજા જોડે વાત કરતો જરા પણ અટકું એટલે તરતજ પ્રશ્નોની ધારા છોડી મુકતા. "આ સામે

બેઠું છે તે કોણ છે?" "એનું નામ શું?" "એના પિતાનું નામ શું?" "એ શું કરે છે?" એનો બાપ શું કરે છે?" "પરણેલો છે કે કુંવારો?" આમ પ્રશ્નબાણોની પરંપરાથી વિંધાઈ જઈને હું મારા મિત્રો સાથે વાર્તાલાપમાં બરાબર ભળી ન ન શક્યો, એટલે તેમણે મારા વગર વાતો કરવા માંડી આખરે કંટાળીને હું દ્વાર પાસે એક ખૂણામાં જઈને બેઠો. બારમા પછી તેરમું આવે તેમ તરત મારા અતિથિ મારી પાસે આવીને ગોઠવાયા. અમે બંને આમ બીજા બધાથી દૂર થયા એટલે એમને વાત કરવાની વધારે ફાવટ આવી

"પેલા ટીચકા પર બેઠા છે તે પેલા ખુરશી પર બેઠા છે તેના કંઈ સગા થાય?"

"ના."

"ત્યારે બંનેના મોઢાં મળતાં કેમ આવે છે?"

"મોઢું પોતાને કોની જોડે મળતા આવવું તે વિષે તદ્દન બેદરકાર રહે છે"

"એમ કેમ હશે?"

"એમ છે તેનું કારણ, એમ છે કે એમ હોવા સિવાય એનો છુટકો થઈ શકે એમ નથી"

"કેમ?"

"એમજ."

"પેલા હમણાં તમારી જોડે વાત કરતા હતા તે કંઈ ભણેલા છે?"

"હા."

"શું?"

"કક્કો, બારાખડી, આંકના પાડા વગેરે"

"એ ધનવાન છે?"

"ખબર નથી"

"એના પિતા શું કરે છે?"

"અત્યાર સુધી એના મર્યાની ખબર આવી નથી."

"નોકરી કરે છે?"

"હા."

"શું કમાય છે?"

"પૈસા."

"કેટલા?"

"શાકવાળાના અંકગણિતમાં પ્રસિદ્ધ થયેલી એક સંખ્યા."

"પૈસાનું શું કરે છે?"

"તિજોરીમાં પૂરી મૂકે છે"

"તિજોરીમાં?"

"હા, તિજોરીમાં—એમજ ગજવામાં."

"તિજોરી ક્યાંની બનાવટની છે?"

"જાણતો નથી."

"નથી જાણતા?"

"નથી જાણતો."

"આ સામે પેલો બટાટા જેવો બેઠો છે—"

"મારા મિત્ર માટે ફાવે તેમ ન બોલતા!" લગાર પણ હતાશ થયા વગર એમણે આગળ ચલાવ્યું: "પેલો ભરાઉ શરીરવાળો છે -"

દાંત પીસીને હું વચ્ચેજ બોલી ઉઠ્યો: "હા એ ભરાઉ શરીરવાળો છે તેનું શું?"

"એનું શરીર આટલું જાડું કેમ છે?"

"કારણ કે પાતળું નથી."

"પાતળું કેમ નથી?"

"કારણ કે જાડું છે"

"પણ જાડું કેમ છે?"

"કારણ કે પાતળું નથી."

"એણે કંઈ દવા ખાધી હતી?"

"હા."

"શી દવા ?"

"ક્વિનાઈન ને જુલાબની."

"જાડા થવાની દવા ખાધી હતી ?"

"ખબર નથી."

"એ કસરત કરે છે ?"

"હા."

"શેની ?"

"દાદર ચડવા ઉતરવાની, હાલવા ચાલવાની ને વાત કરવાની."

"પૈસો માંદ કાગડા જેવો છે—"

"મારા મિત્ર માટે ગમે તે શબ્દ ન વાપરવાનું મે તમને કહ્યુ તે તમે ભૂલી ગયા ?"

"તમે કહ્યું હતુ ?"

"હા."

"ક્યારે ?"

"હમણા થોડીવાર ઉપર."

"કોને ?"

"તમને."

"શુ કહ્યું હતું ?"

અત્યંત ધીરજથી મેં એમને શબ્દે શબ્દ છુટો પાડીને કહ્યું—"મેં-તમને—એમ—કહ્યું—હતુ—કે—મારા—મિત્રો—વિષે—તમે—ગમે તેમ—ન—બોલતાં। સમજ્યા ? કે ફરી બોલી જાઉ ?"

"ફરી શા માટે બોલી જાઓ ?"

"તમે ન સમજો તેમાં."

"હું સમજુ શા માટે નહિ ?"

"કારણ કે—કારણ કે કારણ કે તમે કેટલુંક નહિ જ સમજો એમ મને લાગે છે."

"તમને એમ લાગે છે ?"

"હા."

"કેમ એમ લાગે છે ?"

"નસીબ મારૂં ને તમારૂં એવું છે તેમા."

"નસીબ કેવું છે ?"

મારા મગજમા એક ભયંકર વિચાર જાગ્યો; હૃદય જોરથી ધબકી ઊઠ્યું, એમના ગળા તરફ નજર ગઇ ને મારા હાથમા અદ્‌ભુત પૈશાચીક ચેળ આવી. ક્ષણવાર મને લાગ્યું કે મારૂ ભાવી મને ફાંસીના લાકડાં તરફ ધસડી જાય છે. મારે માથે અતિથિહત્યાનું કલંક ચોંટવાનું. પણ થોડી વારમાં જ એ વૃત્તિ સમી ગઇ, ને સનેપાતનો ચાળો શમી જતાં રોગી થાય છે તેમ હું શાંત ને શિથિલ થઈ ગયો.

આવા તો કેટલાએ દિવસો વીતી ગયા. છતાં હું જીવતો રહ્યો—ને એ પણ રહ્યા ! અનેક યુક્તિઓ મેં અજમાવી જોઇ પણ કેવળ આકારમાં જ નહિ પણ આચરણમાં પણ દાતરડા જેવું એ પ્રશ્નચિન્હ મારા હૃદયને ઘાસની પેઠે કપ્યાજ કરતુ. બીજા પ્રશ્નો એમને ન જડતા, ત્યારે "કેમ ઉઠ્યા ?" "ખરા સીધું ?" "ટુથપેસ્ટ કાઢી ?" "દાંત સાફ કર્યાં" "કોગળા કીધા ?" "ચહા પીઓ છો ?" "ચહા નથી પીતા ?" "ચહામાં ખાંડ નાંખી ?" "ચહામા ખાંડ ન નાંખી ?" "નહાઓ છો ?" "જમ્યા ?" "પાન લીધુ ?" "પાન પર ચૂનો ચોપડયો ?" "કાથો ન લીધો ?" "પાન ખાધું ?" "ખમીશ બદલ્યુ ?" "કોટ પહેર્યો ?" "બહાર જાઓ છો ?" "દિવાસળી લીધી." "દીવો સળગાવ્યો ?" "ફૂંક મારી ?" "ઓલવી નાંખ્યો ?" એવા એવા હુ જે કાર્ય કરતો હોઉં તે સબંધી પ્રશ્નો પુછતા. જગત પર એક જાતનો મને તિરસ્કાર ઉત્પન્ન થયો. મોં પર કંટાળા ને વિષાદની રેખાઓ પડી ગઇ, ને કોઈ દિવસ હસ્યા

"મને વિદિત નથી."

"કેમ ?"

"ખાસ કારણ છે."

"શું ?"

"પ્રશ્નો પુછીને મને બીજાને કંટાળો આપવાની મને ટેવ નથી."

"એવી કોઈને ટેવ હોય છે ખરી ?"

"હા."

"કોને ?"

"ઘણાને"

"મેં તો એક એવો માણસ નથી જોયો કોઈ વગર કારણે પ્રશ્નો પૂછે ખરો ?"

"પૂછે"

"પૂછે ?"

"હા જરૂર પૂછે"

"શા માટે પૂછે ?"

"પૂછવા ખાતર પૂછે"

"પૂછવા ખાતર તે કોઈ પૂછે ?"

"હા, ભાઈ હા !"

"એમ હોય ખરૂં ?"

"હોય."

"નકામા પ્રશ્નો કોણ પૂછે ?"

"ગધેડા."

"માણસ પૂછે ?"

"હવે જો એક પણ પ્રશ્ન પૂછશે તો તારું ખૂન કરીશ ! મે લખીને કાગળ એમને આપ્યો—ના આપ્યો તો નહિ, પણ તરત ફાડી નાખ્યો, ને આંખ મીચીને થોડીવાર સુધી હું પડી રહ્યો. પણ એ યુક્તિમાં પણ હું બહુ ફાવ્યો નહિ કારણ કે થોડી વાર થઈ એટલે એમણે મને પૂછ્યું "હવે કેમ છે ?" ત્યારે ગળાથી બોલી દેવાયું, "સારું છે." પાછી પ્રશ્નોની પરંપરા છૂટી આખરે કંટાળીને મેં એમને પૂછ્યું, "ભદંભદને આગગાડીમાં મળેલા તે તમેજ કે ?"

"ભદંભદ કોણ ?"

"અમારા પાડોશીની ગાય." જરા વિચાર કરીને મેં કહ્યું.

"તે આગગાડીમાં શું કામ ગઈ હતી ?"

"દૂધ વેચવા."

"દૂધ વેચવા ? કોને વેચવા ? એનો માલીક દૂધ વેચે છે ?"

આમ એને સળગાવવા જતાં મારે અનેક પ્રશ્નો સાંભળવા પડયા. પણ તેને લીધે મને એક સરસ યુક્તિ સુઝી. ત્યાર પછી હંમેશાં મેં એ યુક્તિનું પાલન કરવા માંડયું. એ યુક્તિમાં હું સંપૂર્ણ રીતે સફળ થયો. મારા મોંનો દેખાવ બને તેટલો વ્યગ્ર કરી ફાટી આંખે એમના સામું કંઈક ઘુરકીને કંઈક બેવકુફીથી જોઈ રહેતો ને આડાની માફક જવાબ દેતો એનો એકજ દાખલો આપું.

મારા મગજમાં કાંઈનું સમજ્યરી હતું. ત્યાં મારા માનવંત પરોણાને લઈને મારે જમવા જવાનું હતું. ત્યાં આ યુક્તિનો. મેં છુટથી ઉપયોગ કર્યો. જમી રહ્યા પછી એમણે અમારા જ્ઞાતિજનો સંબંધી પ્રશ્નો પૂછવા માડયાં "પેલા તમારી જોડે બેઠા હતા તે કોણ હતા ?"

"શું પૂછ્યું ?" મે ડોળા કકડાવીને એમને એમને પૂછ્યું.

જરા ગભરાઈને, મારા સામું ભયથી નિહાળી એમણે ફરી કહ્યું "પેલા તમારી જોડે બેઠા હતા તે કોણ હતા ?

"મારા કાકાની બક ! " મે જવાબ દીધો ને ક્ષણભર એ દિંગમૂઢ થઈ ગયા

' ને ગેલા તમારી સામે હતા તે ! '

" મારા કાકાનો ઘોડો, " મે શૂન્ય દૃષ્ટિએ આકાશ સામું જોઈ જવાબ દીધો

'તે બને એક બીજા સામે ઘુરકતા કેમ હતા?"

" જો, સાભળ ! " મે જોરમાં એને ચાપટ મારતાં કહ્યું ' એ બધા મારી ફોઇના કુતરાઓ છે તે મારામારી કરતા રામલાલને ગેટ પર લઈ ગયા. "

" રામલાલ કોણ ? " એણે પૂછ્યું

" માલિક ! " બરાડો મારી ભયકર અવાજે હું બોલ્યો.

'રામલાલને ગેટ પર લઈ ગયા પોલીસ તેને પગે કરડ્યો. એટલે રામલાલને ઝેર ચડ્યું ને રામલાલ મરી ગયો મગનલાલ માટે આજીવું થામ ફોજદાર પાઇ ગયો. એટલે ગીમનલાલે ફોજદારને ડાકું બક્યું. ફોજદારે દાંત કચકચાવ્યા એટલે શીપાઈએ તેને ચૂપ બેસી-આમ" કહીને એ-અની બળપૂર્વક એમનો હાથ પકડી મચડવા માંડ્યો જાડ્યો મારી હાથ છોડી એમણે ઘર તરફ ચાલવા માંડ્યું

× × ×

મારા કાકી માને છે કે અમારા ભાતિથી અમારું શહેર છોડી જરા વહેલા ચાલ્યા ગયા ને બહુ પ્રસન્ન થઈને ગયા હેય એમ પણ એમને લાગ્યું નહિ આ બધાનું કારણ હું જ છું એમ હજીએ એ માને છે. પણ માણસ સત્યને સમજવા જ ન માગે તેનો શો ઉપાય !

# ઉગતો ચંદ્ર

આથમે પશ્ચિમે ભાનુ, પૂર્વમાં શશી ઉગતો;
તેજનો ઈશ્વરી પૂંજ. અંધારે સરતો હતો.

પક્ષીનીનું હૃદય રડતું નીંદ ખોળે સુતું જ્યાં,
કૌમુદીનું મુખ્યથી નીરખી હૈયું હેલે ચડયું ત્યાં,
આંબાડાળે ટહુકતી હતી કોયલો સુસ્વરે જ્યાં,
રાત્રીએ ત્યાં ધુવડ રડતાં શોક શાંતિ છવાયાં.

દિનાનાથ જતાં સૃષ્ટિ સમાધિ શોકની ધરે;
આકાશી શોકના આંસુ તારકા ઝળકી રહે.

વીચી પ્હેલું જો ઉછળી રહે છે,
આલિંગવાને શશી-ઉર સાથે;
શશી છતાંયે નવ નીરખી તે,
કૌમુદી-ઘેલો બનીને ભમે છે.

રાત્રી તું પુણ્યની ધાત્રી, શ્યામતા કાં ઉરે ધરે?
પુણ્યને શ્યામતા કેવી? શ્યામતા પાપને ઘટે.

જયન્તિલાલ દેસાઈ

# લાલો અને દીવાળી



[ સૌરાષ્ટ્રની એક ગ્રામ્ય પ્રેમ કથા ]

લેખક :
શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા.
બી એ.

જુનાગઢ રાજ્યનું ગિર જંગલ તેમાં ઉત્પન્ન થતા તથા વસતા અને ચારે પામ ઘુમતા ભયાનક સિંહોને લીધે કોઇ શિકારીથી તો ભાગ્યેજ અજાણ્યું હશે. એ સિંહ આહાર મેળવવાને ત્યાંના વસ્તીવાળા ભાગોમા પણ કવચિત્ કવચિત્ પગપેસારો કરે છે ને રબારીઓ તથા માલધારીઓના જનાવરોનો ભાગ કાઢે છે. કોઇ કોઇ જનાવર સંધ્યાકાળ સુધીમાં ચરીને પાછુ નથી આવતું તો તેના ધણીને તત્કાળ ફાળ પડે છે ઘણે ભાગે તે આ સિંહનું ભક્ષ થયેલુંજ બીજે દિવસ જણાઈ આવે છે. આવી હકીકત છતાં રબારી લોક હિંમતથી નેસડા બાંધીને ત્યાં પુષ્કળ ગાયો ભેંસો વિગેરે સાથે સહ કુટુમ્બ વસે છે કેમકે તેમના માટે ચારો ત્યાં મનમાનતો મળી આવે છે ને તેથી કરીને એ જનાવરો હુષ્ટપુષ્ટ બને છે તથા દુધ ઘી પણ મ્હોટા પ્રમાણમાં આપે છે કેટલાક પાડાનાં શરીર તો એવાં ભરેલા હોય છે કે તેના ઉપર નજરે માખ જેવું ઠેરાતુંજ નથી અને તેના માથાનો તથા શીંગડાનો આકાર ને ભરાવો કેટલીક વાર ભયંકર રૂપ ધારણ કરે છે. એવા એક પાડાનું કૃત્રિમ મસ્તક જુનાગઢ નગરમાં સંગ્રહસ્થાનની અંદર રાખવામાં આવ્યુ છે તે જોતાં મહાકાળિના કે યમના મહિષના સ્વરૂપનું સાક્ષાત ભાન થઇ આવે છે. ત્યાંની ભેંસો પણ તેવીજ જબરી હોય છે ને તેની સાથે એવી હિંમતવાન હોય છે કે રાત્રે પસર ચરાવવા નાના બાળક તેમને લઇ જાય છે ત્યારે બાળક એકાદ ભેંસની વિશાળ પીઠ ઉપર નિરાંતે ઉંઘ્યાં કરે છે—ભેંસો ચર્યા કરે છે ને આનંદ કરે છે પણ અચાનક સિંહની ગર્જના સંભળાય છે તો ચારપાંચ ભેંસો ભેગી થઇને પેલા બાળકની રક્ષા કરે છે ને સિંહની સામે પોતાના મજબુત શીંગડાથી એવા જોરથી લડે છે કે તેનું કંઇ જ ચાલતું નથી ને તેને આખરે ભાગી જવુ પડે છે. કદાચ તેની છાતી શીંગડાંથી વીંધાઈ પણ જાય છે

જેવા પાડા તેવાજ આ બળદ પણ ત્યાંના વખણાય છે. તેમના ભરાવદાર ગોળ મરોળ શરીર, માંસલ ખુંધ અને અતિશય વજનદાર પેટ છાતી મસ્તક વિગેરેને લીધે તેમની કાયા પ્રચંડ સ્વરૂપ ધારણ કરે છે ને એવો કોઇ મદોન્મત્ત ડોલતો ડોલતો સામે આવતો હોય તો તેની હડફેટમાં ન આવવાની સૌ કોઇ તજવીજ કરે છે.

રબારી લોક પશુ લઇને ચરાવવા જાય છે

તેમાં એકાદ આવું ઉચ્ચકોટિનું પ્રાણી હોય છેજ અને તેને લીધે ત્યાંના વાછરડાં બચપણથીજ, ખડકાળવાળાં જન્મેલાં હોવાને લીધે, બહુ બળવાન બને છે.

પોતાના પ્રત્યેક જાનવરને રબારી સારી રીતે ઓળખે છે ને તેનો શબ્દ સાંભળી તેના ભણી દોડી આવે છે અન્યોન્ય પ્રીતિ ઉત્પન્ન થવાથી એક બીજા સાથે તેઓ ગેલ કરે છે, અને ધાવવાનું મન મનનું મૂકી દઈ બચ્ચા પણ ધીમે ધીમે અસાધારણ બળવાળા થવા માંડે છે

ત્યાંના એક નેસડામા લાલો નામે રબારી રહેતો હતો તેની પાસે સામટા જનાવરો હતા તેથી તેની ન્યાત જાતમા તે પટેલ જેવો થઈ પડ્યો હતો. નાનપણથી તેનું શરીર ભવ્ય, પ્રચંડ, ભરેલું અને રોબદાર હતું–તેની ચાલ પણ મોહક હતી ને તેના ચેહેરાની ક્રાન્તિ જોનારને સ્વભાવિક સ્નેહ ઉત્પન્ન કરાવે એવી હતી. વિશાળ છાતી, મજબુત ભુજ–દંડ, અને કમાયલી કાયા ભલભલા પહેલવાનને પણ અદેખાઈ ઉપજાવે એવાં હતા નાનપણથી તેને પોતાનાં જાનવરોના બચ્ચાં જોડે રમતમાં કુસ્તી કરવાની ટેવ હતી તેથી વગર હથીઆરે પણ તે તેમને દબાવી હરાવી શકતો. આ બધાની અંદર એક નાના સાંઢ જોડે તેને વિશેષ પરિચય પડ્યો હતો તેને ખાવા પીવાની તે બહુ સંભાળ રાખતો ને તેના ઉપર વહાલ કરતો તે એ પ્રાણીના સમજવામા આવતુંજ હોવું જોઈએ કેમકે જ્યાં લાલો તેને બોલાવે ત્યા તે જતો ને બીજાની સામે માથું ધરી શીંગડાં નીચા કરીને લડવા તૈયાર થતો હોય ત્યા લાલો હાકલ કરે એટલે ગાય જેવો નરમ ઘેંસ બની જતો ને ને આવીને તેને પંપાળે રૂપાળે હાથ ફેરવે, એટલે ખુશી ખુશી થઈને તેને ચાટતો મ્હોટો થતો ગયો તેમ તેના સુરુચિર આકારની તથ અસામાન્ય બળની ખ્યાતિ આસપાસ ફેલાતી ગઈ અને એકાદ સુધારવા માટે તેના ઓળખીતા ઘણીવાર તેની માગણી પણ કરતા તેથી કેટલીક વખતે લાલાને તેને લઈને તેટલુ દૂર પણ જવું પડતુ

એવા એક પ્રસંગે લાલો તેને બહાર લઈ ગયેલ ત્યાથી પાછા ફરતા વરસાદ મુસળધાર તુટી પડ્યો ને નદી નાળાં છલકાઈ જવા લાગ્યા તેથી લાલાને પાછા ફરવામા વિઘ્ન આવી પડ્યું પણ તેને ઓળખનારે એક મજબુત હોડી તૈયાર કરાવી ને તેમ એ સાંઢને મહા મુશ્કેલીથી લાલાએ પટાવી પટાવીને ચઢાવ્યો. પણ એ કંઈ સખણો રહે ? જરાક હાલે તો હોડી ઉંધી વળી જાય. તેથી લાલાએ મજબુત દોરડા મંગાવીને તેને પાટીયાં સાથે બાંધી રાખ્યો પણ આમ પોતાની ગતિ રૂંધાવાથી તો તે ઉલટો વધારે ચીઢાયો ને બુમે બુમ મારવા લાગ્યો માત્ર લાલો તેની કને ઉભો રહેતો ત્યારેજ એ નરમ પડતો એના શ્વાસોચ્છવાસજ એવો જોરદાર હતો કે તેથી ભલભલા ડરી જતા ધીમે ધીમે હોડી તેના ગામ ભણી હંકરાઈ ને કેટલીકવારે તેના ગામ પાસે ઉતરવાની જગ્યા આવી પહોંચી ત્યા તો સાંઢે એટલુ તોફાન કરી મૂક્યુ કે ન પૂછો વાત હોડીને સ્થિર કરી એટલે લાલાએ પેલાં દોરડા છોડવા માંડ્યા ત્યા તો આ ઉતાવળો થઈ ગયેલો સાંઢ એવા જોરથી કુદ્યો કે લાલાનેજ તેની હડફેટ વાગી ગઈને તેથી તે તેને રોકી શક્યો નહી જમીન જરા દુર હતી તેથી સાંઢે તો પાણીમાંજ ઝંપલાવ્યુ ને વહેણના જોરથી તે તણાવા લાગ્યો તે જોતા લાલો પણ પાણીમાં કુદી પડ્યો ને તેની પાછળ તણાવા

માટે કોને આટલી લાગણી થઈ હશે તે તે સમજી શક્યો નહિ. પણ બન્નેની નજર ભેગી થઈ ત્યાં લાલાએ ઓળખી કે એ તો દીવાળી છે !



"હું ક્યારની તમારી વાટ જોતી હતી.

દીવાળીના સુંદર વદન ઉપર આ વેળા આનંદ છવાઈ રહ્યો હતો. તે બાળાને જોતાંજ તેને વધાવી લેતી હોય તેમ 'આવી પહોંચ્યા !" એવો પ્રશ્ન કર્યો "હું ક્યારની તમારી વાટ જોતી હતી." લાલાને એમ થયું કે મ્હારે માટે તો એ નહિ જ આવી હોય. કોણ જાણે એને કોઈ અવળું જ ભૂત ભરાયું તેથી તે ઉલટો પ્રશ્ન કરવા લાગ્યો કે "સાચું બોલ ! તું કોની વાટ જોતી હતી ?" આથી બીચારી ગભરાઈને પાછલે બારણેથી નાશી ગઈ. લાલાએ સાંઢને બાંધ્યો ને તેને સારૂ ઘાસ વિગેરે આપ્યું. પછી તે વિચારમાં પડ્યો કે કોઈ દહાડો નહિ ને આજ એ મ્હારે ત્યાં ક્યાંથી ! નાનપણમાં તો સાથે રમેલા એ વાત તેને યાદ આવી પણ ઘણા કાળથી તેને જોયેલી નહિ તેથી એ લગભગ ભુલી પણ ગયો. હવે દીવાળી પણ માબાપ વિનાની થઈ ગઈ હતી તેથી તેની પરણેલી મોટી બેન જોડે દૂર કોઈ ગામમાં રહેતી હતી તેની સાથે ઉછરી હતી. કેટલીક વાર તેણે લાલાને પાકો કોઈ મેળામાં જોયો હશે તેથી તેના મનમાં એ વીર પુરૂષને માટે સદભાવ થયો હશે પણ લાલાને તેની ખબર હોય ? લાલાને તો એ વાત પણ પાછી ધીમે ધીમે વિસારે પડતી ગઈ ને પોતાના કામમાં મચ્યો રહેતો. કોઈ વાર કહીં મજુરીએ પણ જતો ને સુખમાં દિવસો નિર્ગમન કરતો હતો. તેવામાં એક વાર વળી પાછો ગાજવીજ સાથે વર્ષાદ જોરથી તુટી પડ્યો. કાચા પોચા મકાન પણ તેના ઝપાટામાં ઉડી પડ્યા ને કેટલાક જણ નિરાધાર બની ગયા. તે દિવસે દીવાળીને કંઈક ઈશ્વરીજ પ્રેરણા થઈ આવી હશે તેથી લાલાનુ મકાન કેવી સ્થિતિમાં હશે તે જોવાને તે એકલી વર્ષતા વર્ષાદમાં છાનીમાની પોતાને ગામથી નિકળી લાલાના નેસ પગે મહામુશીબતે આવી પહોંચી. રસ્તામાં કાદવ, કિચડ પાણીના ધોરીયા ને ઉખડી પડેલાં ઝાડનાં થડ તથા

ખાપરાના નળીયા, વિગેરેની નડતર એટલી હતી કે કાચા પોચાનું તો મન પણ હારી જાય. પણ દીવાળી બધાથી જુદી જ હતી ભય કેવો હશે તે તે સમજતીજ ન હતી. લાલાના નેસ પાસે આવીને તેણે જોયુ તો સદભાગ્યે તે આબાદ હતો. પણ તેમા કોઇનો સંચાર તેને જણાયો નહિ. તેણે ધારી ધારીને



જોયું પણ તેમ ખાલી જ લાગ્યો આવી વખતે લાલો ક્યાં હશે ! તેનું શુ થયુ હશે ! તે સાજો નમો હશે કે નહિ એ વિચારે તેનું પ્રેમાળ હૈયુ કંપવા લાગ્યુ. પાસે પેલો સાંઢ બાંધેલો હતો તે એને પૂર્વ પરિચયને લીધે ઓળખતો હતો. સાંઢને એણે કોણ જાણે શાએ વિચારથી છોડયો ને તે પણ તેની સાથે જ આ દુર્દિનની કાષ્ટમય દશા ભોગવતો ચાલ્યો સાંઢ કોણ જાણે કેમ અત્યારે થર થરતો હતો તેથી દીવાળીનો કોમળ હાથ તેના શરીર ઉપર પડતા જ તેને કાંઇક આશ્વાસન મળ્યું પોતાના સ્વામીની સ્થિતિ વિશે તેને કંઇક ઝાંખી પ્રેરણા થઇ હશે કેમ તે તો એ જાણે. પણ બન્ને જણ એક જ વિચારથી લાલની શોધમાં ચાલ્યા રસ્તો ક્યાંઇ ગયેલો જણાતો ત્યાં આ અચાનક પ્રાણી પોતાની બુદ્ધિને બળે માર્ગ કરતો કેટલેક દુર ગયાં ત્યાં અંધારામાંથી તેમને કંઇક પદાર્થ હાલતો દેખાયો. સાંઢ તો સ્તબ્ધ બનીને ઉભો જ રહી ગયો દીવાળી-એ ધારી ધારીને જોયું તો તેને મનુષ્યનો આકાર પગ વિનાનો નજરે પડયો તેથી તે કંપી. તેવામાં વીજળીનો ઝબકારો થયે તેથી તેને ખાત્રી થઇ કે આ તો ડાઘો જ છે. સદભાગ્યે પણ તેને ને પોતાના



લાલાનું શરીર કાદવના ખાડામાંથી ઉપર આવતું ગયું

માલિકને ઓળખી કાઢયાં. તેણે તરત જ દીવાળીને પોતાના ભણી આવતી હતી તેવામાં ખૂમ મારીને રોકી દીધી: "ખબરદાર એક ડગલું આગળ ભરીશ તો મુઈજ જાણજે. ડુંગારામાં ખુચી ગયો છું બ્હાર નીકળવાનો જેમ મહેનત કરું છું તેમ તેમ અંદર વધારે ઉંડે ઉતર તો જાઉં છું. મ્હેં તો ધાર્યું હતું કે અહીં હવે મારા દી પૂરા થવાના. આવા વખતે મદદ પણ કોણ કરી શકે!

બૂમ પાડું તો સાંભળે પણ કોણ ? ભગવાન ત્યારે ભલું કરજો કે તું અણીની વખતે આવી પહોંચી "

દીવાળી નિડર છતાં આ સ્થિતિ જોઈને જરા ગભરાઈ ગઈ તેના પોતાના બળથી તો આવા કિચડમાંથી એ મરદને ખેંચી કાઢવાની આશા વ્યર્થ હતી. જો પોતે હાથ પકડવા જાય તો એની પણ દશા એવી જ થવાની એ હવે એના સમજવામાં આવ્યું પણ તે ક્ષણે એને વિચાર આવ્યો તેથી તેણે લાલાને પૂછ્યું "તમારી પાસે દોરડું બોરડું છે ?"

એ મરદને ખેંચી કાઢવાની આશા વ્યર્થ હતી. જો પોતે હાથ પકડવા જાય તો એની પણ દશા એવી જ થવાની એ હવે એના સમજવામાં આવ્યું. પણ તે ક્ષણે એને વિચાર આવ્યો તેથી લાલાને પૂછ્યું

લાલાએ હા પાડી પણ કહ્યું કે " તે બહુ ટુંકુ છે ને ત્યાંસુધી પહોંચે એવડું નથી. "

" તમારી પાસે છરી બરી છે ? " દીવાળીએ બીજો પ્રશ્ન કર્યો.

લાલાએ હા પાડીને મહામુશીબતે પોતાના ચોરણા સાથે બાંધેલી છરી છુટી કરીને દીવાળી ભણી ફેંકી સારે ભાગ્યે તે તેના હાથમાં આવી ગઈ સાંઢ તો ટગર ટગર જોયાંજ કરતો હતો ને કોતરેલો હોય તેમ ત્યાં સ્થિર ઉભો હતો હવે દીવાળીએ પોતાનો ઘાઘરો શરીર ઉપર વીંટેલો હતો તે કાઢ્યો ને છરી વડે તેના ચીરા કરવા માંડ્યા. ચીરાને તે ગુંથતી ગઈ ને ગાંઠો વળતી ગઈ. એમ તેણે તેનું એક દોરડું બનાવ્યું ને તેને છેડે એક મજબુત ગુંચવનો ફાંસો બાંધી દીધો ને ગાળો પોતાના હાથમાં રાખી છેડો લાલા ભણી ફેંક્યો. લાલે એ દોરડા સાથેનું લાકડું ફેરવી ફેરવીને વળ ખુબ ચઢાવ્યો. ત્યાં તો દીવાળીએ ગાળો પેલા સાંઢના ગળામાં ભેરવી દીધો ! સાંઢ જરા ગભરાયો પણ દીવાળીએ તેને ખેંચવા માંડ્યો. લાકડીઓ પણ મારવા માંડી. કિચડમાં પડેલી ભાગે કાયાને બ્હાર ખેંચી કાઢવી એ કઈ સ્હેલ વાત છે ? સાંઢે બળ બહુ કર્યું. દીવાળી તેને ઉશ્કેરતી ગઈ. આખરે પ્રભુકૃપાથી સાંઢ ફાવ્યો ને ધીમે ધીમે ચાલવા લાગ્યો ત્યાં લાલાનું શરીર કાદવના ગારામાંથી ઉંચે આવતું ગયું, ને તે આગળ તણાવા લાગ્યો. જરાક કઠણ જમીનપર આવ્યો ત્યાં તો એ મલ્લ જેવો પાછો ઉભો થઈ ગયો. અત્યારે તેનું સ્વરૂપ વિચિત્ર બની ગયું હતું. કેડની નીચેનો ભાગ તમામ ખરડાઈ ગયેલો ને કાળો મેશ બની ગયેલો—પણ ઉપરના કડીયાનો તથા માથાના ફેંટાનો ભાગ તદન સફેત. જેવો તે દીવાળીની પાસે આવી પહોંચ્યો તેવો દીવાળીએ તેનો હાથ ખેંચીને સારી જમીન પણ નજીક હોવાથી ત્યાં સ્થિર કર્યો હવે તેના હર્ષનો પાર ન રહ્યો. પોતાને માટે પ્રાણાર્પણ કરવા તત્પર થયેલી,—આવી ભયાનક રાતમાં વરસાદની ઝડીની અને પોતાના શરીરની તેમજ લોક લજ્જાની અવગણના કરીને તેની શોધમાં નિકળી પડેલી આ બાળાના સાહસને માટે તથા તેના અંતઃકરણમાં ઉછળતી પ્રેમાળ વૃત્તિ માટે લાલાને બહુ માનનો ઉમળકો આવે એ કંઈ અસ્વાભાવિક ન હતું. તે સમજ્યો કે તે દિવસ પોતે રાતે ઘેર આવ્યો ત્યારે એ આવેલી તે પોતાનેજ આવકાર દેવાને તેની બાલ્યાવસ્થા પણ હવે તેને સાંભરી આવી. કોઈ કોઈ વાર સ્નિગ્ધ નમનથી છુપપણથી લાલાને એણે નિહાળેલો તે વેળા લાલાને કંઈ લાગણી થયેલી નહિ પણ હવે બધું સ્વપ્નવત સાંભરી આવવાથી તે ચમક્યો—આજ સુધી તે બેદ-

# સૂંઘ્યા ને

[મિશ્ર હરિગીત]

વિભુ આજ! સૃષ્ટિ પેખતાં
કર એજ નિધિમાં બોળજે
રસકસ ભરી
સ્મિત મય કરી
નિજ અંજલિ તુષ છાંટજે !–
સર જે ભરેલ દયા અને અમૃત તણું
તે તેજ અખૂટ આશ તેમ અમરપણું
વસમાજને એ ન્હાનડી તુજ અંજલિમાં આણજે
આ હશા ઝરમર સ્નેહથી સૌ વૃષ્ટિનું વર્ષાવજે!

: ૨ :

વ્યોમ ચંદ્ર રવિ અને સરવજે
ને ક્ષેત્ર ઉપવન સૃષ્ટિમાં તે
ખૂબ શ્રમ લઇ
સર્જન કરી
પછી સત્ય સ્નેહ જણાવી દે !–
કવિ સાક્ષરો મંથન કરી જે નિરખવા ધાય છે
તવ એ કૃપા અંજલિ વિના ખતા ખૂબ ખાય છે
તો પ્રેમ સહ એ અણમૂલી ચાહતા જે સર્વએ
તુજ અંજલિ સિંચન કરી વિભુ શાંત કરજે એમને

: ૩ :

તુજ રંગ સર્વ બતાવજે
જે મિશ્રણે બળતા બધે
રવિ મલકતા
સુખ અરપતા
તુજ મેઘ ધનુષ્યો તાણજે !–
અણુ માત્ર જીવનાં સામ્ય સૌજે પૂર્યાં
જગ અખિલ આત્મ વિષે જે એ સ્ફુર્યાં
એ સમાનતાના પાઠ એકએક સ્મૃતિમાં અર્પજે
તુજ મ્હેર અંજલિજે ભરી અમૃત થકી તે છાંટજે!

: ૪ :

આ સૃષ્ટિ ઉદ્દભવ્યા તણાંએ
સત્ય સઘળાં સમજાવજે
ફૂર ફરકતી
સૌ મલકતી
પસ સંગ્રહી સિંચાવજે !
એ અંજલિમાં અમૃત રૂપી વારિ સમાવતાં
વારિ ભીના તુજ જીવ સહુએ બનાવતાં
આ અર્જ અંતરમાં લહી ચિન્તન કરી એનું સહી
એ અલભ્ય અંજલિ આજ વિભુ સુલભ બનાવજે

ઇન્દુકુમાર શહેરાવાળા.



# એક વર્ષ માટે મનાઈ છે



[ એક યુવાનના કરુણ જીવનની હાસ્યકથા ]

લેખક: રહ. સાદીક

કામ ધંધો નથી., એનું કારણ લગે પણ હું જાણતો નથી. જેમ જેમ સવાર થાય છે તેમ તેમ હું વધુ ને વધુ બેકાર થતો જાઉં છું હજી તો હું કોલેજમાં ભણતો હતો એટલામાં મારા પૂજ્ય પિતાશ્રી મારુ શું થશે ને શું થતું જોઈએ એનો વિચાર કે નિર્ણય કર્યા વગર બપોરના વખતે મરી ગયા. રૂ. ૫૫૦ નો વારસો એમના મરવાથી મળ્યો મારા જીવનની શરૂઆત આમ થઈ કોલેજ છોડી વેપાર કરવા નિકળ્યો તેમાં ફાવ્યો નહી, મારી જેવી તુટવાની ગઈ. હાર્યો જુગારી બમણું રમે અને હાર્યો ,વેપારી નોકરી કરે એ નિયમે હું નોકરીની શોધમાં નિકળ્યો માંડ માંડ એક નોકરી મળી, પણ મારા શેઠના માનવંતા મહેતાજીએ ખુશામતખોર ખાનગી મંત્રીએ, વાચાળ કવાર્ક, હરામખોર હમાલે માનીતી આયાએ, દુષ્ટ દાસી વગેરેએ સંપબળ વાપરી આઠમેં દિવસે મને નોકરી પરથી કઢાવી મૂકયો. કારણ હું જાણતો નથી. બીજી નોકરીએ ગયો ત્યા શેઠાણીએ શાક ,લાવવાનું ,કહ્યુ. 'હું ઓફીસના કામે નોકરીએ રહ્યો છું, ઘરનું કામ કરવા નહીં', મેં એટલુ જ શેઠાણીને કહ્યું અને બીજે દિવસે એ નોકરી પરથી પણ રજા મળી, પગાર ન મળ્યો. બીજી બે ત્રણ નોકરી મારું ભાગ્ય ઘસી જોયું. જરાએ ચળકે નહીં. એકે તો પગાર જ નહીં આપ્યો, બીજાએ પગાર આપતાં તમે આ કર્યું નહી અને તે કર્યું એવા મારા વાક કાઢી રૂ ૩૦ ના પગારમાથી રૂ. ૧૦ નો દંડ કરીને રૂ ૨૦ મારા હાથમા આપ્યા. ત્રીજાએ પગાર આપ્યો ને સાથે સાથે રજા પણ આપી પગારમા બે રૂપીઆ સાવ ખોટા હતા, એક પાંચની નોટ મેલી અને ફાટેલી હતી. એ વટાવતા મારો અર્ધો જીવ ગયો મને લાગ્યુ કે હવે વધુ નોકરીઓ કરવામાં સાર નથી. સ્વતંત્ર કામ કરું તો વધુ સારું એવુ વિચારીને કાપડની ફેરીએ નિકળ્યો બીજે દિવસે જુનેશ્વર ઉપર કાપડ વેચવા જતો કેટલાક વોલીનટીયરોએ મને રોકયો લોકો ભેગા થયા. કાપડનું પોટલુ તેઓએ ઝુટવી લીધું. તેમની પાસેથી વાનર સેનાએ આચકી લીધું. આ બધુ શુ થઇ રહ્યું છે; એનો વિચાર કરું તે પહેલાં વાનરોએ મારી આખી મુડી બાળી મૂકી. તે પછી કાપડની ફેરી નહીં કરવી એવા રોટલા બદલ સોગન ખાઇ ઘરની ખુરસી, લોખંડની સાણસી, કાંચના ગ્લાસ, શરીર પર હતા તેના કરતા વધારે લુગડાં વેચી આઠ રૂપીઆ ઉભા કર્યાં, અને તેમાંથી પરચુરણ વેચવાની વસ્તુઓ ખરીદી એક ફુટપાથ પર વેચવા બેઠો સવારના આઠથી સાંજના ચાર વાગ્યા સુધી–

માં દોઢ રૂપીઆનો માલ વેચ્યો ત્રણ આનાનો એમાં લાભ થયો. પણ સાડા ચાર વાગ્યા કે એક મોટર ભોંભોં કરતી આવી. તેમાંથી ચાર પાંચ સાત માણસો મારા વેચવાના સામાન પર તુટી પડયા. તેઓ બધુ ખરીદી લેવા મારો બધો સામાન સપાટાભેર ઉંચ-



મને લઈ બે પાંચ બીજા માણસો ઉભા રહ્યા, બે પાંચને લઈ દસ પંદર, દસ પંદરને લઈ પચાસ સાઠ માણસો ભેગા થઈ ગયા.

કવા લાગ્યા. મને થયું આજે જબરો વકરો થશે. અને તેથી મોટરમાંથી - મારા સમાનપર તુટી પડના-રાઓને જોઈ હું ખુશ થયો. તેઓએ ઝબ્બર કૂપાએ માંગ બધો સમાન લઇ લીધો. મેં પૈસા માગ્યા. જવા-બમાં એકે ધક્કો માર્યો, બીજાએ મને પકડી રાખ્યો, ત્રીજા ચોથા ને પાંચમાએ મારો સામાન મોટરમા મૂક્યો અને પછી બધા હંકારી ગયા મેં. ઘણા ધમપછાડા માર્યા, હતું એટલું જોર વાપર્યું, જોર ખુટતાં, ગાળો આપી; પણ કૈં વળ્યું નહીં. એક એક પારસી ગૃહસ્થ પાસે ફરિયાદ કરતા તેણે કહ્યું, 'આ એ કેં લુંટારા ફુટારા નથી, પન મ્યુનિસિપલિટિના માનસો છે. તમે ફુટપાથ રોકી બેસો તો તમારો સામાન બી ઉચકી જવાનો એવનનો કાયદો છે, સમજિયા કે!" મારા ગુસ્સાનો પાર ન રહેતા રડી પણ શક્યો નહીં-તેથી ચૂપજ રહ્યો.

હવે શું કરૂં તેની ચિંતા કરતો સાંજે ઘેર આવ્યો. આવ્યો અને બેજ મીનીટમા ઘરની નીચે ઉતરી પડયો. ઘરમાં રહી ને શું કરૂં ? બૈરી કહે મને 'આ જોઇએ ને તે જોઇએ, એનું ભાષણ એક બાજુથી સાંભળતો હતો અને દાણાવાળો, ભાડાવાળો, દુધ-વાળો ધોબી, ઘાસલેટવાળો મારા મકાનના બારણા ખડખડાવતા ઉભા હતા. બૈરી કહેતી ફરવા જવું છે, દવા જોઇએ છે આ બધી પચાત મારે માથે તુટી પડે તે અગાઉ ઘર છોડી રસ્તા પર જઇ ઉભો. મને જોઇ બે પાંચ બીજા માણસો ઉભા રહ્યા, બે પાચને જોઈ દસ પંદર, દસ પંદરને જોઇ પચાસ સાઠ માણસો ભેગા થઇ ગયા હું એ બધાંને જોતો બધાં બધાને જોતા હતા. મેં ઘણાને પુછ્યું 'શું છે?' બધાએ બધાને પુછ્યું 'શું છે' ત્યાં પોલીસ આવી 'કાય આહે? ગીરદી કરૂં નકા' અને 'ચલો હટો', કહી હવામાં દંડા ફેરવ્યા. બધા નાસવા લાગ્યા, નાસી શકતા નહીં તેઓ પડવા લાગ્યા પડેલાઓને પડતા મૂકી નાસનારાઓની પાછળ શુરવીર સીપાઇઓ દોડવા લાગ્યા. હું પણ

બધાની સાથે દોડયો પછી એક વિચાર આવતા હીંમત રાખી ઉભોજ રહ્યો પણ પોલીસના માણસો મારી દરકાર કર્યા વગર મારી બાજુમાથી પસાર થઇ ગયા હુ ઇચ્છતો હતો કે ઉઘરાણીવાળાઓની આફતમાંથી બચવા માટે સીપાઇના દંડા ખાઇ મરી જાઉ કે હોસ્પીટલમા જઇ પડુ તો નિરાત વળે પણ જો મારુ ઇચ્છયુ થાય તો ભગવાને ઘડેલુ મારૂ નસીબ ભાગી પડેને? મોડી રાતે ઘેર આવ્યો. સવાર થતાની સાથેજ બહાર નીકળી પડયો. મને ઉંઘ ઓછી આવે છે એવુ કે નથી ઉંઘ તો ઘણી આવે છે પણ પેલા ઉઘરાણીવાળાઓ ઉંઘમાંથી ઉઠે તે પહેલા મારે ઘરમાથી બહાર નિકળી જવુ મને એ વધારે ઉચિત



હુ એકલો જ હતો અને ફરી એકે બાજુએ નહી જોવા આંખો બંધ કરીને દરીઆમા પડતુ મુકયુ



આરોપીની મગજની સ્થિતિ સારી હોવા છતા જાણી જોઇને આપઘાત કરી પોતાનુ ખૂન કરવાની કોશીષ કર્યાના વાંકસર હુ એને તકસીરવાર ઠેરવુ છુ

ભર્યું લાગે છે હશે ઘરથી બહાર નિકળ્યો પણ જાઉ કયા? નજદીકમા એક મફત વાંચનાલય હતુ વિચાર ને ચિંતા કરવા ત્યાં ગયો. 'સાંજ વર્તમાન' વાંચવા લીધુ 'જોઇએ છે ને ધીરવા છે' ની કોલમ શોધવા જતા 'બેકારીનો કાતીલ ડંખ' 'એક પારસી જુવાને કરેલો આપઘાત' એવા શીર્ષકવાળા એક ખબર વાંચી ગયો મને જોઇતુ હતુ તે મળી ચૂકયુ વધારે વાંચવાનુ પડતુ મૂકી સીધો એપોલો બંદર આવ્યો. ચારે બાજુએ જોયુ હુ એકલોજ હતો અને ફરી એકે બાજુ નહી જોતા આંખો બંધ કરીને દરીઆમા પડતુ મૂકયુ તળીએ જઇ પહોંચ્યુ એટલીવારમા બે ત્રણ મોટી માછલીઓએ બચકા ભરી લીધા દરીઆના તળીએ પગ અડાડી ફરી એકવાર પાણી ઉપર આવ્યો. 'બચાવો' ની બૂમ અનિચ્છાએ મારાથી પડાઇ ગઇ કોઇ મને બચાવે કે હુ કોઇને જોઉ તે અગાઉ ફરીને પાણીમા જવા લાગ્યો ચાલો સારૂ થયુ એમ વિચારી છુટકારાનો દમ ખેંચવા જતા ઘણુ પાણી પેટમા ભરાઇ ગયુ તેથી દમ ખેંચવાને બદલે છોડવાનો



'અને આ સેલ્યુ તારો બાપ સુકવવાનો હતો ?' ઉધરાણી-વાળાએ જાત દેખાડી.

પ્રયત્ન કર્યો. એમ કરતા પણ પેટમા પાણી ભરાવા લાગ્યું. આથી હું નિરાશ થયો, હતાશ થયો તે પછી કે' પણ નહીં કરવાનું નક્કી કરી શાંત થયો.

+ + + +

'કેમ, મૂર્ખ ! દરીઆમા તારા બાપનુ શુ દાટયુ હતુ ? શા માટે પાણીમાં પડયો ?'

મારી આંખ ઉઘડી, હું એક હોસ્પીટાલમાં પડયો હતો. ડૉક્ટર કાનમા ભૂંગળી સાથે, નર્સ હાથમા કપની થાળી સાથે, અને એક ઉઘરાણીવાળો ડોળા કકડાવતો હાથમા આંકડા–બીલ સાથે ઉભો હતો.

'બોલ, જવાબ દે !' ઉઘરાણીવાળાએ બરાડ મારી.

'આપઘાત કરવા' મેં ધીમેથી ઉત્તર આપ્યો.

'અને આ સેલ્યુ તારો બાપ સુકવવાનો હતો !' મારી નાક પાસે આંકડો રહ્યુ ... વિવેક કર્યો હું આંકડાને, ઉઘરાણીવાળાને અને મને વારાફરથી જોતો પણ ચૂપ રહ્યો. ડૉક્ટર હસતા હસતા, 'આપઘાત કરવા' બબડયા, નર્સે ખુશ થતા 'તમે એને બચાવ્યો' એમ ધીમેથી ડૉક્ટરને કહ્યું, ડોળા કાઢીને 'ગામનું દેવુ કરી મરવા જતાં શરમ નથી આવતી ?' ઉઘરાણીવાળાએ ફરી જાત દેખાડી કહ્યું. 'શરમ આવે છે તેથી ડુબી મરવા ગયો હતો,' મેં નચીંત થઈને કહ્યું. ત્યાં એક સિપાઈ મને મારે ઘેર લઈ જવા આવ્યો અને એવું ધારી વગર આનાકાનીએ મેં એની સાથે ચાલવા માંડયું. નજદીકમાં એક પોલીસ ચોકી આવતાં એ મને અંદર લઈ ગયો. મને લાગ્યું કે મારા પર દયા આવી હશે એટલે પોતાના ઘરથી કે ખાવાનું લાવી આપશે એણે મને એક જગ્યાએ બેસવાની આજ્ઞા કરી, અને બીજાને મારો કબજો લેવાની સૂચના કરી. એકે મને છોડયો બીજાએ કબ્જો લીધો. અને ત્રીજે દિવસે મને કોર્ટમા ઉભો કર્યો. મારી ઉપર આપઘાત કરી મરી જવાની કોશીષ કરવાનો આરોપ મુકાયો હતો. મેજીસ્ટ્રેટ સાહેબે ચુકાદામાં કહ્યું, 'આરોપીની મગજની સ્થિતિ સારી હોવા છતાં–જાણી જોઈને આપઘાત કરી પોતાનું ખૂન કરવાની કોશીષ કર્યાના વાંકસર હું એને તકસીરવાર ઠરાવું છુ. અને હવે ફરી એવું નહીં કરે એ માટે એક વર્ષ માટે રૂ. ૧૦૦ના હાથ જામીન ઉપર એને છોડવાનો હુકમ કરૂં છુ ' મે હાથ જામીન પર મારી સહી કરી–અને ત્યાથી છૂટયો.

જુઓ તો નસીબ કેવા છે ? આપઘાત કરવા જવાની પણ એક વરસ માટે રજા નહી. જો કોઈ એકસો રૂપીઆની મને ભેટ આપે તો દંડ ભરીને પણ આપઘાત કરવા જવાની મારી લાલચ હું રોકી શકતો નથી. પેલા પારસી જવાનનું નશીબ કેટલુ સારૂ કે પહેલે તડાકે પાણીમાં ડુબી મર્યો; અને હુ અભાગ્યો એની અદેખાઈ કરતો હજી જીવુ છું.

સીધાં પાંદડા પર જામતા બરફનાં બિંદુઓ જેમાં શાખાઓ જંગલના સૌંદર્યની ઝાંખી કરાવે છે. તેમાંયે 'કુર્ફુરસ્ટેનડામ'ના જે રસ્તા પર હું ચાલતો હતો (આ રસ્તો લડાઇ પછી નવો જમાવવામાં આવ્યો છે તે બર્લીનમાં ઘણી રીતે વધારેમાં વધારે સુંદર ને મોહક ગણાય છે) તેની વચ્ચે ટ્રામના પાટાની લગોલગ બન્ને બાજુએ જે બગીચા જેવો હરીઆળો ભાગ અકબંધ સાચવવામાં આવે છે તેના પર પણ બરફની સફેદ ચાદર પથરાય છે ને તે ચારે પાસ ચળકતી વીજળીની જાહેર ખબરોના રંગ બદલાતાં મેઘધનુષ્યના જેવા અનેકવિધ ઓજસથી ચળકે છે.

રસ્તાપર બરફ એક સરખો ઘણા વખત સુધી પડ્યો હતો તેથી પથ્થરની પગથી જરા લપસણી બની હતી. આવા રસ્તા પર મને ચાલવાની ટેવ નહિ હોવાથી મારે લપસી પડવાની બ્હીકથી જરા સાચવીને ચાલવુ પડતુ હતુ પણ બીજા લોકો ટેવાયલા હોવાથી હંમેશની સરળ ઝડપથી ચાલતા હતા. સ્ત્રીપુરુષોની જોડીઓ બહુજ ધીમેથી વાતો કરતી ને જરા જરા હસતી હાથમા હાથ મીલાવી જરા આસ્તેથી પસાર થતી હતી., ત્યારે પુરુષો ને સ્ત્રીઓની જરા મોટી પાર્ટીઓ જરા વધારે જોરથી હસતી ને વાતો કરતી પસાર થતી હતી. ચારે પાસ દુ:ખ કે ગરીબાઇનું તો નામનિશાન દેખાતુ નહતું. બધાયે પુરુષો મોટા જાડા ઓવરકોટમાં સજ્જ થએલા હતા ને બધી સ્ત્રીઓ ફરતી કોળી ડગલી-ઓમાં શોભતી હતી. ઘણીખરીએ તો બરફ ને ટાઢીને લીધે, બરફના ખાસ overshoe સાધારણ જોડા-ઓની ઉપર બીજા લગભગ ઘુંટણ સુધી આવતા ચામડાના જોડા પહેર્યા હતા. આખા રસ્તામા ઠેકઠેકાણે આવતા Bar—બીઅરના બારમાં ને Winestube—વધારે કીંમતી દારૂની ટપુઓમાં—દુકાનોમા સ્ત્રીપુરુષોની જોડીઓ કે મોટી મંડળીઓ અદૃશ્ય થતી હતી. કોઇ ચ્હા કોફી પીવા નાની કે મોટી કાફે Cafe માં પસાર થતા હતા. કોઇ મોટી રાતનું ખાણું ખાવા ગંજાવર જમવાની રેસ્ટોરાંટમાં દાખલ થતા હતા ને ત્યારે કોઇ સહેલાણીઓ નાચરંગનાં મોટાં ભપકાદાર જલસામાં દાખલ થતા હતા. બધાએ જાણે તે ક્ષણેજ આખી જીંદગીના આનંદોલ્લાસનો પ્યાલો ભરીભરીને એકજ ઘુંટડે પીતા હોય એમ લાગતું હતું.

જર્મન લોકો જાડા ટુંકા ને એકંદરે ફ્રેંચ ને ઇંગ્રેજ કરતા કદરૂપા હોય છે એવો ખ્યાલ આપણા દેશમાં હોય છે. આમાં કંઇક સત્ય તો છે જ. લંડનથી બર્લીન આવતાં જાડા પુરુષો ને સ્ત્રીઓનું વધુ પ્રમાણ તરતજ ધ્યાન ખેંચે છે. કેટલાક પુરુષો તો મધ્યમ વયના ને બુઢાઓ તો માથા પર સાફ હજામત કરાવે છે તે છતા જુવાનોને શરમાવે એવા ફેશનવાળાં કપડાં પહેરે છે. તેમ લંડન કરતાં બર્લીનમાં જ્યાં જાઓ ત્યાં જાડી ને ટુંકી સ્ત્રીઓનું પણ મોટું પ્રમાણ ધ્યાન ખેંચે છે. છતાં અહીં આ કાફે કે રેસ્ટોરાંમા, રસ્તાપર કે નાચરંગના જલસાઓમાં ઘણાખરાં સ્ત્રીપુરુષો તો મધ્યમ કદનાં કે પાતળાં, ઉંચા ને ઘાટીલા જ માલમ પડે છે. એમ સમજાય છે કે આ બાબતમાં લડાઇ પછી ઘણો ફેરફાર થયો છે. જર્મનીના ને ખાસ કરીને બર્લીનના પુરુષોએ અને તેમના કરતા પણ વધારે અંશે સ્ત્રીઓએ સૌન્દર્યની નવી ભાવનાને સિદ્ધ કરવાને ઘણીજ મહેનત લીધી છે તે. મારે મારી આંખના અનુભવથી કહેવું જોઇએ કે આ પ્રયાસ

ઘણું અંશે સફળ થયો છે. બર્લીનની સ્ત્રીઓનાં કપડાંની દુકાનોની ઝમઝમની Sumptuous આગળ દિવસે તેમ રાત્રે સ્ત્રીઓની મોટી ઠઠ જામેલી હોય છે. સ્ત્રીઓના કપડાંની મરસ ફેશન માટે હવે બર્લીન પેરીસની હરીફાઇમા ઉતરે છે તેમ બર્લીનનો યુવક વર્ગ રમતગમત ને કસરત માટે જગમશહુર છે, તેમ તેના ઘાટીલા કદાવર ને સુંદ શરીરમાં ને મર્દાનગી ભરેલા ચહેરામા ને જોરદાર તોફાની આંખોમા કંઇ ઓગજ સૌંદર્ય વિલસે છે, ને બર્લીનની સુંદરીઓ ? તેમને માટે તો મારે એક જુદી ચોપડી અથવા એક જુદું પ્રકરણ લખવુ પડશે અત્રે તો એટલુંજ કહીશ આ નાતાલને ટાંકણે રસ્તા પર ચાલતાં તો 'કુર્ફુર્સ્ટનડામ'નો માર્ગ માનીતો રસ્તો જાણે ઓર પ્રકારના રંગવિલાસથી મત્ત બનેલી ને ચારેપાસ હિમ્મતભેર બાહુથ નયનબાણ મારતી અપ્સરાઓથી ઉભરાતો હોય એમ લાગે છે.

આખી બરફ સરોતામા તરતો હું એક Automat-જરા સોંઘે ભાવે ચપોચપ ચહા કોફી ને બીજી ખાવાની ચીજો મળે છે-તેમા દાખલ થનો હતો તેટલામાં ઓચીંતી એક સુંદર લલનાએ મારું ધ્યાન ખેંચ્યું. યુરોપની બીજી પ્રજાઓની માફક જર્મન પ્રજા પણ અનેક જાતિઓના મિશ્રણથી બનેલી છે. તેથી અહીંઆ પણ પુરુષોમા તેમ સ્ત્રીઓમા પણ અનેક રંગના-કાળા, ભુખરા સોનેરી વર્ણના વાળ ને ભુરી માંજરી, તેમ કાળી ભમ્મર જેવી આંખો પણ નજરે પડે છે. આ લલનાની આંખ પે શ્યામ રંગથી ચમકતી હતી. ઘડીભર મારી આંખો તેની આંખો પર ઠરી, મારા કાળા વર્ણ પર તેણે જરા કુતુહલથી જોયુ ને પછી તે પસાર થઇ ગઈ. તેવામા હું જાગૃત સ્વપ્નમા પડી ગયો. તેની કાળી આંખો પરથી મારા દિલમા હિન્દુસ્તાનની સુંદરીઓની તેમના કારાવાસ ને બલિદાનની-ને પરથી સારી હિન્દી જનતાની ઘમઘોર લડતની સ્મૃતિ જાગૃત થઇ. તે નાની હોટલમા હું કડવી કોફી પીતો ગયો તેમ મારા દિલમા ઉંડા કથા-કમા જામેલો આનંદ ઉંડા શોક ને દુઃખમાં બદલાઇ ગયો ને પાછો મારી કોટડી તરફ ચાલવા લાગ્યો. ત્યારે જાણે કે એકલો એકલવાયો કોઇ નિર્જન જંગલમાથી ચાલી જતો હોઉં એમ લાગ્યું—ને જ્યારે કોટડીમાં આવી; કપડાં બદલી, દીવો બુઝાવીને પથારીમાં પડ્યો ત્યારે માત્ર તે જર્મન લલનાના શ્યામ નેત્રનોની ને તેમાં પ્રતિબિંબિત થએલી મારી હિન્દી જનતાના કારમા દર્દની જ છાપ મારા દિલમાં કોતરાઇ રહી

હું કેટલી વારે ઉંઘી ગયો તે મને યાદ નથી પણ સવારનું દુઃખદાયક સ્વપ્નું મને યાદ છે. તે ઉપરથી મને લાગે છે કે હિન્દની વેદના મારી રાત મારા અંતરમા વલોવાનીજ રહી. મુંબાઇના પત્રોમાં જે છેલ્લા સમાચાર વાંચ્યા હતા—વાડીના પ્રહારના ખેડુતોના મહાભિનિષ્ક્રમણના—જંગલ સત્યાગ્રહના—ઉંકરાઓ પર ચાબુકના મારના—ચોપાટી પર ચહેપાખ્યાને કરેલા ઉલ્લા સભા-બંના—સૌ૦ ઉર્મિલા બ્હેનના કારાવાસના—આમ સાગ હિન્દમા ચાલતાં ત્રાસ ને જુલમના—તે બધા દશ્યો સીનેમેટોગ્રાફની માફક મારી આંખ આગળથી પસાર થતા ગયા. આમ કોણીયે વાર સુધી દરાજ રહ્યો. તેમ સ્વપ્ન સૃષ્ટિમા ડું વરોડામા મહાત્માજીના, નાશની જેલમાં પં. જવાહીરલાલના, અંબાલા જેલમા શ્રી વિઠ્ઠલભાઇ પટેલના દર્શન પણ કરી આવ્યો. તેમ બારડોલી ને બોરસદમા મારા જે ખેડુત બંધુઓ ને

લીલાં પાંદડાં પર જામતાં બરફનાં બિંદુઓ જેમાં શાખાઓ જંગલના સૌંદર્યની ઝાંખી કરાવે છે. તેમાંયે 'કુર્ફુર્સ્ટેનડામ'ના જે રસ્તા પર હું ચાલતો હતો (આ રસ્તો લડાઈ પછી નવો જમાવવામાં આવ્યો છે ને બર્લીનમાં ઘણી રીતે વધારેમાં વધારે સુંદર ને મોહક ગણાય છે) તેની વચ્ચે ટ્રામના પાટાની લગોલગ બન્ને બાજુએ જે બગીચા જેવો હરોઆળો ભાગ અકબંધ સાચવવામાં આવે છે તેના પર પણ બરફની સફેદ ચાદર પથરાય છે ને તે ચારે પાસ ચળકતી વીજળીની જાહેર ખબરોના રંગ બદલાતા મેઘધનુષ્યના જેવા અનેકવિધ ઓજસથી ચળકે છે.

રસ્તાપર બરફ એક સરખો ઘણા વખત સુધી પડ્યો હતો તેથી પથ્થરની પગથી જરા લપસણી બની હતી. આવા રસ્તા પર મને ચાલવાની ટેવ નહિ હોવાથી મારે લપસી પડવાની બ્હીકથી જરા સાચવીને ચાલવું પડતું હતું. પણ બીજા લોકો ટેવાયલા હોવાથી હમેશની સરળ ઝડપથી ચાલતા હતા સ્ત્રીપુરુષોની બેલડીઓ બહુજ ધીમેથી વાતો કરતી ને જરા જરા હસતી હાથમાં હાથ મીલાવી આરસ્તેથી પસાર થતી હતી, ત્યારે પુરુષો ને સ્ત્રીઓની જરા મોટી પાર્ટીઓ જરા વધારે જોરથી હસતી ને વાતો કરતી પસાર થતી હતી. ચારે પાસ દુઃખ કે ગરીબાઈનું તો નામનિશાન દેખાતું નહતું. બધાયે પુરુષો મોટા જાડા ઓવરકોટમાં સજ્જ થએલા હતા ને બધી સ્ત્રીઓ ફરતી મોળી ડગલીઓમાં શોભતી હતી. ઘણીખરીએ તો બરફ ને ટાઢીને લીધે બરફના ખાસ overshoe સાધારણ જોડાઓની ઉપર બીજા લગભગ ઘુંટણ સુધી આવતા ચામડાના જોડા પહેર્યા હતા. આખા રસ્તામાં ઠેકઠેકાણે આવતા Bar-બીઅરના બારમાં ને Weinestube-વધારે કીમતી દારૂની, ટવર્નોમાં-દુકાનોમાં સ્ત્રીપુરુષોની જોડીઓ કે મોટી મંડળીઓ અદ્રશ્ય થતી હતી કોઈ ચ્હા કોફી પીવા નાની કે મોટી કાફે Cafe માં પસાર થતાં હતાં કોઈ મોડી રાતનું ખાણું ખાવા ગંજાવર જમવાની રેસ્ટોરાંટમાં દાખલ થતા હતાં ને ત્યારે કોઈ સહેલાણીઓ નાચરંગના મોટાં ભપકાદાર જલસામાં દાખલ થતા હતા. બધાએ જાણે તે ક્ષણેજ આખી જીંદગીના આનંદોલ્લાસનો પ્યાલો ભરીભરીને એકજ ઘુંટડે પીતા હોય એમ લાગતું હતું.

જર્મન લોકો જાડા ટુંકા ને એકંદરે ફ્રેંચ ને ઇંગ્લીશ કરતાં કદરૂપા હોય છે એવો ખ્યાલ આપણા દેશમાં હોય છે. આમાં કંઇક સત્ય તો છે જ. લંડનથી બર્લીન આવતાં જાડાં પુરુષો ને સ્ત્રીઓનું વધુ પ્રમાણ તરતજ ધ્યાન ખેંચે છે. કેટલાક પુરુષો તો મધ્યમ વયના ને બુઢાઓ તો માથા પર સાફ હજામત કરાવે છે તે છતાં જુવાનોને શરમાવે એવાં ફેશનવાળાં કપડાં પહેરે છે. તેમ લંડન કરતાં બર્લીનમાં જ્યાં જાઓ ત્યાં જાડી ને ઠીંગણી સ્ત્રીઓનું પણ મોટું પ્રમાણ ધ્યાન ખેંચે છે. છતાં અહીં આ કાંઈ કે રેસ્ટોરાંમાં, રસ્તાપર કે નાચરંગના જલસાઓમાં ઘણાખરાં સ્ત્રીપુરુષો તો મધ્યમ કદનાં કે પાતળાં, ઉંચા ને ઘાટીલાં જ માલમ પડે છે. એમ સમજાય છે કે આ બાબતમાં લડાઈ પછી ઘણો ફેરફાર થયો છે. જર્મનીના ને ખાસ કરીને બર્લીનના પુરુષોએ અને તેમના કરતાં પણ વધારે અંશે સ્ત્રીઓએ સૌન્દર્યની નવી ભાવનાને સિદ્ધ કરવાને ઘણીજ મહેનત લીધી છે તે. મારે મારી આંખના અનુભવથી કહેવું જોઈએ કે આ પ્રયાસ

ઘણે ભાગે અહીં સફળ થયો છે બર્લીનની શેરીઓના કપ-
ડાંની દુકાનોની ઝગઝગતી shopwindows આગળ
દિવસે તેમ રાત્રે સ્ત્રીઓની મોટી ઠઠ જામેલી હોય છે
સ્ત્રીઓના કપડાની મરસ ફેશન માટે હવે બર્લીન
પેરીસની હરીફાઇમા ઉતરે છે તેમ બર્લીનનો યુવક
વર્ગ રમતગમત ને કસરત માટે જગમશહૂર છે,
તેમ તેના ઘાટીલા કદાવર ને સુન્દર શરીરમા ને
મરદાનગી ભરેલા ચહેરામાં ને જોરદાર તોફાની
આંખોમા કંઇ ઓરજ સૌંદર્ય વિલસે છે, ને બર્લી-
નની સુન્દરીઓ ? તેમને માટે તો મારે એક જુદી
ચોપડી અથવા એક જુદુ પ્રકરણ લખવુ પડશે અત્રે
તો એટલુ જ કહીશ આ નાતાલને ટાંકણે રસ્તા
પર ચાલતાં તો 'કુર્ફુર્સ્ટેન્ડામ'નો મારો માનીતો
રસ્તો જાણે ઓર પ્રકારના આત્મવિશ્વાસથી મત્ત બનેલી
ને ચારેપાસ હિમ્મતભેર જાદુઇ નયનબાણ
મારતી અપ્સરાઓથી ઉભરાતો હોય એમ ભાસે છે.

આખી બરફ સંગેમરમરના તળે હુ એક An
tomat-જ્યાં મોઢે ભાવે ચપોચપ ચવાણુ જેથી ને
બીજી ખાવાની ચીજો મળે છે-તેમા દાખલ થનો
હતો તેટલામાં ઓચીંતી એક સુન્દર લલનાએ મારું
ધ્યાન ખેચ્યુ. યુરોપની બીજી પ્રજાઓની માફક
જર્મન પ્રજા પણ અનેક જાતિઓના મિશ્રણથી
બનેલી છે તેથી અહીંઆ પણ પુરુષોમાં તેમ
સ્ત્રીઓમા પણ અનેક રંગના કાળા, ભુખરા સોનેરી
વર્ણના વાળ ને ભુરી માંજરી, તેમ કાળી ભમ્મર
જેવી આંખો પણ નજરે પડે છે. આ લલનાની
આંખમાં શ્યામ રંગની ચમકતી હતી. ઘડીભર મારી
આંખો તેની આંખો પર ઠરી, મારા કાળા વર્ણ પર
તેણે જરા કુતૂહલથી જોયુ ને પછી તે પસાર થઇ
ગઇ. તેવામા હું જાગૃત સ્વપ્નમાં પડી ગયો તેની
કાળી આંખો પરથી મારા દિલમા હિન્દુસ્તાનની
સુંદરીઓની તેમના કારાવાસ ને બલિદાનની-ને
પરથી સારી હિન્દી જનતાની ઘમઘોર સકતની
સ્મૃતિ જાગૃત થઇ તે નાની હોટલમાં હું કડવી
કોફી પીતો ગયો તેમ મારા દિલમા લેખા કથા-
ઓમા જામેલો આનંદ ઉઠી શોક ને દુખમાં ગરકાઇ
ગયો ને પાછો મારી કોટડી તરફ ચાલવા લાગ્યો
ત્યારે જાણે કે એકલો એકલવાયો કોઇ નિર્જન
જંગલમાથી ચાલી જતો હોઉં એમ લાગ્યુ—ને
જ્યારે કોટડીમાં આવી; કપડાં બદલી, દીવો
બુઝાવીને પથારીમાં પડ્યો ત્યારે માત્ર તે જર્મન
લલનાના સ્થાને નેત્રનોની ને તેમા પ્રતિબિંબિત
થએલી મારી હિન્દી જનતાના કારમા દર્દની જ
છાપ મારા દિલમાં કોતરાઇ રહી

હું કેટલી વારે ઉંઘી ગયો ને મને યાદ નથી
પણ સવારનું દુખદાયક સ્વપ્ન મને યાદ છે. તે
ઉપરથી મને લાગે છે કે હિન્દની વેદના સારી રાત
મારા અંતરમા વલોવાતીજ રહી. મુંબાઇના પત્રોમા
જે છેલ્લા સમાચાર વાંચ્યા હતા—શાહીના પ્રહારના
ખેડુતોના મહાભિનિષ્ક્રમણના—જંગલ સત્યાગ્રહના—
છોકરાઓ પર ચાબુકના મારના—ચોપાટી પર ચઢો-
પાખ્યાએ કરેલા ઉલ્લાસ સભા-બના—સૌ૦ ઉર્મિલા
બહેનના કારાવાસના—આમ સારા હિન્દમાં ગાજતા
શોર ને જુલમના—તે બધા દશ્યો સીનેમેટોગ્રાફની
માફક મારી આંખ આગળથી પસાર થતાં ગયા
આમ કોણીયે વાર સુધી દશ્ય જ રહ્યો તેમ સ્વપ્ન
સૃષ્ટિમા હું યરોડામા મહાત્માજીનાં, નયની જેલમાં
પં જવાહીરલાલના, અંબાલા જેલમા શ્રી વિઠ્ઠલ
ભાઇ પટેલના દર્શન પણ કરી આવ્યો. તેમ બાર-
ડોલી ને બોરસદમા મારા જે ખેડુત બધુઓ ને

ભગીનીયો સત્યયુગના જેવી જે અપૂર્વ લડત અજબ હિંમત ને ચરાતનથી લડી રહ્યાં છે તેમનાં દર્શન તેમની નાની ઝુંપડીઓમાં ખેતરે ખતરે જઇ કરી આવ્યો પણ જેવો એક ઝુંપડામાંથી હું નીકળતો તેવો મને એક કોચનર પોલીસે પકડ્યો.

"કેમ બચ્ચા! આ બધા લોકોને ઉશ્કેરવા તું આવ્યો છે કે?" એમ કહી હું જવાબ આપું તે પહેલાં તો મારા પર તેની લાકડી ને ચાબુકનો વરસાદ વરસવા લાગ્યો. હું જમીનપર આળોટતો ગયો તેમ તેણે વધારે સપાટો મારા પર અજમાવવા માંડ્યો. મારા નાકમાંથી ને મારી પીઠમાંથી પણ લોહી નીકળતું એથી હું ચમકીને ઉઠ્યો કુદ્યો—ને ખરેજ કુદ્યો. મારી પથારીમાંથી ગભરાઈને મારા બીછાના એ દડાને બનુસમાં વીંટાયલો જમીન પર પડ્યો—ને જાગી ગયો.



# મારી નોંધપોથી

લેખક શ્રી ગુપ્ત

તા ૨૦-૫-૨૦

ઘણા વખત પર મારા પર નીચે મુજબનો પત્ર આવ્યો હતો :

શ્રીયુત ગુપ્ત,

તમે ક્યાં સંગુપ્ત થઈ ગયા છો? આજ મહિનાઓ થયા તમારી નોંધપોથીના દર્શન કેમ થતા નથી? સત્યાગ્રહમાં જોડાઈ સરકારના મહેમાન બન્યા છો? અથવા તમારી નોંધપોથી જપ્ત થઈ ગઈ? કે સરદાર વલ્લભભાઈની સલાહ માની તમે તમારા પૈસાટકા, માલમિલકત ને બાળબચ્ચાં લઈ બીજે દેશ ઉપડી ગયા છો? અગર અગાધ કાલસમુદ્રના કોઈ તોફાની તરંગમાં તણાઈ ગયા છો? થયું છે શું—તમારું ને તમારી નોંધપોથીનું

લી.

તમારી નોંધપોથીનો વાચક

મેં એ ભાઈને જવાબ લખ્યો, પરબિડિયામાં બીડ્યો અને પછી સરનામું કરવા ગયો ત્યારે માલુમ પડ્યું કે એમણે નહોતું લખ્યું પોતાનું નામ કે નહોતું આપ્યું પોતાનું ઠેકાણું. અને અજાણ્યા નામ ને ઠેકાણાવાળાઓ માટે પોલિસ જેટલી કાળજી રાખે છે તેટલી કાળજી હું રાખી શકતો ન હોવાથી મે એ જવાબ ફાડી નાખ્યો. આજે ઘણે વખતે પુનશ્ચ હરિ ૐ કરી ફરી—ફરી પાછો નોંધપોથીની પ્રવૃત્તિમાં પડું છું, ત્યારે જાહેરમાં એમની શંકાનું નિવારણ સૌથી પ્રથમ કરી એમને ને એના જેવા કોઈક હોય તો તે સર્વને, જે ખુલાસો માગવાનો તેમને હક નથી, તે ખુલાસો આપી હંમેશના તેમને માન ઋણી બનાવું છું

મે આટલો વખત નોંધપોથી ન લખી કારણ કે મારી નોંધપોથીને આરામની જરૂર હતી. એનો અર્થ એમ નથી, કે મારે આરામની જરૂર હતી. મારે તો આરામની જરૂર નહોતીજ, કારણ કે મારા એકલાની અને એકાદ ડોકટરની બહુમતિ સિવાય, મારાં સગાં વહાલાંઓ, મારા મિત્રો, મારુ ભાગ્ય વગેરેની બહુ મોટી બહુમતિએ સક્રિય રીતે સિદ્ધ કરી બતાવ્યું છે કે મને કદી પણ આરામની જરૂર પડવાનીજ નથી.

પ્રાણીને આરામની જરૂર હોય, જડ વસ્તુને તે હોય? આવી શંકા આ કાળે ઉભી થાય એ સંભવિત છે. માણસ લખતા થાકી જાય. પણ કંઇ કલમ ખડિયો કે શાહી કે કાગળ થાકી જાય? પોલિસ લાઠી ચલાવતા થાકી જાય? છોકરો પથરા મારતો

અને કુતરો પથરા ખાતો થાકી જાય, પણ કંઇ પથરા જાતે થાકી જાય?

, આ પ્રશ્નમાળાનો જવાબ નકારવાચક હોવો જોઇએ એમ આરંભમાં આપણને લાગે. પણ વસ્તુતઃ વધારે વિચાર કરતાં આપણને, શંકરાચાર્ય ને જગદીશચન્દ્ર બોઝના દેશના રહેવાસીઓને, જડમાં પણ ચૈતન્યની પ્રતીતિ ન થાય, તો તેનો દોષ જડ પૂજાપરાયણ પશ્ચાત્યોને દેવો કે આપણા ચેતનમય મગજમાં રહેલી જડતાને દેવો, તે હું કહી શકું એમ નથી. લેખક કલમ, કાગળ, ખડિયો ને શાહી એ સર્વમાં સત્યાગ્રહી, પોલિસ ને હાકી એ બધામાં ઊંદરો, કુતરો ને પથરો એ સૌમા એક સરખું ચેતન રહેલું છે, એ પરમ તત્વ આપણને શીખવાની જરૂર ન હોય. આધ્યાત્મવાદની ઉચ્ચ ભૂમિકાપર ચઢી નીચેના દ્રશ્યમાન જગત્ પર દૃષ્ટિ ફેંકતા આપણને પ્રતીત થવુ જોઇએ, કે કુંભાર, ગધેડો ને ઇટ–મનુષ્ય પ્રાણી ને પદાર્થ એ ત્રણે એકજ ચેતન એકજ આત્મા વડે અનુસ્યૂત છે. એ ત્રણે સમાન ઉત્પત્તિ વૃદ્ધિ, વિનાશ ઇત્યાદિ વિકારો અનુભવે છે. જેમ કુંભાર ઉત્પન્ન થાય છે, જેમ ગધેડો ઉત્પન્ન થાય છે તેમ ઇટ પણ ઉત્પન્ન થાય છે. જેમ કુંભાર ઘરડો થાય છે જેમ ગધેડો ઘરડો થાય છે તેમ ઇટ પણ ઘરડી થાયછે. જેમ કુંભાર વિનાશ પામે છે જેમ ગધેડો વિનાશ પામે છે તેમ ઇટ પણ વિનાશ પામે છે. એટલે એકલા આપણેજ થાકી જઇએ છીએ એમ માનવુ યુકત નથી જેને આપણે જડ તરીકે ઓળખીએ છીએ તે પણ ઘણીવાર થાકી જાય છે. આપણે જડ વસ્તુના થાકવાનો અનુભવ વ્યવહારમાં ઘણી વખત કરીએ છીએ પણ આપણા અજ્ઞાન અથવા થાકી જવાનો ઇનિરો મળી ગયો હોવાના અભિમાનને લીધે આપણે એ સમજતા નથી અને જ્યારે કોઇ જડ વસ્તુ થાક ખાતી હોય ત્યારે આપણે તે બગડી ગઇ છે એમ કહીએ છીએ. દાખલા તરીકે જે કૂંચીથી જે તાળું ઘણી સહેલાઇથી આપણે ઉઘાડદે કરી શકીએ છીએ તે કૂંચીથી તેજ તાળું કેટલીક વાર બિલકુલ ખુલતું કે હેલાતું નથી. અને આખરે હતાશ થઇ આપણે કૂંચી કે તાળું અથવા તો બનેને ફેંકી દેવાના નિર્ણય પર આવીએ છીએ; ત્યારે ત્યાં કોઇ પાસેનો મનુષ્ય આવી પહોંચે છે ને ને તેજ તાળું તેજ કૂંચી વડે રમતમાં ખોલી નાખે છે અથવા દઇ આપે છે ને આવો ગધેડો જીંદગીમાં મેં પહેલીજવાર જોયો એમ દર્શાવતી મુખમુદ્રા વડે આપણા સામું જોઇ હસે છે આવો અનુભવ ઘણાને થયો હશે પણ આમ થવાનું કારણ કોઇને જડયું નથી ખરું કારણ ન જડવાનુ કારણ એટલુંજ છે. કે જડ વસ્તુ પણ કોઇક વાર આરામ લેવા માગે છે એ મહાન સત્ય આપણે કદી જાણતાજ નથી હોતા. બાકી આવે પ્રસંગે આપણે તરત સમજી જઇએ કે કૂંચી કે તાળું કે બન્ને અત્યારે થાક ખાવા માગે છે માટે આપણે હમણા નહિ પણ થોડો વખત રહીને તાળું ઉઘાડીશુ અથવા દઇશુ

આ મહાન સત્ય મને આધ્યાત્મ દૃષ્ટિથી કે કોઇ મહાગુરુ પાસથી સમજાયુ નથી. હજામત જેવી શુદ્ર વસ્તુએ મને એ સત્યનો બોધ કર્યો છે. હજામ થાકી જાય છે, દાઢી થાકી જાય છે, અસ્ત્રો પણ થાકી જાય છે. એ સત્યો હું ઉત્તરોત્તર શીખ્યો.

" કાલે સવારે આવજે–જરા વહેલો હ કે ! મારે બહાર જવું છે, અને દાઢી બહુ વધી ગઇ છે."

" ફકર નહિ, સૌ પેલો તમારે ત્યાં આવીશ," એવો

સવાઈ મારે મારી સામેનીજ ગલીમાં રહેતા એકથી વધારે હજામો સાથે અઠવાડિયામાં બેત્રણ વાર ઘણુખરૂ થતો પણ હજી સુધી એકે હજામે વધદો પાળ્યો નથી બીજે દિવસે સવારના વાટ જોઇ જોઇને હુ થાકી જતો, અને આખરે જ્યારે સામે રહેતા હજામને મેત્રણ ઠ્યાકે શોધી કાઢવામા મરૂ ગ થતો, ત્યારે એ હજામ મારા સિવાયની આખી દુનિયાની હજામત કરી આવેલો ને છેક થાકી ગએલો માલમ પડતો મે નકકી કરેલા દિવસ પછી ત્રીજે ચોથે દિવસે હુ દાઢી સાફ કરાવી શક્તો હજામની આટલા સાન્નિધ્યમા વસવા છતા હજામત માટે મારે ત્રણ ત્રણ દિવસ થોભવુ પડતુ એટલે આખરે કટા ળીને મે હાથહજામતની કલા હસ્તગત કરવાનો વિચાર કર્યો

હજામત તો હજામ સિવાય સૌને આવડે એવી સહેલી વસ્તુ છે, એમ ઘણાના મનમા ઠસી ગએલુ હોય છે ‘ એને શુ આવડે છે—હજામત!’ ‘હજામત કર હજામત !’ ‘ અરે એ તો હજામ છે હજામ !’ આવા હજામ ને હજામતને અપમાનકારક વાકયો સામાન્ય વાર્તાલાપમા આપણે વારવાર વાપરીએ છીએ જેને કઈ ન આવડે તેને હજામત કરતા તો આવડેજ એમ સામાન્યત દરેક માને છે, પણ મે જ્યારે પહેલ વહેલો અસ્ત્રો હાથમાં લીધા ને સાબુનુ ઘર ભેદીને મારી ચામડીને એણે સીધો સ્પર્શ કર્યો, ત્યારે તરતજ ઉરના ઊડા ઊડાણમાથી શરીરની અદર ફરી રહેલા લોહીએ બહાર આવી મને કહ્યુ ‘ તુ હજામ છે હજામ ! તને હજામત કરતા આવડતી નથી ’ અને જરા પણ આનાકાની ર્યા વગર અસ્ત્રો મે મૂકી દીધો ને દુવાનયા માણુનુ ફીણુ લુછી નાખ્યુ છતા હાર્યો જુગારી બમણુ રમે અને હાર્યો હજામ બમણુ ટોચી કાઢે એ ન્યાયે મે હાથહજામતનો હુન્નર શીખવાનો દઢ નિશ્ચય કર્યો હાથહજામતની કળામા ઉસ્તાદ એવા મારા એક પારસી મિત્ર પાસે જઈને મે કહ્યુ ‘ શિષ્યસ્તેઽહં શાધિ મા ત્વા પ્રપન્નમ્ ।’ “ આય મારી આગળ અસ્લોક સાનો ભસી મરેચ ? હુ ગાત દેચ કે બીજુ કઈ લચરી મારેચ તેબી હુ નહિ સમજટો ’ “ હુ તારો શિષ્ય છુ, તારી પાસે આવ્યો છુ, મને શીખવ ” ‘ પન ડીકરી ! હુ બોલે ટો સમજ પડેની કે હુ શુ શીખવા આયોચ ? આમ ગાડાની કાની ગમે ટેમ બોલીયો જાયચ ટેમા ટો ટે કોન સમજે-બજરબટુ ?” મે કહ્યુ “ તારી પાસે હાથે હજામત કરતા શીખવા આવ્યો છુ તુ મને બને તેટલી જલદી એ કળા શીખવ ’ એ બોલ્યો “ ટો એમ સીધુ ભસી મરની કે હુ શેવિંગ કરટા શીખવાને આયોચ. શેવિંગમાં ટો હુ એકસપર્ટ છેઉ. આય ટન વરસડી દહાડામા બે વાર શેવિંગ કરૂચ સવારે ઉઠતા વેર ને સાંજે ગુડા સાથે ફરવા જટા પહેલાં હુ તને એક કનાકની અંડર એની બધી મિસ્ટરી શીખવી દેવસ ”

થોડી વારમા એણે હજામતનો બધો સામાન લાવી મારા આગળ રજૂ કર્યો અસ્ત્રો કેમ બરાબર સાફ થાય તે બતાવ્યુ, આરસી મારી સામે મૂકીને બોલ્યા ‘ ચાલ ડીકરી ! આય બ્રશ લે જોઉ હવે સાબુ ટારી દાઢીએ બરાબર ફીન ફીન થાય એમ લગાવ હ હવે હાથમાં અસ્ટ્રો લે જોઉ ” મે હાથમા અસ્ત્રો લીધો ને દાઢી ઉપર લગાડયો. તરત હાથમાંથી અસ્ત્રો ને ગળામાથી દુઃખની ધીમી બુમ સરી પડયા ‘ ઓઇ ! એમ ઉતાવલ સુ કરેચ ? જો અસ્ટ્રો સીદો બી રાખીઓચ કે નહિ ટે હુ જોઉ ટે પહેલા ટો ટે દાઢી ઉપર ફેરવી બી

દોરો ને સોંઘી બી ડાલિયું." અસ્ત્રો કેમ રાખવો તે એણે મને બતાવ્યું. મેં ફરી આરંભ કર્યો ધીમે ધીમે હજામતનું કાર્ય શરૂ થયું. કોઈક વખત વચ્ચે હોઠમાંથી 'સી'એવો અવાજ નીકળી જતો ને એક વિફળ સાબુને લીધે વધારે ચચરતા ઘાને જોઈને હું નીરાશ થઈ જતો ને એ હુન્નર શીખવાનો વિચાર માંડી વાળતો. "આય સું બેસ્ટ મુરેચ? બેસમુરો મુઓચ, બે સમુરો!" એવા મારા પારસી મિત્રના મંત્રના શબ્દો વડે મારામાં કરણમાંથી વીરરસની સંક્રાન્તિ થતી અને અમે તે ભોગે પણ સરસ હજામત કરતાં શીખવુંજ છે એવો હું નિશ્ચય કરતો આમ ઘણા પ્રયત્ન ને પ્રયત્નથીયે વધારે દાઢી પર ઘાઓ કરીને આખરે હું કંઈકઠીક હજામત કરતા શીખ્યો.

એક દિવસે અસ્ત્રો બિલકુલ ચાલ્યોજ નહિ. તદ્દન નવો હતો જરા પણ બાંડો નહોતો થયો. પચ્ચીસેક વાર મેં ઘસીને તીખો કર્યો, તોયણ સાબુ લૂછી દાઢીને લાલ બનાવવા ઉપરાંત એનાથી બીજું કંઈ પણ થઈ શક્યું નહિ એના કરતાં પેન્સિલ છોલવાનો કે શાકભાજી સમારવાનો ચપ્પુ પણ વધારે સારું કામ કરી શકે એમ મને લાગ્યું આખરે કંટાળીને હું હજામને આશરે ગયો. એણે અસ્ત્રો તપાસીને કહ્યું કે બહુ સરસ છે. અસ્ત્રામાં કંઈ પણ ખોડ નથી. પણ શેઠ! એ તમારા કામ નહિ. નકામી હાયે શા માટે મહેનત કરો છો? તમે એ કરવા માંડશો તો અમે કયાં જઈશું? ઘેર આવી મેં ફરી યત્ન કર્યો કરોળિયાને પ્રસંગ સંભારી મંડ્યો રહ્યો પણ મારી ફજેતી સિવાય કંઈ વળ્યું નહિ અંતે એ વિષે મારા પારસી મિત્રની સલાહ માગી. એણે કહ્યું,' એતો ટાયર્ડ અસ્ત્રો જરી આરામ લેવા માગેચ. આપ આપણી કાળી મેટલ બી થાકી જાયચ ને બે દિવસ રહીને શીવ કરજોની એની મેળે એ પાછો ચાલુ થઈ જશે. અને બે દિવસ રહીને ખરેખર અસ્ત્રો હતો તે કરતા એ વધુ સુંદર થઈ ગયો! આ અને બીજા આવા અનેક પદાર્થોને પણ આરામ લેવાની જરૂર રહે છે.

મારાથી નોંધપોથી આટલો વખત ન લખાઈ તેનું કારણ એ નહોતું કે હું સંતુષ્ટ થઈ ગયો હતો અથવા સત્યાગ્રહમાં જોડાઈ જેલવાસી બન્યો હતો, કે ઉત્તર ધ્રુવના પ્રદેશમાં નાસી ગયો હતો; પરંતુ એનું કારણ માત્ર એટલુંજ હતું કે મારી નોંધપોથી થાકી ગઈ હતી. એને આરામની જરૂર હતી. મારા ગમે એવા પ્રયત્નો છતાં એ લખાવાની ના જ પાડતી હતી હવે એને પૂરેપૂરો આરામ મળી ગયો એટલે.

પણ હવે મારા હાથને આરામની જરૂર હોય એમ લાગે છે.



એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી ગ્રન્થ સપ્રેમ ભેટ.



# બીચારો રાજવી



લેખક : રા. કાન્તિ મ. જોશી

ટાવરમાં બારના ટકોરા વાગ્યા.

અજવાળી રાત હતી. રાજમહેલની ફરતી સર્વત્ર ચૂપકીદી ફેલાઈ ગઈ હતી. સન્ત્રીઓના પગરખાના અવાજ સિવાય કશું એ કાંઈ સંભળાતું નહોતું.

અજવાળી રાત પણ દુઃખી આદમીને અંધારી અમાસ જેવી લાગે, એને ચન્દ્ર પણ તપતો દેખાય. ઠંડા પવનની લહરીઓ પણ ખરા બપોરની લૂ લાગે. અસહ્ય વેદના અનુભવતો, આવે સમયે કોઈ આદમી જરૂર દયા પાત્ર ગણાય નહિ તો બીજું શું? હા, ટાવરમાં બારના ટકોરા થયા. એ અવાજ એને કર્કશ લાગ્યો. આખો દીવસ ઘડી સૂતેલા રાજવી જાગી ઉભા થયા. એ સારંગપુરના રાજવી વિજયસિંહ, એના અંતરમાં આરામ નહોતો. અસહ્ય વેદનાની જ્વાળાના સમ રેખાઓ એના મ્હો પર વીજળીના દિવાથી સ્પષ્ટ દેખાતી હતી. એને સુંવાળી મખમલની તળાઈ અને ગાદીમખમલિયાં ખૂંચતા હતાં. વારંવાર ઉન્હા નિશ્વાસ મુકી એ આમતેમ આંટા મારતા હતા. પળમાં આંકડા ભીડી એ ઉભા રહેતા. પળમાં ભવાં ભીડતા, પગ પછાડતા. એનું અંતરમંથન સ્પષ્ટ દેખાતું. પરિણામે એ થાક્યા હોય એમ લાગ્યું. ટેબલ લેમ્પની સ્વીચ દાબી, નોટ-પેપર કાઢી એ લખવા બેઠા. છાપેલાં નોટપેપર ઉપર ક્યાંથી કે કોણ લખે છે એ કલ્પવું સ્હેલું છે. એ લખવા લાગ્યા:–

રા. રા. શેઠ ... ...ભાઈ, આ પત્ર જોઈ તમને નવાઈ લાગશે પણ ગભરાશો નહિ. પત્રની નીચે સહી કરનાર એક રાજવી છે. તમારા ગામનો રાજા છે. પણ ના એ બધાથી પર હું એક મનુષ્ય છું ને એ હિસાબેજ આ પત્ર લખી રહ્યો છું. પ્રજા અમારામાં ઇશ્વર જેટલી શ્રદ્ધા રાખે, અમારા વચનો તેમના જીવન-મરણનો સવાલ હોય, એટલે સ્વાભાવિક અમારાં પૂજન થાય અમારી માગણીઓ મંજુર રખાય. અમારાં ફરમાનો શીરોમાન્ય કરવાંજ પડે પણ આ બધાંનું કારણ શું? અમારી એવી કયી લાયકાત! અમને ફરમાનો બહાર પાડવાનો પરવાનો શો? બસ, રાજા એટલેજ. અમારા પિતૃઓ રક્ષણને નામે તમારી સેવા કરતા. એટલે તમે અમને મોટા કર્યા. પણ આજ? એથી બધું ઉલટું છે રક્ષણ ને સેવા અમે વીસારે પાડ્યા ને સામેથી આજે અમે એ માટે લાગા દાયેર કર્યા. વિનંતિ મુકી માગણીઓ કરી. માગણીઓ મૂકી કોરડો ચલાવ્યો. પરિણામ કશુંજ નહિ. આ બધા સાથે પરમેશ્વરની કૃપાએ રજા લીધી. ઉલ્લાં વર્ષો કેવાં ગયાં છે એ તમે જાણો છો! રાજ્યમાં વસતા

ખેડુ પાસે આજે અમે ખાવા અન્ન કે પહેરવા લુગડાં રહેવા દીધાં નથી. તેઓને અમે જાડા બનાવ્યા છે, ચાબુકની સોળોથી, તેઓના ગાલ લાલ રખાવ્યા છે, અમારી થાપાટોથી. તેઓને ઘર બાર ને ખેતર છોડાવ્યા છે ઉભી મ્હોલાતો મૂકાવી આજ અમે એને ભિખારી બનાવ્યા છે. સામે થનારાઓને કાછ–રાબના સ્વાદ કરાવીએ છીએ આવા આવા કૈંક જુલ્મે ખેડુઓ આજ હિજરત કરી જાય છે તમે એમ ન માનશો કે આથી અમે અજ્ઞાન છીએ અમારી આંખો ઉઘાડી છે છતા અમે ભર-નિદરનો ઢોંગ કરીએ છીએ. તમારે અમને જગાડવા છે. પણ અમે જાગવાનાજ નથી. ઉંઘતો માણસ જાગે પણ ઢોંગ કરીને પડયો હોય એ શેનો જાગે? આવી વેદનાઓના તો પર પગ છે. ને એ પાપમાથી મૂક્તિ મેળવવા કોઇ કોઇ વાર પત્રો લખી નાખુ છું. ઘણા પત્રો લખ્યા છે ને ફાડી નાખ્યા છે એ કોઇ વાચે, જાણી જાય તો હું બેહાલ થઇ જાઉં, મારી ઉપર એક એવી અજબ સત્તા કોરડો ઝાલી ઉભી રહી છે કે એ કોરડાના ડરે, મારે મુગાજ–મનમાજ ડુમો સમાવવો રહે છે. આગળ મે લખ્યુ કે ઇશ્વરી કૃપા પરવારી ચૂકી છે હા, એમ ન હોય તો બીજુ શું? વરસ ઉપર વરસ નબળાં આવતા જાય છે ખેડુને ખાવા હોય તો અમને આપેને? આજે ત્રણ–મહિનાથી મે આવતા વર્ષની મહેસુલ પણ એકઠી કરી લીધી છે ઝંર્ના રાજ્યના નોકરોને આપવાનો પગાર મારી તિજોરીમા નથી. દેખાવ કરવા ખાતર આમ તેમ મુસાફરીઓ કરી રહ્યો છું.

સદ્‌ભાગ્યે એક રાજ્ય પાસેથી એક પ્રયોગ માટે લોન લીધી છે. પણ વ્યાજના કાંધા ભરાય એટલા પૈસા નથી રાણીઓના દાગીના ઝવેરીઓને ત્યાં પડયા છે આથી ભયંકર દુઃખદ સ્થિતિ કઇ હોઇ શકે? મને હરપળે ચિતા કોરી રહી છે. મારી પ્રજાનુ શું થશે? અરે ધર્માદાને નામે ચાલતી સંસ્થાઓના પૈસા પણ અમુક પ્રકારના નવા કાયદા ઘડી મે ઉપયોગમાં લઇ લીધા છે. આ સામે વર્તમાન પત્રો ટીકા કરે એમાં મારે ગુસ્સો શા માટે કરવો? હું તો માનું છુ કે પાપોની જેટલી પ્રસિદ્ધિ એટલીજ ઇશ્વરી ગુન્હામાથી મૂક્તિ તમે જાણો છો કે હુ ત્રણ વાર પરદેશ ખેડી આવ્યો. વિના કારણ હિદ ભરમા આથડયો અમારો વિલાયતનો ભપકો ન્યારોજ હોય છે. હિદી રાજવી એટલે સોનાના ઢીમ. ત્યાંના લોકો અનેક પ્રકારે અમને નીચોવે છે. ને કોઇ કોઇ વાર અમારી પ્રસિદ્ધી ખાતર જાતેજ નીચોવાઇએ છીએ વર્તમાન પત્રોમા અમારી કીર્તીના ગાન ગવરાવીએ છીએ. પણ એ બધા પાછળ પૈસાનું પાણી તો થાયજ છે. પગે ચાલતાં કાંટા વાગે છે. એટલે મોટર વિના ફરતાજ નથી પગે ચાલવું એ અમારા માટે નાનમ ગણાય અમારી આસપાસ લોકોના ટોળા ઉભરાય છે. જાણે અમે કોઇ વિચિત્ર પ્રાણી ન હોઇએ અમારા તરફ આંગળીઓ થાય છે અમારા ભપકેદાર પોષાકોથી લોકો ને અમે ચિત્રવિચિત્ર લાગીએ છીએ

જાણ્યા અજાણ્યા અનેક ધધાદારીઓ નવરાઓ પૈસાદારો ગરિબો અનાથ આશ્રમના સંચાલકો જાહેર સંસ્થાઓના કાર્યવાહકો વર્તમાનપત્રોના પ્રતિનીધીઓ અમારી પાસે ટોળાબંધ આવે છે. એમના અહેવાલો અમારી સમક્ષ મૂકે છે. એમની કાર્યપદ્ધતિનાં વર્ણનો આપે છે. અમારે આબરૂ ખાતર એ બધુ મહેલું પડે છે આમાં ઓઓ પણ ખરી હો,

:

દાતાઓ તરીકે જીવન સભ્ય તરીકે ને એવી કંઈક અનોખી રીતીઓએ અમે અમારાં નામો તેમને ચોપડે ચડાવીએ છીએ એમાં પણ મથાળે નામ છપાવા ખાતર હરિફાઈઓ થાતે છે એમ્સે પૂરેપુરો કાપ મૂકાય છે સામાન્ય જન સમુહમાંજ હરિફાઈ ચાલે છે એવું નથી અમે પણ હરિફાઈ કરી મોખરે રહેવામા ગૌરવ માનીએ છીએ એટને આમળ પાછળનો વિચાર કર્યા વિના ગમે એ ઠેકાણે અમે એટલી રકમ અર્પણ કરીએ છીએ ને આ બધુ નામના માટે અમારી વાહવાહ બોલાવા ખાતર. વર્તમાન પત્રોમાં અમારી છબીઓ છપાવા ખાતર જ્યારે બીજી બાજુ અમારા ગામની સંસ્થાઓ ઉજ્જડ થઈ રહી છે ને એવી ઉજ્જડ સંસ્થાઓને અમે પહેલી તકે દરબાર દાખલ કરીએ છીએ

અહિયાં અમારાથી જેવા તેવા સ્થળોએ રહેવાતું નથી ઉમદામા ઉમદા હોટેલોનો આશ્રય લઈએ છીએ મનમાન્યા મોજશોખ ઉડાવીએ છીએ અમારે અમારા અંગત કામકાજ કરનારાઓને સાથે જ રાખવા પડે છે આવા કામકાજ કરનારાઓનાં ગજાં સ પ્રમાણ ખુલ્યા હોય છે એથી અમે જરાયે અજ્ઞાન મટીજ આ લોકો અમારાથી સામાવાળાઓ સાથે મળી ગયેલા હોય છે એમ્ને અમારાજ માણસોને પૈસા આપવાનો આગ્રો રાખી કોઈ પણ વસ્તુ અમને અપાય છે જ્યારે બીલ તો ચોકખાં અને સંપૂર્ણજ રજુ કરવામા આવે છે ખરીદાયેલી વસ્તુઓના બીલ અમે જોઈએ તો હવલા ગણાઈએ આધુનિક રીતભાતથી પર લેખાઈએ. એમ્ને અમને જે વસ્તુઓ મળે એના પૈસા ચૂકાવી ચાલતીજ પકડવાની હોય છે જ્યારે બીજી બાજુ એક પાલી જુવાર કે બાજરી માટે મારા ચાણદારો ગરિબ ખેડુઓના કાળજા ચીરે છે આવો જોહુકી દોર માનવી ક્યા સુધી સહી રહેવાનો છે? મને લાગે છે કે નાતપંતોને સ્થાન ભ્રષ્ટ કર્યા વિના છુટકોજ નથી. આજે એ અવાજ મારા કાન સાથે અટકાઈ રહ્યા છે કોને રાજી રાખવા અમે અમારો ભોગ આપીએ છીએ! શા માટે અમે કોઈના વાંદરા માફક નાચીએ છીએ? કેટલો બધો આત્મ-હ્રાસ!

આ ઉપરતાં અનેક જાતના નાટક-તમાશાઓમાં-જલસામા અમારે ભાગ લેવો પડે છે અમીર ઉમરાવોની સલામો લેવી પડે છે તેમના ચણાંરા કે યથાશક્તિ ભેટ ધરવી પડે છે આવી તો કૈંક વીધીઓ અમારે માટે સહજ ગણાય આ બધાને અન્તે જ્યારે દેશ તરફ આવવા નીકળીએ ત્યારે જુદી જુદી કંપનીઓને જુદી જુદી જાતના અનેક હુકમો આપતા આવીએ છીએ નવા નવા કુતરા ખરીદીએ કુતરાની હારો હસરડાતા આવીએ જાત જાતના ઝવેરાત લાવીએ અવનવી વસ્તુઓની યાદીઓ આપીએ ને જુદી જુદી કંપનીઓને ખાસ મોટરો બનાવવા કહીએ મહિને દિવસે ઘેર પહોચી ઉપલી વસ્તુઓના નાણા ભરપાઈ કરવા ખાતર નવીનવી યોજનાઓ ઘડીએ. અમલમા મૂકીએ અમારા





ઘરના કારીગરો પ દ્રેગ વેઠે ત્યારે પરદેશી કારીગરોની કૃતિઓના અમે સંગ્રહસ્થાન બનાવીએ. પ્રજા થોડો સમય ઘાસ કરીને બેઠી હોય એના અંતરે તેલ રેડાય. વળી દુષ્ટ આવ્યો એમ લાગે. પણ નિરુપાય! તેમણે તો સહન કરવુંજ પડે. એઓ વતન છોડી કયાં જાય? એમને ઉભા રહેવાનું બીજું કયું સ્થળ. બિચારા મુંગે મ્હોંએ અમારો માર સહે–અને શાપ વરસાવે આવા અનેક શાપે આજનો રાજવી વાંઝીયો રહે છે ને એના જવા પછી ગાદી વારસ હાથ બીજાનેજ થાય છે. વાંઝીયો શબ્દ લખતા નવુંજ પ્રકરણ મારી સમક્ષ ખુલ્લું થાય છે. આ બધું હું લખુ? ના, ના તમને ઘૃણા ઉત્પન્ન થશે પણ જાણો તો ખરા, એ રસમય છે. અમે રાજવીઓ એક પત્નિ વ્રતમાં માનતા નથી. અમારે તો પાંચ-છ રાણીઓ જોઈએ. અમારી પાછળ વિધવા થનાર સ્ત્રીઓનું લશ્કર હાનુ જોઈએ ને ત્યારેજ દુનિયા જાણે કે રાજા ગયો. પાંચ છ ના તાલીમ પન્નામાં મારી જાતને મેં સંડોવી નથી એ તમે જાણો છો. મને એક રાણી–એથી સંતોષ છે. એના સુખદુઃખમાં હું ભાગી છું ને સામેથી પણ તેમજ છે. એને મારામાં શ્રદ્ધા છે ને એ શ્રદ્ધાનો મેં દુરુપયોગ નથી કર્યો. ઈશ્વરે અમને સંતાનો આપી સંતોષ્યા છે. એટલે અમારાપર લાલમારી ભુરી આંખ હજુ સુધી નથી કર્યો, આટલા પુરતો મારા ગૃહ–સંસારમાં હું સુખી છું. તમને નવાઈ તો નહિ લાગે. અમે રાજવીઓ અમારા પાટનગરે વેશ્યાઓના અડ્ડાઓ રખાવીએ છીએ. સર-અજગરે એના નાચ જલસાઓ અને અને મ્હેફીલો ગોઠવીએ છીએ. દારૂ અને એવા માદક પદાર્થોમાં ગુલતાન થઇ વેશ્યાઓના ગળામાં ગળું ભરાવી રાત પસાર કરીએ છીએ. વેશ્યાઓને રીઝવવા સતિઓના ગળા કાપીએ છીએ. વેશ્યાને રીઝવવા શહેરના ખાનદાન કુટુમ્બની સ્ત્રીઓના શીયળભંગ એમની હાજરીમાં કરીએ છીએ. આવા કૃત્યો માટે અમે કોઇના જવાબદાર નથી. સામા થતા કાંટા રૂપ લાગતા આદમી માતો એને જેલમાં ધકેલી દીએ એ સ્વાભાવિક. જાગીરદાર હોય તો જાગીર જપ્ત કરી ચોવીસ કલાકમાં ભિખારીની હાલતે રખડતો કરી મૂકીએ. તેમનાં સ્ત્રી પુત્રી પુત્રવધુને અમારા ગુલામો બનાવીએ છીએ. આવી અસહ્ય યાતનાઓના પડો નજ ઉખેડવામાં ફાયદો છે, હા, મૂળ વાત પર આવું. અમે પાંચ-છ–રાણીઓ અમારા રાણી વાસમાં રાખીએ છીએ. આ અનુભવો મારા નથી પણ મારા રાજવી મિત્રોના છે. સાધારણ ઠાકરડા પણ આવી બદીમાંથી મૂકત નથી. એક રાણીને અમુક સમય સુધી સંતાન ન થાય, તરત જ આસપાસના પાત્રીયા વાતો ચલાવા માંડે. રાણીની ખોડ કાઢવા માંડે. અજ્ઞાન રાજવીઓ આવા માણસોથી છેતરાય. ને અન્યલગ્નની પેરવી કરવા માંડે. મારા એક રાજવી મિત્ર છે. ઉમ્મર તો મારા સદ્દગત પિતા જેટલી છે. એમને ત્યાં સંતાન નથી એટલે એ દુખી રહે છે. હજી બે માસ પહેલાજ એક નવી પત્નિ ખરીદી આવ્યા. એમના ઉમર સોળથી ભાગ્યેજ વધારે હશે. એક બાજુ યૌવનનું જોર. બીજી બાજુ જતું ગયેલું જીવન. આ અંતર કઇ રીતે કાપી શકાય એ સ્ત્રી શા માટે એના યૌવનનો ઉપયોગ ના કરે! આમ થાય તો અપરાધી કોણ? પેલા રાજવીને! પછી દુનિયા આ વસ્તુને પાપ ગણે પણ હું તો પાપ નાજ લેખુ. એ પાપનો ઉત્તરાધિકારી રાજવીજ છે. એમને સંતાન ન હોય તો, શા માટે એ પોતાની

સંતાન પ્રજાને રાજ્ય આપી સંતોષે નહિ, એને અનેક સંતાનો છે. અરે એ પોતે એ બધાનો પિતા છે, પછી આવા વલખા શા માટે ? પણ આવી વિરાટ ભાવના આ યુગમાં કેળવવી મુશ્કેલ છે પડોશીના અરે સગા ભાઇનાં સંતાનને ધૃણાની નજરે જોવાતા હોય ત્યાં ઉપર લખી વાત તો કેમ રીતે કલ્પી શકાય ! પણ નહિ માનજો કદાડે દિવસે યુગ પલટાય છે. પિતા નહિ સમજે તો પુત્ર સમજશે, પુત્ર નહિં સમજે તો પ્રપૌત્ર સમજશે. પણ છેવટ કોઇક તો સમજવાનુ જ ને આ ચાલુણી પલટાવાની પણ એવો સુર્ય કે દિ' ઉગશે ! રાણીવાસની રમતો ન્યારી છે ત્યા ગોલા ખવાસના રાજ્ય હોય છે. ત્યાંની લીલાઓ ભયંકર હોય છે. પાંચ છ રાણીઓ મનમાન્યા મોજ શોખ ઉડાવે છે હલકા માણસો ગમે એવી છુટ લે છે અરે છુટ દેવાય છે. આ સામે રાજવીને તો આખ આડા કાન કરવા પડે છે. અહિયાંજ રાજ્ય વારસદારો માટે મોરચા મંડાય છે. હંમેશાં જુની રાણીઓ નવી રાણીની દુશ્મન હોય છે તેમને દુઃખ દે છે રાજા વારસદારો મારેનાં પુણ્ય જાળવ્યાં છે ? એ જેવાં તેવા નથી હોતાં રાજ્યના અમલી અમલદારો પણ આમાં સંડોવાયલા હોય છે જનાનામા એઓ છુટથી હરફર ચલાવે છે. ગોલા પ્રવાસ એઓ માટે ગમે એવી વાતો કરે છે. એઓનો વારો માત્ર દિવસનો નહિં પણ રાતનોયે હોય છે. આવે સમયે બિચારો રાજવી નામર્દ ઓના ઘ માં સડતો હોય. આ બાજુ રાણીઓ અન્યના શોખ પૂરા કરે, તેમને ભ વખતના કામમાં મદદ કરે એવા આદમીઓને પોતાના બનાવે, રાજ્ય માતા થવા માટે અનેક કષ્ટો ઉઠાવે, જાતદેચે પરિણામે બિમારીઓ વધારે રીબાય, દુઃખી થાય દર્દી થાય. ને છેવટ ઢોંગ કરી રાજાને પોતાને પોતાની વાત કહે યોગી જતીના પાદ સેવે ને પરિણામે હલકા વર્ગના સંતાનને ગાદીવારસ બનાવી મૂકે. રાજવી આથી સંતાપ માને. આવા ગણાતા જન્મ પ્રસંગે રાજવી ખેડૂતને નથી ભૂલતો એમની પાપલીલાઓ એમને પીડી રહી છે. એઓ અંતરના દુખી છે. આવા ઉદરૂ થોડા નરપિશાચો માટે તમન્ન લખુ એટલે રાજવીનું આંતર જીવન પૂરૂ થાય એ નરપિશાચો નારીઓના જુથ એમને ત્યાં સંઘરે છે ગમે એ કોમની. દેશની વેશ્યાઓને પોતાને ત્યાં રાખે છે રાતોની રાતો એમની મીજલસો ગોઠવે છે રાજવી અને એની સાથીતો આવી જાતિની મીજલસોમા અથાગ લાલસા સંતોષે છે. છડેચોક દરેક પ્રકારના. આનંદ લુટે છે લુટાવે છે આમા રાજ્યની સારી મણાતી સ્ત્રીઓ પણ પોતાનો હિસ્સો આપે છે. ધર્મમંદિરોમા આવી લીલાઓ સાભળી છે. રાજ્ય મંદિરોમા તો નજરે જાય છે, બોલો, સામાન્ય જનતાનુ આમાં અત્યારે કયા સ્થાન છે ? જાઉને ખેડુઓને, મજુરોને કહેજો કે તમારા પરસેવાના



પૈસે તમારા ધર્મગુરુઓ તમારા રાજાઓ-પાપાચાર બેઠી રહ્યા છે. કાયદાને જાણો છો. ના ! પરોક્ષ મદદ કરનાર પણ ગુન્હેગાર ગણાય. તમારા પૈસાએ અમને મદદ કરી છે, એટલે સારી રીતે સમજી લેજો તમે પણ ગુન્હેગાર છો. તમને પણ સજા થશે. અમને પૈસા આપવા બંધ કરો એટલે અમારા પાપાચારો બંધ થશે. સત્ય સમજાશે અમારા અંધાર-પથમાં દિપકનો અંજવાળ આવશે. પણ ના, ના. હજીવાર છે. અમારો પાછળ અમને બરડો થાપડનાર મળી ગયો છે એટલે હજીવાર છે.

બટકું રોટલા માટે અમે મરશું ત્યારેજ આંખ ખુલશે. પણ એ પહેલા તો અમને રવ્યાપચ્યા રહેવા દો. કાચી નિંદરે જાગશું તો વળી પાછા ઉંઘી જશું. ને એ ઉંઘ ક્યારે પૂરી થશે એ કલ્પી શકાતુંજ નથી. બરોબર પાકી ઉંઘ થવા દો, એટલે અમને મળતો ન્યાય અમે જોઇ શકીએ ને ભોગવવાને અમે અમારી જાતને બરાબર તૈયાર કરીએ. ઉપર આવતો ગ્રંથ ન્યાય મને નવી દિશા સુચવે છે.

અમે અમારા નગરોમાં ન્યાય મંદિરો રાખીએ છીએ. ન્યાયાધીશો નીમીએ છીએ જાહેર પ્રજા અમારા ન્યાયને મંજુર રાખી અમારી તુલામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખે છે. અરે એમ ગાનવાની અમે ફરજ પાડીએ છીએ. અમારા ન્યાયાધિકારીઓ બહુ ચતુર આદમીઓ હોય છે. એમના ઘર ભરતાં એ અમારાં ઘર ભરે છે. ગમે એવા ચુકાદા આપે છે. ન્યાયની તુલામાં જે બાજુ વધારે ભાર થાય એ બાજુ નમે. પછી જેવો પૈસા ખર્ચનાર. ખુનને બદલે ફાંસી એ સામાન્ય લેખાય. પણ ગુન્હેગાર જો અમારાં ખીસ્સાં ભરે તો આબાદ છટકી જાય શકે. ગમે એવા પોલીસને કે દિવાની દાવા કે કેસો પૈસા મળતાં ઉડી જાય છે. હકદારોના હકો નાબુદ થાય છે. આવી બેહુદી અમારી ન્યાય પ્રણાલી છે. બોલો આવા ધોરણે તમ લોકોને અમારે ત્યાં જીવવું પરવડે છે ! આ સિવાય રાજ્ય ધૂરાના અનેક માર્ગો અમારે ત્યાં આવાજ વિકટ હોય છે. એ તમસરખા સીધા લોકો પામીજ ના શકે. કાબેલમાં કાબેલ ગણાતો માણસ એ અમારો વસુલાતી એ અમારી જીવતી જાગતી તીજોરી એ અમારો કમાઉ દીકરો. વરસ દિવસે પરગણાઓમાં એ મહેસુલાતનું નામ પાડવા નીકળે, આ ખર્ચ ખેડુને પૂરો પાડવાનો. એ મોલાત જોઇ કયાસ કાઢે. એના મદદગાર બીજા પેટા અમલદારો અગાઉથી બધી તૈયારીઓ કરી રાખે. સાહેબ ગામના ખેડુઓને ભેગા કરે. ખેડુ કરગરે. સાહેબ વરસ સારું છે એમ કહે. વરસાદના આંકડા બતાવે. ને આવાં કેક બ્હાના બનાવી મનમાન્યું નામ પાડી ચાલી જાય. આગલા વરસનું બાકી પૂરું ના થયું હોય ત્યાં ચાલુ વરસનું મહેસુલ આવી પડે. ખેડુ કેમ કરી ઉભો થાય ? એને રાજ્યનું લ્હેણું તો અધીં રાતે પણ આપવુંજ જોઇએ. એટલે ખેડુ વાણીયાઓનાં ઘર શોધે. મનમાન્યા વ્યાજે વાણીયો નાણાં આપે. આ રીતે ખેડુને બમણો રેહ સહેવો પડે. બિચારાને બીજા વરસના બીયારણ માટે પણ પૈસા ના રહે. ખળાં ભરતી વેળાં વાણીઓ ચોપડા લઇને ઉભોજ હોય. ખેડુને મન વાણીયો ને જમ બન્ને સરખા. એ દાણો ભરી જાય. ખેડુ પોતાને ખાવા માટે દાણા ત્યાંથી ફરી ઉધાર લઇ આવે. આમાં ખેડુ કઇ રીતે ઉગરે. ઉજળો રહે. પછી ખેડુ મટી મજુર બને ને બ્હારગામની મીલોમાં જાય. ત્યાં પતન

પાણી રખડી રવડી મરે. હા એ દરમ્યાન અમારા ફરવૈરા ઉઘરાજ હોય, અરે વધતા જાય. સરઅવસરે અમે દરબાર ભરીએ, હોય એટલાં કપડાં ને દાગીના લાદી અમે સિંહાસને બેસીએ. આવા વરસ દહાડે બે ત્રણ દરબાર ભરાય. ભેળ થાય. અદનામાં અદનો માણસ પણ રૂપીયો તો ધરાવેજ. ને અમે આ રીતે તહેવાર પારકે પૈસે દીવાળી ઉજવીએ.

રાજ્યમા કેળવણી ખાતાઓ અમે નીભાવીએ છીએ. આમા નહિં જેવા પૈસા આપી જશનામી બનાવીએ છીએ. કાગા માનવજાતિ વચ્ચે અમે પોતે ભેદભાવ રાખીએ છીએ. અનેક નકામાને નભાવીએ છીએ અને બીજા ગમે એવા સારા કાબેલ અમલદાર કરતા આવા અમારી પસંદગીના માણસને વધારે વેતન આપીએ છીએ. આ ઉપરાંત એમના તહેવારોમાં એમને મદદ રૂપ થવામાં અમે ગૌરવ માનીએ છીએ. આવા સમયે બહાર ગામથી ખાસ મહેમાનોને અમે આમંત્રણ આપીએ છીએ. જાત-જાતના જલસા ગોઠવીએ છીએ. દેખાવ ખાતર જાહેર રસ્તા ઉપર સમાર કામ કરાવીએ છીએ. આ સમારકામ એકુને વેઠે પકડીને કરાવવાનું હોય. વેઠના પૈસા આપીએ પણ એમાંથી એક ટંકનું ખાવાનું પણ ના મળે. ભલે એવી મોસમ ચાલતી હોય પણ એનાથી અમને ના નપકાય ને ના પાડે તો અમારી નિમકહલાલ પોલીસ એમની કદર સુજે. આવા પરોણાઓને ખુશ કરવા ખાતર અમારે ઘણીવાર ઘણુંયણું નગભગું પણ કરવું પડે છે. એમને ખુશ કરવા ખાતર અમારા શહેરોમા એમના નામના થાંભા માળીયા ઉભા કરવા પડે. માળીયા ખાસ લખ્યું છું. કારણ એમના હાથે નાખેલ પાયા પર અમે આખેજ મકાનો ચણાવીએ છીએ. અમારે ત્યાં મળા માણી ગયેલા આવા મહેમાનો ફરી ઘણી વેળા અમને મળે છે. પણ બિચારા આ સમયે અમને ભૂલી જવા નો ડોળ દેખાડે છે. અમારાથી દુર ચાલ્યો જાય છે. આવી હલકી વૃતિવાળા પણ હોય છે.

તમે જાણો છો ! અમને ખિતાબોની અજબ ભૂખ હોય છે. એવી ભૂખે અમે કેક સારા-નરસાની ગુલામી કરીએ છીએ ને આવી સેવાને અન્તે કેટલેક વર્ષે અમને એકાદ બીલ્લો અપાય છે. અમારે ખર્ચે તોપો ફોડવાનો હક મળે છે. આથી અમારી શોભા અને મોભો વધ્યો ગણાય છે પણ એવી શોભા કે મોભાની ભુખ મને નથી. ને એ દિશામા મેં પ્રયત્ન પણ નથી કર્યો. એથી મારી પ્રજાના સંતોષની મને વધારે કિંમત છે. મારી પ્રજા મને સારો કહે એજ મારે માટે ઇલ્કાબ જેવું છે તમે જાણીને જરૂર અજાયબ થશો કે તમારા ગામના રાજાના સંતાનો ગામની નિશાળે જાહેર પ્રજાના સંતાનો સાથે અભ્યાસ કરી રહ્યાં છે. અરે ગામની કેટલીક બાળકો રાજમહેલમા પગ મુકતાં ગભરાતાં નથી. ને છુટથી રાજ સંતાનો સાથે હરે ફરે ને મોજ ઉડાવે છે. આ હું મારું અહો ભાગ્ય માનું છું. ને ઉગતા પ્રાણની નિશાની લેખું છું. હું મારા સંતાનો ને રાજકુમારો માટેની નિશાળો કે કોલેજમાં મોકલી ગુલામ બનાવવા નથી માગતો. મારો પુત્ર ગાદીએ આવે ને પ્રજાનો સાચો સેવક બને એવા મારા મનોરથો ને પ્રયત્નો છે. સામાન્ય સંસ્કૃતિમાં જેનો ઉછેર હોય છે એ સુખ દુઃખ જોઇને સમજી શકે છે. સંસ્કૃતિથી પર હોય એવા જાહીગોની આ જમાનાને જરાએ જરૂર નથી.

દર વર્ષે એકાદ નવી યોજના હાથ ધરવી એ-

આધુનિક રાજવીને ગૌરવ સમાન છે. કોઇ ક્યાંઇ નહેરો ગંધાવે, કોઇ ઇલેક્ટ્રીકના કારખાના ઉભા કરવા કમર કસે. કોઇ પોતાને શહેરે મીલો બાંધવા ધનવાનોના ઉમરા ભાંગે. કોઇ રસ્તાજ સુધાર્યા કરે, કોઇ બંદરો ખોદાવે, બંદર બનાવા લાખોનો ધુમાડો કરે. જાણે નવા પ્રયોગોથી ન્યાલ ન થઇ જવાના હોય! છેવટ ચોરને પોટલે ધૂળની ધૂળ રહેવા પામે. ઘણા રાજ્યો દારૂબંધી માટે સખત ફરમાન કાઢે ને એ ફરમાનોના ઉતારા વર્તમાન પત્રોમા આવે ત્યારે રાચે, પણ સાથે એ ભૂલી જાય છે કે જાહેર વેચાણ બંધ કરાવી એમણે ઘરેઘર ભઠ્ઠીઓ બનરાવી છે. દાણચોરીને ઉતેજન આપ્યું છે. દારૂ કે ઉતેજક પદાર્થના મીશ્રણવાળી દવાઓ સારા પ્રમાણમાં વેચવા દીધી, છે આ માટે આખ આડા કાન કરાય છે આવી આવી નહાની બાબતો તો કૈંક છે. એ લખવાથી શું વળે? પણ પણ ધાર્યા કરતાં લાંબો થતો જાય છે. પણ શુ કરૂં અંતરનો ડુમો કાઢવા માટે તો ક્યાંઇક સ્થળ જોઇએ જ, ને એ સ્થળ નહોય તો દિવાના થઇ જતાં વાર નહિં, અમોને હંમેશ દિવાના પરથી દિવાન સાંભારે છે. અમારા બધા દિવાન સાહેબ મારા માટે દિવાના થવાની ઘણા સમયથી રાહ જોઇ રહ્યા છે ને મારે માટે ગમે એમ બોલે છે. આ હું સાંભળું છું પણ જતું કરૂં છું. એ માને છે કે પોતે ખરા સતાધીશ છે એમના પોતાના બળ-બુદ્ધિ ને ડાહપણથી જ રાજ્ય ચાલે છે એમ માને છે.

હવે થોડા સમયમાં મારે એમને પાણીચું પકડાવવું છે. ને પછી શ્રી............ને નીમવા વિચાર છે. તમને કેમ લાગે છે? અત્યારે એના જેવો કાબેલ માણસ મળવો મુશ્કેલ છે. પણ હવે મુદાની વાત પર આવું. મારા પત્ર નીચે જગે છે એ તમે જાણો છો. પેલા પ્રયોગે મને સારી રીતે નીચોવ્યો છે. હવે જ્યારે હાથ લીધું છે ત્યારે પૂરૂંજ કરવા દો. ને મને આશા છે કે પ્રયોગ સફળ થશે. થોડાજ દિવસમા હું તરતો થઇ જઇશ. પણ એ પહેલાં મારે રાજ્યના નોકરોને પગાર તો આપવોજ ઘટે. દિવાનની સલાહ છે કે દાપો આપવો પણ આ ઠીક નથી લાગતું. ઉપરાંત કાંધાની રકમ પણ ભરવીજ જોઇએ જેથી ભવિષ્યમાં કંઈ નુકશાન ન થાય. મારા પડેલા દાગીનાની મને ચિંતા નથી. એનું તો થઇ રહેશે પણ એ પહેલાં નાક ને નાક રાખવા ખાતર ઉપરની બે વસ્તુઓ મારે પૂરી કરવા ઉપરાંત મારો પોતાનો અંગત ખર્ચ કાઢવો પડશે ને એ માટે મારે અંગત રૂ .........ની જરૂર છે. તમે મારા મિત્ર છો ઉપરાંત મારા પિતાના પણ મિત્ર છો એટલે જ આ લખું છું. તો આ વેળા આટલી મદદ ન આપો? મને આશા છે કે મારી માગણી નિષ્ફળ નહિં જાય. દુઃખને વખતે મદદ કરનાર વિરલજ હોય છે એ મદદને ભૂલે એ પશુ ગણાય. તમારા ઉત્તરની સત્વર આશા રાખું છું. એક વખત આપને જણાવી દઉં. મારી આ માગણી જાહેર-પ્રજા ન જાણે એટલો ખ્યાલ રાખજો. નહિતર વળી છાપાવાળાઓને ખોરાક મળશે ને ખોરાક મળશે એટલે વગોવાઇશ, આ બધા કરતાંએ છાપાવાળાઓનાનોકરનો અમને વધારે ભય લાગે છે. આ પત્ર લખું છું એ વેળા મારા એક મિત્ર રાજવીની નાદારી ઉપર પ્રકાશ પાડતું સાહિત્ય નજર સમક્ષ તરવરે છે. એ વાંચશો એટલે મારા કથનનું સત્યાસત્ય સમજાશે. આજે ઘણેસ્થળે રાજાઓ માટે જરાએ માનની લાગણી રહેવા

પામી નથી. સમસ્ત દેશ સળગી ઉઠ્યો છે. એટલું લખું એ પૂરતું ન ગણાય! રાત ઘણી ગઇ છે. એટલે પત્ર પૂરો કરું છું આટલો લાંબો પત્ર વાંચતા આપને તસ્દી પડી હશે ક્ષમા કરજો ને મારી માગણી ઉપર લક્ષ્ય આપશો. આ માટે કંઇ બાંહેધરીની જરૂર છે! જો એમ હોય તો પણ વિના સંકોચે જણાવશો, એટલે એ માટે પેરવીમાં રહું. એજ લી.

વિજયસિંહના જયજય.

લગભગ અઢીને ટકોરે પત્ર પુરો થયો કવરમાં નખાયો ટીકીટ ચોડાઇ.

વિજયસિંહે છુટકારાનો ઉંડો શ્વાસ લીધો. એના ઉપરથી ભાર જાણે હળવો થયો હોય એમ લાગ્યું. ચહેરા પર ભવિષ્યના સંતોષની રેખાઓ દેખાઇ એ પલંગમાં પડ્યા થોડીવારે નિન્દ્રાધીન થયા.



## સર્જાતું સાહિત્ય

ગુજરાતના અનેક વિદ્વાનો, લેખકો, સાક્ષરો અને શુભેચ્છકોના સફળતા ઈચ્છનારા સંદેશા અને તારો મળ્યા છે. તે બધા મહાનુભાવોનો આભાર માનવાની અત્રે તક લઉં છું.

સાદીક

અમારું સરનામું
સર્જાતું સાહિત્ય
૭૬, રેમરીન્ડન લેન, કોટ–મુંબઇ.



# મુ સા ફ ર



લેખક : શ્રીયુત ગોવિંદલાલ ગ. મહાદેવીઆ
એમ. એ. એલ એલ. એમ. એડવોકેટ.

હું સૃષ્ટિ કિનારે સ્તબ્ધ પ્રકૃતિમાં સીધો અને સીધો ચાલ્યો જાઉં છું.

મારે ક્યાં જવાનું છે અને કેટલે દૂર જઇ મારે અટકવાનું છે તેની મને ખબર નથી. હું ક્યાંથી નીકળ્યો છું તે પણ મારૂં મન જાણી શકતું નથી.

આજુબાજુ જ્યાં જોઉં છું ત્યાં મને સઘળે ઠેકાણે ઘોર અંધકાર ભાસે છે મારા માર્ગમાં પડેલી વસ્તુઓનું મને ભાન નથી. માત્ર ઠોકરો ખાતો હું આગળ ને આગળ ચાલ્યોજ જાઉં છું.

સંસારના માર્ગમાં નદી, પર્વત, ખાડ અને ખાઇમાં અડવાનાં મારા હોશ ઉડી જાય છે, તોપણ હું સીધી નજરે ચાલ્યો જ જાઉં છું.

માર્ગમાં મને બીજા મુસાફરો મળે છે. તેમની સાથેની ઘણીખરી ઓળખાણ થોડા વખતમાં સ્વાર્થમાંજ પરિણમે છે. મને કોઇ ખરો રસ્તો બતાવતું નથી. મારી આગળ જવાની ઇચ્છા તેઓ હસી કાઢે છે.

આ બધાથી હું ગભરાતો નથી અને અંધકારમાં પ્રકાશની આશાએ આગળને આગળ ચાલ્યો જાઉં છું પણ જ્યાં જોઉં ત્યાં ગાઢ અંધકાર અને સનકાર અજવાળા જેવું કોઈ ઠેકાણું નથી. આવું જોઇ મારૂં મન ચકડોળે ચઢે છે.

માર્ગમાં એક પથિક મળે છે. 'આગળ ધસ' એવા શબ્દોના ભણકારા મને આવે છે. પણ હું પથિકને જોઇ શકતો નથી અને તે કોણ છે તેની મને ખબર પડે એટલામાં તો એ અલોપ થઇ જાય છે. થોડા વખતમાં ફરીથી તેજ શબ્દ મારા કાનને ભેદી નાખે છે. એ કોણ હશે તે જાણવા મારૂં મન આકુળ વ્યાકુળ થાય છે. કંઈ ન સમજાતાં હું વિચારમાં ને વિચારમાં ભ્રમિત થાઉં છું. અંધકાર મૂર્છાગત કે અજ્ઞાન મૂર્છામાં હું મારી જાતને ભૂલું છું.

'આગળ ધસ' શબ્દ મને ધીરજ આપે છે. મારો પ્રવાસ ચાલુ રાખવાની હીંમત આપે છે. કોઇ અદ્ભુત પ્રેરણા હું અનુભવું છું.

'સૃષ્ટિ સમુદ્રનો આરો નજીક છે' તેમ મને કોઈ પાછળથી કહે છે. તે કોણ હશે? જોતાં કોઇ દેખાતું તો નથી

હા, દશ કદમ આગળ ધપતાં થોડું અજવાળું માલુમ પડે છે સ્હેજ સ્હેજ દિવ્યતાનો ભાસ થાય છે. છેવટે અંધકારને ઓળંગી હું કોઇ દિવ્ય પ્રદેશમાં પ્રવેશ કરૂં છું. જ્યાં ત્યાં ઓજસ્વીતા, સંપૂર્ણતા અને દિવ્ય પ્રેમ અનુભવું છું.




—એક સેહતી ચમત્કારિક જૂની પોલીસની નવલકથા—

લેખક :
રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

સાંજનો સમય છે, સૂર્યનારાયણ આખા વિશ્વની મુસાફરી પૂરી કરીને પોતાના સોનેરી કીરણો સમેટી લેતા અસ્ત થવાની તૈયારીમાં છે. ઠંડા પવનની લહેરો વાતાવરણમાં ફેલાઇ રહી છે.

ભદ્રપુર નગરના સિમાડા ઉપર આવેલા એક બગીચામાં આ વખતે એક વૃદ્ધપુરુષ બારીએ બેસીને સાંજની કુદરતી શોભા નિહાળે છે. ઠંડા પવનની મઝા ભોગવે છે

એજ બગીચાના એજ ખંડમાં વચ્ચો વચ્ચ ગોળ ટેબલ આગળ એક ખુરશીમાં બેસીને એક ખૂબસૂરત યુવતી ભરતકામ કરી રહી છે. આ વૃદ્ધ પુરુષનું નામ નવનીતલાલ છે. યુવતીનું નામ આશા છે આશા નવનીતલાલની પુત્રી છે તેની ઉંમર વીસ થી વધારે નથી.

ઠંડેમોઢે માલુમ આશાના ચહેરા તરફ જોઇને અત્યારે કહી શકે કે તે ગુસ્સામાં છે. તે ભરતકામ કરે છે ખરી, પરંતુ વચમાં વચમાં ગુસ્સાભરી નજરથી તેના બુઢ્ઢા બાપ તરફ જોયા કરે છે. વૃદ્ધ તરફ જોનારને પણ અત્યારે એમજ લાગે કે તેનું દિલ દુઃખાયલું છે. ખુશનુમાં સાંજનો દેખાવ તે નિહાળી રહ્યો છે તોપણ ઘડીએ ને પલકે પોતાની પુત્રી તરફ તે ભયભીત નજરથી જોતો રહે છે, અને જ્યાં એ એની નજર એક થાય છે કે તરતજ તે વૃદ્ધ મોઢું ફેરવીને બારી બહાર જોઇ રહે છે.

આ બે આમ કેમ કરતાં હશે ! બેશક, એનો ભેદ ધીરે ધીરે વાંચકો સમક્ષ ખુલશે

આ પિતા-પુત્રી આમ કુંગરાયલી હાલતમાં હતાં તેવામાં એક નોકરે આવી ખબર આપી; "જમવાનું તૈયાર છે જી"

આશાએ ભરતકામ ટેબલ પર પછાડ્યું. ખુરશી જોરથી ખસેડી અને છંછણાટ કરતી તે ચાલી ગઇ. વૃદ્ધ જમીનદાર નિસાસો નાંખતો ઉઠ્યો અને ધીરે ધીરે તે પણ જમવા ગયો.

જમ્યા પછી આશા તે ઓરડામાં વૃદ્ધની સાથે આવી નહી. એક આરામ ખુરશીમાં પડતાં તે બોલ્યો. આવા મિજાજ પર ઈશ્વર નો કોપ ઉતરે ! "થોડીક વખત વિચારોમાં મુખમુદ્રા રખ્યા પછી તે બબડવા લાગ્યો. 'અમો બનેમાંથી એકે હવે અહીંથી ચાલ્યા જવું જોઈએ આ હાલતમાં સાથે નહી રહેવાય પણ .. " તે પાછો, ચૂપ થઈ વિચારમાં પડયો

આરામ ખુરશીમાંથી ઉઠીને તે ઉભો થયો અને અહીં તહીં ધીમે પગલે ફરતે કહેવા લાગ્યો 'પણ હું શા માટે જાઉં ! હું તો કદાપિ અહીંથી નહીં જાઉં એને જ કાઢી મૂક્યા વિના છૂટકો નથી ! જે થની ચૂકયું છે તેનો અફસોસ નકામો છે, પણ ભવિષ્યની દહેશત દૂર કરવી જોઈએ "

બારી આગળ ઉભો રહી આકાશ તરફ જોતો તે બોલ્યો, " ઓ પ્રભુ ! મારી આ હાલત તે શા માટે કરી ? મારા નસિબમાં શું સુખ લખેલું નથી ? અરેરે ! હું કંગાલ હોત: ગરીબ હોત, મજુરી કરીને જ પેટ ભરતો હોત તો ઘણું સારું થાત ! પૂળો મૂકો આ ધનમાલમાં ! જહન્નમમાં નાખો. આ બધી સાહેબી,! પૈસો ! પૈસો ! પૈસાવાળાને જેટલું દુઃખ છે તેટલું ગરીબને નથી.

એમ કહેતો તે ઓરડામાંથી નવનીતલાલ બહાર જવા લાગ્યો ચન્દ્રમાએ હવે અજવાળાં શરૂ કરી દીધાં છે. પવન જોશબંધ ફુંકાય છે તેના જોરથી ઝાડવા ખૂબ હાલે છે. કલાક સુધી બંગલાના ચોગાનમાં તે ફર્યો. એટલામાં એકાએક ચાંદનીનો પ્રકાશ બંધ પડયો. અંધારું થઈ ગયું. પવન ખૂબ વાવા લાગ્યો. આકાશમાંથી વીજના ચમકાર અને વાદળાંનો ઘેરો ગગડાટ થવા લાગ્યો થોડીક પળોમાં વરસાદ તુટી પડયો. ધોધમાર સખત વરસાદ !

નવીનીતલાલ મકાનમાં પાછો ગયો અને આરામ ખુરશી પર બેસી ગયો, પણ તેને ચેન પડયું નહી હવામાં શરદી પ્રસરી ગઈ છે. વરસાદને લીધે જમીન પલળવાથી એક જાતની મધુરી સોડમ આવવા લાગી છે હરકોઈના દિલનો ઉકળાટ શાન્ત થઈ જાય પણ નવનીતલાલ બબડયો "હા ! મારું દિલ જે આરામ શોધે છે તે કયાં છે ? હવે, તો આ જીંદગીમાં તે આ રામ—"

'હ. હં: સ્વપ્નામાં પણ નહી મળે ! હા હા—" કોઈકે તેનું અધુરું વાકય પુરું કર્યું.

નવનીતલાલે ચમકીને આસપાસ જોવા માંડયું. તે ખુરશીપરથી સફાળો ઉઠયો જુએ છે તો ઓરડાના ઉંબરા પર એક સ્ત્રી ઉભી છે. એ સ્ત્રીને જોતાંજ ખુબ ચમકયો !

'કોણ,કુસુ ? આ માઝમ રાતની ભયાનક રાતે તું અહીં આવી ? !—"

વરસાદમાં ભીના થયેલાં પોતાનાં વસ્ત્ર ખંખેરતી તે સ્ત્રી તેની નજદીક આવતાં બોલી: ' હા જમીનદાર સાહેબ ! હું કુસુમ ! તમને હસાવવા આવી છું ! " તે તેના તરફ આંખોમાંથી આગ વરસાવતી હોય એવી ઢબે ટગર ટગર જોઈ રહી ! "

" ઓ બસ ! મને ન સતાવ તું જતી રહે "

" આખું જીવન હું તમને સતાવીશ. જે આરામ તમને જોઈએ છે તે નહીં જ આપું, સમજ્યા !

તે ઓરડાના ગોળ ટેબલ નજીકની ખુરશી તે ખુણા પાસે ખસેડી લાવીને સુસ્ત તેમાં નીરાંતે બેઠી, તે એક આધેડ, ઉમ્મરની સ્ત્રી છે. તેના શરીરનાં અવયવો ભરાવદાર છે. તેના ચહેરા ઉપરથી અને

આપો ઉપરથી હરેરાઈ કરી લો કે–તે એક મંજુલ મનની ચાલાક સ્ત્રી છે.

તેને ખુરશીપર બેઠેલી જોતાં તે વૃદ્ધે આરામ ખુરશીમાંથી ઉઠવા કોશિશ કરી તે સ્ત્રીએ પોતાના હાથથી તેને અટકાવીને કહ્યું: " સબૂર! મારી વાત સાંભળી લ્યો—"

' તારી વાત!! તું બીજું શું કહેવાની છે? જ્યારે ને ત્યારે બસ એકજ વાત કહેવા તું આવે છે!!" કંટાળા ભરેલી રીતે તે વૃદ્ધ બોલ્યો.

" બેશક મારે એજ વાત કહેવાની છે મને રૂપીઆ જોઈએ છે "

" રૂપીઆ!! શું મને તું નીચોવી નાંખવા માગે છે? જા, નહીં આપું." ક્રોધથી નવનીતલાલે જવાબ દીધો.

" બુઢ્ઢા!" કરડાકી ભરેલા અવાજે હસી બોલી! જો આનાકાની કરશો તો હમણાંજ આશા પાસે જઈ ફક્ત એકજ શબ્દ કહીશ અને એ પછી શ્રીમાન! તમને જીવવું ભારે પડી જશે! સમજ્યા છો?"

" ઓ નાદાન! ધીમેથી બોલ ધીમેથી—"

" રૂપીઆ આપો છો કે નહી?"

" પણ......

" રૂપીઆ આપો છો કે આશા પાસે જાઉં?"

' જખ મારી કે, મારું પાપું તારી સાથે પડ્યું ધીમી પડ, અને રૂપીઆ લઈ અહીંથી જતી રહે."

આરામ ખુરશીમાંથી ઉઠીને તે એક તિજોરી પાસે ગયો અને તેમાંથી થોડીક નોટો કાઢીને તેણે હસીના હાથમાં મૂકી. તે ગણીને તે નોટો ફેંકી દેતા બોલી: " શું બસો જ!! નહીં ચાલે—"

" ત્યારે કેટલા લેશ?"

" પૂરા પાંચસો."

" લે, બાળ તારું મોઢું!" એમ કહીને બીજી વધુ નોટો તેને આપી. જમીન પરની વધુ નોટો અને આ વધુ નોટો ભેગી કરી, પોતાના ખિસ્સામાં મૂકીને તે સ્ત્રી ઉભી થઈ અને:

" હવે ફરીથી મળીએ ત્યાં સુધી જય જય"

એમ કહીને તે ચાલતી થઈ.

" સત્યાનાશ થજો તારું એ બલા!" એમ બબડતો આ બુઢ્ઢો જમીનદાર એક કોચ પર માથું નીચું નાખીને પડ્યો.

વરસાદ વરસે છે. ગાજવીજ ચાલુ છે રસ્તામાં કોઈ માણસની અવરજવર નથી. રાત્રિનો ગાઢ અંધકાર ચારે પાસ બિહામણાપણું ફેલાવી રહ્યો છે

મધ્યરાત્રિ થઈ તે વેળા નવનીતલાલના બંગલા આગળ જો કોઈ ઉભું હોત તો તેના સાંભળવામાં કાંઈ વિચિત્ર વાતો આવી હોત. પણ ત્યાં બહારના ભાગમાં કોઈજ ઉભેલું નહોતું.

એ મકાનમાંથી કાકલુદી ભરેલો અવાજ સંભળાયો: " ઈશ્વરને ખાતર મને મારી નાંખો નહીં દયા કરો અરેરે! નિર્દોષના લોહીમાં તમારા હાથ .........ના...ખર...ડો...ઓહ! . .'

એ શબ્દો પછી કોઈક જમીન પર પછડાઈ પડ્યું હોય એવો ધબાકો સંભળાયો. એ બાદ કોઈ દબાદબ દોડી જતું સંભળાયું

અને પછી એ મકાન ચૂપકીદી પકડીને રહી બહારની ગાજવીજ અને વરસાદ વરસતો ચાલુ છે, આસપાસ કોઈ એવું નથી કે-જેને આ બંગલાની અંદર શું બન્યું તેની ખબર હોય!

શું થયું હશે? મધરાતે કોનો ઘાત? કોણ મર્યું હશે?

સહવાર પડતાં બંગલાના નોકર ચાકરો જાગ્યા ત્યારે તેઓમાં ખળભળાટ થઇ રહ્યો.

જમીનદાર નવનીતલાલનું ખુન થયું છે ! તેની લાશ દિવાનખાનામા પડી છે. તેના પેટમા ખંજર ભોંકાયલું છે તેના હાથમાં કોઇ સ્ત્રીના વાળ છે તેની નજદીક લોહીનું ખાબોચીયું ભરાયુ છે હરકોઇને આ દેખાવ જોતાં કમકમાટી ઉપજે !

નોકરો ફક્ત તે ખુનથી ગભરાયા નથી નવનીતલાલની પુત્રી આશા ગુમ થઇ છે તેનો પતો નથી !

શું પિતાનુ ખુન કરી પુત્રી નાસી ગઇ છે ?

## પ્રકરણ ૨ જું

### વિદ્યાચતુરનો અભિપ્રાય:

### " ખૂની કોઈ સ્ત્રી નથી !"

ભદ્રપુરના પોલીસ ખાતાએ ખૂનવાળી જગ્યાએ તપાસ ચલાવી. નોકરોને પૂછપરછ કરી અને આખરે એમજ નિશ્ચય કરી લીધો કે નવનીતલાલનું ખૂન તેની નાસી જનાર દીકરી આશાએ કર્યું છે

પોલીસ ખાતાને આ શક લાવવાનાં કારણો ખુલ્લાં હતાં. નોકરોને પૂછવાથી જણાતું હતું કે—જે રાત્રે ખૂન થયું તે આખો દિવસ પિતા પુત્રી વારંવાર મહિના માહિ લડતાં હતા. બન્નેએ બપોરે અને સાંજે હમેશની જેમ સુખરૂપ હસી ખુશીને વાતો કરતા ખાધું નહતું પણ ચુપચાપ ખાધું હતુ. લડવાનું કારણ નોકરો સમજી શક્યા નહતા; પણ નવનીતલાલ ઘણી વખત એમ બોલતો સંભળાયો હતો કે: " મારે તારૂ કામ નથી તું વાંઝીઓ રહ્યો હોત તો ઠીક થાત !"

આશા પર શક લાવવાનું આ પહેલું કારણ કે ખંજર નવનીતલાલના પેટમા ખોસવામાં આવેલું, તેના ઉપર આશાનું નામ હતું આ બીજુ કારણ

મરનારના હાથમાં એક સ્ત્રીના વાળ હતા. તે આશાના જ હોવા જોઇએ, એમ પોલીસ ખાતાને શક ઉપજ્યો.

*આશા નાસી ગઇ એ ચોથું કારણ*

અને છેક છેલ્લુ પાંચમુ કારણ એ કે—જે દિવાનખાનામાં મરનાર પડ્યો હતો, તેમાંથી એક ચીમળાયલી ફાટેલી ચિઠ્ઠી મળી હતી. તેમાં લખ્યું હતું કે " મારા ઉપર જે તહોમત મૂકો છો તેથી હું અજાણ થાઉં છું હું વચન ભંગ કરવા માગતી નથી. તમારા ઉપર મને વિશ્વાસ નથી. મારી ખાતર તમે કોઇ વાત છૂપી રાખો, એમ હું ઇચ્છતી નથી. મને તમારી પરવા નથી. લી આશા"

આ ચિઠ્ઠી ખૂની તરીકે આશાને ઠરાવનાર મુખ્ય પુરાવો હોવાનુ પોલીસ ખાતાએ માની લીધુ છે.

આસપાસ જ્યાં બની શકે ત્યાં માણસ દોડાવીને નાસી જનારનો પત્તો મેળવવા પોલિસ ખાતાએ પ્રયત્નો કર્યા છે પણ તેનો પત્તો મળ્યો નથી આખો દિવસ પસાર થઇ ગયો છે.

ભદ્રપુરના રેલ્વે સ્ટેશન ઉપર સાંજના સાત વાગ્યાને સુમારે પોલિસ ખાતાનો વડો ફરતો હતો તેવામા અમદાવાદ જતી ટ્રેન આવી પહોંચી. સહેજ કૌતકની ખાતર તે અમદાવાદ ટ્રેનના ડબ્બાઓ તપાસતો હતો તેવામા અચાનક પહેલા વર્ગના ડબ્બા મા એક ગૃહસ્થને જોઇને તે બોલી ઉઠ્યો.

" ઓહો મિ. વિદ્યાચતુર ! આપ આ ટ્રેનમાં છો કે શું ?"

જેને સંબોધીને પોલિસ ખાતાના વડાએ સવાલ કર્યો તેણે જવાબ દીધો; " ગોધરા ગયો હતો ત્યાંથી પાછો અમદાવાદ જઉ છું."

"કેમ 'કેસ'માં રોકાયલા છો કે?"

"ના હમણાં જરા આરામ છે –"

"બસ ત્યારે અહીં ઉતરી પડો" એમ કહીને તેણે ડબ્બાનું બારણું ઉઘાડ્યું અને તેનો હાથ ખેંચીને બહાર આવવા ઈશારો કર્યો

'પણ નકામો મારો વખત શા માટે ગુમાવો છો?'

'નકામો નથી મારે તમારી મદદની જરૂર છે બસ ચાલો ને ચાલોજ.'

'ઠીક ભાઈ આવો આગ્રહ આગળ લાચાર!' એમ કહી તે ડબ્બામાંથી બહાર આવ્યો તેની પાછળ એક યુવક પણ 'તેની બેગ' લઈને બહાર આવ્યો

વાચક? આ વિદ્યાચતુર કોણ છે એ ગુજરાતનો એક બાહોશ ડીટેક્ટીવ છે અને મોટા મોટા ગુન્હાઓમાં પોતાના બુદ્ધિબળથી તેણે અનેક ગુન્હેગારોને પકડી પાડેલા છે તેની સાથેનો યુવક તેનો સાથી રતિકિશોર છે એ ડોકરો વિદ્યાચતુરની 'નાની પ્રતિમ' રૂપ કહીએ તો ચાલે આ જુગલ જોડીનાં પરાક્રમો સાહસકર્મો વગેરેથી અજાણ્યું હોય એવું ગુજરાતમાં ભાગ્યેજ કોઈ હશે

ભદ્રપુરનો વડો પોલિસ-અમલદાર આ સમર્થ ડીટેક્ટીવને બહુ સારી રીતે ઓળખે છે નવનીતલાલના ખૂનીની શોધમાં ડીટેક્ટીવ વિદ્યાચતુરની સલાહ લેવાનો વિચાર અચાનક તેને જોતાંજ સુઝવાથી અને ડીટેક્ટીવ અત્યારે કોઈ કેસમાં રોકાયલો ન હોવાથી તેણે તેને ભદ્રપુર ખાતે ઉતારી લીધો છે

એક ઘોડા ગાડીમાં બેસીને આ ત્રણે જણ નવનીતલાલના બંગલા આગળ આવી લાગ્યા

બંગલા આગળ પોલિસ-પહેરો જોઈને ડીટેક્ટીવે પોતાના સાથીદાર તરફ અર્થસૂચક નજર કરી. એટલે તે બોલ્યો 'મને આનો પહેલા વહેમ હતોજ—' ડીટેક્ટીવે નાક આમળી અરકારી સાથીદાર ચૂપ થઈ ગયો.

તેઓ બંગલામાં ગયા. પોલીસ ખાતાના વડાએ ખૂન કેવા સંજોગોમાં થયું, ખૂની કોણ છે, પોલિસ ખાતાએ પૂછપરછ કરી શી શી માહિતીઓ મેળવી છે, એ બધી હકીકતનું બયાન કર્યું જે ચિઠ્ઠી મળી આવી હતી તે ડીટેક્ટીવના હાથમાં તેણે મૂકી

"ઠીક એ મારી પાસે રાખું છું" ડીટેક્ટીવે તે ખિસ્સામાં મૂક્યા બાદ પોતે આસપાસ તપાસ કરવામાં રોકાયો પોલિસ બધી વસ્તુઓ હજી જેમની તેમ રાખી હતી ડીટેક્ટીવે લાશ પર વાંકા વળીને તેના હાથમાંના વાળ લઈ લીધા તે નરમ હતા, ચીકણા હતા, લાંબા હતા. એ બાદ તેણે લાશના જખમમાંથી ખંજર ખેંચી કાઢ્યું તેના તેના હાથાપર કીમતી હીરા જડેલા. વચ્ચો વચ્ચ "આશા" નામ લખેલું હતું મરનારની આસપાસની જમીન તરફ નજર નાંખી તે એક બારી



ધમની સ્વ પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દયાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



આગળ ગયો. ત્યાંથી તેણે બહાર કુદકો માર્યો. જમીનપર કોઇનાં પગલાં ખૂબ બારિકાઇથી જોયાં બારી વાટેજ તે દિવાનખાનમાં પાછો આવ્યો.

"તમારે ત્યાં ગઇ રાત્રે ખૂબ વરસાદ પડ્યો લાગે છે! ગોધરામાં જરીકે નહોતો." ડીટેક્ટીવે કહ્યું

"અરે, અહીં તો ધોધમાર વરસાદ પડ્યો હતો!" પોલિસ-અધિકારીએ કહ્યું.

ખૂનીનાં પગલાં તેથીજ થોડાં ઘણાં ભુંસાઇ ગયાં છે. પણ ચિન્તા નહી, ૪૮ કલાકમાં હું ખુન કરનાર કોણ છે તે કહી આપીશ."

"ખુની આશા છે એમાં તો શક જ નથી"

"નહીં. તે આપ સદન્તર બિન ગુન્હેગાર છે!"

ડીટેક્ટીવનું આ કહેવું સાંભળીને પોલિસ-અધિકારી તેમજ બંને ચોંક્યા.

"શું તમે પોલિસ લોકો નિર્દોષને ગુન્હેગાર ઠરાવી એમાડીને જ નામના મેળવો છો કે?" ડીટેક્ટીવે પૂછ્યું

"પણ પુરાવાઓ તો તપાસો!" સહેજ ચિડાઇને પોલિસ અધિકારી બોલ્યો.

"તપાસ્યા. અને તે પછીજ હું એમ કહું છું."

"પેલી ચિઠ્ઠી?"

"એ આશાએ પોતેજ લખી છે એનો શો પુરાવો છે? અને આ બાબત માટેજ તેણે લખી છે, એમ શા ઉપરથી તમે કહી શકો છો? બીજી કોઇ બાબત સંબંધી તે કેમ લખાઇ નહોય?"

"વારુ," પોલિસ-અધિકારીએ વધુ દલીલ કરવા માંડી. "એ નાસી ગઇ એ તો પાકો પુરાવો ખરોને?"

"એ તો એક સામાન્ય દલીલ છે. ડીટેક્ટીવે કહ્યું. "કોઇ ખૂન થાય ત્યારે નાસી જનાર પર સૌ કોઇ પહેલો શક લાવે પણ મિત્ર! જેના તરફ કોઇનું ધ્યાન ન હોય તેના ઉપર શા માટે શક ન લાવવો. કિશોર! તને યાદ છે આપણો ઉદયપુર 'કેસ' જેમા આપણે તપાસ કરી આવ્યા!" ડીટેક્ટીવે પોતાના સાથીદારને પૂછ્યું.

"હાજી જે સ્ત્રીએ પોતાની કીંમતી બંગડીઓ ચોરવાનો શક પોતાના નોકર ઉપર આણ્યો હતો, તેનોજ પુત્ર તે ચોરી જનાર હતો, એમ આપે સાબીત કરી આપ્યું." કિશોરે કહ્યું.

"આમ પણ બને છે, મારા મિત્ર!" ડીટેક્ટીવે પોલિસ-અધિકારીને કહ્યું; આથી જેના પર કોઇનો શક નથી જતો તેને આ દાખલામાં ખૂની કહું છું."

"એ કોણ છે?"

"હજી પૂરતી તપાસની જરૂર છે પણ તમારી જીજ્ઞાસા શાન્ત કરવા હું કહીશ કે ખૂની કોઇ ઓરત નથી."

"શું!! ખૂની કોઇ ઓરત નથી?"

"બેસો. હું સમજાવું." ડીટેક્ટીવે શાન્ત સ્વરે જવાબ દીધો

## જાપાનની એક પ્રેમકથા

## સેયોનારા



લેખક રા. પીયૂષ

સપ્ટેમ્બરનો છેલ્લો દિવસ હતો. મેપલના વૃક્ષો લાલ અને સોનેરી થતાં જતાં હતાં આકાશમાં એક ભૂખરા રંગનું ધુમ્મસ છવાઈ રહ્યું હતું અને આખુંયે જાપાન પોતાના અત્યંત વ્હાલા રંગદર્શન માટે જંગલોમાં અને બગીચાઓમાં ઉતર્યું હતું. મોહન હિંદી મિત્રમંડળના મકાનમાંથી બહાર આવ્યો અને એક પળ માટે પોતાની નીચેનાં છાપરાંઓ જોઈ રહ્યો. પાનખરના આ સૌંદર્યનું તેને અપૂર્વ પૂર્ણ જ ભાન હતું

પોતાની 'બેઇઝ બોલ' રીક્ષામાં મૂકવા તેણે નોકરને જણાવ્યું અને ધીમે પગલે, તે પોતાની નાજુક ગાડીમાં બેઠો. નવતર જાપાનના અર્વાચીન મહોલ્લાઓમાં ફરતો તે તદ્દન દેશી દુકાનોવાળી નાની ગલીઓમાં આવ્યો. છેવટે, તે એક પ્રવેશ દ્વારે અટક્યો અને દરવાજાના નાજુક છપ્પર આગળ ઉતરી પડ્યો. તેના આગમનની વાટ જ જોવાતી હતી. કારણ કે તે ઉતર્યો કે તરત જ સોખંડના મીજાગરાવાળું મોટું બારણું ખુલ્યું અને તેણે

બાગમાં પ્રવેશ કર્યો. શહેરી જીવનનો ગણગણાટ એ બાગની દીવાલોને ભેદી શકે એમ ન હતું. મોહન—વર્ષોથી જાપાનમાં વસતો હતો.

એના મકાનની દિવાલો શહેરના ઘોંઘાટથી કરતા મોહન માટે જ વધારે બંધ હતી. બહાર પથ્થરાનાં જાપાનના તારો અને વર્તમાનપત્રો વેચનારાઓનો ગણગણાટ હતો. અંદર તેને માટે અદ્ભુત ભૂમિ જેમ શાંતિ અને સ્વપ્નાનો વાસ હતો.

સુંદર ચકચકીત પથ્થરોથી લાદેલી જમીન ઉપર જાણે નાનાં નાનાં સરોવરમાં તે ચાલી રહ્યો. પોલીશ કરેલા લાકડાવાળા વરન્ડા આગળ પોતાના જોડા કાઢી બારણા આગળ પડેલાં સ્લીપર પહેરવા તે થોભ્યો. પછી તે પડદો ઉપાડી ઓરડામાં પ્રવેશ્યો. આખોયે ઓરડો જાપાની પદ્ધતિસરનો હતો માત્ર એક લાંબી ખુરસી અને નાનું સરખું ટેબલ બાજુએ પડયું હતું. તેના ઉપર કાગળીયા હતા, નરમ ગાલીચા ઉપર તેનાં પગલાંનો જરા સરખો પણ અવાજ થતો ન હોતો. કોઈનો આવકાર ઇચ્છતો હોય તેમ તેણે ઓરડાની આસપાસ નજર ફેરવી.

એક બાજુએ કોટો નામનું વાજિંત્ર પડયું હતું. બીજી બાજુએ બત્તી પેટાવવાની દિવાસી પડી હતી. અને તેની પાસે ન્હાની સામગ્રી હતી. દીવાનખાનામાં, સહેજ ઉંચાણવાળા ભાગ ઉપર પાનખરનાં પાંદડાની એક ડાખળી સાથે 'પુષ્પદાન' પડયું હતું. આવી સાદી વસ્તુને સૌંદર્યની ખરેખરી વસ્તુ એકલા જાપાનીઓ જ બનાવી શકે. એની રચના ઘણી જ સુંદર હતી. તેની ઉપર, સમય રૂપી નદીના પ્રવાહ તરફ ધીમે ધીમે ઓસરતા જતા અને સુખી સંપત્તિના દેખાવનું ચિત્ર ચીતરેલું હતું. દૂર ખુણામાં, એક સુશોભિત મંદિર હતું. ઉચ્ચવર્ગના જાપાનીઓના ઘરે ઘરમાં આ મંદિર હશે જ.

મોહને નાનકડા ટેબલ ઉપર 'મેઇલ બેગ' મૂકી. અને લાંબી ખુરસીમાં પડદાં પડયાં બાગમાં જોઈ શકાય તે માટે તેણે પડદો. એક બાજુએ ખસેડી લીધો. થોડી વાર સુધી કાંઇક વાંચી તેણે બુમ મારી:

'યૂકી, ઓ યૂકી'

બાજુનો પડદો ખુલ્યો અને ૧૮ વર્ષની એક જાપાની છોકરી અંદર આવી. તેના હાથમાં થોડાંક ફુલો હતાં.

પ્રવેશદ્વારની અંદર થોભી તેણે કહ્યું

"દાના સાન,* તમે આવ્યા ? હું અહીં ન હતી તે માટે દીલગીર છું."

એક પગ તે અટકી અને તે વાચતો હતો. તેના તરફ જોઇ રહી. પછી તે પુષ્પદાન તરફ ગઇ અને પુષ્પ રચના કરવા માંડી. મોહન પોતાના પત્રોમાં ગુંથાઇ રહ્યો હતો. પછીથી કાંઇક આશ્ચર્ય પામી તેણે રહ્યું.

"તને શું લાગે છે, યૂકી ! મારા ભાગીદાર વેપાર માટે મને પાછો મંગલોર મોકલવા જણાવે છે"

પુષ્પો હાથમાં જ રાખી યૂકી ફરી અને ચમકીને આશ્ચર્ય ચકિત થઇને જોઇ રહી.

"અરે રે-અહીંથી દૂર, નહિ ? તમે ટોકીયોથી દૂર નહિ જાવને ?"

મોહને અટ્ટહાસ્ય કર્યું.

---

* જાપાનીઓ એક બીજાને મળતા 'દાના સાન' કહે છે, આનો એવો અર્થ થાય છે કે, હું તમારી સલામતી ઇચ્છું છું.

"ઠીક, તું મને અહીંથી ચાલી જવાનું નથી કહેતી !"

યુકી શંકા ભરી રીતે બોલી "દૂર નહિને ?

"નહિ," મોહને કહ્યું "એ તો પાછાં લંડન જવાનું. લંડન, યુકી, લંડન."

યુકીએ પુષ્પદાનમાંથી ફૂલો પાછા કાઢયાં અને ભમેતેમ ગોઠવ્યા તેનાં મૌનથી મોહનને આશ્ચર્ય ઉપજ્યું. તે તેના તરફ જોઇ રહ્યો અને પછી તેણે કહ્યું "અહીં આવ, યુકી."

એક ફૂલ તોડી નાંખી, યુકી તેની પાસે આવી મોહને તેને કોચ તરફ પોતાની પાસે ખેંચી. ત્યાં તે બેઠી અને વાત કરતા કરતા મોહનના મુખ અને વાળને સ્પર્શી રહી હતી

મોહને શાન્તિથી કહ્યું: "જ્યારે હું જઇશ, ત્યારે, અલબત્ત તું પણ મારી સાથેજ આવીસ." યુકીના હાથમાંથી તેણે ફૂલ લઇ લીધું, અને તેના પોશાક ઉપર તે લગાવ્યું. આ બધું યુકીને ગમતું હોય એમ ન લાગ્યું. તે શોકપૂર્ણ સ્વરે બોલી. "દાના સાન, હું તમારી સાથે ન આવી શકું."

પરંતુ મોહને કહ્યું: "તું એમ ધારે છે કે હું તારા વિના જઇશ ?"

યુકીએ પોતાનો હાથ તેના મુખ ઉપર મુકયો અને પોતાના તરફ તેનું મુખ ફેરવ્યું." દાના સાન, તમે ટોકીયો કયારે છોડશો એ સમયનો હું ઘણા સમયથી વિચાર કરી રહી છું. હું તમારી સાથે કદિયે ન આવી શકુ. મારાં સગાં મને દૂર દેશમા કદિએ ન જવા દીએ"

"પણ તું તો મારી છે. તું મારી સાથે જ આવશે તારાં સગાંની કોને દરકાર છે ?

જરા ગભરાઇ હોય તેમ યુકીએ પોતાનો હાથ તેના મોઢા ઉપર મુકયો. "દશ. દશ...દાના સાન, તમે સમજ્યા નહિ એક જાપાની સ્ત્રીએ પોતાનાં કુટુંબના વડાની આજ્ઞાને માન આપવુંજ જોઇએ આપવું જ જોઇએ. એ અમારો રીવાજ નથી, એ અમારો ધર્મ છે."

"તારા ધર્મે અને તારા કુટુંબે તારે માટે બહુ કર્યું છે !" મોહને ક્રોધીત થઇ કહ્યું.

'શ ..શ તમે સમજ્યા નહિ. હું જ્યારે બાળક હતી, જ્યારે મારા પૂજ્ય પિતા અવસાન પામ્યા, ત્યારે મારા કુટુંબનું નામ જાળવનારા સર્વ માટે સુર્ય સ્વર્ગમાંથી બહાર ચાલી ગયો, કારણ કે એક મહાન રાજકુમારનું અવસાન એટલે એક મોટા વૃક્ષનું પડવું. અરે, દાના સાન તેની શાખા-ઓમાં ઘણાં નાનાં નાનાં પખીઓ આશ્રય લેતાં. તેઓ માટે હવે કોઇ આશ્રય રહ્યો નથી. માત્ર કડકડતી ઠંડી અને વાવટોળ જે તેઓને મારી નાખે એટલુંજ રહ્યું છે. અને તેમને આપવામાં આવતો ખોરાક એ દાનમા અપાયલો હડવો ખોરાક જ છે. તેઓની છાયામાં દારિદ્રયનો દેવ ત્રાસે ને પાસે આવતો જાય છે..."

મોહને તેને પોતાની પાસે ખેંચી "પણ વહાલી તું તો વાવટોળામાંથી બહાર છે, કોઇ પણ રીતે."

'હા; બે વર્ષ થયાં હું તમારા આશ્રયે છું અને આ યુકીને સોનેરી તડકો મળે છે."

મોહન થોડી વાર શાન્ત રહ્યો પછી તેણે કહ્યું. "હું એજ વિચારી રહેલો છું યુકી કે મારે તારા વિના બીજું કાંઇજ ન જોઇએ. તુંજ મારી વ્હાલામા વ્હાલી મીઠી અને વફાદાર સ્ત્રી છે. તું તો હમેશા મારી સાથેજ જોઇએ આપણે દરિયાપાર જઇશુ. યુકી અને તેનો પતિ ત્યા સદાકાળ સુખથી રહેશે"

યુકી પાછી હઠી અને તેની તરફ જોઇ રહી. "પણ મારા સગાઓ નહિ આવવા દીએ, દાના સાન."

"પણ તું તો તે લોકો માટે મને નહિ તરછોડેને ?" મોહને જરા તોછડાઇથી કહ્યું.

"મારા પ્રભુ !" યુકીએ મારાં શબ્દ પર ભાર મુકયો.

મોરીસે ચીદાયને કહ્યું: "તું શું એમ કહેવા માંગે છે કે તું મને ચાહતી નથી ?"

યુકી તેના તરફ ઠપકા ભરી આંખે જોઇ રહી "મારા વ્હાલા, હું તારી સાથે જીંદગીભર રહેવા ઇચ્છું છું. હું તને ચાહું છું પણ—" ઉભી થઇ, હસીને—"આજે મને દિલગીર ન બનાવતા મારે તમને પેલી હવેલીમાં મોકલવાના છે જ્યારે અને જ્યારે તમે પાછા આવશો ને ત્યારે તમારૂ ભાવતું ભોજન લેવાનું છે કારણ કે:—તેનો ચહેરો પોતાના હાથમા લઇ તે તરફ સખ્તાઇથી જોઇ રહી— આજની રાત્રિ આપણે ઉત્સવ ઉજવવાના છીએ તમે તો એ માટે એક શબ્દ પણ કહ્યો નથી, તમે કદાચ ભૂલી ગયા હશો !

મોહન જરા ગુંચવાયો હોય એમ લાગ્યું

"નહિ; આજે કોઇ ખાસ દિવસ છે. ?" એક પળવાર તે વિચારી રહ્યો. "તારો જન્મદીન પણ નથી. તેણે જાન્યુઆરીમા. મારો પણ નથી કારણ કે તે દીને તો આપણે ટોકયો ગયા હતા તો શું છે, યુકી ! આજે વળી આપણે તે કંઇ ખાટલી અને નાના સરખા ભોજનથી કોઇ નવા દેવની આરાધના તો કરવાની નથી ને ! ॥.

યુકીએ માથું ધુણાવ્યું; "અરે ! કેવા માણસ છો, તે એ પણ ભૂલી જાઓ છો કે આજથી બે વર્ષ પહેલાં આજ દિવસે તમે મને આ નાનકડાં ઘરમાં લઇ આવ્યા હતા. તે ઉઠયો અને બારણા તરફ જવા લાગ્યો. યુકી તેની પાછળ ગઇ–"તમને તમારૂં ભાવતું ભોજન મળશે એમ મને લાગે છે માટે ઉતાવળા જઇ જલદી પાછા આવો. તમારા ભાગ્યાને જણાવશો કે તમે અહીંથી બહાર કોઇ પણ નહિ જઇ શકે યુકી ના પાડે છે.

મોહન વરંડામા ગયો અને એક હાથે પડો બાજુએ ખસેડયો જોડા પહેરી લીધા અને યુકીને ચુંબન કરી દરવાજા તરફ ચાલ્યો ગયો. યુકી વાંકી વળીને દરવાજા તરફ જોઇ રહી અને જ્યારે તેણે પોતાનો હાથ હલાવ્યો ત્યારે યુકી જાપાની પદ્ધતિ પ્રમાણે તાળીઓ પાડી રહી અને પોતાનું માથું નીચે જમીનને અડાડી બોલી: સેયોનારા, દાના સાન સેયોનારા."

દરવાજો બંધ થયો ત્યાં સુધી તે જોઇ રહી. ત્યારપછી ઉઠી ઘરમાં અસ્ત વ્યસ્ત થયેલી વસ્તુઓ ગોઠવવા લાગી. લગભગ અંધારૂં થઇ ગયું હતું. જૂના જાપાની પોશાકમાં સજ્જ થયેલો એક પુરૂષ દરવાજામા પ્રવેશ્યો. વરન્ડામાં આવી, તેણે પોતાનો ઝભ્ભો ઉતાર્યો અને પછી બારણામાં પ્રવેશ્યો. યુકીએ એ કાંઇ જાણ્યું નહિ ઓરડામા તે સર્વત્ર જોઇ રહ્યો. પછી તેણે યુકીને જોઇ, એટલે તેની પાસે તે ગયો અને તેના તરફ જઇ ઊભો. યુકી પહેલાં તેના પ્રત્યે આશ્ચર્યથી અને પછી ભયથી જોઇ રહી. લાંબા વખત સુધી તે શાન્ત રહ્યો. પછી બોલ્યો.

"તારા કાકા સાથે બોલતી પણ નહિ, આ તારા ઘરમાં મને આવકાર આપવા જેટલી દરકાર

પણ તું નહિ રાખે !' તિરસ્કાર ભરેલી નજરે તે યૂકી તરફ જોઈ રહ્યો

યૂકીએ તેને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. પછી ઉઠીને તે હિબાચી તરફ ગઈ અને બત્તી પેટાવી કેટલીમાંથી ચ્હાદાનીમાં પાણી નાખ્યું અને એક નાજુક ટ્રેમાં એક પ્યાલો રકાબી અને ચ્હાદાન લઈ આવી કપમાં ચ્હા કાઢી બે હાથે તે પુરુષને આપી અને પછી જમીનને માથું નમાવી તેણે પૂછ્યું "પૂજ્ય કાકાશ્રીની તબીયત તો સારી છે ને ?"

તેણે પ્યાલો નીચે મૂકી દીધો અને પછી આખા ઓરડાનું બારીક અવલોકન કરી લીધું ખૂણામાના મંદિર તરફ તેની નજર ખાસ કરીને થોભી રહી પછી તેણે કહ્યું

'હાં, ત્યારે તું તે તિરસ્કારવા યોગ્ય હિદી પાસે અહિં રહે છે તેણે તને તારા સગાંઓને ભૂલાવી દીધા. અને તેને અહીં ગમે છે !"

યુકીએ કાંઈ જવાબ નહિ આપ્યો તે માત્ર નીચે નમી રહી.

'એ વિદેશી તારા પ્રત્યે માયા બતાવે છે ને !'

યુકી હસી અને ધીમેથી સ્વગત બોલી "મારો હાનાઇસાન, માયાળુ !" પછી કાકાને જવાબની રાહ જોતા જાણી તે શાન્તિથી બોલી. 'ઘણોજ માયાળુ કાકાશ્રી."

"અને આજ રાત્રે હું અહીં કેમ આવ્યો એથી તને આશ્ચર્ય ઉપજ્યુ હશે !'

યુકીએ ચ્હાની વસ્તુઓ લઈને પાછળ મૂકી દીધી. પછી તેણે કહ્યું 'મારી ઝુંપડી આપનાં પગલાથી પાવન થઈ "

"હા પાવન થઇ." કાકા ઘુરક્યા " પણ હજી તને આશ્ચર્ય ઉપજે છે હું આજ રાત્રે અહી કેમ આવ્યો છું તે હું તને કહીશ એક સમયે જાપાનમાં એક કુટુંબ હતું સુખી, માન વંત અને પોતાના ખિતાબ માટે ગૌરવ ધારતું અને એ બધાય કરતા તો પોતાના પ્રભુ માટે સૌથી વધારે ગૌરવ ધારતું તે બળવાન હતો અને ઘણા ખરા વૃદ્ધ જાપાનીઓના જેમ વિદેશીઓ પ્રતી જાય તે સમયે તેમને સખ્ત તિરસ્કાર હતો અહીં આ બંદરની મુસાફરી કરતા એક દિવસ એ તિરસ્કાર જાતિનો એક વિદેશી તેમને મળ્યો તેના દેશનું અને તેના દેવોનું તેઓ હલકું બોલ્યા એક તમાચાથી તેનો તરતજ જવાબ મળ્યો. અને તે આપણો પ્રભુ-( કુટુંબનો વડો ) તેના બાપદાદાઓ પાસે ગયો વિદેશીના દુષ્ટ દેવોએ પ્રહાર કરનાર માણસને રક્ષણ આપ્યુ તેનું નામ જણાયુ જ નહિ તેણે પોતાના આત્મરક્ષણ માટે આ બાયલું કૃત્ય કર્યું હતું એમ કહેવાય છે. પણ અમે તો તેને ખૂન જ કહીએ છીએ અને '

યૂકી જરા આગળ વધી ' તમે મારા પૂજ્ય પિતાની વાત કરી રહ્યા છો ખરૂં ને !'

"હા, હું તારા પિતાનીજ વાત કરી રહ્યો છું, તેના મરણ પછી દેવોએ આપણા ઘર પ્રત્યે રહેમ નજર નાખી નથી આપણે આપણો દરજ્જો ગુમાવ્યો પણ આખરે આપણી પ્રાર્થનાઓનો કાંઈ જવાબ મળ્યો છે ખરો આપણા ઘરનો દુશ્મન હમણાં આપણા હાથમાં-તારા હાથમાં-સોંપ્યો છે"

યૂકી ગુંચવાઈ ગઈ હોય એમ લાગ્યું 'મારા હાથમાં ' તમે શું કહેવા માંગો છો, કાકા !'

"યુકી, અમે આજેજ જાણ્યુ-તારા પિતાનું

ખૂન કરનાર માણસનું નામ આજેજ જાણ્યું."

યૂકી આતુરતાથી સાંભળી રહી," આખરે તમે જાણ્યું ખરૂ, ત્યારે !"

આટલાં વર્ષોની ધીરજ ધારતા, આખરે આપણા હાથમા વૈર લેવાનુ આવ્યું છે. યુકી એ વિદેશી, તારો પતિ તારા પિતાનો ખૂની છે."

યુકી ગભરાઇને પાછી હઠી ગઇ, "મોહન થારો દાનો સાન !"

"હા તારો, દાના સાન !"

યુકી તેના તરફ આતુરતાથી જોઇ રહી. "પણ કાકાશ્રી તેમણે એવું કદિ ન કર્યું હોય ! તે ઘણાજ માયાળુ છો ભલા છે જીંદગીમાં તેઓ કોઇને ઇજા કરે નહિ."

યુકીની આંખો તરફ તાકીને જોઇ રહી તે પુરુષ આગળ નમ્યો. 'શું આ વિદેશીએ તારા પિતાને પણ ભુલાવી દીધો ? તુ તારી પ્રતિજ્ઞા–પ્રતિજ્ઞા પણ ભૂલી ગઇ ! તું તેનું મૃત્યુ પણ ભૂલી ગઇ ! તેણે મંદિર તરફ આંગળી ચીંધી પેલી તકતીઓ તરફ જો પણ બારણા તો બધ છે. આપણા ઘરમા, આપણાં કુટુબમાં તકતીઓ તો મંદિર છે, મંદિરના બારણાં કદી ઉઘડતા નથી. તેના આત્માને તેના માર્ગમા મદદ આપનારૂં કોઇ નથી. સવારનું પૂજન પણ તેમને ભાગે નથી જતું. તેને તો પોતાને માર્ગે એકલાનેજ ભ્રમણ કરવું પડે છે. કારણ કે આપણને તેના કુટુબે મેં અને તે તેમના ખૂનનો બદલો લીધો નથી."

યુકી વચ્ચે બોલવા જતી હતી. ત્યા તેણે કહ્યુ: 'નહિ; વચ્ચે ન બોલ તેમનું ખૂન થયુ છે.' અને જ્યાંસુધી તેમને એ માર્ગે મોકલનાર તેમની મુસાફરીમાં નાશ ન આપે ત્યા સુધી તેમને શાન્તિ મળીજ ન શકે, અને તું તેની પુત્રી દેવોના તપને લીધે, એક ગરીબમાં ગરીબ ખેડુત પોતાનાં મૃતસ્નેહીને આવે તેટલી અંજલિ આપવા, મંદિર ઉઘાડવાની હિંમત પણ કરી શકતી નથી. પરંતુ આજે હું તને આખાં કુટુંબ તરફથી એકો શબ્દ કહેવા આવ્યો છું આપણા નામે લાગેલું કલંક ધોવાય, તેવું કાર્ય કરવાનું માન. તને–એક છોકરીને–જેનો વારસો બીજા કોઇ પણ પુરુષને ઈર્ષ્યા ઉપજાવે એવો છે તે–આપવા માગુ છું'

"હું સમજતી નથી. કાકા, તમે શું કહેવા માગો........"

"યૂકી સાના તેણે તારા પિતાને–કુટુંબના વડાને મારી નાખ્યો. તેણે આજરાત્રે મરવુજ જોઇએ."

યુકી ઉઠી અને તેમની પાસે ગઇ. તેમના ઉપર બે હાથો પસવારી દયામણી નજરે તે જોઈ રહી

"કાકા, કાકા, તમે એમ તો કહેવા નથી માંગતા ને કે તેણે મરવું જોઇએ–મોહને મરવું-"

"હા, અને તારે ! તેણે જે માણસને મારી નાખ્યો તેના એક પુરા સતાને–એ પવિત્ર પ્રતિજ્ઞા પૂર્ણ કરવી જોઇએ અને તેના પૂજ્ય આત્માને શાન્તિ અર્પવી જોઇએ."

યુકી તદ્દન ગભરાઇ ગઇ હતી. તે ઉતાવળે બોલી "હું કંઇ સમજતી નથી."

કાકાએ અત્યંત કઠોર સ્વરે કહ્યું:

"અમારા વડાને તારા કરતાં છોકરો આગનપો હોત તો સારૂ થાત. કે તેનાં હાથ અચકાતે નહિ. પરંતુ તુ એટલાજ ખાતરી જાણે બીજો માર્ગ લઇ શકે છે જો કે એ બહુ માનભર્યો નથીજ. આ રહ્યા એ માર્ગ." અને તેણે ,કીમોનાની બાંયમાંથી

આધીન થશે. તું જાણવાની નથી ? તારું કામ પૂરું થાય પછી તું મારી પાસે આવશે એવી મને આશા છે. પ્રભુ તારું કામ પાર પાડે. સેવાનારા !

તે ઝબ્બો ચઢાવીને ચાલી ગયો. મુકી તેના તરફ જોઇ રહી. અને પૂર્વની સ્ત્રીના જેમ છાતી ફુટતી ફુટતી હાથવતે મોઢું ઢાંકી નીચે પડી રહી.

ઓરડામા તદ્દન શાન્તિ હતી. દૂરથી એક અંધ સીતાર પર ગાવાનો અવાજ આવતો હતો. તે સિવાય બીજો કોઇ અવાજ થતો ન હતો. એ અવાજ એક અંધ સ્ત્રીનો હતો.

રૂદનનો અવાજ બંધ થયો હતો. અને એ નાના ઓરડામા માત્ર ધીમા ડુસકાંનોજ અવાજ આવતો હતો. મોરીસે દરવાજો ઉઘાડ્યો અને સુસવાટા વગાડતો તે અંદર આવ્યો. મુકીને નીચે પડેલી જોઇ તેને આશ્ચર્ય થયું. તેની પાસે જઇ તેણે મુકીને ઉપાડી લીધી

"મારી મીઠુડી, શું છે ? શું થયું છે ? તે કોચ ઉપર બેઠો અને મુકીને પોતાની સામે બેસાડી "કહે, વ્હાલી કહે ?"

મોહન બત્તી તરફ ગયો અને પેટાવી. પછી પાછો આવ્યો અને મુકીને એક નાનકડી ભેટ બતાવી મુકીએ તે લીધી અને અત્યંત દુઃખ પામી તે તરફ જોઇ રહી. પછી તે મોઢા સાથે દાબી અને છેવટે પોતાનું માથું તેના ખભા ઉપર મૂકી હૃદયભંગ થયું હોય એ રીતે ડુસકાં લઇ રડવા લાગી. મોહન આશ્ચર્ય ચકીત થયો. શું કરવું તેની કાંઇ સુઝ પડતી નહતી.

તે મોઢું સંતાડીને પડી રહી. તે મોઢા ઉપર અને વાળ ઉપર હાથ ફેરવી રહ્યો. છેવટે તેણે કહ્યું.

"મોહન, આપણને અહીં બે વર્ષ થયાં. મને કહો, મેં તમને સુખી કર્યા છે ?"

મોહન ખડખડાટ હસી પડ્યો.

"સુખી, મુકી, સુખી ? વહાલા છોકરા, પ્રેમ એટલે સુખ અને સુખ એટલે પ્રેમ એ વિચાર મેં લાંબા સમયથી બાજુએ મુકી દીધો હતો. હવે તે મને શીખવ્યું છે કે એક વિના બીજાનું અસ્તિત્વ નથી. હું તને ચાહું છું, હું તારી સાથે રહું છું. તું મારી છે બસ, એટલામાં બધુંએ કહેવાઇ જાય છે. જ્યારે તું મારા જીવનમા, મારાં હૃદયમાં પ્રવેશી ત્યારે હું ચાલીયો અને કોધી હતો. જીંદગી એટલે કામ અને ફરજ અદા કરવી એટલું હું સમજતો તે બાદ જરા આરામ અને એક સીગાર એટલામા બધું સમાઇ જતું. પણ હવે, હું મારું કામ તો તેટલીજ હોંસથી કરું છું, પરંતુ તેનાથી કાંઇક વધારે છે. ઓફિસનું બારણું બંધ કરું છું. ત્યારે મને ભાન હોય છે કે હું જે સ્થળે જાઉં છું ત્યાં બીજું કોઇ પ્રવેશી શકતું નથી. હું જે સ્ત્રીને ચાહું છું અને તે મને ચાહે છે તેની સાથે હું એકાંત ગાળી શકું છું. સમાજ કે બાહ્યાં કાંઇનો પ્રશ્ન રહેતો નથી. આપણે એકલા. હું અને તું અને તેનું" મુખ ફેરવીને "તું મારાથી સુખી છે ને મુકી ? તું મને ચાહે છે ?"

"મોહન, અમે જાપાની સ્ત્રીઓ પ્રેમની રમત કરતાં નથી. અમારે માટે તો એ વિષય ગાનારીઓ માટે હોય છે. પ્રેમ વિના અમે લગ્ન કરીએ; પ્રેમ વિના અમે જીવીએ, અને અપવાદ વિના અમારે મન તો એ બધું પુસ્તકજ રૂપ છે. તમારી જાતિની કોઇ સ્ત્રી તમારા જેવા પુરુષોને ચાહે તેમ હું તમને ચાહું છું કે નહિ, તેની મને ખબર નથી. દિવસના મને

તમારાજ વિચાર આવે છે. રાત્રે મને તમારાં સ્વપ્નાં આવે છે એટલું જ નહિ તો જાણે હું હું માત્ર તમારે માટે જીવું છું અને તમે જ્યારે મને તમારી બાથમાં લઈને કહો છો કે મારી પુષ્પી, મારી વ્હાલી ત્યારે મને એમ લાગે છે કે મારું હૃદય અત્યંત સુખથી ફાટી જશે. એ પ્રેમ છે કે કેમ તેની મને ખબર નથી જો તેમ હોય તો હું તમને ચાહું છું. મારા વ્હાલા મોહન, હું તમને ચાહું છું"

પુષ્પી શાંત થઈ રહી અને તે પુષ્પીના વાળ સાથે રમી રહ્યો. થોડીવાર મૌન રાખી રહ્યું.

" હવે પેલું મોહન ! "

પુષ્પીએ તેને પોતાની તરફ ખેંચ્યો અને તે ભેટ્યો.

" જરા ધીમો, વહાલા, આપણે થોડીક વાતો કરીએ. મને કહો તમે પહેલવહેલાં રોઝીસ ક્યારે આવ્યા ? "

" બાર વર્ષ પહેલાં જ્યારે પુષ્પી એક નાની છોકરી હતી."

"બાર વર્ષ પહેલાં તે અમારા કુટુંબ અને કાંઇ પરદેશીઓ વચ્ચે કાંઇ ઝઘડો હતો તમને અને મિત્રોને પણ ઝઘડો હતો. "

મોહન તેના તરફ શાંતીથી જોઇ રહ્યો. અને તેની આંખો કાળી પડી.

" તેં એ કયાંથી સાંભળ્યું ? "

પુષ્પીએ બેદરકારીથી કહ્યું "અરે, અરે બજાર માં વાત થતી હતી "

મોહન ઉઠ્યો અને દરવાજામાં આમ તેમ ફરવા માંડ્યો,

"તેં શું સાંભળ્યું તે હું કાંઇ નથી જાણતો પણ હું જ તને બધી વાત કહી દઉં. અહીં–આપા-નમાં પણ મારે ઝઘડો થયો હતો. એક રાત્રે અમારા માના કેટલાકને એક જાપાની સાથે ઝઘડો થયો. મેં તેને માર્યો અને તે મરી પણ ગયો. આ બધું અંધારામાં બની ગયું. મેં તેને જોયો પણ નહતો. "

પુષ્પી, થોડીવાર મૌન રહી બોલી

" તમે મારી નાખ્યો ! "

મોહન ઉતાવળે બોલ્યો .

" આત્મરક્ષણ અર્થે પુષ્પી, આત્મરક્ષણ અર્થે. પણ પાછળથી, અરે, એ કેવો સમય હતો ? હું એ રાત્રિ કદિયે ભૂલી શકીશ નહીં" તેણે પોતાના મોઢાં ઉપર હાથ ફેરવ્યો અને પછી પાછો કોચ ઉપર પુષ્પી પાસે બેસી ગયો. " હવે તું એ સંબંધમાં કાંઇ પૂછીશ નહિ હું તેનો વિચાર માત્ર કરવા માગતો નથી.

પુષ્પી નીચે સરી પડી અને મોરીસના ઘુંટણ ઉપર માથું રાખી બેઠી. ઘણીજ શાન્તિથી તે બેઠી. પછી પુષ્પીએ પોતાના પોશાકમાં ખોસેલું ફૂલ કાઢી નાખ્યું અને તેની પાંખડી પાંખડી નીચે ફેંકી દીધી. પછી, લાંબો સમય મૌન ધારી, તે ઉઠી.

---

## સર્જાતું સાહિત્ય



---

स्त्रीओनी शक्तिनी दवा

# સુંદરી સાથી. (રજીસ્ટર્ડ)

આ દવાથી સ્ત્રીઓના પ્રદર, રક્તપ્રદર, શ્વેતપ્રદર, ધાતુસ્રાવ, લોહીવા ખરજ, ગર્ભાશયનાં દરદો, અનિયમિત ઋતુસ્રાવ, ગર્ભ ન રહેવો, પેટમા દુખ વો, જીર્ણજ્વર, હાટ, કળતર, ગોળો ચડવો, હીરડીરીઆ, માથુ ચડવુ, હાથ ચાવો, લોહીનુ પણી થવુ, શરીર ગળી જવું, સુવારોગ, તમામ દરદો મટી સ્ત્રીઓનુ શરીર પુષ્ટ થાય છે, ગર્ભ રહે છે, લોહી સુધરે છે, શક્તિ વધે છે કીંમત રૂ. ૧ ત્રણુ બાટલી પીવી પડે છે. ત્રણુની કીંમત રૂ. ૨-૧૦-૦.

દરેક સ્થળે વિલાયતી દવાવાળાઓ પણ વેચે છે.

---

ધાતુગતની નબળાઇ મટાડી શરીર રૂષ્ટપુષ્ટ બનાવે છે.

# મહાન ટોનીક-શુક્લ (રજીસ્ટર્ડ)

હજારો માણસોએ ખાત્રી કરેલી ધાતુને પુષ્ટ કરનાર દવા.

આ દવા ધાતુની નબળાઇ મટાડી, બળ, બુદ્ધિ અને ધાતુનો વધારો કરે છે. વીર્યનું પાતળું પડી જવું, શીથીલતા નસોની કમજોરી આ શુક્લનું સેવન કરતાં મટશે, ખાધું પચી, ભુખ ઘણી ઉઘડશે, પચીને દસ્ત થશે. જુની કબજીઆત મટાડશે અને ધાતુ ઘટ થઈ વધશે આ દવા લોહી સુધારી શરીર પુષ્ટ કરી બળવાન બનાવશે. સ્થંભક દવા છે. પેટનો મેદવાયુ મટાડી શરીરની સ્ફુર્તિ વધારશે શુક્લ-અમે તે કારણથી ગુમાવેલું પુરૂષત્વ પાછું લાવશે. ૬૦ ગોળાની બાટલી એકના રૂ. ૨-૦-૦; ત્રણના રૂ. ૫-૦-૦ ત્રણથી પુર્ણ આરામ.

બધા દવાવાળા અને ગાંધીઓ વેચે છે.

## ધી દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટિકલ વર્કસ,

નં. ૩૮૯, કાલબાદેવી રોડ—મુંબઇ અને અમદાવાદ ટેલીફોન નં. ૨૨૪૧૬.

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




# સર્જાતું સાહિત્ય

## ꕥ સાદીકનું નવું પુસ્તક પ્રકાશન ꕥ

### : બીજા પુસ્તકની અનુક્રમણિકા :

મુખપૃષ્ઠ ફેરિગ્રાફર વિલ્સન સ્ટુડીઓ, ગોઠવનાર : કલાબ્ધિ

ચિત્રકારો : કનુ દેસાઈ, કલાબ્ધિ અને સુદર્શન



સર્જાતું સાહિત્ય ૭૬, ટેમેરીન્ડ લેન કોટ : મુંબાઈ

સર્જાતું સાહિત્યનું ત્રીજું પુસ્તક રવિવાર ૧:૩:૩૧ ના દિને બહાર પડશે



પુસ્તક **સર્જાતું સાહિત્ય** બીજું

# સંપાદકનું નિવેદન

હું ધારતો હતો એ કરતાં વધારે, બહુ વધારે, ગુજરાતી વાંચનારી આલમે 'સર્જાતું સાહિત્ય'ને અપનાવી લઈ મારા ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે. 'સર્જાતું સાહિત્ય' પ્રગટ કરતાં મને એના બહોળા પ્રચાર વીશેની ફેક થતી હતી. જનતાને સામાન્ય રીતે શિષ્ટ સાહિત્યમાં રસ નથી પડતો એવી જૂની પુરાણી માન્યતા વાચકોએ આપેલા આવકારથી ઘણે અંશે શિથિલ થાય છે. ગુજરાતી વાંચનારાઓની દિનપ્રતિદિન શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય તરફ રુચિ વધતી જાય છે, એમ આ પ્રકાશનના પહેલા પુસ્તકમાં કહેવામાં હું વ્યાજબી હતો એવું માનવા મને કારણ પણ મળ્યું છે, અને હું માગી લઉં છું કે વાચકો 'સર્જાતું સાહિત્ય'ને અપનાવી લઈને, મારા પ્રયત્ન પ્રત્યે જે સહાનુભૂતિ દેખાડી છે, તે કાયમ રાખશે અને જનતામાં એનો વધુ પ્રચાર થાય એ માટે મને સહકાર આપશે

'સર્જાતું સાહિત્ય'માં પ્રગટ થનારી લેખ સામગ્રી સંબંધે ફરીને એક વાર કહું છું કે મનને રંજન કરે, આત્માને આનંદ દે, અને હૃદયની ઉંડી ઉંડી વાતો કહે એવું પ્રેરક અને પ્રાણવાન સાહિત્ય આ પ્રકાશનમાં પ્રગટ થશે આ રસિકતા અશ્લિલતામાં ન પરિણમે એટલી સંભાળ અમે આગળ સદા રહેશે

મિત્રોના મળેલા અભિપ્રાયો પરથી હું જાણી શક્યો છું કે કોઈ પણ સામાહિક પત્ર કરતા ઉંચી અને કોઇ પણ માસિકપત્ર કરતાં ઉતરતી નહીં એવી લેખસામગ્રી 'સર્જાતું સાહિત્ય'માં પ્રગટ થઇ શકી છે, અને આ બીજું પુસ્તક જે વાંચકોના હાથમાં આવે છે તેઓ પણ એવોજ અભિપ્રાય વિશેષ શ્રદ્ધાથી

બાંધી શકશે એવી મારી ખાત્રી છે. હુ એવા અભિપ્રાયોને સલામત રાખી શકું એવા મારા પ્રયત્નો રહેશે અને સાથે પ્રાર્થના પણ છે.

વાંચકોના ઉત્તેજનથી મારો ઉત્સાહ વધ્યો છે; લેખકોએ દર્શાવેલી સહાનુભૂતિથી મારી શ્રદ્ધા દૃઢ થઇ છે એ મારે કબૂલવું જોઇએ. આજના બીજા પુસ્તકમાંની વાનગી અને હવે પછી પ્રગટ થનારાં વિશેષ પુસ્તકોની વાનગી જોઇ વાંચકોને મારી શ્રદ્ધાના વાસ્તવિકપણાની ખાત્રી થશે. આજે લગભગ ચૌદ વર્ષના મારા પત્રકારિત્વ જીવનમાં મેં અનેક પત્રોની સ્થાપના થતી જોઇ છે. હુ મારા અનુભવે વાચકોનો આભાર માનતાં કહીશ કે 'સર્જાતું સાહિત્ય'નું પહેલું પુસ્તક પ્રગટ થતાજ વાંચકોની એક મોટી સંખ્યાએ પોતાનાં નામો કાયમના ગ્રાહક લીસ્ટમાં નોંધાવ્યા છે. એટલી મોટી સંખ્યા આટલા ટુંકા સમયમાં ને પ્રથમ પાસે બીજે કશે ગ્રાહક તરીકે નોંધાઇ હોય એવું મારી જાણમાં નથી. અત્યારે આ પુસ્તકની છૂટક નકલો-હિંદુસ્થાનમાં લગભગ ૨૫૦ સ્થળે-જેમાં શહેરો, ગામો અને મેસર્સ એ. એચ. વ્હીલર કંપનીના જુદા જુદા પ્રાંતમાંના બુકસ્ટોલોનો પણ સમાવેશ થાય છે-બહુજ સારી સંખ્યામાં વેચાયાથી આ બીજા પુસ્તકની વધારે પ્રતો છપાવવી પડી છે. એ ઘટનાએ મને પ્રોત્સાહિત કર્યો છે. અને મને આશા છે કે એથીયે વધુ પ્રતોની માંગણી વાચક આલમ તરફથી થશે. ગુજરાતનો વાંચનશોખ ખિલ્યો છે, એ સંસ્કાર સમૃદ્ધ થતું જાય છે, એવું પહેલા પુસ્તકમાંનું મારું કથન. સત્ય નિવડતાં હું ઇશ્વરનો આભાર માનું છું.

પહેલા પુસ્તકમાં અનેક દોષો હોવા છતાંપિ વાંચકોએ પોતાની દિલસોજી ભરી ઉદારતાથી તે તરફ ક્ષમાદૃષ્ટિએ જોયું છે એની નોંધ નહીં લઉં તો નગુણો ગણાઉં, અને એ દોષો કે ઉણપ મારા ધ્યાન બહાર પણ નથી. હજી મારે આ પ્રકાશનના એકેક પુસ્તકમાં વધુને વધુ વિષયો દાખલ કરવાનાજ છે, અને એ માટેના મારા પ્રયત્નો પણ ચાલૂ છે. આશા છે કે ત્રીજા પુસ્તકથી હું વધુ નવા વિષયો દાખલ કરી શકીશ. આ દિશામાં વાંચકોનું માર્ગસૂચન પણ મને મદદરૂપ નીવડશે

સંપાદક





# અશોક પારસી હતો



લેખક : રા. જ્યોતીન્દ્ર હ. દવે એમ. એ.

ચિત્રકાર : રા. સુદર્શન

અસલ રૂપાનો ચળકાટ જોઈલો એવી કોઈક ધાતુનું હોલ્ડર મને ઘણા વખત પર એક મિત્ર તરફથી ભેટ મળ્યું હતું. રૂપાની વસ્તુ શણગાર માટે છે, ઉપયોગ માટે નથી; એ નિયમ હું જાણતો હોવાથી મેં તેને કાચના કબાટમાં મૂકી રાખ્યું. થોડો વખત રહીને આ વસ્તુ રૂપાની નથી ને શોભાની પણ નથી, એમ એના ઉપર દિવસે દિવસે છવાતા જતા કાટને લીધે માલમ પડવાથી મેં તેનો ઉપયોગ કરવા ધારી બહાર કાઢ્યું. થોડો ઉપયોગ કર્યો પછી આ વસ્તુ ઉપયોગની પણ નથી એમ અનુભવે સિદ્ધ કર્યાથી મેં તેને કચરાપટ્ટીની ટોપલીમાં નાખી દીધું. પરંતુ, ઉપયોગની નથી તેથી કંઈ વસ્તુઓ ફેંકી દેવાની પણ નથી એમ દર્શાવવા એ હોલ્ડર બીજે દિવસે પાછું ટેબલપર આવીને પોઢ્યું દેખાયું. આ વસ્તુ અહિં ન જોઈએ કહી મેં તેને ફરી દૂર ફેંકી દીધું, પણ સ્વમાન વિનાના મનુષ્યની પેઠે, અથવા દાદીના વાગની માફક, દૂર કાઢ્યા છતાં, બીજે દિવસે એ ફરી અસલની જગાએ આવીને પડ્યું. આખરે કંટાળીને મેં એને બારીની બહાર ફેંકી દીધું. એક દિવસ એ ન દેખાયું મેં છૂટકારાનો દમ ખેંચ્યો. ત્રીજે દિવસે વળી પાછું ટેબલ પર ઊંધા ધુરકાવતું મારી સામે એ દેખાયું! મેં ઘાટીને બોલાવીને એને પૂછ્યું, 'આ કોણ હું લાવ્યો?' 'હા, સેટ! મીં લાવેલા ચ્છવે, એ બાહેર પડેલા હોતા તો સારૂ કાન મી લાવ્લા આપોલા ચ્છવે ને આ આપલ્યા ટેબલ વર્ની ઠેવલા ચ્છવે.' 'વારુ, તો મારે હવે એ કામના નથી,' મારાથી એના અગતિ દોષથી ગુજરાતીનું ખૂન થઈ ગયું. 'હવે હું એને ફેંકી દઉં તો તારે એ ફરી લાવવાના નહિ સમજ્યો?' 'બરા સેટ!' કહી એ ચાલતો થયો. મેં હોલ્ડર ફેંકી દીધું. એમ તો હું ઘાટીને મારી રિવાજ સમજાવી શકું છું. પણ આ વખત કાં હું એને સમજાવી ન શક્યો તેથી કે કાં તો સત્યાગ્રહની ભાવના વિપરીત રૂપે એ સમજેલો તેથી પણ એણે ફરીથી હોલ્ડર સાફ કરીને ટેબલ પર મૂક્યું. અન્તે કંટાળીને મેં એનું પાર્સલ કરી વગર ટિકિટે પોસ્ટ નાખ્યું. આજે પણ ડેડ-લેટર-ઑફિસમાં કોઈક ટેબલ પર એ પડ્યું હશે.

આ ઘાટીની મનોદશા જેમ અગમ્ય છે, કેટલીક વાર પ્રાચીન સાહિત્યના સંશોધનકારોની મનોદશા પણ મને સમજાતી નથી. સાહિત્યમાં સામા નિર્જીવ કૃતિ કાલક્રમે તરત ભુલાઈ જાય છે. કેટલીક વાર વંટોળિયાના વેગમાં ધૂળ ને કચરો ઉંચો ચઢે છે, પણ વંટોળિયાનો વેગ નરમ પડતાં પાછા એ બને પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે છે, તેજ પ્રમાણે સાહિત્યમાં પણ કેટલીક અયોગ્ય કૃતિઓ સંયોગવશાત્ અગ્રસ્થાન ભોગવે છે પણ આખરે તો કાળની કસોટીમાં નિર્માલ્ય નિવડી એ ભુલાઈ જાય છે. આવી રીતે

ભુલાઇ જવાનેજ નિર્માએલી અને યોગ્ય રીતેજ ભુલાઇ ગએલી કૃતિઓને વર્ષોના શ્રમથી શોધી કાઢી, તેના અભ્યાસ પાછળ જીવનનો અમૂલ્ય સમય ગમાડી સંશોધકો તેની સંશોધિત આવૃત્તિ પ્રગટ કરે છે, તેમ છતાં પાછી એ કૃતિઓ ક્રમેક્રમે ભૂલાઇ જાય છે. વળી પાછો કોઇક સંશોધક તેને શોધી કાઢે છે ને તેને પ્રસિદ્ધિ આપે છે. થોડો વખત રહીને જનતા પાછી તેને ભૂલી જાય છે, અને વળી કોઇક ત્રીજા સંશોધકને હાથે ચઢી તે કૃતિ પ્રસિદ્ધિમાં આવે છે. આમ સમય તેને વિસ્મરણની ધૂળમાં દાટે છે ને સંશોધકો ધૂળ ખસેડી તેને પ્રસિદ્ધિમાં લાવે છે, આમ ચાલ્યાજ કરે છે

ઘણી વાર આવી સંશોધિત કૃતિ પાછળ લેવાએલો શ્રમ અને ખરચાએલી વિદ્વતા જોતાં મને થાય છે કે ઘાસ ખોજનમે કાહશ ટીલાં? કોઇક મેવાડા કે લુહાણાના લેખની તિથિઓ ને મહિનાઓની સમજુતી પાછળ વિદ્વાન સંશોધકે લીધેલો શ્રમ જોતાં મને [illegible]રા પાડોશી પરાંજપે યાદ આવે છે. પોતાની [illegible] :ગયા મહાવિગ્રહ વખતે દરરોજની 'તાજી [illegible] એ આપતા. એમના પત્ની કંઇ સમજતાં [illegible] ઘણીજ મહેનતે એ કશુંક સમજાવી શકતા ત્યારે [illegible]મનાં પત્ની કંટાળીને કહેતાં, "ઓ! આમાં શું [illegible] કે નકામી આટલી માથાફોડ કરો? ભરી ગયેલા [illegible]ચમરને અંગરેજે માયરા તેમાં એવું શું થઇ ગયું કે આપણે ઉજાગરો કરવો પડે? કંઇ નોકરી ઓકરી ની મળે કે આવી પારકી પંચાત આખો દહાડો ક્યરા કરો!" પરાંજપેનાં આ વિદુષી પત્ની જેવું જ મને પણ કેટલીક સંશોધિત કૃતિઓ વાંચીને થાય છે. બીજું કંઇ દુનિયામાં વાંચવા સમજવાનું નથી કે આની-આવાની પાછળ આટઆટલી મહેનત આ લોકો કરે છે?

છતાં કેટલીકવાર આપણે પૂરા સ્થિર જઇએ' આપણી સર્જક શક્તિ ને કલ્પનાશક્તિ પ્રેરણા પામી જાગ્રત થઈ જાય એવી શોધો એ સંશોધકો કરે છે, અને એ શોધ કોઇક સ્વતંત્ર અપૂર્વ ને નવીન કૃતિ જેટલીજ અદ્‌ભુત ને આનન્દદાયક હોય છે.

શમ્સ-ઉલ-ઉલ્મા ડૉ. સર જમશેદજી'જી. મોદીએ એક શોધ હમણાં કરી છે. અશોક પારસી હતો, એમ પ્રતિપાદન કરવા એમણે પ્રયત્ન કર્યો છે. પરંતુ એમના આ સંશોધન વિષે જોઇએ તેવો ઉહાપોહ થયો નથી.-અશોક પારસી હતો કે નહિ તે વિષે સતત ને સબળ-ચર્ચાઓ ચાલી નથી. 'ચર્ચાપત્રી' આ વિષયને લઇને ઊછળી પડ્યા નથી. વિદ્વાન્ પુરાતત્વવિદોએ પોતાની વિદ્વત્તાના દીપક વડે 'આ વિષયને આંજી નાખ્યો નથી ટૂંકામાં વિદ્વત્તાના સાગરમાં પથરો પડ્યો છતાં જોઇએ તેવાં વમળો ઊઠયાં નથી.

આનું કારણ એટલું જ છે કે આપણા લેખકો, સંશોધકો, દુકાનદારો ને ગ્રેજ્યુએટોને જોઇએ તેવી જાહેરાત કરતાં આવડતી નથી. અમેરિકાના કોઇક વિદ્વાને આવી અપૂર્વ શોધ કરી હોત તો ત્યાં એક છેડાથી તે બીજા છેડા સુધી કેટલો ખળભળાટ થઇ ગયો હોત તે કલ્પી શકાય એમ છે. જે દિવસે શમ્સ-ઉલ-ઉલ્મા ડૉ. જમશેદજી મોદીએ આ ભાષણ કર્યું, તે દિવસે, કંઇ નહિ તો મુંબઇ આગળ કોન્ફરંસના કાર્યકર્તાઓએ નીચેની મતલબના મોટાં પાટિયાં ચીતરાવી ત્યાં મૂકાવવાં જોઇતાં હતાં.

જાણો છો :

**અશોક કોણ હતો ?**

તમે ધારો છો કે તમે જાણો છો

પણ

અમે જાણીએ છીએ

કે

તમે જાણતા નથી.

જાણવું હોય તો આવો ને સાંભળો

ડૉ. સર જ. છ. મોદીનું ભાષણ

---

અશોક હિંદુ હતો ? ના મુસલમાન હતો ? ના. અંગ્રેજ હતો ? જાપાનિઝ હતો ? ના,ના ત્યારે !

એ પ્રશ્નનો કોયડો ઉકેલશે આજે

શમ્સ-ઉલ-ઉલમા ડૉ. સર જમશેદજી જી. મોદી

---

તમારો માનીતો પેશો જુનો ને જાણીતો ચક્રવર્તી સમ્રાટ્ અશોક ( મિસ્તારના લેખવાળો )

હિંદુ નહોતો, મુસલમાન નહોતો, પણ-કોણ હતો તે આજે ડૉ. સર જમશેદજી મોદી કહેશે.

---

આ પ્રકારની જાહેરાત ભાષણની પૂર્વે અને પછી પણ પુષ્કળ પ્રમાણમાં કરી હોત, તો એ નવીન શોધને યોગ્ય ચર્ચાઓ ચાલત. પણ હવે એ જાહેરાતની ખોટ કંઈક અંશે મારા આ પ્રયત્નથી પૂરી પડશે એમ ધારું છું.

પરંતુ હું જે લખવા માંગું છું તે આ જાહેરાત વિષે નથી. અશોક પારસી હતો એમ જાણ્યા પછી એનું જીવન, એની ભાષા, એની રીતભાત વગેરે વિષે મારી કલ્પનાશક્તિ કેટલી ઉત્તેજીત થઈ તે હું લખવા માગતો હતો. અશોક નામ પારસીનું ન હોય, તેમજ કોઈ પારસી રાજા તે સમયમાં હિંદની ગાદીએ આવ્યો હોય એ બનવા જેવું નથી એવા વિરુદ્ધ પ્રકારનાં અનુમાનોને અવગણીને મેં તો માની જ લીધું કે અશોક પારસી હતો.

કોડિયાઘાટની નાની ટોપી, પહોળો ઇજાર, અંગરખું ને બદન પહેરીને હું એને ફરતો જોઉં છું. સામેથી માથે માથાબાનું બાંધેલી સદરી ને કબજામાં શોભતી એની પત્ની આવે છે. અશોકને વિચારમાં ફરતો જોઈને એ કહે છે. 'અસુ ! આ આખો દારો સું કરેચ ? ટને જ્યારે બી જોઉંચ ત્યારે હું બેજાનું કંઈજ કરટો હોયચ. ડીયર, જરાક તો આરામ લે, જરા સોડા ટારી પી આમ હિંદુસ્તાનની કાણી સીરીઆ-ઉસ કાયું કરી હું કરિયા કરમે ટો મને જરીબી નહિ ગમસે. જો અશોક કંઈ સાંભળતો હોય એમ દેખાયું નહિ એટલે આંખમાં આંસુ લાવી એવણ બોલ્યાં 'અરે ! તું સમજેચ કે ? હું કેવારની બોલિયાં કરુંચ ને ટારે મન ટો કંઈ નહિ. હું ટો ટારી પરથી ઓવારી જાઉંસ ને ટને ટો...અસુ ! અસુ ! તું આવું કાંય કરેચ ? ટને-મારી-જરીબી માયા મહોબત-કંઈ લાગન-વલગન છેજ નહિ ?' અશોક ભાનમાં આવીને એની પાસે આવે છે ને પ્રિયાને આશ્વાસન આપતો કહે છે. 'જોની ડિયર, હું રાજા પરિયો ને ટેબી ચક્રવર્તી, એટલે મારે માથે કંઈ કેટલી વરીઝ પરેલી છે ટેની ટને ખબર બી નઠી ! પન હવે, ટમનાં ટો હું ટારોજ વિચાર કરટો'ટો-' 'ટેમાંજ હું આવી ટેબી ટમે મારે સામ્મે બી જોયું નહિ !' અશોકનાં શ્રીમતી સખાઈથી વચ્ચે બોલી ઉઠ્યાં. ' નહિ રે એવું

સું બોલેચ! ટને ખબર છે ડિયર, કે ફું એવું એવું બોલીને મારૂં હાર્ટ ભાંજી નાખેચ? જો, હું એમ વિચાર કરટો'ટો કે આપરો એકાદ દારો સુરટ જઈને ટારી 'પીસં' ને દારો બધી સેર કરીસું. પેલો ફારસી કવિ ઓમર ખય્યામ લખી ગીરોચ ને કે ફું. હું ને સોનજી ટારીનું એક ચરિયું! બસ એજ ઝાડના ઠંડા છાયા: નીચે. અમારે જન્નત. ટેમ એક દારો આપને બી કરવું ચ." 'ઓ ડિયર, એમછે ટો કહેટો કાય નહિ! ચનની આજ જ... ....'



'આમ સીરીઆઉંસ કાયું કરી ડુંકરિયા કરશે ટો મને જરીબી નહિં ગમસે જો!'

સપત્ની સુરત આવીને અશોકે તાડી પીધી એવી શોધ હજી થઇ નથી; પણ તેથી એણે એમ નથી કીધું, એમ પણ સિદ્ધ થતું નથી. હું તો માનું છું કે અશોક ... અવ્વાડિયે એક વાર સુરત આવતો ને ...રી પી જતો. સંશોધકો કાગળથી આ ... શોધ ચલાવશે તો એ પણ નિર્વિવાદ ...તે જડી આવવાનો સંભવ છે.

અશોક ધર્મિષ્ઠ હતો. ધર્મના ઉપર એણે ઘણા ...ખો કોતરાવેલા છે. પણ હજી એ બધા જડયા હોય એમ હું માનતો નથી. અત્યાર સુધીના એના લેખો ઉપરથી બૌદ્ધ ધર્મ તરફ એનું વલણ હતું એમ લાગે છે, પણ એ પારસી થઇ ગયો ત્યાર પછી એણે લેખો કોતરાવેલા તે જોવા જેવા છે. હજી બધા લેખો જડયા નથી; કેટલાક બરાબર ઉકલ્યા નથી, પણ મને જે થોડા જડયા છે તેમાંના કેટલાક નીચે ઊતારૂં છું:

પસાર કટા આ રસ્ટેથી મનખ?
આરટેથી વાંચીને આપ લેખને પરખ.

કોટરાવિયા લેખ છે જે મેં પારની
કે હું કોટરજે ટારા જીભરની અંડર
મઝા બી કીઢી ને ટેં મોજબી કીઢી,
સુરટ જઇને, ટેં સોનજી ટારી બી પીઢી.
સુર્ગા ને શીરીનની હું સાથે ફરિયો,
શીચોરાં બી બબ્બે દાહે રમિયો.
વાસ બી ઓલિયા ને ટેં સેર બી કીડું,
મોતું બી ધસી ધસી ચકચકટું કીડું.
પન ઓ મનખ ટને એમ હું પૂછસ,
ટને મલિયો આય દુનિયામાં જરીબી જસ!

કરમની ઉપર જો ધ્યાન તું ધરે,
તો મોજની સાથે તને જસખી મળે

× × × ×

કેવસ કેવસ ને ફિરથી કેવસ,
નેકીના રાહ પર તું ચાલજે મનખ.

× + + +

પા'ર પર લખિયું છે આય અશોકનું વચન
ઘુરી છે દુનિયા ને સાચ્ચુ છે ભજન.

× × ×

હારે છે ઘોરા ને હારે છે વાઘ,
હારે છે દીકરો ને હારે છે બાપ;
હારે છે ગાય ને હારે છે ગધ્ધા,
હારે છે બકરાં ને હારે માટીડાં.
દુનિયા છે આય એક દેરદિર,
કસિપો તેમાં તું હોય કઇને ચોર?
નેકીને રસ્તે બસ રીડો તું ચાલ,
નહી તો થસે તારા હાલ ને હવાલ.

× × ×

બહરે સારૂં કોઇ નજરે પરેચ,
કે પૈસા સાનાં તું કાં'રી મરેચ!
હૈયાની ભાજીને એ ભૂક કરસે,
ટેથી ટારૂં સું દુનિયામાં વધસે?
ચોચોરા જોઇને સાનો ઓલવરાઈ મરેચ?
પૈસાને તો સું સું ફુટરા બી સુધેચ!
સાચ્ચુ માનજે બસ એક સાહેબનું નામ,
ટેહીજ પાર પરસે ટારા કામ બી ટમામ
બૈરૂં બી દેસે ને પૈસા બી દેસે
જસ બી દેસે ને ટને મઝા બી દેસે,
ખુડાજ બસ એક ટને બદલું દેસે,
એક ખુદા ઉપર બસ તું યકીન દેજે.
હારે મારે મેં આય કોતરિયું સમજ,



સમ્રાટ અશોક : હું, હું, ને સોનજી દારીનું એક ધરિયું–
ઝાડના ઘરા પડછાયા નીચે. બસ એજ અમારૂં જન્નત.

પન હું ભુલી જાય તો ટેમાં હું સું કરસ?

અશોકના બીજા આવા અનેક લેખો કોઇ કોઇ પર્વતો પર કોતરાયેલા પડયા હશે પણ સંશોધકોની વાટ જોઇ અણવાંચ્યાં અણજોયાં હજી તે પ્રસિદ્ધિમાં આવ્યાં નથી.

ઉપરના લેખો (કવિ તો) મને ક્યાંથી ને કેવા સંજોગોમાં મળ્યા છે તે હું કહી શકું તેમ નથી. પણ હું એટલું તો નિસ્સન્દેહ માનું છું કે એ લેખો અશોકે જ લખાવેલા-કોતરાવેલા, એમ એક વાર સિદ્ધ થાય, (અને એમ સિદ્ધ કરવું બહુ અઘરૂં નથી. જાણકારો સહેલાઇથી સમજી શકશે.) તો પછી અશોક પારસી હતો, તે વિષે ભણ્યા ગોઅનેજ સન્દેહ રહે હમણાં તો મારી આ નિર્બલ દીપશિખા કોઇ હૃદયમાં પ્રચંડ જ્યોત પ્રગટાવે એટલી આશા માત્ર રાખું છું.



# મહાન યોગી



એવો કોણ છે યોગીડો આજ, બેઠો ચરોડે રે...(ટેક)

કષ્ટ સહે કેં કારમાં, એતો લેશ ન આણે મન,
અંગ શોષાતાં આત્મા-વિકાસે હસતું હંમેશ વદન....એવો૦ ૧

સત્યની કાજે મરજીવો* એ, દુઃખ સાગરે ઊભાય.
ધરતી ધ્રુજાવે મંત્રથી એતો, રાષ્ટ્રવેદીએ હોમાય....એવો૦ ૨

તકલી તાર બ્રહ્માસ્ત્ર જેવા, શસ્ત્રો અહિંસામય,
રેંટીયો ચક્ર સુદર્શન જેવો, મરવાનો નહિં ભય....એવો૦ ૩

જનતા કહે મહાત્મા એને, સાચો સત્યાગ્રહી વીર,
હિંદને કાજે જેલ સેવંતા, જગાડે હિંદનું હીર....એવો૦ ૪

પડકારે જનતા આઝાદી કાજે, કરવા કેસરીયાં હાલ,
આઝાદી જંગે મોરચા માંડયા, રાખી અહિંસા-ઢાલ...એવો૦ ૫

'મારતાં નહીં મરતાં શીખો', યોગી કરે પડકાર,
નાક રાખ્યું ગુજરાતનું લ્હેણે, સત્યાગ્રહીનો જેજેકાર....એવો૦ ૬

પુરુષોત્તમદાસ શાહ

* મરીને જીવનાર



# સેવાયુગનો સિતારો

## પંડિત મોતીલાલ નહેરૂ



ગયા તા. ૬ઠી ની સવારે ભારતના વર્તમાન સેવાયુગનો એક સિતારો ખરી પડ્યો! પંડિત મોતીલાલ નહેરૂ સ્વર્ગવાસી થયા! પ્રભુપ્રદાનો વારસો ધરાવતા ભારતે તેમને દીર્ઘાયુષ્ય અર્પવા પ્રભુપ્રાર્થનાઓ કરી, પણ તે નિષ્ફળ ગઈ. એ નિર્માણમાં વિધિનો શુભ સંકેત જ હશે એમ માની ભારતે હવે ધૈર્ય ધારણ કરવું રહ્યું.

પંડિત મોતીલાલજીમાં ભારતની અનેરી આશાઓ હતી. મૃત્યુના થોડા દિવસ અગાઉ તેમણે તીવ્ર વ્યાધિગ્રસ્ત અવસ્થામાં પણ જીવનનો ઉત્સાહ દાખવ્યો હતો અને ભારતને મુક્ત થયેલું જોવાની અભિલાષા દર્શાવી હતી. પોતાનું ઉત્તર જીવન જ નહિ પરન્તુ ગૃહસ્થ તરીકેના વ્યવસાયી જીવનમાં પણ તેમણે સેવાને પોતાનો મહામંત્ર બનાવ્યો હતો.

પચીસ વર્ષની વયે ૧૮૮૭ માં તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો અને બુદ્ધિવિભવ, ખંત તથા સાહસથી થોડા જ વખતમાં તે પહેલી પ્રેક્ટીસ જમાવી શક્યા. તેમની સમીપે દ્રવ્યના ઢગલા થવા લાગ્યા. મુરાદાબાદના શ્રીમાન્ રાજા પરમાનંદ પાસેથી અલ્હાબાદનો તેમનો બંગલો ખરીદી તેમાં તેમણે પુષ્કળ દ્રવ્ય ખર્ચી તેનો એક મોટો મહેલ બનાવી દીધો. એટલું જ નહિ પણ એ 'આનંદભવન' ને જોનારાઓ કહે છે કે એ મહેલમાં અને તેની આસપાસની પુષ્પવાટિકામાં એ કાશ્મીરી પંડિતની સૌન્દર્યપૂજા, રસમર્મકારિતા અને કલાભિજ્ઞતા મૂર્તિમન્ત થયા વિના રહેતાં નથી! એ લાખો રૂપિયાના મૂલ્યનું "આનંદભવન" તેમણે ભારતની રાષ્ટ્રીય મહાસભાને અર્પણ કરીને પોતાના સેવારૂપી મહામંત્રને ભારતની દેશસેવાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાવ્યો છે.

વકીલાતમાં પ્રતિવર્ષે તેમને લાખોની આવક હતી. એ આવકે તેમને સુખવસ્તુ બનાવ્યા. દેવી વૈભવમાં આળોટતા કરી મૂક્યા હોય તેમાં શું આશ્ચર્ય? કહેવાય છે કે જ્યારે તે પ્રવાસ કરતાં ત્યારે શું રેલ્વે ટ્રેનમાં કે શું જંગલમાં કોઈક તંબૂમાં પોતાના ઘરના જેવી જ સઘળી સુખસગવડની સામગ્રી તેમની સાથે હોય! અને એ સુખવસ્તુ ગર્ભશ્રીમન્ત મહાપુરૂષે ૧૯૨૦

માં ધંધો છોડયો, પેરીસથી ધોવાઇને આવતાં ઉસ્થામાં છેલ્લી ફેશનના કપડાં છોડયાં તથા ખાદી ધારણ કરી વૈભવ વિલાસ છોડયો અને મહેલોમાં વસવા છતાં સમૃદ્ધિથી નિર્લેપ રહેવા માંડયું. જેવો પ્રબળ રાગ, તેવો જ પ્રબળ મૂર્તિમંત ત્યાગ.

જનસેવાર્થે પહેલાં તે લેખો લખીને આંદોલન કરતા; રાષ્ટ્રીય મહાસભામાં તે હાજરી આપતા પરંતુ ૧૯૦૯ મા તે મહાસભાસમિતિમાં ચુંટાયા. મહાસભાની બેઠકમાં તેમણે અનેક પ્રસંગે ભાષણો આપેલાં; સાત વર્ષ સુધી તે સંયુક્ત પ્રાન્તોની મહાસભા સમિતિના પ્રમુખપદે રહેલા અને એ માર્ગોમાં તેમણે ચૈતન્ય રેડેલું; ૧૯૦૭ મા તે સંયુક્ત પ્રાંતોની પ્રાંતિક પરિષદના પ્રમુખ થયા હતા, અને દેશના રાજ્યવહીવટમાં દેશનેતાઓને સ્થાન આપવાની આવશ્યકતાનો તેમણે પોકાર કરેલો; ડૉ. બેસંટની "હોમરૂલ લીગ"ની ચળવળમાં પણ તે ૧૯૧૭ માં જોડાયા હતા; પંજાબના હત્યાકાંડની મહાસભાની તપાસ સમિતિના તે પ્રમુખ હતા અને એ પહેલી તેમણે કરેલી સેવાને પરિણામે ૧૯૧૯ માં અમૃતસરની મહાસભાના પ્રમુખ તરીકે તે ચુંટાયા. આ સમય દર્મિયાન તે વખતે ૧ખત સંયુક્ત પ્રાંતોની ધારાસભામાં પ્રજા તરફથી ચુંટાતા, કારણકે ધારાસભા દ્વારા દેશસેવા સારી રીતે બજાવાય છે તેવી તે સમયે પ્રબળ માન્યતા હતી.

મહાત્મા ગાંધીજીએ અસહકારનું આંદોલન શરુ કર્યું, તે સમયે તે તેમાં જોડાયા; પરન્તુ એ આંદોલન ધાર્યા પ્રમાણે સફળ ન થવાથી દેશબંધુ દાસ અને તેઓ એમ માનવા લાગ્યા કે ધારાસભાની અંદર અને બહાર બેઉ બાજુએ મથન કરવાથી હિંદ વહેલું સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકશે. આ માન્યતામાંથી "સ્વરાજ્ય પક્ષ" ઉત્પન્ન થયો,' પરન્તુ એ પક્ષની સમધા થોડા સમયમાં ભાગી ગઇ અને પુનઃ જે અસહકાર ચાલ્યો તેમાં એક મોખરાના સરદાર પંડિત મોતીલાલજી થયા! મૃત્યુ સુધી તે અસહકારી નેતાજ રહ્યા, જો કે સર્વ પક્ષ પરિષદના પ્રમુખ તરીકે કામ કરીને જાણીતો 'નેહરુ રીપૉર્ટ' ઘડવામાં તેમણે સહકારી નેતાઓનો પણ ખુલ્લા દિલથી સહકાર અને સ્વીકાર કર્યો હતો. તેમની પ્રતિભાશક્તિ, તેમની સેવાવૃત્તિ, તેમની દીર્ઘદષ્ટિ અને તેમની પરમત સહિષ્ણુતા પ્રત્યે ભારતની દરેક કોમ અને જાતિની માનદષ્ટિ હતી. તેમના વક્તૃત્વનો અજબ પ્રભાવ પડતો. ૧૯૨૭ માં લંડનમાં તેમનું એક ભાષણ સાંભળીને એક ઇટાલિયન યુવતી બોલી હતી: 'બીજા સીનોર મુસોલીની જેવા હોય તો આ રહ્યા. ઉભય વચ્ચે માત્ર વયનો તફાવત બાદ કરતાં ઘણું સામ્ય જણાઇ આવે છે." પરન્તુ કેળવ બુદ્ધિ, અનુપમ વ્યવહારબુદ્ધિ અને વિવેકશક્તિમાં મોતીલાલજી મુસોલીની કરતાં ચડે પંડિત મોતીલાલજી મુસોલીની, જેટલા ઉતાવળા અને અવિચારી નહોતા: મુસોલીની કરતાં તેમની વધેલી વયે તેમને વધુ પરિપક્વ-કેળવ બુદ્ધિવાળા બનાવ્યા હતા.

વર્તમાન સત્યાગ્રહની લડતના એક અગ્રણી તરીકે તેમને જેલ નિવાસ કરવો પડયો હતો અને જેલમાં તેમની માંદગી વધી સરકારે પડતાં તેમને છોડયા હતા. પરન્તુ ત્યાં લાગુ પડેલી માંદગીજ છેવટે જીવલેણ થઇ પડી અને રાષ્ટ્રના વર્તમાન સેવાયુગનો એ શુક્ર તારો શુક્રવારે ખરી પડયો! પ્રભુ તેમના આત્માને શાન્તિ બક્ષો!

ચુનીલાલ વર્ધમાન શાહ



# આના પાવલોવા



[ દુનિયાની એક અપૂર્વ નૃત્યકાનો અંત ]

લેખક : રા. ચન્દ્રકાન્ત સુતરીઆ

સેન્ટ પીટર્સ બર્ગ શહેરમાં ૩૧ મી જાનેવારી ૧૮૮૫ ને દિવસે સ્વર્ગની એક અપ્સરા ઉતરીને પૃથ્વી પર અવતરે છે; અને દશ વર્ષ સુધી મનોહર બાલ્યકાળ વીતાવી એ શહેરના મેરીન્સકી થીએટરના બેલેટ વર્ગમાં તે જોડાય છે; તે નાચે છે ત્યારે સૌને મુગ્ધ કરે છે. તેનો કોમળ કર સર્પની માફક હાલે છે ને તેના સુંવાળા પગની એડી પૃથ્વી પર ટેકો દેતી જણાતી નથી. તેની મનોહર દેહાવલિ નાગની ફેણ જેવી દેખાય છે–આખા થીએટરમા આ મનોહર બાલિકાને સૌ અનિમિષ નયને જોઇ રહે છે અને દૂર રશિયન સંગીત બંધ થતાં વારજ એ બાલિકા હાથ પ્રસારી નૃત્ય બંધ કરી શિર નમાવે છે ત્યારે આખુ થીએટર "ફરી એકવાર, બાલા, ફરી એકવાર" ની ગર્જનાઓથી ગાજી ઉઠે છે. પણ, આ બાલિકા ત્યાં પોતાનું શિક્ષણ પુરું કરીને બાદશાહી નાટકશાળામા નૃત્યકલા દેખાડે છે ત્યારે તો આખા રશિયામાં નૃત્તિકાની કીર્તિ તે કમાય છે અને વિશ્વની નૃત્તિકાઓમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા તે સેવે છે. પોતાના સ્વપ્ના સિદ્ધ કરવા માટે એ નૃત્યની લલિતકલામાં તન મન પરોવે છે; શુભ અને ઉજાગરા વેઠે છે; કોમળ કર અને પગને કસરત આપે છે–આ બાલા બાળકી, આના પાવલોવાને નામે જગમશહુર નૃત્તિકા બને છે.

રૂશિયામાં તેણે મુગ્ધાવસ્થા વીતાવી અને દેશપરદેશ ભમીને નૃત્યકલાનો વિકાસ કરવાની તેની પ્રબળ આંતરિક આકાંક્ષા છતાં ૨૫ વર્ષની યુવતી થઇ ત્યાં સુધી તે પાવલોવા ઇંગ્લાંડ આવી શકી નહિ; પણ જ્યારે તે આવી ત્યારે અને લંડનના મશહુર પેલેસ થીએટરમાં 'લ કાઇન' 'લ પેપીલન્સ' 'વાઝ ડેરાઇસ' એ નૃત્યો તેણે કરી બતાવ્યાં ત્યારે–તેની કીર્તિ લંડન નગરીમાં ખુબ ફેલાઇ ગઇ. ભયભરી અંગ્રેજ નૃત્તિકાઓ આની સામે ઝંખવાણી પડી ગઇ. પાવલોવા પરદેશમા એમ પ્રસિદ્ધિ પામવાને ભાગ્યશાળી બની.

તેને પોતાની શક્તિમાં વિશ્વાસ આવ્યો અને વિશ્વની વિલાસ નગરી પેરીસમા પગ મૂકી તેણે ત્રણ મશહુર રૂશિયન નૃત્યો કરી સૌને રીઝવ્યા; ત્યાંથી તે અપ્સરા નવી દુનિયામાં–અમેરીકામાં–ગઇ અને કીર્તિ અને કાંચન કમાઇને તે સ્વદેશ પાછી ફરી.

પછી, થોડાં વર્ષો સુધી તેણે લંડનના પેલેસ થીએટરમાં નૃત્યો કર્યાં ને પાછી અમેરીકા ગઇ અને પહેલાં કરતાં વધારે વિખ્યાત થઇ પાછી ફરી. પણ, પૂર્વના દેશોની પુરાણી નૃત્યકલા વિષે તેણે પોતાની કારકિર્દી દરમ્યાન ઘણું વાંચ્યું અને જાણ્યું હતું એટલે તે તેનો અભ્યાસ કરવાને ને સારું હોય તેટલું પોતાની જીવનકલામાં ઉતારવાને ઝંખતી હતી.



રશીયન નૃત્યકી આનાપાવલોવા

આ અપ્સરા પાછળી યુરોપ ગાંડું બન્યું હતું રમ્ય નૃત્યો નિરખવા માટે, તે રીઝે, લોકો પૈસા અને ધનિક અમેરીકનો પોતાના દેશમાં તેનાં મનો- વેરવા મરી પડતા હતા પણ તે બધું દૂર ઉપેક્ષીને

પાવલોવા ૨૯, માં પોતાની સખીઓ સાથે હિન્દુસ્તાનની મુસાફરીએ આવી. અને આજે મારા જેવા એવાં હજારો માણસોને યાદ હશે કે મુંબાઇના એક્સેલસીયર થીએટરમાં તેની કલા નીરખવાને ટીકીટ મેળવવાને કેટકેટલાં ફાંફાં મારવાં પડતાં હતાં; હિન્દુસ્તાનમાં આ નૃત્તિકા કમાવા ન્હોતી આવી, પણ આ દેશને જોવાને ને તેની પ્રાચીન નૃત્યકલામાંથી સુંદર તત્વ હોય તે ગ્રહણ કરી તેનું નવસર્જન કરવાને તે આવી હતી એ કદાચ બહુ થોડાં જણા જાણતાં હશે. સામાન્ય રીતે, આવાં કલાકારો અખબારોમાં પોતાની પ્રસિદ્ધિ માટે મરી ફીટે છે પણ પાવલોવા એવી પ્રસિદ્ધિથી પર હતી—કદાચ, પોતાને જોઇતી પ્રસિદ્ધિ મળી ગયા પછી તેને વધારે પ્રસિદ્ધિની જરૂર નહિ રહી હોય. પણ, મને યાદ છે કે, જ્યારે એક રાતે એક્સેલસીયર થીએટરમાં તેનું નૃત્ય શરૂ થવાને અર્ધોએક કલાકની વાર હતી, અને આખું થીએટર પ્રેક્ષકોથી ભરાઇ ગયું હતું, ત્યારે પડદા પાછળ પોતાના પ્રયોગનું 'રીહર્સલ' તે કરી રહી હતી, તે વેળાએ બે પત્રકારો તેને મળવા માટે ગયા હતા. આ મુલાકાત વખતે તેણે પોતાની પ્રસિદ્ધિ માટે જેટલી પરવા ન કરી તેટલી હિન્દની નૃત્યકલા જાણવા માટે કરી હતી.

"તમે જો નહિ છાપો તો એક વાત કહું" તેણે એક પત્રકારને કહ્યું: "જેમ કેટલાક સાયન્ટીસ્ટો વિજ્ઞાનમાં નવી શોધ કરવા માટે અવિરત પરિશ્રમ કરે છે, તેવું કરવાની મને પણ લ્હે લાગી છે." પાવલોવા આટલું બોલી અટકી પડી. ગળામાંથી સરકી પડતી નાની મોતીની માળા પાછી પ્હેરતાં તેણે જણાવ્યું: "હું દેશવિદેશની પ્રાચીન અર્વાચીન નૃત્યકલામાંથી કંઇક એવાં તત્વો શોધતી ગઇ છું કે જે સર્વેની સાથે એક નવીન નૃત્યકલામાં સમાવાઇ શકાય. અને જ્યારે એવું થશે ત્યારે અર્વાચીન યુરોપિયન નૃત્યકલાનું નવેસરથી સર્જન થશે."

"પણ, એવું કરવા જતાં તમે તમારી કલા દુનિયાને વધારે બનાવી શકશો નહિ એવું નથી લાગતું?" એક જણે પ્રશ્ન કર્યો, અને પાવલોવાએ કહ્યું: "સાચી વાત. મને ૪૪ વર્ષ તો થયાં .." અહીં મ્હોં ફેરવી, બાજુમાં ઉભેલા ચશ્માંવાળા જુવાન પત્રકાર તરફ નજર ફેરવી તે બોલી ઉઠી: "તમને નવાઇ લાગે છે! લાગે જ ને. હું હજી પ્રૌઢા નથી દેખાતી, પણ એ જવા દો. મારે હવે કમાવા કરતાં કે લોકના મનરંજન કરવા કરતાં જે કલાએ મારા જીવનનો વિકાસ કર્યો તે કલાની સેવા કરવાને મારું મન પ્રેરાયું છે. આ તમારી ઐતિહાસિક મશહુર દેશની અજન્ટાની ગુફાઓએ, અને કથ્થકલીની તેમજ એલીફન્ટાની કલાઓએ મારું એટલું બધું ધ્યાન ખેંચ્યું છે કે વાતજ નહિ. મારાં હવેનાં નવાં નૃત્યોમાં આ દશ્યો જોયા પછી સ્ફુરેલી પ્રેરણાથી અજબ તત્વો દાખલ કરવાને હું ઝંખી રહી છું, ને પેરિસ અને ન્યુયોર્કમાં જે ખાસ હીંદી બેલેટ નાચ કરવાનાં છે તેમાં એ ખૂબ સહાયભૂત થાય તેમ છે..."

પણ, પડદાની પેલી બાજુથી ઇશારો થાય છે ને પાવલોવા હસતી હસતી પત્રકારોની વિદાય લે છે.

બીજી એક મુલાકાત વેળાએ તેણે હિન્દી સંગીતની ભારે પ્રશંસા કર્યાનું યાદ છે.

હવે જ્યારે પાવલોવા પોતાની જીંદગીનું નૃત્ય બંધ કરી ચાલી ગઇ છે ત્યારે એક્સેલસીયર થીએટરના સ્ટેજપર નાચતા તેના રૂમઝુમતા પગના તાલનો રણકાર ફરીવાર ગુંજતો લાગે છે. હિન્દી કલાના અભ્યાસની તેની આકાંક્ષા, ને તે કલાનાં તત્વો દુનિયા સમક્ષ મૂકવાનાં તેનાં સ્વપ્નો યાદ આવે છે અને

જ્યારે એમ સાંભરે છે કે અર્વાચીન નૃત્યકલાના સર્જનમાં અમૂલ્ય હિસ્સો અર્પનાર અને એ કલાની મહાન ઉપાસક, હિન્દી નૃત્યની ભારે પ્રશંસક અને 'રાધા કૃષ્ણ' અને 'ગોપી' ના નૃત્યથી સૌનાં મન રંજન કરનાર પાવલોવા હવે ચાલી ગઇ છે—ને હવે ફરી કોઇવાર તે પોતાનાં મશહુર નૃત્યો નહિ બતાવે—ત્યારે એમ થાય છે કે, પાવલોવા જવાથી લલિતકલાને ગયેલી એક મહાન ખોટ કદિયે પૂરાશે ખરી!

અને, જો કે અલબત્ત, હિન્દી નૃત્યકલા વિકસાવવામાં આજે રૂથ ડેનીસ અને ટેડ શોન, ઉદયશંકર, મેનકા કે રાગિની દેવી પોતાનું બનતું કરે છે પણ છતા જે અપૂર્વ ભક્તિભાવથી આના પાવલોવા હિંદી નૃત્ય કલાની પૂજારણ બની રહી હતી તેવા ભક્તિભાવથી આ કલા માટે કોઇ નૃત્તિકા મરી ફીટશે ખરી! સૌ લીલાબ્હેન મુનશીએ લલિત કલા સંબંધે લખતાં એક વેળા આપણી સ્થિતિનું સુંદર રીતે ભાન કરાવ્યું છે.

"જેમ હીન્દની લગભગ બધી વસ્તુઓને સર્જન કરવાનું માન પરદેશી કલાકારો ખાટી ગયા છે. તેમ હીન્દની લલિત કલાઓનો પુનરુદ્ધાર પણ પરદેશીઓને હાથેજ નિર્માણ થયો હશે કે શું એવી શંકા આવે છે......પશ્ચિમ આપણો દેહ તો ભડે છે, પણ આપણો આત્મા પણ હવે એણે આપેલી વૃત્તિઓ લઇને જન્મશે શું?

હીન્દ! જાગૃત થઇ તારી કલાઓનો ઉદ્ધાર કરવા કટિબદ્ધ થા, તારી આંખે આવેલાં પડળ દૂર કરે, તારા આત્માનાં આવરણોને છેદી નાંખ અને પશ્ચિમમાં આથમતાં કિરણોને પાછાં પૂર્વમાં ઉગાડ."

સૌ. લીલા બહેનના ઉદ્‌ગાર સાથે સહમત થઇને જણાવીશ કે આજે આખા જગતના કલાભક્તો સાથે હિંદ પણ આના પાવલોવાના મૃત્યુ માટે આંસુ સારે છે, અને લલિતકલાનો વિકાસ હિંદમાં હિંદીઓ દ્વારા જ થાય એવી મહેચ્છા સેવે છે.





# મારી નોંધપોથી

તા. ૨૫ : ૮ : ૩૦.

"'તમો હજી બહાર છો ! જેલમાં નથી ગયા ?' મારા એક અસહકારી મિત્રે મને રસ્તામાં ઉભો રાખી પૂછ્યું. 'ના. હું તો 'હજી બહાર'જ છું, પણ તમે નથી ગયા ?' મેં પૂછ્યું. 'થોડા દિવસમાં જઈશ, પણ તમે ક્યારે આવો છો ?' એણે કહ્યું. 'મારૂં નક્કી નહીં, ચાલો જરા મારે કામ છે.' કહી હું ચાલતો થયો.

એમને તો મેં આમ પતાવ્યા, પણ ઘણીવાર હું જવાબ દેતાં ગુંચવાઇ જોઉં છું 'આમ ફર્યા કરે છે તેના કરતાં સત્યાગ્રહમાં જોડાઇ જાની ! તારે કોની બીક છે ?' 'દેશ આખાના પુરુષો જેલમાં જાય છે, લાઠી ખાય છે ત્યારે તમને મોજ કરવી કેમ ગમે છે ?' 'બોલવા લખવામાં તો શૂરા છો, કામ કરતી વેળા આગળ ચાલતો નથી ?' 'હવે ક્યાં સુધી વિચાર કરશો ?' આવા આવા મુરબ્બીઓ અને મિત્રોના પ્રશ્નોથી હું મૂંઝાઇ અને જવાબ દેવા માથું ખંજવાળતો પણ માથું ખંજવાળ્યા છતાં જવાબ દઈ શકતો નહિ.

અચાનક મારા હાથમાં 'કૌમુદી' આવ્યું. તેમાં રા. 'વિનોદકાન્ત' ની ડાયરી વાંચી. શ્રી મુનશીએ મુંબાઇમાં ભાષણ કરતાં કહ્યું હતું, 'તમે લાઠીનો ને કેદનો ભય ઉડાડ્યો છે, હવે ગોળાનો પણ છોડી દો' આ ભાષણ પછી થોડાજ સમયમાં શ્રી મુનશી પકડાયા. તે વિષે ટીકા કરતાં રા. 'વિનોદકાન્તે' એવી મતલબનું લખ્યું હતું કે 'શ્રી મુનશી પોતે જેલમાં અ વર્ગની સહેલ માણવા ચાલ્યા ગયા, અને આપણા જેવાને માટે ગોળા ખાવાનું રહેવા દીધું ! આ વાંચ્યા પછી મને જવાબ જડ્યો. 'તમે કેદમાં કેમ નથી ગયા ?' એમ મને કોઈ પૂછતું તો હું તરત જવાબ દેતો, 'ના, હું નથી ગયો. હું તો પેલા 'વિનોદકાન્ત' ની માફક ગોળા ખાવા બહાર રહ્યો છું.'

પણ એ બહાનું પણ લાંબો વખત ચાલ્યું નહિ. કારણ કે મેં ગોળી કોઇક વાર લાડુની ને ઘણી વાર દવાની ખાધી, પણ બંદુકની ગોળી હજી ખાધી તો શું પણ જોઈ પણ નથી. 'ગોળી ખાવી છે તો આમ બેસી કેમ રહ્યો છે ! પડ મેદાને' એવાં વાક્યો સંભળાવા લાગ્યા. આખરે બહુ વિચાર કરીને મેં એવા બધા પ્રશ્નો માટે એક જવાબ શોધી કાઢ્યો. 'વિચાર કરૂં છું, કાલે જવાબ દઇશ.'

કાલ કોઇ અદ્ભુત વસ્તુ છે. એ મને બહુ ખપમાં આવે છે. મારા એક મિત્ર છે. તેને ઘેર જવાનો હું પાંચ સાત વર્ષથી વાયદો કર્યા કરૂં છું. તેઓ જ્યારે અચાનક મળી જાય છે ને એ વાયદાની યાદ આપે છે, ત્યારે એ કાલ મારી મદદે આવે છે 'કાલે જરૂર આવીશ' એમ હું કહું છું, અને એ કાલ આવતીજ નથી.

આ કાલની યુક્તિની હું મારા એક દેણદાર પાસેથી શીખ્યો છું. હું જ્યારે જ્યારે એમને મળું છું ને મારા માગતા પૈસા માટેની એમની ભૂલકણી

સ્મૃતિને સતેજ કરું છું, ત્યારે હંમેશાં એઓ કહે છેઃ 'અરે! ભૂલી ગયો હં. કાલે જરૂર આવી જઈશ.'

ઘણા જૂના વખતથી એક જૂનો રોગ મને લાગુ પડી ગયો છે. કામ કરવાનું મન થતું નથી અને આખો દિવસ આળસ આવ્યા કરે છે. આ રોગના મને વારંવાર હુમલા આવે છે. તેવે વખતે એ રોગ ન હોત તો શું થાત તે હું કલ્પી શકતો નથી. 'કાલે કરીશ' એ એ રોગ ઉપર રામબાણ ઔષધ છે. એ ઔષધના અવિરત ઉપયોગેજ મારી જીંદગી બચાવી છે એમ હું માનું છું. કોઈ પણ કામ કરવાનું હોય ત્યારે હું લોકોને તેમજ મારા મનને કહું છું 'એ કામ કાલે કરી નાખીશ.'

મારો આજનો કાર્યક્રમ કોઈ જુએ, તો મને આળસુ માને પણ હું ઘણુંખરું તો કાલનોજ કાર્યક્રમ કહું છું ને 'કેવા ઉદ્યોગી માણસ' એવા ભાવ એ બધાને મારે માટે થાય છે. આજનો હું તો બહુ સામાન્ય પ્રકારનો મનુષ્ય છું; પણ કાલનો હું કોઈ જોઈ શકે તો તે મને જરૂર મહાપુરુષ થઈ ગયેલો નહિ, તો મહાપુરુષત્વને પંથે ચડેલો તો જરૂર માને. આજે હું મોડો ઉઠ્યો, પણ કાલે તો બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવાનો છું; આજે મેં કંઈ કીધું નહિ, આજે તો જરાક જૂઠું પણ બોલ્યો પણ કાલે પુષ્કળ કામ કરવાનો છું, ને કાલથી સત્ય સિવાય બીજું બોલવાનો નથી. આજે હું નિર્બળ શરીરનો, સામાન્ય માનસિક શક્તિવાળો, સાધારણ નૈતિક ભાવનાઓથી ભરેલો ને સુખની ઇચ્છાવાળો માત્ર છું; પરંતુ કાલે રામમૂર્તિ જેવો પહેલવાન, અસામાન્ય માનસિક પ્રતિભાવાળો, અલૌકિક નૈતિક ભાવનાઓથી ભરેલો ને સંપૂર્ણ રીતે સુખી થઈશ. હું એટલુંજ ઇચ્છું છું કે કાલનો હું તે આજેજ હું હોત!

જ્યોતિષશાસ્ત્ર આખું આ કાલ-બળ પર રચાયું છે. આજે તમે પૈસાદાર નથી, પણ કાલે થશો; આજે તમને તમારી હૃદયરાણી મળે એવો સંભવ દેખાતો નથી, પણ કાલે તમારી આશા પરિપૂર્ણ થશે, આજે તમારું ભાગ્ય ઉંઘી ગયું છે, પણ કાલથી જાગૃત થઈ જવાનું છે, એમ કહી કહીને જોશીઓ કાલના બળથી આજેજ પૈસા મેળવે છે

પણ કેટલીક વાર સામો મનુષ્ય કાલના બળનો આશ્રય શોધે છે ત્યારે આપણને કાલ પર ચીઢ ચડે છે, ને તે વેળા પણ હવે હું કાલના ગુણ કાલેજ ગાઈશ.



# ઓળખના અંતરાય

- નાટક -

લેખક : રા. યશવંત પંડ્યા

ચિત્રકાર : રા. કનુ દેસાઈ

[વડોદરા સ્ટેશન બહાર એક બાજુ મોટરો ને બીજી બાજુ ઘોડાગાડીઓ છે વચ્ચે ત્રણ છત્રીમા ચાર જણા છુપાયાં છે છત્રી વિનાના નારાયણના હાથમા સુશોભિત કાશ્મીરી પેટી છે ]

અવધૂત : વસુ, ગાડી કરીશુ કે મોટર ?

વસુધા : નીલુ, શું કરીશુ ?

નીલાંજના : મને ક્યાં પૂછ્યુ છે !

નારાયણ : મોટર કરો.

નીલાંજના . તને ક્યાં પૂછ્યુ છે !

વસુધા : અવધૂત, જે કરવુ હોય તે કરો. કોઇ કાંઇ કહેતું નથી.

અવધૂત : પણ તારી શી મરજી છે ? કોઇ ન કહેતું હોય તો તું કહે.

વસુધા : મોટર કરો.

નીલાંજના : પણ એ આજે નહિ પરવડે. આપણે ફરવું છે ઘણું પણ જોવું છે વધુ કલાક લેખે લઇએ તોય ખૂબ ખરચ આવશે.

અવધૂત : ખરચનું તો જાણે સમજ્યા. એક વાર ખરચવા નીકળ્યા એટલે પછી પાછું વાળીને જોવાય નહિ. ક્યાં કોઇએ આગ્રહ કરીને આમંત્રણ મોકલ્યુ હતું કે તેને દોષ દેવાય ? હવે તો ખીસામાં હોય એટલું ખૂટાડીએ ત્યારે ખરું.

નારાયણ : તો લો મોટર.

નીલાંજના : વળી વચ્ચે બોલ્યો ! તારે અમારી સાથે આવવુ છે કે અહિંથીજ પાછા ફરવું છે ?

[ નારાયણ નીલાંજનાનો નાનો ભાઇ છે. ]

વસુધા : અવધૂત, આ તો અત્યારથી લડવા લાગ્યાં ! નિકાલ લાવ

અવધૂત : ( બૂમ મારી ) ગાડીવાળા આમ આવ.

[ ગાડી આવે છે. ]

નીલુ, વસુ, બેસવા લાગો.

[ ગાડીમાં બન્ને સામસામાં ગોઠવાય છે. કોની કને બેસવું, તેની અવધૂતને વિમાસણ થાય છે. આખર એ નીલાંજનાની સાથે ને વસુધાની સામે બેસે છે. બાકી રહેલી જગ્યા નારાયણ પૂરે છે. ]

( ગાડીવાળાને ) ચાલ; લઇ લે.

[ ગાડી ચાલે છે. નારાયણ પ્રત્યે ખીજાએલી નીલાંજના તેને ગમ્મત લેતા હસી પડે છે. એથી આનંદ પથરાય છે ]

નારાયણ : ( આંગળી ચીંધી ) અવધૂત, આ આવડી મોટી કોની કબર ? અહિંના રાજા તો હિંદુ છે ને ?



વસુધા : તું જેમ તેમ બરાડતો નહિ.

અવધૂત : પણ અસલના વખતમાં મુસલમાન બાદશાહો હતા. જેમ અત્યારે આમામાં અંગ્રેજ સરકારની સત્તા છે તોય તેણે તાજમહાલ તોડાવી નંખાવ્યો નથી તેમ અહિંનું પણ છે.

નારાયણ : બરાબર.

નીલાંજના : શું કપાળ બરાબર ?

[ ચમકી ઉઠે એ પહેલાં ]

વસુધા : નારાયણ, એ કોઈની કબર નથી, અમારી કોલેજ છે. ત્યાં ગાન દટાયું છે.

અવધૂત : એમ કહેવાય છે.

નારાયણ : જઈને જોયું ?

અવધૂત : ના. વિદ્યાર્થીઓ વિનાની વિદ્યાપીઠ શી ! જાણે પંખી વિનાનું પીંજર !

વસુધા : નીલુ, જો. સામે દેખાય છે એ અવધૂતની ઓરડી.

અવધૂત : નીલુ, ત્યાં જરા જઈશું ?

નીલાંજના : હા. રસ્તામાં ધૂળ બહુ ઉડી છે. મોં પર થર ચઢયા છે. વાળ પણ વીખરાયા છે.

નારાયણ : સાચી વાત કહી. મોં ધોઈને પછી નીકળીશું.

[ અવધૂત ગાદીને ઓઢી બાજી વાગવાનું કહે છે. ત્યાં પહોંચતા વેંત સૌ સૌને કામે વળગી જાય છે. નીલાંજના ને નારાયણ મોં ધોવા જાય છે. વસુધા વાળ ઓળે છે, અવધૂત નવો કોટ કાઢે છે. ]

વસુધા : દૂત, તું જેમ તેમ બરાડતો નહિ. તને ભોળી લાગે છે પણ, નીલુ લુચ્ચી છે. ચેતીને ચાલજે.

અવધૂત : અરે ! એના મોં પર તો લુચ્ચાઈની એક રેખા નથી !

નારાયણ : અને આ ઝાડોનું શું થએલું ?
અવધૂત : જમીનદોસ્ત.
નીલાંજના : નરુ, એટલું નથી સમજતો ?
અવધૂત : અને ભલભલાં જબ્બર જાનવર, જિરાફ, જિબ્રા જેવાંય તણાઈ ગએલાં !
વસુધા : એટલે એ હવે જોવા નહિ મળે, કેમ ?
અવધૂત : મળશે. પણ મરેલાં, મસાલો ભરેલાં.
વસુધા : ( નમણી નજરે ) વિદ્યાર્થી વિનાની વિદ્યાપીઠ જેવાં ?
નારાયણ : ત્યારે નાનાં નાજુક વાંદરાંનું શું થયું હશે ?
નીલાંજના : એને શું થાય ? જ્યાં જાઓ ત્યાં સાથેના સાથે !
વસુધા : લો. આ મંગલસ્થાન આવ્યું.

[ ચારે સંગ્રહસ્થાનમાં પ્રવેશે છે. વસુધા અને નારાયણ એક બાજુ જાય છે ]

નરુ, શું સુન્દર કારીગરી છે ?

નારાયણ : શી નવાઈ ! આપણો દેશ અમારો કેટલો જાહોજલાલી ભર્યો અને જ્વલંત હતો ! એની જોડી થવી નથી !

[ બીજી બાજુ નીલાંજના અને અવધૂત ફરતાં હોય છે. ]

નીલાંજના : અવધૂત, આ પાટણનાં પટોળાં, ઢાકાની મલમલ, કાબુલી શેતરંજી, કાશ્મીરી શાલો: એક જુઓ ને બીજું ભૂલો !
અવધૂત : ( મનમાં ) જેમ નીલુને જોઉં છું ને વસુને ભૂલું છું ! નીલુનું સૌન્દર્ય સાંભરતાં વસુ ઝાંખી ઝાંખી જણાય છે : વસુનું હૃદય સંભારતાં નીલુ લુખી લુખી લાગે છે ! કોણ કામનું !

[ એક કબાટમાં પ્રાન્ત પ્રાન્તની પાઘડી પહેરેલા પુરુષ મ્હોરાં પડ્યાં છે. અહિં ચારે એકઠાં થઈ જાય છે ]

જુઓ: આપણે ત્યાં કેટલી જાતો જોવે જાય છે.
વસુધા : પણ આટલી બધી ?
નારાયણ : એટલે તો દેશનો ઉદ્ધાર થતો નથી. જાત જૂદી, નાત જૂદી, તડ જૂદાં, આહાર જૂદા, વ્યવહાર જૂદા ! અરે ! દેશની શું; દુનિયાની દરેક જાતનો આપણે ત્યાં આશરો છે.
નીલાંજના : કોણે કહ્યું ?
નારાયણ : અરે ! અમારે ભૂગોળમાં એ ભણવાનું આવે છે.
વસુધા : નીલુ, આ જોયું ? અસલની કોઈ એક રજપુતાણી વનવગડા વચ્ચે, બબ્બે બહારવટિયાને કેવી હંકારી રહી છે !
નારાયણ : અને અત્યારે તો બબ્બે...

[ નીલાંજના નયન તાણે છે એટલે નારાયણ આવળ બોલવું માંડી વાળે છે. ]

વસુધા : ( મનમાં ) બબ્બે બહેનપણીઓને એકલો અવધૂત પૂરો પડે છે !

[ અવધૂત અને નારાયણ, વસુધા અને નીલાંજના જૂદી જૂદી દિશામાં જાય છે. ]

અવધૂત : નારાયણ, પેલી સાડી જોઈ ? હું ગયે વખત અહિં આવ્યો ત્યારે કોઈ કહેતું હતું કે એ એટલી મુલાયમ છે કે આપણી વીંટીમાંથી પસાર થઈ જાય ! શી વાત ?
નારાયણ : હોય, ભાઈ. કાલે સવારે તો કોઈ પીંજરામાં સમાય એવડી સુન્દરીઓની ય શોધ કરશે !
અવધૂત : ( આસ્તેથી ) આસ્તે બોલ, આસ્તે બોલ. નહિતર નીલાંજના......
નારાયણ : એની તો ઘરે પહોંચીએ પછી વાત છે. અહિં તમારા બેના દેખતાં બહુ બકબક કરે



નીલાંજના. વસુ, જગતમાં આ અનુભવ મહાન ગણાય છે, એ કોઈ અમરશું હશે?

છે. હું જાણી જોઈને બોલતો નથી.

[ વસુધા ને નીલાંજના તાજમહાલની નાની શી પ્રતિકૃતિ જોતા હોય છે ]

નીલાંજના· વસુ, જગતનો આ અનુપમ મહાલ ગણાય છે, એ કોઈ અમરશું હશે!

વસુધા· વાતુ તો અનુપમ છે જ, પણ એની પાછળની ભાવના મારે મન વિશેષ મહત્વની છે. પોતાની પ્રિયાના સ્મરણમાં આમ દોલત વેરી દેનાર કેટલા?

નીલાંજનાઃ ( હોશીલા હાસ્યથી ) આપણી પાછળ

કોઈ આવું કંઈક કરે તો કેવું સારું!

વસુધાઃ ( હેતના ધબ્બાથી ) મારી મુમતાજ, કોઈક શાહજહાં શોધી લેજે.

નીલાંજના· ( ધીમેથી ) ધીમે, ધીમે. સાંભળી જશે તો નારાયણ ઘેર ચાડી ખાશે.

વસુધા· ( પાંપણ પટપટાવી ) કોઈ ખ્યાલમાં ખોટે!

નીલાંજના અવસર આવ્યે કહીશું એ અગાઉ એની વાત શી?

[ અવધૂત આવે છે ]

અવધૂત· જોવાનું બધુ જોઈ લીધુ કે ખાલી ચર્ચા જ ચલાવો છો?

વસુધાઃ ઘણુંખરું પતી ગયું.

[ નારાયણ આવે છે ]

પાછાં ફરીશુ?

અવધૂત, નારાયણ· ચાલો.

[ પાછાં ફરતા એમની નજર મિસરના મમી પર પડે છે. ]

અવધૂત જોઈ લો. આભૂષણ જોયાં, હથિયાર જોયાં, રંગરંગનાં રમકડાં જોયાં પણ માનવીની આ આખર અવસ્થા! ધરતીને ખોળે આપણેય એક દિ આમ પોઢવુ પડશે।

નારાયણ· ( ઉદાસી ) ત્યારે જીંદગીનાં તુફાનો શમી જશે અને કોઈ સ્વર્ગીય શાન્તિ સ્થપાઈ હશે. મૃત્યુને મન સૌ સરખા છે.

[ નારાયણ સામું સૌ જોઈ રહે છે. ]

નીરુ, વાંચ. ત્રણ ત્રણ હજાર વર્ષ એને વીત્યાં છે. તોય એકે અક્ષર ઉચ્ચાર્યા વિના, માત્ર મૌનથી, આપણને એ અનેક વાતો કહી રહ્યું છે. ઇચ્છું છું કે મારું હાડપીંજર પણ લોકોને આમ કંઈક પદાર્થપાઠ આપે તો સારું.

વસુધા : (તોરથી) હા વળી. હું છોકરી જેવો છે, અમે નથી.

અવધૂત : (વક્રતાથી) નથીજ.

[ ત્રણેના નયનોનો ત્રિકોણ રચાય છે. ]

અહિંથી હવે ખસવું છે?—કે રાતભર રહેવું છે?

[ અવધૂત પગ ઉપાડે છે. વસુધા ને નીલાંજના એને અનુસરે છે. ]

વસુધા : (નીલાંજનાને) છેવટ છેડાયો.

નીલાંજના : (વસુધાને) ખોટું થયું.

વસુધા : અવધૂત !

[ઉત્તર આપતો નથી: કારણ અવધૂત મૂનમાં છે]

(નીલાંજનાને) કાં તો બોલશે જ નહિ.

નીલાંજના : (વસુધાને) તો તારે મનાવવો પડશે.

વસુધા : (નીલાંજનાને) એમ અબોલડા તો લઈ રહ્યો પણ પજવવાનો.

[ સફેદ સુન્દર આરસપહાણની ઓરડીમાં બેઓ આવે છે ઓરડીની વચ્ચોવચ્ચ મહાન હાથની એક ખુરસી ને તેની સામે સ્વચ્છ એવો અરીસો છે. ]

અહિં વાળ ઓળવાના.

..ધૂત : (મરવથી) ના; હજામત કરવાની.

વસુધા : (ભારેખમ રહી) અવધૂત, તને આવી સામગ્રી ગમે છે ?

અવધૂત : (ઠંડા થઇ) ના. હું હાથે કરું છું. મારા માણસ ગમે તે બેચે તે મને નથી ગમતું.

[વસુધા ને નીલાંજનાથી હસવું ખમાઈ નથી. અવધૂતનો હોઠ સરખો ફરકતો નથી]

નીલાંજના : (વસુધાને) મેં કહ્યું તે તારે કરવું પડશે. એ વિના આકું ચીસે નહિ ચડે.

વસુધા : અવધૂત, આમ આવ.

[ વસુધા ને અવધૂત આગળ ચાલે છે. નીલાંજના અમુક અંતર જાળવે છે ]

ગહા ! ગમે તે નહિ, તો કોણ શાલ બેંચે એ ગમે છે !

[ વાગે તોય વધુ માગે એવી મીઠી કપ્પડ વસુધા અવધૂતના ગાલપર ધરી દે છે ]

( અતિશય આરતે ) ઓ અવધૂત, બોલવાની બાધા કાં લે ?

[ વિચારમગ્ન મને અવધૂત વસુધાને લેઈ જાય છે. ]

( ખભા પકડી ) મૂરખા મારાથી રીસાયો ! મારી મગાવવી છે ?

અવધૂત : ( નીરસ રહી ) ના

વસુધા : તો બોલ્યુ પાણું બેચું છું. જા; હું છોકરી ને તું છોકરો પછી ?

અવધૂત : પછી કાંઇ નહિં ત્યાંજ સમાપ્તિ.

વસુધા : ( ઉંડાં ઉતરી ) ત્યારે તો નીલુએ કંઇક કોલ દીધો લાગે છે, લીધો લાગે છે !

અધૂત : ના રે !

વસુધા : હું ન માનું.

અવધૂત : તો હું શું કરું ?

વસુધા : લીલાલહેર. ( પાછી ફરી ) નીલુ !

નીલાંજના : ( પાસે પહોંચતાં ) શું !

વસુધા : અવધૂત ઠેકાણે આવી ગયો છે.'

નીલાંજના : એટલી વારમાં !—સારું થયું. નહિતર આજની મજા મારી જાત.

વસુધા : ( મનમાં ) આજની કે આખા જીવનની !

અવધૂત : ( મનમાં ) ત્રિશંકુ, ત્રિશંકુ, ત્રિશંકુ.

[એઓ અગાશીમાં આવે છે.]

વસુ, પેલી વૃક્ષોની હારમાળા જોઇ ! નાની થતી થતી તે કેટલી આઘી ચાલી જાય છે !

વસુધા : ( દૃષ્ટિથી ) એટલી આઘી કે જ્યાં દિલનાં દંદ નહિં હોય ! મને તેમાં ખોવાઈ જવાનું મન થાય છે !

નીલાંજના : ( છણકો કરી ) વસુ, અમને આ નથી ગમતું. તું આવું કરીશ એમ અમે સ્વપ્ને નહોતું ધાર્યું.

વસુધા : માણસનું ધાર્યું થતું હોત તો દુનિયામાં દુઃખ શાનું રહેત ?

અવધૂત : સમજુ વસુ, ફિલસુફીનો અત્યારે સમય નથી. એટલું તો સમજ કે તું, હું ને નીલુ આમ આનંદ કરવા ફરી એકઠાં ક્યારે થઇશું.

નીલાંજના : મારી વસુ, કહે તો ખરી !

વસુધા : ( મનમાં ) આપના લગ્નમાં. ત્યારે અત્યારના આનંદ ઓછાયા જેવો લાગશે.

નીલાંજના : ( ગરજ જેમ ) બહેન, બોલીશ પણ નહિં ?

[ નીલાંજના વસુધાને સહેજ દૂર ખેંચી જાય છે. ]

બોલ, બાપુ, તને અવધૂતે કાંઇ કહ્યું છે ?

વસુધા : કહેવા જેવું રાખ્યું છે ક્યાં ?

નીલાંજના : તે કોણે ?

વસુધા : તેં અને અવધૂતે

નીલાંજના : અરે ! એવું તે અમે શું કરી નાંખ્યું છે ?

વસુધા : આવડ્યું એ.

નીલાંજના : અમે કે તમે ?

[ પ્રશ્નોત્તર અહિં અટકે છે. ]

( મનમાં ) જબરી નદી જણાય છે !

વસુધા : ( મનમાં ) અવધૂતે બરાબર પઢાવી છે.

[ ધીમે ધીમે ચાલતાં જતાં એઓ મહેલનાં પગથિયાં પર ઉતરે છે. ત્યાં સલામ ભરતો ચાકર આગો આવી ઉભો રહે છે. ]

અવધૂત : તમે બેસતાં થાઓ. હું આને પતાવતો આવું છું.

[ ચાકરને ગોઠ આપી, એની બીજી સલામ સ્વીકારી, અવધૂત ગાડી આગળ જાય છે. આ વેળા એ નીલાંજનાની સામે ને વસુધાની સાથે ગોઠવાય છે. ]

નીલાંજના : (મનમાં) વસુ હારી.

વસુધા : (મનમાં) પાસા ફેંકાય છે !

[ મલ્લની ચોટો વિના સુખ્યત્વે મૌનમાં જેમજો માર્ગ કપાતો હોય છે. અવધૂતનું ચિત્ત ચકડોળે ચડ્યું છે. ઘણુંખરૂં એ ગાડી બહાર જોતો હોય છે. ]

નીલુ, આ અવધૂત માર ખાવાનો લાગતો નથી !

નીલાંજના : છેજ. સમાવે.

[ વસુધા હાથ ઉગામે છે. પણ એ પહેલાં-નો અધીર અવધૂત બન્નેને એકી સાથે ધબ-ધબ ધબ્બા ધરી દે છે. ]

(હસી) વસુ, એનો હાથ ભારે છે, કેમ ?

વસુધા : (ગંભીર રહી) એ તો લાગે.

નીલાંજના : (ગંભીર થઇ) તને લાગે. (રોબથી) મને વાગે છે.

વસુધા : (હસી જઇ) એ તો વાગે.

[ વળી વાતચિત બંધ પડે છે થોડી વારે- ]

અવધૂત : જાઓ; એવું તમને નાપસંદ હોય તો હવેથી હું નહિ કરૂં.

વસુધા : કરજે, કરજે. પસંદગીનો આમાં પ્રશ્નજ નહોતો. ખરી વાત ને, નીલુ ?

નીલાંજના : (શીર નમાવી) વ્યાજબી.

[ ચૂપકીદી થાય છે. આખરે- ]

(અચાનક) અવધૂત, તને એમ નથી લાગતું કે હવે મારે તને તમે કહેવું જોઇએ ?

વસુધા : મનેય લાગે છે.

અવધૂત : શું ?

વસુધા : ( ફેરવી તોળી ) કે મારે પણ તને માનથી બોલાવવો. વિવેક વાપરવામાં કોઇનું શું જાય છે ?

**અવધૂત :** એ હશે. પરંતુ માણસની જીભ મને કૂતરાની પૂંછડી જેવી લાગી છે. વળી એમ વળી.

[ આમને આમ, કટાક્ષના વરસાદ વચ્ચે એઓ બાદાની ઈર્ષ્યતાછે આવે છે. કોઈક શૂન્યચિત્ત, કોઈક બાવકાંબલું, કોઈક ઉલા તાણવૃંદ ભિન્ન ભિન્ન સાતના માં જેતા જોણેના હૃદયના ભાવ પણ સાથેસાથ પલટાય છે. વસુધાને ને નીલાંજનાને સ્રી વિભાગમાં જવુ પડ્યું હોય છે. અવધૂત પુરુષ વિભાગમાં આંટો મારી આવે છે પછી એઓ પુનઃ એકઠા થાય છે. દાક્તર સાહેબ એમનામાં ભળે છે. ]

( ચિંતનથી ) નીલુ–વસુ, માનવદશા દીઠી? આપણા મગજમાંથ જો પુષ્કળ પવન ભરાયો, અને પરિણામે એ ખોખાનાં ખપાટિયાં ઉડી ગયા તો આપણે પોતે અહિં આવવુ નહિં પડે, આપણને કોઈકે લાવવાં પડશે.

**દાક્તર સાહેબ :** સાચી વાત. અહિં એક એવો દાખલો પણ છે હો; બોલાવી મંગાવું.

[ પટાવાળા મારફત તેને બોલાવી મંગાવે છે ]

તમે તેને શાન્તિથી સાંભળજો. એ ઉશ્કેરાય એવુ કોઈ બોલશો નહિ નહિતર તેનું તુરત ચસકી જશે.

[ આવતાં વેંત એ અદબ વાળી ઉભો રહે છે. વસુધા ને નીલાંજના અંગમાં ધ્રૂજે છે, પણ એમને અવધૂતની ઓથ છે ]

અલ્યા, તારૂં નામ?

**ગાંડો :** (છટાથી) મારૂં નામ શું પૂછો છો? કામ પૂછો. નામનો વિનાશ છે, કામનો વિજય છે.

[ બાકીના ચારે ચૂપ રહે છે. ]

હું રેલ્વેમાં નોકરી કરતો અને નરી રૂપસુન્દ-રીઓને જોતો. ત્યાં હું પ્રેમમાં પડ્યો. કેમ: તે તમારે જાણવું છે!

[ જમીન પર તે પડી દેખાડે છે, પછી ઉભો થઈ— ]

પણ જેના પ્રેમમાં હું પડેલો, પ્રેમમાં પડેલો તે મેં તમને કહ્યુંને, તે સાચી સ્રી હતી. સમજ્યા, સાહેબ!

[ કોઈ ઉત્તર આપતું નથી. ]

ન સમજ્યા હો તો હવે સમજો. (અવધૂતની છેક નજીક જઈ) ભાઈ, ભાન નથી કે હું બૈરી વિનાનો છું ને તું બબ્બે બૈરી લઈને ફરે છે? ચાલો, આપણે વહેંચી લઈએ. જા: દોસ્ત, સારી એ તારી. બાકી વધી એ મારી. કબુલ કે?

**દાકતર સાહેબ :** (ભમ્મર તાણી) પ્રસાદ, બસ કર.

**નીલાંજના :** હેં; પ્રસાદ?

**પ્રસાદ :** (તાળીઓ પાડતો) વાગી, વાગી, રૂપાની ઘંટી વાગી!

**વસુધા :** નીલુ, પ્રસાદ તને ઓળખે છે?

**પ્રસાદ :** તૂટી, તૂટી, મોતીની માળા તૂટી!

**અવધૂત :** વસુ, એનું ખસ્યું...

**દાકતર સાહેબ :** ખરેખર. વચ્ચે બોલાયું એ બરાબર ન થયું.

**પ્રસાદ :** (રૂઆબથી અવધૂતને) મિસ્તર, મેં ખત્તા ખાધા છે. તમે ખાવાના છો. માટે મારૂં માનો.

**અવધૂત :** ( હસી ) બોલો.

**પ્રસાદ :** હંઅ, એમ વાત કરો. હવે તમે ડાહ્યા લાગો છો. ( ફુદડી ફરી ) હું ડાહ્યો છું, આ બાઈ ડાહી છે, પેલી બાઈ ડાહી છે, આ દાક્તર ગાંડો છે.

[ દાક્તર સાહેબ શાન્તિ સાચવે છે. ]



અવધૂત: મારું નામ શું પૂછો છો? કામ પૂછો

અવધૂત: બહેનપણીઓ.

પ્રસાદ: તમે?

અવધૂત: તેમના મિત્ર.

પ્રસાદ: (ડોકું હલાવી) ના; એ મિત્રો નથી, તમે તેની બહેનપણી નથી.

અવધૂત: ત્યારે!

પ્રસાદ: (આગળી ફેરવતો) આ ધારે છે કે તમે આના વર છો, તમે માનો છો કે તમે એના વર છો, હું કહું છું કે તમે આના, એના નથી, મારા નથી, સાહેબના નથી.

ડાકતર સાહેબ: કહો તો એને મોકલી દઉં.

વસુધા, નીલાંજના: નાજી

પ્રસાદ: મહેરબાન, મારે બે આંખો છે, તોય એક જાણે બહેનો જેવડો નાક માટે બન્ને છે. એક કહે છે મારું. બીજી કહે છે મારું કહો; કોનું?

અવધૂત: (રસથી) કહો; કોનું?

મસાલ: કાં તો બન્નેનું અથવા એકેયનું નહિ.

[વસુધા, નીલાંજના ને અવધૂત સમજી જાય છે.]

એટલે હું મારી આંખોને સલાહ આપું છું કે આંખો, સંપીને રહો. તમારામાંથી એક ફૂટશે તો સૌન્દર્ય નષ્ટ થશે. તમે બેઉ ઝાઝાં રહી નાંકને કાપશો તો મારે જીવવા જેવું નહિ રહે.

[નારાયણ આવતો જણાય છે.]

(હાથ ઉંચા કરતો) ઓ મારા જીગરજાન દોસ્ત!

નીલાંજના: દાક્તર સાહેબ; એને મોકલી દો.

[પટાવાળો મસાલને લઇ જાય છે. દાક્તર સાહેબ પણ રજા લે છે. નારાયણ આવે છે.]

નારાયણ: શું જોયું?

અવધૂત: સંસાર.

નારાયણ: (વસુધા ને નીલાંજના પ્રતિ) સાચું?

વસુધા, નીલાંજના: (નીચા નયને) હા.

નારાયણ: શું આવ્યું?

અવધૂત: જાણવા જેવું ન નીકળ્યું

નારાયણ: તોય?

નીલાંજના: (વચ્ચે પડી) જઇશું?

વસુધા: ચાલો.

અવધૂત: ચાલો, ચાલો, નાસી છૂટીએ.

[વસુધા, નીલાંજના ને અવધૂત મૂંઠ વાળી ચાલવા લાગે છે. વિમાસણના ધમેળ વચ્ચે નારાયણ એમને અનુસરતો હોય છે.]

સમાપ્ત

# સૌન્દર્ય પાછળ

[સૌંદર્ય પાછળ થતા પ્રયોગોનાં રહસ્યો]

લેખકઃ ડૉ. નર્મદાશંકર દ્વિવેદી



કુમારી પ્રભા મહેતા

સૌન્દર્ય કોને નથી ગમતું ! સૌન્દર્ય એક એવી વસ્તુ છે કે જે નાનાથી માંડીને મોટાને, અજ્ઞથી માંડીને કવિ સુધીના સાક્ષરોને અને શ્રીમંતથી માંડી છેક રસ્તે ભીખ માગનારને ગમે છે અને તેની પ્રાપ્તિ માટે સર્વ કોઈ બની શકતા તમામ ઉપાયો યોજે છે.

ખાસ કરીને સ્ત્રીઓને સુન્દર દેખાવું બહુ ગમે છે. એ એમનામાં સ્વભાવગત જ છે; અને તેથી તેઓ પોતાના સૌન્દર્યમાં વૃદ્ધિ કેમ થાય એવા પ્રયાસો અનાદિ કાળથી કરતી આવી છે. સૃષ્ટિની ઉત્પત્તિ સાથે જ સ્ત્રીઓમાં સૌન્દર્યભાવના જાગી છે અને તેઓએ પોતાના શરીરના સૌન્દર્ય પાછળ અનેક હિકમતો કરી છે અને અત્યારે પણ વિજ્ઞાનની આ વીસમી સદીમાં પણ સૌન્દર્ય-વૃદ્ધિનો આ પ્રયાસ નિરંતર અનેક રૂપે ચાલુ છે.

સૌન્દર્ય સાધનામાં માત્ર સ્વાભાવિક સૌન્દર્યની જ આરાધના થાય છે એવું કાંઈ નથી. તેથી ઊલટું કૃત્રિમ ઉપાયો અને સાધનોથી સૌન્દર્યની વૃદ્ધિ કરવામાં આવે છે, એટલું નહી પણ કલ્પનાને કેરાણે સુન્દરતા લાવવાની હિકમત થાય છે.

કૃત્રિમ શૃંગાર તરફ સ્ત્રીઓની રુચિ પરાપૂર્વથી ચાલી આવે છે. ઇતિહાસ પહેલાંના કાળમાં પણ આ રુચિ અસ્તિત્વમાં હતી. જો કે તેઓ કઈ કઈ ચીજોનો ઉપયોગ કરતી હતી તે જણાયું નથી, છતાં કૃત્રિમ શૃંગારથી તેઓ અજાણ્યું તો નહોતી જ. ન્હાવ ધોવા અને માથું ગુંથવું એ આ પ્રકારની સૌન્દર્ય શિક્ષાનો પ્રથમ પાઠ કહી શકાય. તે પછી આંખમાં આંજણ આંજવું અને હાથે પગે રંગ લગાડવો, આ-

ભૂષણો પહેરવાં, વસ્ત્ર અમુક રીતે પહેરવાં વગેરેને પણ એ જ કક્ષામાં મૂકી શકાય.

ઈ. સ. પહેલાંના સૈકામાં રોમન સ્ત્રીઓ પાઉડર તથા ગાલ ઉપર લાલ રંગ લગાડવાનો પ્રયોગ કરતી હતી અને આંખોમાં અંજન પણ કરતી હતી.

ઈ. સ. પછી પહેલા સૈકામાં રોમની મહારાણી પોપિયા પોતાના શરીરને કાન્તિમય બનાવવા માટે ગધેડીના દૂધમાં સ્નાન કરતી હતી.

સુપ્રસિદ્ધ સ્કોટીશ રાણી મેરી સ્ટુઅર્ટ મદિરાપાન કરતી હતી; તે એટલા માટે કે તેની ચામડી પારદર્શક હતી. આ સંબંધમાં એમ કહેવાય છે કે જ્યારે મેરી લાલ રંગનો દારૂ પીતી હતી ત્યારે તેના ગળા ઉપર એક પ્રકારની ગુલાબી રેખા દેખાતી હતી.

ભારતવર્ષમાં પણ રામાયણ, મહાભારત, પુરાણ અને તે પછી મોગલ ઈતિહાસ સુધીમાં જે હકીકતો લખાયેલી છે તે ઉપરથી સમજાય છે કે સ્ત્રીઓ અને ખાસ કરીને રાજકુટુંબની સ્ત્રીઓ સૌન્દર્ય માટે અનેકાનેક પ્રયાસો કર્યા કરતી હતી.



નવાનું સૌન્દર્ય-સજાવટ

મોગલ સમ્રાજ્ઞીઓનાં સ્નાનગૃહોમાં રત્ન મઢવામાં આવ્યાં હતાં. તેઓ પાણીમાં ગુલાબનાં ફુલો નાખીને સ્નાન કરતી હતી, તેટલા ઉપરથી પણ તેની સૌન્દર્ય પિપાસાનો ખ્યાલ આવે છે. ગુલાબના અત્તરની શોધ પણ આ મોગલ યુગમાં જ થઇ છે અને એ મોગલ રમણી નૂરજહાનની સૌન્દર્ય સાધનાનું એક ફળ છે.

સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે કોઇ પણ વસ્તુને એકને એક સ્વરૂપમાં જોવી મનુષ્ય પ્રકૃતિને અનુકુળ નથી. દરેક વસ્તુ અને સ્થિતિને નવા નવા રૂપમાં જોવી તેને પ્રિય લાગે છે. મનુષ્યની રુચિ બદલાયા કરે છે એ પણ તેમાં કારણભૂત હોઇ શકે. માણસ પોતાની મમે તે દશામાં કાંઇને કાંઇ નવીનતા શોધે છે. એક વખત હિંદમાં મોઢા ઉપર શાજવાં પાડવાથી સૌન્દર્ય વૃદ્ધિ થાય છે એમ માનવામાં આવતું હતું. હજી પણ મોટા ભાગની સ્ત્રીઓ છુંદણાં પડાવે છે. યુરોપમાં તો પુરુષો સુદ્ધાં હાથ ઉપર છુંદણાં પડાવે છે, Tobooing. પણ હવેની સ્ત્રીઓની રસવૃત્તિ તેના ઉપરથી ધીરે ધીરે ધટતી જાય છે મેંદી લગાડવાના સંબંધમાં પણ એમ જ છે.

યુરોપની પ્રજા આજથી બસો વર્ષ પહેલાં શરીરનાં કેટલાંક વિશેષ લક્ષણોને સુન્દરતાનાં ચિન્હ તરીકે માનતી હતી; તે તરફ આજ તે કટાક્ષથી હસે છે. કમ્મર પાતળી હોવી અને કમ્મરની નીચેનો અને છાતીનો ભાગ ભારી હોય તે એક સુન્દર સ્ત્રી ગણાવા માટે આવશ્યક લેખાતું. સ્ત્રીઓ મોટા અને લાંબા વાળ રાખતી હતી. પણ હવે એ ફેશનમાં પણ ગણાતું નથી. આજની રુચિ શરીરના કોઇ પણ અંગને વિશેષ રૂપે ભારી કે હલકું જોવાનું પસંદ નથી કરતી. આજની સુંદરીઓને તમામ અંગો સુડોળ અને ઘાટદાર જોઇએ છીએ. માંસ-ચરબી અતિશય હોય તે તેમને પસંદ નથી. વાળ ટુંકા, છતાં મોજાં-વાળા waving, મોઢું કરચલી વગરનું અને આંખો ચમકારા મારતી જોઇએ છીએ.

અહીં જ જણાવી દેવું જોઇએ કે જે સ્ત્રીઓ સૌન્દર્યના વર્તમાન આદર્શને પહોંચવાનો સંકલ્પ કરે છે તેને તે માટે કઠણ તપસ્યા કરવી પડે છે.



રાજકુમાર વીનાનું સૌન્દર્ય

ભોજન કર્યા પછી આરામ લેવાની ઇચ્છા થાય છે, પણ એક સૌન્દર્ય પ્રિય યુવતીને ઉભા રહેવું પડે છે, કારણ કે એમ કરવાથી એની સુંદરતા વધે છે એવી તેને ખાત્રી છે સુતી વખતે 'તકિયા રાખવાથી શરીરના અમુક ભાગમાં માંસના થરા જામી જાય છે; એટલે તેનો પણ ત્યાગ કરવો પડે છે. મીઠી અને સ્વાદિષ્ટ ચીજોને ખાઇ શકતી નથી. અતિશય તરસ

લાગવા છતાં થંડુ શરબત પીવાનું સાહસ તેનાથી થઇ શકતું નથી. ફરતી વખતે વાતચીત કરવાની તેને છુટ નથી. સોફા ઉપર ઝૂલવાની તેને મનાઇ હોય છે, અને સાયળ ઉપર ભાર દઇને બેસવાની તેને માટે આવશ્યકતા છે.

કલાકો સુધી ટર્કીશ બાથ કે અન્ય પ્રકારનું સ્નાન કરવું, શરીરના જુદા જુદા ભાગોનું મસળવું, ઠેકાણે ઠેકાણે તેના ઉપર પટ્ટી બાંધવી, જે જગ્યાએથી માંસ ઓછું કરવું હોય એ ભાગને કોઇ ચીજથી મારવો, તેના ઉપર રોલર ફેરવવો: આ સર્વ આદર્શ સુન્દરીનું કર્તવ્ય બને છે. અમુક વજન કરતા શરીરનું વજન વધી જાય તો તેમાં તેને શરમ લાગે છે તેથી આજની સ્ત્રીઓ પાતળું અને સુડોળ શરીર બનાવવા અત્યન્ત કષ્ટદાયક ઉપચારો સુદ્ધા સહન કરે છે.

યૂરોપ અને અમેરિકામાં સ્ત્રીની જાડાઈ એ તેની સુંદરતાનો મોટામાં શત્રુ માનવામાં આવે છે. એટલે ત્યાં શરીરની સ્થૂલતા દૂર કરવાનાં નિત્ય નવાં સાધનો તૈયાર થાય છે. યંત્ર કામ, રોલર અને બીજાં સાધનોની મદદથી એક જાડી સ્ત્રી થોડા વખતમાં પાતળી બની જાય છે કોઇ કોઈ વાર આ ઉપચારોનું ભયંકર પરિણામ–મૃત્યુ પણ આવે છે.

ફ્રાંસની સ્ત્રીઓને પાતળા થવાનો એટલો બધો શોખ છે કે શરીરમાંથી ચરબી દૂર કરવા માટે તેઓ પેટમાં ચીરા પડાવે છે.

ઓપરેશન કે એવી કોઇ ક્રિયાથી કોઇ પણ સ્ત્રીના શરીરનો વિકૃત–બેડોળ ભાગ સુડોળ બનાવવાનો આધુનિક યુગ પહેલાંના કાળમાં એક પણ દાખલો મળતો નથી. શરીરના કોઇ પણ ભાગને સુધારીને ઇચ્છાનુસાર બનાવવો તે પાશ્ચાત્ય દેશોના ડાકટરો માટે સાધારણ વાત બની ગઇ છે. એક ડૉક્ટર કુરૂપ નાકને ઓપરેશન દ્વારા સુંદર બનાવી દે છે.

અમેરિકાના એક સૌન્દર્ય શાસ્ત્રના ખાસ જાણકારે કેટલાંક તેલો ભેગાં કરીને એક નવીન પ્રકારનું તેલ બનાવ્યું છે, આ તેલ પીચકારી મારી ચામડીની નીચે રંગમાં ઉતારી દે છે. આ તેલમાં નસોમાં નવું જીવન સંચાર કરવાનો ગુણ રહેલો છે. એ જાણકારનું એમ કહેવું છે કે આથી કોઇ પણ સ્ત્રી કે પુરૂષનો ચહેરો પંદર વર્ષ અગાઉ હતો, એવો જુવાન બની જવાનો અને આ પ્રયોગનું પરિણામ કાયમી નીવડશે.

આપણા દેશમાં gland ઇન્દોરવાળા સર હકમચંદે ડૉ. વેરોનોફ પાસે ફરીથી યુવાન થવા માટે વાંદરાની નરસી (gland) મૂકાવી છે. તેનું શું પરિણામ આવ્યું છે તે જાણવામાં આવ્યું નથી, પણ તે માટે લાખેક રૂપિયા આપ્યાનું કહેવાય છે.

પાશ્ચાત્ય દેશો અને ખાસ કરીને અમેરિકાના રહીશો અનેક ઉપાયો દ્વારા યુવાવસ્થાનો દેખાવ જાળવી રાખવા આટલા ઇંતેજાર કેમ છે? જીવન માટે ખૂબસુરતીને તેઓ આટલી અનિવાર્ય કેમ માને છે? આ પ્રશ્નોનો જવાબ ટુંકામાં મળે એમ નથી. ગંભીરતાથી વિચાર કરતાં જણાય છે કે આ લાલસાનું કારણ માત્ર વ્યક્તિગત રૂપ–પિપાસા કે સ્વાભાવિક સૌન્દર્ય પ્રિયતાજ નથી, પણ એથી યે કંઇક વિશેષ છે.

એ દેશોમાં થીએટર, બોલતી ફીલ્મો, સીનેમા કાર્નીવલ વગેરેનો ધંધો અત્યંત વધી ગયો છે. તેમાં લાખો એક્ટ્રેસો (અભિનેત્રિયો) કામ કરે છે. એ નટીઓ પોતાના એ રોજગારમાં કરોડો રૂપૈયા કમાય છે, અને તેમની કમાણી સુન્દરતાને લીધેજ છે. ઉમ્મર વધવાથી તેના માનસિક ગુણો નાશ નથી પામતા પણ તેનામાં રહેલી મનમોહકતા, યૌવન સુલભ ઉત્ફુલ્લતા, લાવણ્યતા અને સરસતા જતી રહે છે, તેથી તેના ગુણની અગાઉના જેટલી કિમ્મત ઉપજતી નથી; તેથીજ વધારેમાં વધારે વખત સુધી યૌવનને રોકી

પોતાની સ્ત્રી ઉપર એવી ફરિયાદ માંડી હતી કે તે જેટલા રૂપિયા ઘરમાં લાવી પોતાની સ્ત્રીને આપતો હતો તે તે પાઉડર અને હોઠ ઉપર લગાડવાના લાલ રંગમાં ખર્ચી નાખતી હતી.

યુરોપીયન અને અમેરિકનોની અનન્ય સૌન્દર્ય-ભક્તિથી સમાજના નિયમો ઉપર પણ પરોક્ષ રીતે ઘણો પ્રભાવ પાડયો છે. ત્યાંનાં હજારો વર્તમાન પત્રોમાં દરરોજ લાખો! "જરૂર છે. મેન્યુપર ની" જાહેર ખબરો છપાય છે, પરંતુ તેમાંથી એવી એક પણ જાહેર ખબર મળવી કઠિન છે કે જેમાં યુવાવસ્થા અને સુંદરતાના ગુણોની આવશ્યકતા ન હોય. ઘણી ખરી જાહેરખબરોમાં તો સ્પષ્ટ લખ્યું હોય છે–must be beautiful and under twenty એટલે સુન્દરી અને પચીશ વર્ષથી ઓછી ઉમ્મર આવશ્યક હોવી જોઈએ.

એટલુંજ નહીં, પણ દુકાન ઉપર માલ વેચનાર તરીકે રહેવામાં, ડોક્ટર, વકીલ, લેખક કે રાજનીતિજ્ઞનાં સેક્રેટરી થવામાં, કોઈ ઓફીસમાં ટાઈપીસ્ટ બનવામાં–આવા પ્રકારની સેંકડો નોકરીઓ માત્ર સુન્દર યુવતીઓ માટેજ અનામત રાખ્યાં હોય છે.

ઉપલી બાબતોથી આપણે સરળતાથી અનુમાન બાંધી શકીએ કે યૌવન ગયા પછી એ દેશોમાં સ્ત્રીઓને ધંધો મેળવવામાં અત્યંત મુશ્કેલી ભોગવવી પડે છે. આથી જુવાનીને તેઓ પોતાના હાથમાંથી કેમેય કરી જવા દેતી નથી. જુવાની જતાંજતાંય ઘણો સમય વીતી જાય છે ત્યાંની દરેક સ્ત્રી વધારેમાં વધારે સમય યુવાન રહેવા માટે પ્રાણની સુદ્ધાં દરકાર નથી કરતી. ભારતની સ્ત્રીઓની પેઠે પચીશ ત્રીશ વર્ષની વયમાંજ સર્વસ્વ લુંટાવી દેવું તેમને પસંદ નથી. પચીશ ત્રીશ વર્ષની વયે તો એ પોતાના યૌવનનું પ્રભાત ઉગ્યું એમ માને છે.

તે પોતાની જન્મતિથિને ભૂલીને સૌન્દર્યની દિશામાં આગળ વધતી જાય છે. તેનાં મધુર જીવનનાં વર્ષ ચાગાના પારા પેઠે એકપછી એક આવતાં જાય છે. તેની અવસ્થા–ઉમ્મરની છાયા તેના ચહેરાની સુન્દરતા અને શરીરના બાંધા ઉપર પડતી નથી; કેમ જાણે સમય તેમની પાસે આવી તેમના સૌન્દર્યથી મુગ્ધ બની પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે.

યૌવનની આ તીવ્ર આકાંક્ષાનું એક બીજું પણ કારણ છે. સ્ત્રી અને પુરુષના બન્નેના રૂપને તે એક સરખું લાગુ પડે છે. જીવનના ઉદ્યાનમાં જ્યારે પાનખર ઋતુ આવે છે ત્યારે મનોભાવ પણ મોસમની કઠોરતા જેવું અશક્તિનો અનુભવ કરે છે. જુવાનીમાં જે કામ કરવું સહજ લાગે છે તે તે વખતે અત્યંત દુર્ઘટ લાગે છે. એટલે ઉમ્મર થવા છતા પણ આરસીમાં મુખ જોતાં જો મુખ કરચલી વગરનું, યુવાનના જેવું દેખાય આવે તો યુવાનીનો ઉત્સાહ ફરીથી દિલમાં સંચાર કરે છે. જીવનનૌકાને ફરીથી દૂર દૂર ખેડવાનું સાહસ આવે છે. નિરાશા અને અંધકારને સ્થાને આશા અને ઉજાસ દેખાય છે.

આજકાલ અમેરિકા યુરોપમાં સૌન્દર્યસંબંધી વસ્તુઓનો વેપાર ધીકતો ચાલે છે. પાઉડર, ફેસક્રીમ, લિપસ્ટીક, વગેરે બનાવવાનાં સેંકડો કારખાનાં ઉપરાંત ખાસ જાણકારો-પણ એ કામમાં લાગેલા છે. ન્યુયોર્ક, લંડન, પેરીસ જેવાં શહેરોમાં તો સૌન્દર્યના ખાસ જાણકારો પુષ્કળ છે. ઘણાએ તો લાખો રૂપિયાની પૂંજી રોકી સુન્દરી બનાવવાનાં કારખાનાંજ ઉઘાડયાં છે. આ કારખાનાઓમાં બધું કામ વૈજ્ઞાનિક રીતે યંત્રોની મદદથી થાય છે.

આ દેશના છાપાં અને સામયિકોએ તો કેમ જાણે સૌન્દર્ય સાધનાનો પ્રચાર કરવો આરંભ્યો હોય! વીસ વર્ષ પહેલાં જ્યાંનાં છાપાંઓમાં આ વિષયનો

એકપણ લેખ મળવો અસંભવિત હતો, ત્યાં આજે કેટલાંય પત્રો એજ વિષય મુખ્યત્વે ચર્ચે છે વાર્તાઓ અને ગંભીર લેખો આપનારા સામયિકો પણ આ વિષયની ચર્ચા કરે છે, એટલે સુધી કે ગંભીર ધાર્મિક વિચારો ફેલાવનારાં પત્ર પણ આ બાબતના મોહ જાળમાંથી મુક્ત નથી

હિન્દની સ્ત્રીઓ પણ સૌન્દર્ય-રચનાના ઉપાયોથી તદ્દન અજાણ તો નહોતી. યુરોપ-અમેરિકાના જેટલો તેનો વિકાસ નહીં થયો હોય એ ખરું, તેમ ભારતના સ્ત્રીઓને પોતાની સ્ત્રીઓને પાઉડર અને રંગ લગાડી સુશોભિત કરવાની જરૂર નહીં લાગી હોય, પણ હિંદની સ્ત્રીઓને સૌન્દર્ય પ્રાપ્ત કરવામાં કુદરતની પુષ્કળ મદદ મળતી હતી શરીરના અંદરના ભાગોમાં કાન્તિ પેદા કરે એવા નુસખા અને પ્રભાવ ઉત્પન્ન કરે એવી હિકમતો આયુર્વેદમાં મળી આવે છે



ઈરાનની મહીલાની સૌંદર્ય સજાવટ

હાથ ઉપર મેંદીના રંગની વિવિધ ભાત, પગમાં અળતો, હોઠ ઉપર સુંદર રંગ, મુખમાં તાંબુલ અને આંખોમાં કાજળ આદિ ભારતીય શૃંગારનાં સાધનોમાં સજ્જ થયેલી ભારતીય રમણીઓ શું સુંદર લાગે છે ? શું એવી રમણીઓમાં સરસતા અને માદકતા ઓછી છે.

આજ કાલ કેટલાક હિંદીઓને દાંત સાફ કરવા માટે પાઉડર વાપરવાની આદત પડી છે; પણ લીલાં ઝાડનાં, ખાસ કરીને લીમડાનાં દાતણથી દાંતની અંદર રસી નીકળતી હોય તે બંધ પડે છે બાવળ અને વડલાનાં દાતણ પણ ગુણકારી છે

સ્ત્રીઓના શરીરની સુગંધ અને તેનું શરીર સુડોળ રાખવામાં માથે પાણીનું બેડું ઉચકીને જવાથી પણ લાભ થાય છે એ પ્રકારની કસરતથી શરીરના દરેક અંગો સારી રીતે ખીલે છે અને ઓનું ઓજસ દીપી ઊઠે છે

એ બધું છતાં, સૌન્દર્ય સંબંધી હિંદની* સામગ્રી જે હોય તે; છતાં વર્તમાન રુચિને તેથી સંતોષ થાય એમ નથી. વિજ્ઞાનના યુગમાં નવી શોધ થતાં લોકો જૂની વાતો ભૂલી જાય છે અને તેને અસંસ્કૃત ગણવા લાગે છે.

આવી સ્થિતિમાં આપણી છોકરીઓ મસી ઘમાડવાનું કે છુંદણાં પડાવવાનું શી રીતે પસંદ કરે? તેઓ પોતાને મળેલા ભણતર, સોબત અને આયુષ્યને અનુકૂળ આવે એવી હમેશાં નવીન સૌન્દર્ય સામગ્રીની શોધ કર્યાં કરે છે. આથી પોતાની જરૂરીઆત પ્રમાણે રુચિને સંતોષવા અને શૃંગારકલામાં સુધારો કરવો આપણે પાશ્ચાત્ય દેશોની શૃંગારકલાનો થોડો ઉપયોગ કરીએ તો શું ખોટું છે?

આ સૌન્દર્યકલાના હિંદીઓ જેટલા બીજા કોઈ દેશવાસીઓ ભાગ્યેજ વિરોધી હશે, એટલે આપણે આ બાબત ઉપર ગંભીરતાથી વિચાર કરવાની જરૂર છે.

પાઉડર લગાવેલો ચહેરો ઘૃણા–તિરસ્કારને પાત્ર નથી, પણ પાઉડરનો દુરુપયોગ થયો હોય એવો ચહેરો છે. આધુનિક શૃંગારકલાને વિજ્ઞાન સાથે ગાઢ સંબંધ છે. તેમાં કુશળતા પ્રાપ્ત કરવા માટે ઘણા અનુભવ અને સમયની જરૂર પડે છે, અને તે સાથે મનોવૃત્તિ પણ કલાપ્રિય અને સુરુચિપૂર્ણ હોવી જોઈએ.

અમુક સ્ત્રીના ચહેરા ઉપર લગાડવા માટે કયો રંગ કામ આવશે તે માત્ર અંગત અનુભવથી સમજાય છે અને તે માટે મહીનાઓનો અનુભવ આવશ્યક છે, અને તે લગાડવામાં કુશળતા હોવાની પણ તેટલીજ જરૂર છે.

કેટલાક લોકો કહે છે કે સુન્દરતા સ્વાભાવિક છે, તેને કૃત્રિમ બનાવવી ઠીક નથી. આ શબ્દોનો વ્યવહારમાં અર્થ થતો નથી. કેટલીક ખાસ વિશિષ્ટતાઓ જતી કરતાં પ્રકૃતિથી ઉત્પન્ન થયેલી ચીજોમાં સ્વભાવીજ સુંદરતા નથી હોતી. જ્યાં સુધી તેને માણસનો હાથ નથી લાગતો ત્યાં સુધી તેની સુન્દરતાનો પૂરો વિકાસ નથી થતો. બાગનાં તમામ સુંદર અને કોમળ ફૂલો માત્ર માળીના કઠણ પરિશ્રમ અને વિશેષ જ્ઞાનથી ઉગે છે અને ખીલે છે.

સંસારની તમામ અસભ્ય જાતિઓમાં પણ સુન્દર બનવાનું થોડું ઘણું જ્ઞાન તો હોયજ છે. ખરું છે કે સભ્ય જાતિઓની દૃષ્ટિમાં તેમનું આ જ્ઞાન તુચ્છ અને હાસ્યજનક લાગે છે. આ ઉપરથી એમ કહી શકાશે કે મનુષ્ય જેમ જેમ સભ્ય civilized થતો જાય છે તેમ તેમ તેની સૌન્દર્ય ભાવના અને રુચિ પણ આગળ વધતી જાય છે; અને તેની એ રુચિ સંતોષવા માટે તે નવી નવી શૃંગાર સામગ્રીઓ બનાવે છે.

પ્રકૃતિ આપણને જે ચીજો આપે છે તેથીજ માત્ર સંતોષ માની બેસવાનો યુગ રહ્યો નથી. વિજ્ઞાનનો ઉપયોગ કરી તેને સુંદર બનાવવી જોઈએ. આ વૈજ્ઞાનિક યુગમાં જ્યારે જીવનની બધી દિશાઓ વિજ્ઞાનના તેજથી ચમકી રહી છે ત્યારે માત્ર સૌંદર્યના ક્ષેત્રને તેનાથી વંચિત શી રીતે રાખી શકાય? કુરૂપતાનો નાશ કરી સંસારને સુંદર દરૂપ બનાવવા જેવા મહત્વના કામમાં જો વિજ્ઞાનનો ઉપયોગ નહીં થાય તો બીજા કયા કામમાં થશે?*

* હિંદી ઉપરથી.





# રત્નરાણી

[ એક પ્રેમ કથા ]

લેખકઃ રા. દેશળજી પરમાર

કમળફુલ હસતાં હતાં અને વાદળ હવામાં ઉડી ગયાં હતાં. સઘળી વનસ્પતિ પુલબારે ખીલી હતી અને અંદર વસંતઋતુ રમવા ઉતરી હતી ત્યારે યૌવનનાં સ્વપ્નો...એવા સુમધુર દિવસોમાં રમણકુમાર રત્નરાણીને કમળશ્વેત એક નાની હરણીની ભેટ ધરવા આવ્યો.

આવી સુંદર ભેટ અને સુંદર હરણીને જોઇ રત્નરાણીને બહુ આનંદ થયો, અને વળી આ તો રમણકુમારની ભેટ હતી! એટલે તેના આનંદનો પાર ન હતો કેમ જે તેઓ અન્યોન્યને ચાહતાં હતાં; એમનો સંબંધ થયો હતો અને આવતી સાલે લગ્નનું મુહૂર્ત પણ હતું.

મનમાં ને મનમાં રત્નરાણી બોલી.

'મારું રાજકુળ ઉંચુ છે એટલા માટે જ એ મને ચાહે છે એમ નથી. મારી જાગીર મોટી છે માટે એ મને ચાહે છે એમ પણ નથી. એ તો મારા ગુણોને ચાહે છે, મારા સંસ્કારોને ચાહે છે, મને પોતાને જ ચાહે છે.'

એટલું બોલી તે ઓરડામાં ફરવા અને પોતાના લગ્નના સાજની કોર જોવા માંડી. બરોબર એ ઘડીએ રત્નરાણીની વૃદ્ધ આયા ઓરડામાં આવી અને તેણે રત્નરાણીને પૂછ્યું, 'બા, એ કોણ મળવા આવ્યું હતું!'

'એ તો, માનબાઇ! રમણકુમાર હતા. કાલે અમારાં લગ્ન છે.

એટલે માનબાઇનું મોં મલકયું અને તે કહેવા લાગી. 'ઇશ્વરકૃપાથી હજુ સુધી તો બધું બરોબર પાર ઉતરતું આવે છે. ખરું કહું તો આ સઘળી જાગીરનો હકદાર તો રમણકુમાર છે, અને તું પણ ખરેખરી રત્નરાણી નથી જ.'

'અરે માનબાઇ, માનબાઇ! આ તું શી ગાંડી વાત કરે છે! તું બોલે છે તેનું તને ભાન છે કે?'

'હું ખોટું બોલતી હોઉં તો મને પરશુ પુછે. હું સાચું જ કહું છું કે તું મારી દીકરી રતન જ છો. રમણકુમારના વૃદ્ધ સદ્ગત ઇનામદાર કાકુભાને દીકરી હતી પણ એ તો બચપણમાં જ મારા ખોળામાં ગુજરી ગઇ હતી. મારું જ વહાલું બાળક હોય એમ મેં મારા આ હાથે તેને દાટી હતી. પણ આ વાત બની જ નથી એમ મેં તે છાની રાખી; અને એ કુંવરીને બદલે મેં મારી છોકરી—તને કુંવરી બનાવી દીધી.

'અરેરે મા, તેં બહુ ભૂંડું કર્યું. તારી વાત સાચી હોય તો તેં રમણકુમારને ભારે અન્યાય કર્યો છે. ઇનામદારની જાગીર રમણકુમારની છે—મારી કે આપણી નહિ. આ તો ઉતરપીંડી થઇ.'

'હવે એ થયું તે થયું માટે એ બાબત કાંઇ બોલીશ નહિ. આ બધું તારા મનમાં સમજી રાખજે અને આવતી સાલે તમારાં લગ્ન થઇ જાય એટલે સૌ સારાં વાનાં થઇ રહેશે.'

'પણ હું તો હલકા કુળની તો ખરી ને? હું અણઘડીએ રમણકુમાર પાસે જઈ બધી વાત કહી દઈશ. મારાથી જુઠાણું નહિ ચલાવાય. આ સુવર્ણ-હાર અને મોતીની માળાઓ કાઢી નાખ, મા. મારે એનો કશોય ખપ નથી.'

'અરે બેટા, મારૂં કહ્યું માની જા, અને આ વાત તારા ભલા વાસ્તે છાની રાખ.'

'મા, એ મારાથી ન જ થાય: અને રમણ-કુમાર જો ખરા અંતરથી મને ચાહતા હશે તો એના સાચા પ્રેમમા હું શ્રદ્ધા રાખીશ.'

'દીકરી, આ દુનિયામાં સાચો પ્રેમ! અને શ્રદ્ધા! રમણકુમાર આ બધું જાણશે એટલે જાગીર ઉપરનો પોતાનો હક રજુ કરશે.'

'તો હકની રીતે એની જાગીર છે તે એ લેશે. એમાં શુ? મારે આ મહેલમાંથી નીકળી જવું પડે ને જંગલમાં ભટકી ભટકીને જીવ ખોવો પડે તો પણ શુ?'

'ત્યારે બેટા, આવ મને છેલ્લીવારની મળી લે. મેં તારે સારૂ થઈને મોટું પાપ કર્યું છે.'

'અરે મા, મારી મા, આ બધુ શું કારમુ બની ગયું! મને તો કંઈ સુજ પડતી નથી. પણ તુ તો મારી જનેતા છે, તે હું તને ભેટી લઉં, અને તુ મારા માથે હાથ મુકી મને આશિષ દે. હવે હું છેલ્લી વારની વિદાય લઉં છુ.'

હવે રત્નરાણીએ જાડો પછેડો ઓઢી લીધો. હવે એ કાંઈ પ્રથમની રત્નરાણી ન હતીઃ સાદી રતન હતી. પછી રતન મહેલ છોડીને ચાલી નીકળી. માથાના અંબોડે ફક્ત એક ગુલાબફુલ ખોસી તે ખાખો અને ગોચરોમાં થઈ આગળ ચાલી.

પણ કમળશ્વેત પેલી નાની હરણી બેઠી હતી ત્યાંથી તરત ઉઠી; પોતાનુ માથું રત્નરાણીની હાથે-લીમાં ઘસ્યું; અને તેની પાછળને પાછળ દોડવા માંડી.

પણ રમણકુમારે પોતાના રવેશ પરથી એને જોઈ. અણુવાણે પગે તે રત્નરાણી કને આવ્યો અને બોલ્યોઃ

'અરે રત્નરાણી, આ તું શુ કરી બેઠી છે! આ તને શોભે છે? સંસારનું અનુપમ રત્ન આમ ભીખારણને વેશે કેમ ભમે છે?'

'જો હું ભીખારણને વેશે આવી છું તો મારૂં પ્રારબ્ધ જ એવું છે. હું ખરેખરી ભીખારણ જ છું હું કાંઈ રત્નરાણી નથી.'

'હવે એ ટીખળ કરવા છોડી દે. કેમ જે મેં તો મારૂં તનમન અને ધન તને અર્પણ કર્યું છે. વાચા મનસા કર્મણા હું તારો જ છું. આ તારી રમત મારાથી સમજાતી નથી. સાચું કહે શુ છે!'

પછી તો રત્નરાણી ટટ્ટાર થઇ ઉભી; અને એના હૃદયમાં બળ આવ્યું. એકી ટસે રમણકુમાર સામે જોઈને તેણે માનબાઈએ કહેલી બધી વાત કહી દીધી. એટલે રમણકુમાર મજાકમાં ખડખડાટ હસી પડ્યો. પછી તેણે રત્નરાણીનો હાથ ઝાલ્યો. તેના મસ્તકને એ ચૂમ્યો, અને બોલ્યો.

'જો તું જન્મથી રત્નરાણી ન હોય અને જો જાગીરનો હકદાર વારસ હું હોઉં...મારી રત્નરાણી! માની લે કે જન્મથી તુ રત્નરાણી નથી જ, અને આ જાગીરનો હકદાર માલીક હું જ છું...તો પણ આવતી કાલે આપણે હથેવાળે પરણીશું જ; આવતી કાલે જ મારૂં બધું તારૂં થશે અને તું મારી સદાની રત્નરાણી જ રહેશે.' (ટેનીસનના કાવ્યપરથી.)

# પ્રાણના પ્રકાશ

પ્રાણના પ્રકાશ, મારા પ્રાણના પ્રકાશ
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

[૧]

હૈયાના હોજથી ઉડતા ફુવારા,
પહોંચી અલક્ષ્ય એક ઠામ.
ચારે બાજુએ બિંજવી અજવાળતા,
ચીરે પ્રહ્લાદના ધામરે.
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

[૨]

સદાય ઝગતા અંતર મંદિરમાં,
કોટિ કિરણના ઉજાસઃ
એક એક કિરણે લાખ-જીવન ઉજળે,
થાતો તિમિરનો નાશ રે.
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

[૩]

સૂરજ આથમે ને ચન્દ્રમા આથમે,
આથમે ના આ ઉજાસઃ
ભરતી ને ઓટ તો સાગરને લાગતાં,
અક્ષય આ પ્રાણના પ્રકાશરે.
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

[૪]

ઊષ્મા સૂરજનીને શીતળતા ચન્દ્રની.
સન્ધ્યાની સુરખી ભરેલી·
કેવી કોમળતા મનહર નૂતનતા!
પ્રેમલ પ્રકાશમાં પૂરેલ!
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

[૫]

આભની અમાપ એના વિરાટ રૂપમાં,
અખંડ રોશનીની રેલઃ
સઘળે સ્થળે એક આત્મતા ભોગવે,
સૂક્ષ્મમાં સૂક્ષ્મ એની વેલરે.
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

[૬]

આવો પ્રકાશ હિરોયે આ સૂત્રીએ,
ગાઇએ અનન્તીનાં ગાનઃ
ઓજ્જ કુળનાં બાળક આપણે,
કરીએ અમરરસનું પાનરે.
કેવા પ્રફુલ્લ, મારા પ્રાણના પ્રકાશ!

મોહિનીચન્દ્ર



# કુસુમ

[ સામાજિક નવલિકા ]


લેખક:
રાં. ચ્યવનરાય શુક્લ

ચિત્રકારઃ
રા. કલાભિખ


અલબત્ત મેં કોઇનિય સંતોષ સુખ અને શાન્તિ અપ્યાં નથી. એટલે તમારે પણ મારી કનેથી એ વસ્તુઓની અપેક્ષા તો રાખવી નહિ જ. મારી આ કહાણી તમારા પર વિષાદની છાયા શિવાય અન્ય કશુ નાખે એમ મને તો લાગતું નથી. હશે

મારૂં નામ કુસુમ હું મારી ફોઈને શાપ દઉ છું કે મારું નામ શચ્યા કેમ ન પાડ્યુ. મારી કહાણી જો તમે ધીરજ રાખી પૂરેપૂરી સાંભળી લેશો તો તમને ખાત્રી થશે કે હું માત્ર નામે જ કુસુમ છું બાકી ખરૂં કહેવડાવો તો વજ્રાદપિ કઠોર છુ લોહીનું ટીપુ દેખી ભડકી ભાગનાર વણિક કોમમા જન્મ્યા છતા ય મે કેટલાના લોહી પીધાં છે તે જોઇ તમે કમકમી ઉઠશો.

મારી ચૌદેક વર્ષની ઉમ્મરે સારૂં કુળ જોઇ પાંચસો રૂપીઆ પ્હેરામણીના આપી મારાં માબાપે મારૂં લગ્ન કર્યું. જેને તમે દાધારંગ્યા કહો એવા મારા સ્વામીનાથ હતા. એના બોલવાકરવામાં ખાવાપીવામાં, પ્હેરવામાં, ફરવાહરવામાં કશાય ઢંગ ન મળે. એના વાળ જાડા, એની ચામડી જાડી, એની બુદ્ધિય જાડી.

મારા સસરા દુકાનદાર હતા. ઘેર એક નાનું બળદીયું અને એકકો ઉઘરાણી વાસ્તે રાખેલાં. મારા સ્વામીનાથને જ્યારે જ્યારે બે પૈસા બપોરીઆ વાસ્તે જોઇએ ત્યારેત્યારે એમના પિતાશ્રી ગાડી જોડી બ્હાર નીકળે, એટલે રસ્તા વચ્ચે સૂઇ જઇ ફકીરની પેઠે તાગુ કરે. ગાંધી મહાત્માની મારફ સત્યાગ્રહ આદરે અને લે ત્યારે જ ઉઠી જઇ ગાડીને આગળ જવા દે ખાતી વખતે શાક અગર ઘી ઓછુ પડ્યું હોય ત્યારે 'ઓ મારી મારે!' કહી મોંઢો મુકે. એમની વીસબાવીસ વર્ષની ઉમ્મર થઇ ત્યાંસુધી એમનું આવું વર્તન હતું. આ દૃશ્ય મેં પણ મારી આંખે અનેકવાર જોયલાં. વિદ્યાને ને એમને વેર હતું એટલે ભણેલા ભાગોળ સુધી જ. આવા પતિ સાથે મારે પાનું પડેલું.

અને મારા પોતાનાં વખાણ મારાથી મારે મ્હોડે તે કેમ કરાય? છતાં જે સત્ય છે તે તો હું કહી નાખીશ. વળી મારી હાયકી વિષે તમે પણ છેવટે તમારો સ્વતંત્ર મત બાંધી શકશો અને મારા જ મતને ટેક

દીધી અને ઘાતો મારી. લગ્નમયા ક્યાં સુધી થઈ પણ હું એમની કલ્પાશક્તિની ન જ થઈ. એમણે એમની મુખેથી માને સંભારી. મેં મારાં જીવનાં માબાપના નામની પોક પાડી. આડોશીપાડોશી જાગી ઊઠી દોડી આવ્યાં અને અમને છૂટાં પાડ્યાં. હો હો થઈ ગઈ. ભગભગાટથી ચોગ એકઠી થઈ. મધરાત થવા આવેલી હોય માણસની એટલી મેદની કે ન પૂછો વાત. હિન્દુ લગ્નના ખરા વરઘોડા તે આ જેમાં થયેલા લોક તેઓ જેમતેમ મન દર્શાવવા લાગ્યા. વિધવિધ વાતો કરવા લાગ્યા ' હોય. છોકરાં છે, નાદાન છે એમ જ થાય. અમારે પણ એવું જ થયલું. મોટા થયે અક્કલ આવશે એટલે એમની મેળે સમજશે. આ દોરાન સાંભળી આવી પહોંચી રાતોરાત મારાં માબાપ મને લઇ ગયાં અને મોડી રાતે તમાશો જોવા ભેગા થયેલા લોક આનઆનની વાતો કરતા વેરાયા.

૨

વર્ષેક વીતી ગયું અને બીજી વાર મને સાસરે વળાવી. ફરી પાછો પણ એનો એ જ ફજેતો ન્હોતા મારા સ્વામીનાથ સુધર્યા કે ન્હોતો મારો સ્વભાવ ફર્યો પણ આ વેળા મારા સસરાએ મને સમજાવી, પટાવી શાન્ત પાડી પોતાની પાસે જ સુવાડી.

સ્વારે છાપાવાળામાં જ મેં અમારા ઘરની સામેની બારીએ એક પાટીઉં લટકતું જોયું અને એમાં ' કંદર્પ કુમાર રમાર્તં. એમ. એ. પ્રૉફેસર, મહારાજા કૉલેજ

લખેલું વાંચ્યું. એ[illegible]રમાં એક વૃદ્ધ વિધવા મા અને એનો ખીચ[illegible]હો એ[illegible]ો એકનો એક દીકરો એમ બે જણા [illegible] ખાવાપીવામાં, [illegible] [illegible] ન મળે. એના વાળ જાડા. હતો. કંદર્પ [illegible], એની બુદ્ધિ જાડી. [illegible]ારી

પેઠે હેરીઆઉઝીઓ કરતાં ઠાઠમાં મેળાં, ઉજ્જો ભ[illegible] સ્ટા જેવો પેજો પાટલૂન, પારસી ફેંટનો ખાસ વેલીસ્ટનનો લાંબો કોટ અને બેસ્ટર ટોપી પ્હેરી, હાથમાં રૂમાલ ઝૂલાવતો ઝૂલાવતો એ જ્યારે કૉલેજમાં જતો ત્યારે હું મારી નજર પ્હોંચે ત્યાંસુધી મારા છજામાંથી એને જોઇ રહેતી. વળી સિલ્કના સંયમ અને ભમરાની પાંખ જેવું પંચીઉં અને પ્હેરણ પ્હેરી એ જ્યારે એના આંકડીઆળા કેશવાળું કનરાની સેંથી પાડેલું માથું ખુલ્લું રાખી એની સ્ટડીરૂમમાં વાંચતો કે લખતો ત્યારે પણ હું એને મારા જાળીઆમાંથી નીહાળ્યા કરતી. એ વખતે હું મારા મન સાથે વિચારતી કે એ પરણેલો હશે કે કુંવારો અને પરણેલો હોય તો એની પત્ની કેવી ભાગ્યશાળી હશે

એ સાહિત્યનો પ્રોફેસર હતો. એને ત્યાં રોજ ટપાલમાં પેપરો અને ચોપડીઓના ચોકડા આવતા. સ્વારે એ " અરુણ તરૂણ આ ઉદય થયો સહુ જાગો સૂતા લોક " નામનું પ્રભાતીઉં ગાતો ત્યાં ઉંઘણશી આડોશીપાડોશી પણ પોતપોતાની પથારીનો ત્યાગ સત્વર કરતા. રાતે સૂતી વખતે " પ્રેમળ જ્યોતિ તારો દાખવી મુજ જીવન પંથ ઉજાળ " ની યાચના કરતો ત્યારે આજુબાજુનું વાતાવરણ શાન્ત અને પવિત્ર તથા પ્રભુમય બની ગયલું લાગતું. વળી રજાને દિવસે બપોરે પોતાને હીંચકે બેસી એ જ્યારે " મુજ વૃત્તમાં નથી કો નવાઇ સિવાય પણ હું શું કહું ?" વાળું હિન્દુ વિધવાનું વર્ણન કરતો ત્યારે તો મને એમ જ લાગતું કે એમાના એકેએક ઉદ્‌ગાર મારા જ છે.

એની સ્ટડીરૂમ વચલે માળ હતી. અમારા મકાનથી એનું મકાન એક હાથ દુર હતું બારી પાસે જ એનું ટેબલ રહેતું. રોજ આવતી નવી ટપાલ એ ટેબલ પરજ પડી રહેતી. એ [illegible]



.....એટલે હું સરખી રહીને એક ચોપડી ખેંચી લઉં ...

નવી ચોપડીઓ મંગવતો વાંચતો—અને તેના પર નોંધ લખતો. એના અને અમારા મકાનની હદ ફક્ત એક ચણતરના તકીઆથી જ બંધાતી. એ તકીઆ પર એની કેટલીક ચોપડીઓ રાતદિવસ પડી જ રહેતી.

હું ભણતી હતી ત્યારથી જ મને ચોપડીઓ વાંચવાનો શોખ હતો એ તો તમે જાણો છો જ. મારી ખિડકી-માંથી હું સ્હેજ હાથ લંબાવું તો મને રોજરોજ નવી-નવી ચોપડીઓ વાંચવા મળી શકે એમ હતું આ લાભ

હું એને જવા દઉં એવી ખરી ? એ કૉલેજમાં લૅક્ચર આપવા જાય અને મારા સસરા પોતાના પનોતા પુત્ર સાથે દુકાન પર જાય એટલે હું સાચવી રહીને એક ચોપડી ખેંચી લઉં અને એકી પલાંઠીએ પૂરી કરી પાછી મુકી આવું. આ મારો નિત્યક્રમ. એની મા તો પરમેશ્વરનું માણસ એટલે એ તો પોતના દીકરાના સ્ટડીરુમ તરફ ફેરકે પણ શાની ?

પણ મારી આ લેમેલ મારા સલુણા સ્વામીનાથે દેખી હશે અગર તો ક્રોધ ખાઈપી ઉતરેલી વૃદ્ધ પડોશણે એમને ભરમાવ્યા હશે, એટલે એ એક દિવસ રોકબંધ બહારથી આવ્યા અને તડૂક્યા

"અલી એ! એને માંડી ગાંડી કરવો છે શું ? એ થી સેમેલ કરે છે ! શાનો તાર મોકલે છે ?"

"ખબરદાર, રુમાલીને બોલો જાઓ, આવ્યા તેવા પાછા ચાલ્યા જાઓ: નહિં તો જોવા જેવુ થશે." મેં આંખ કાઢી જવાબ આપ્યો.

મારા પતિને ચઢેલો પાનો ઉતરી ગયો અને ઓથી બબડતા ફફડતા પાછા દુકાને ગયા. એ ી આ બદલ એમણે કોઈ દિવસ મારું નામ દીધું નથી. અમારો સંસાર એ પછી ગડદાપાટુ કરતાં દોઢેક વર્ષ નભ્યો.

મારા સસરાએ મારા સ્વામીનાથને જેમતેમ કરી પોતાની દુકાને ગોઠવ્યા હતા, અને દર મહિને ત્રણ ચાર રૂપીઆ હાથખર્ચીના બાંધી આપ્યા હતા મને રાંધતાં તો આજની ભણેલી છોકરીઓને જેવું આવડે છે એવું આવડતું. હું પોતેજ મારુ પેટ ન ભરાઉં તે મારા પીયર જઈ ખાઈ આવતી. ને બીડીઓ પીવાનો અને હોટલની ચ્હા પીવાનો છંદ તો મારા સ્વામીનાથને નાનપણથીજ હતો. અને હવે બાપાએ હાથખરચી આપવા માંડી એટલે બટા ભજીઆં, પુરી અને બટાકા ખાવા રોજ સુધા શાન્તિગૃહમાં જતા થઇ ગયા હતા. બીડીઓનાં ખાવાપીવાથી તમે ક્યાં અજાણ્યુ છો ! એમાંથી એમને મંમહણીનો રોગ થયો. એ મટાડવા દવા દારૂ શરૂ કર્યો પણ પરેજી પાળે તેનાજ બાપના સમ. એક પાસે દવા ચાલે અને બીજી પાસે એમની ઇભ મોકળી મ્હાલે પરિણામે મને પાંચ વર્ષે સધવા રાખી મારા સ્વામીનાથ સ્વધામ સીધાવ્યા. એમના અવસાનથી મને શોક થયો જોઇએ તેવે ન થયો. હું પરણેલી કુંવારી રહી.

એ પછી મારે વરી કરશે એક વર્ષ ખુણો પાળવો પડ્યો. અલબત્ત, એ સ્થિતિમાંપ મારો વાચનવ્યવસાય તો પહેલાંની માફકજ ચાલુ હતો. ઉલ્ટો કેટલેક અંશે બળવત્તર પણ બન્યો હતો.

જેમ તેમ વર્ષ પૂરૂં થયુ એટલે મ્હેં છુટકારાનો દમ ખેંચ્યો. શોક પૂરો થતાંની સાથેજ મારે કંદર્પકુમાર સાથે વાતચિતનો સંબંધ શરૂ થયો. એમાં કુદરતનો હાથ ખરોજ. હું એના રૂપ પર મુગ્ધ થઈ. હું એના ભણતર પર આફરીન થઇ. હું એની ટબ્બુથી લુબ્ધ બની. મારી સહીઓની સાથે હુ એના વિષે ચર્ચા ચલાવવા લાગી. મારા એના વિષેના અંતઃકરણના ઉદ્‌ગાર લગાર પણ અચકાયા વગર બહાર કાઢવા લાગી. એની સાથે વાતચિત કરતી હોઉં ત્યારે પણ હું મારી ઉર્મિઓ માર્મિકતાથી જણાવવા લાગી. જોકુ કોને કહેવુ અને કજોડુ કોને કહેવું એ વિષે અમારે વિધવિધ વાતો ઘણા વખત સુધી થયા કરવા લાગી. મારી એક સમોવડી પડોશણ્ આગળ એક દિવસ મારાથી બોલી પણ જવાયું: "અલી ! આવો ધણી હોય તો કેવી મઝા ! આપણો અવતાર છૂરીજ પડ્યોને !"

થયુ મારા અવિચાર, મારી ઉતાવળ, મારા

શુક્લ
કીકાપી
૨

સાહસનું કડવું ફળ ભોગવવાનો સમય જલ્દીજ આવી પ્હોચ્યો.

પોળ આખીમાં અમારા બે વિષે ચણભણ ચાલી. પછી માશી અને કાશી કાકી મંછા, ફોઇ અને જોકોર માશી સટાક ચોરે ભેગાં થયાં અને વાત કરવા લાગ્યાં "હાય! હાય રે બાપ! આ તે શું ? એમણે માંડ્યું છે શું! આ તે વસ્તી છે કે વગડો ? એમને કોઇ કહેનાર કરનાર છે કે નહિ ? આવા અધમવેડા અહિં કેમ ચાલશે!" સટાક ચૉરે ઠરાવ થયો કે આ વાતનો રિપોર્ટ સંબંધ કરતાનાં માબાપને કરવો અને એ મહા કાર્ય માટે ડેપ્યુટેશન નીમાઇ સભા બરખાસ્ત થઇ.

કંદર્પકુમારની મા ભોળી પણ ઝાઝી, જાણે શંકરનોજ અવતાર! બીજેજ દિવસે એણે અમારો બેનો ઉધડો લીધો. કંદર્પકુમાર કૉલેજમાં પ્રૉફેસર તરીકે ભલે એવો કાબેલ હોય પણ આ ધડાકા આગળ તો અવાકજ બની ગયો, અને કયું નિર્દોષ માણસ હડહડતા આરોપ આગળ મૂક ચિત્ર બની જતું નથી ? અમારી બેની નિર્દોષતા પૂરવાર કરી આપવાની જવાબદારી મારે માથે આવી પડી અને એ ફરજ મેં કુનેહથી સફળ રીતે બજાવી. ડોશીને હું શાન્ત પાડી શકી.

કંદર્પકુમારની સાથેના મારા વાતેચિતોના વ્યવહારનું આવું ગંભીર પરિણામ આવ્યું હોવે અમે અમારો આ ગમંધ તોડી નાખ્યો નહિં, ઉલટું જાણે હું દુનિઆને રૈદ મારતી હોઉં તેમ હવે તો પાડોશીઓ સારી રીતે સાભળે એવી રીતે એની સાથે બાત બાતની વાતો કરવા લાગી. અમારા ઘર આગળથી જતાં આવતાં સ્ત્રી પુરુષો પર ટીકા કરવા લાગી. મારે કંઇ બજારમાંથી જોઇએ કરીએ તે પણ એની માર્ફત મંગાવવા લાગી. મારે વાંચવાની ચોપડીઓ ઉઘાડે છોગે આપ લે કરવા લા... સભા ભરાઇ. પોતાનો ... બળી ધૂકી એ સભા નવેસર મસલત ... મોડા સુધી કરવા લાગી.

એવામાં એની મા ઓચીતી માંદી પડી. પથારીમાં પણ હલાય ચલાય નહિં. સ્ત્રીઓના મંદવાડમાં સ્ત્રીઓની સહાય અનિવાર્ય છે એ તો તમે જાણો છોજ. એક-લવાયો કંદર્પકુમાર પરદેશમાં શું કરે ? પરનિંદામાં પૂરાં પડોશીઓ તો પા કલાક હોહા કરી ચાલ્યાં જતાં, પણ એને તો બેનની અગર બૈરીની મદદ આ વખતે આવશ્યક હતી. મેં મારો પડોશીધર્મ યથાર્થ પીછાણ્યો. હું આઘોપાછો વિચાર કરવા ન રહી. લોકો શું કહેશે તેની પર્વા ન કરી. મા જણી બેન કે પરણેતર બૈરી પણ ન કરી શકે એવી કાળજી કરી મેં ડોશીને સાજી કરી મારી આ શુશ્રૂષા કેવળ નિસ્વાર્થીજ હતી

બસ. થઇ રહ્યું ગંદું જગત સદૈવ ગંદવાડજ દેખે છે એને તો અમારું પાપ સાબિત કરવા પૂરાવો જોઇતો હતો, અને આથી સબળ બીજો કયો હોઇ શકે ! ડોશી સારી થઇ એટલે સટાકચોરાની સભાનાં સભ્યોએ એના કાન સારી પેઠે ભર્યા. ડોશીને ચોડુ આ ઝેર ન ઉતર્યું તે નજ ઉતર્યું.

હવે એ તો મને કાળ દેખવા લાગી. વળી પોતાના દીકરાને પણ વાતવાતમાં ધારવા લાગી એણે બાપડાએ કોઇ દિવસ માની આમન્યા તોડેલી નહીં એટલે ડોશી જે કહે તે મૂંગે મ્હોડે સાંભળ્યા કરે, અને એ સાંભળ્યા કરે એટલે ડોશીને વધારે શૂર ચડે.

"કેવો મીંઢો પો જેવો છે ! એક શબ્દે બોલાય છે ! જાણે તેમાં માખ મુઇ. પણ બોલાય શાનું !

આખી દાળમાં કાળું છે, નહીં તો સામો જવાબ ન આપે!"

આ રોજનું રામાયણ. માણસની સહનશક્તિ ક્યાં સુધી રહે?

૪

રવિવારનો દિવસ હતો. મારા સસરા દુકાને ગયા હતા. કંદર્પ કુમારની મા એમના એક સંબંધીને મળવા ગઇ હતી. હું રસોડામાં સાંજનું શીધું એકઠું કરતી હતી, એવામાં એ ધ્રૂજતે અંગે અંદર આવ્યો અને એક બંધ કરેલો કાગળ મારી પાસે નાખી આવ્યો હતો તેવોજ ચાલ્યો ગયો. એની રોજની અને આજની સ્થિતિમાં મને આસમાન જમીનનો તફાવત લાગ્યો. હુંય કેટલીક વાર સ્તબ્ધ રહી, પણ પછી તરતજ સાવધ થઇ ઝટપટ કાગળ ઉપાડી લઇ પાણીનું ટમ્બલર ભરી જાજરૂમાં પેઠી, અને ફરબીકીઉ ફાડી કાગળ વાંચવા માંડ્યો.

"શું કહી સંબોધું?

લખું? વાંચશો? મારે કંઇ ખુલાસો કરવો છે તમને એક બે વાત કહેવી છે ધીરજથી સાંભળજો શાન્તિથી સાંભળજો.

લગભગ ચારેક વર્ષથી હું તમારી પડોશમાં રહું છું. તમે મને ઓળખો છો હું તમને ઓળખું છું તમે સારી પેઠે જાણો છો કે અત્યારસુધીમાં મે નથી કોઈ દિવસ તમારી મશ્કરી કરી કે નથી તમને અડપલું કર્યું. મે કોઈ દિવસ પણ આ જીભે એવો શબ્દ ઉચ્ચાર્યો નથી કે જેથી તમારી લાગણી દુઃખાય, તમારૂં અપમાન થાય, તમને કંઇક લાગે. મારાથી તમારે કોઈ દિવસ લાજવું પડ્યું નથી, સંતાવું પડ્યું નથી

પણ અત્યારે શું દેખવામાં આવે છે? મને ભય હતો જ અને તે પ્રમાણે બન્યું પણ છે કે પેટભરા અને પરનિન્દા તત્પર માણસોએ આપણને નજર લેવેદેવે નાહકનાં ફજેત કર્યાં છે. એકલો ઈશ્વર જ જાણે છે કે હજુસુધી આપણે નિર્દોષ છીએ. ચોખ્ખાં છીએ. અલબત્ત, હું પોતે તો આવી ફજેતીથી ડરતો નથી; કિન્તુ તમને પોતાને કેમ લાગે છે તે મારે જાણવું છે.

હવે મુદ્દાની વાત. આટલાં વર્ષના મારા અનુભવે મને બતાવ્યું છે કે તમે મોટા મનના અને મોટા પેટના છો. હું માનું છું કે હવે પછી મારે જે કહેવાનું છે તે સાંભળી તમને માઠું તો નહીં જ લાગે. એ વાંચી તમે ગુસ્સે તો નહીં જ થાઓ. અને જો કદાચ ગુસ્સે થાઓ તો હું કહું છું કે પરમેશ્વરને ખાતર શાન્ત થજો તમને માઠું લાગે તો મને ઉદારતાથી માફ કરજો.

સાંભળો. ભડકશો નહીં. હવે જ્યારે આપણે વિના કારણ વગોવાયાં છીએ, નિર્દોષ હોવા છતાંય ચકડોળે ચડ્યાં છીએ, ત્યારે હું તમને બેધડક કહી નાખવાનું સાહસ કરું છું ડરતો ડરતો અને ગભરાતો ગભરાતો કહું છું કે હું તમને ચાહું છું. હા ચ્હાઉં છું. લાંબા વખતથી ચ્હાઉં છું. ઘણાં વર્ષથી ચ્હાઉં છું.

શરૂઆતથી કહું? તમારો વર જીવતો હતો, તમારા લોહી ઉકાળા થતા હતા, મનુષ્યત્વ અને પશુત્વ વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું હતું. હા! ત્યારથી જ હું તમને ચ્હાઉં છું. તે સમે તમારા પર જે જે વીતતું તેથી મારો જીવ બળી જતો હો. તમારો જીવ રાખ થતા ત્યારે હું ઓશી તમારી દયા ખાઇ હિન્દુ સમાજને શાપતો.

આજથી આશરે ચારેક વર્ષ પર હું એક મોટા અને સુખી ભોગી માણસને મળવા ગયો હતો. એણે મારૂં રહેવાનું ઠેકાણું પુછ્યું અને જ્યારે મેં એને તમારા સસરાનું નામ દીધું ત્યારે એણે હાથ મારી કહ્યું:

"હું એને સારી રીતે ઓળખું છું. મારા બાળપણની છોકરી એના છોકરા સાથે પરણાવી છે. બાપડીની જીંદગી બરબાદ કરી છે. હરિણીનું ગધેડા સાથે પાનું પડ્યું છે. એને તો કોઈ સરકારી પતિ જોઈએ, કે એની કદર કરી શકે. હું એને મારી પોતાનીજ છોકરી માનું છું, અને તેથી એને માટે મને ઘણી લાગણી થાય છે. અફસોસ! એનું જીવન શી રીતે સુધરાય?"

આ શબ્દો ઉચ્ચારનાર હજુ હૈયાત છે અને અદ્વિતીય છે એ શબ્દોએ મારા પર ઘણી અસર કરી. મારું જીવન એણે જુદી રીતે ઘડ્યું ત્યારથી જ મને તમારી લાગણી થયા કરે છે. અત્યાર સુધી મને હિમ્મત નહોતી. હું શરમાતો હતો, બ્હીતો હતો. એમ હોવાથી હું મારી લાગણી દર્શાવી શકતો નહોતો. મારી ઉર્મિઓને હું અંદરને અંદર જ શમાવી દેતો હતો પણ હવે જ્યારે જગતે આપણને કૌગટનાં કુભેદ કર્યાં છે ત્યારે મારી શરમ ટકતી નથી. હું વધારે વાર ચૂપ રહી શકતો નથી.

જગતને સારાસારની પરીક્ષા નથી. એની અંધી આંખો સઘળે અંધવાડ જ દેખ્યા કરે છે એને નિર્મળતા મળતી નથી. એને પવિત્રતા પસંદ નથી. ખરાબ વાતોને જ એ ઉપજાવી અને ઉત્તેજન આપી રહેલ છે. ખુબી એ છે કે જે વધારે ખરાબવાળા હોય છે તે જ પોતે કાવકા મ્હોડે ગંભીરતાથી નિર્દોષ અને નિખાલસ માણસો વિષે નઠારી જુઠી વાતો ઉડાવ્યા રહેલ છે આવી દુનિઆમાં રહેવું હોય તો તે કેમ બને ? થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ એ કહેવત તમે જાણતા હોવાં જોઈએ.

તો પુષ્પ ! તમે મને ચાહી શકશો ? તમારા સૌજન્ય પર શ્રદ્ધા રાખી મેં મારૂ હૃદય તમારા આગળ આજ ખુલ્લું કર્યું છે. તો તમે પણ તમારા અંતરના પડદા ઉંચકશો ! મને જેમ તમારી લાગણી થાય છે તેમ તમને પણ મારી લાગણી થાય છે કે કેમ તે હું જાણવા માગું છું. અલબત્ત, હું તમારા પર બળાત્કાર કરવા નથી માગતો. એ વિષે તમે નિશ્ચિંત રહેજો આ સોદો રાજીખુશીનો છે અને નહિં કે જોરજુલમનો.

ત્યાં શું ? જો તમે મારી માગણી કબુલ નહિ કરો તો મારૂ જીવતર પણ બગડી જ જશે. કારણ ઘણા વખતથી મારા ચ્હેરાપરથી મારૂં ચિત્ત ઉડી ગયું છે અને છેવટે મારે મારો આવરદા પૂરો કરવા કોઈ દૂર દેશ શોધવો પડશે એ ચોક્કસ છે

કદાચ મારા દુર્ભાગ્યે તમે મારી માગણી કબુલ ન કરી શકો તોપણ વિશ્વાસ રાખજો કે હું તમને કદિપણ પજવનાર નથી. સતાવનાર નથી હું નીચ નથી. હું કદાચ તમારા ઉત્તરથી નીરાશ થઈશ તોપણ મારા તરફથી તમારે લેશ પણ ડરવાનુ નથી.

પણ હું માનું છું. મને ખાત્રિ છે કે તમે કઠોર કાળજાના નથી,–ક્રૂર નથી અને તેથી તમે મારી માગણી કબુલ કરશો જ

હું છું

તમારો જ થવા માગતો

કંદર્પકુમાર

આ કાગળ હું એક બે ત્રણ વાર વાંચી ગઈ અને પછી ઝીણી ઝીણી કાપલીઓ કરી પલાળી લોચો વળ્યો એટલે કોઇ ન જાણે એવી જગ્યાએ નાંખી આવી.

મને કહેવા દો કે ઇશ્વરે મારૂં ચામડું ગોરૂં બનાવ્યું નથી કિન્તુ મને ટાપટીપ અને ઠઠારો કરતાં આવડે છે અને એમ હું સૌંદર્યની નહીં દેખાતી હોઉં પણ આકર્ષક તો બની શકું છું. હું જ્યારે બહાર નીકળતી ત્યારે લગભગ બધા મને ટીકીટીકીને જોતા. કેટલાક યુવાનીઆએ અલબત્ત ભણેલા છાનામાના ઝીણી ઝીણી કાંકરીઓ પણ મારવાનું ચુકતા નહીં. એ બધામાં એમ. એ. ની ઉપાધિ તથા પ્રોફેસરની પદવી ધરાવનાર સાહિત્યપ્રેમી યુવક મારો યાચક બન્યો.

મને અભિમાન આવ્યું. અને કેમ ન આવે ! મેં જઈ ખાસ્સી અડધી કલાક મેં આયનામાં મારૂં મ્હોં નીરખ્યા કર્યું અને ત્યારે એ નિરીક્ષણથી હું થાકી અને શરમાઈ ત્યારેજ આયનાથી દૂર થઇ.

મને ભાવતું મળી ગયું તેથી મારો આનન્દ માયો નહીં અને એ આનન્દ હું જીરવી શકી નહીં. હું પોતે જ યાચના કરનાર હતી પણ હવે એ જ યાચક બન્યો એટલે એને લગાર સતાવવાનું મન મને થઈ આવ્યું. એ કાગળથી મને જાણે ક્રોધ ચડ્યો હોય એવો ડોળ હું કરવા લાગી. એની નજરે પડતું મેં એકદમ બંધ

કર્યું મારા વાચન શોખપર મેં પરાણે પરાણે સંયમ રાખ્યો. એમ છતાંય હું છાનીમાની તો એની હિલચાલ જોયા કરતી જ. હું જોઈ શકી કે એ બાપડો લેવાઈ ગયો છે. કોલેજમાં જવાનું પણ એણે બંધ કરી દીધું. ખાનભૂલો પણ એટલો બની ગયો કે વારે વારે એને એની માતા ઠપકા સાંભળવા પડતા. છેવટે એને પાગલ બની ગયેલો માનવા લાગી. મને એની આ સ્થિતિ જોઈ મઝા પડવા લાગી. અઠવાડીયું વીતી ગયા પછી મેં એનાપર ચીઠ્ઠી લખી.

"મિ. કંદર્પકુમાર !

વિ વિ. જે આપ મોટા છો, હું નહાની છું. વધારે ઓછું લખાય તો માફ કરશો. હું તમને સો વાતની એક વાત કહી નાખું છું કે ખબરદાર જો આતુરતું ફરી લખ્યું તો. તમારે મરવાને શું ? બૈરાને તો મરવું પડે. યાદ રાખજો કે હું મને કાળી ટીલી કદિપણ લાગવા દેનાર નથી.

લી કુસુમના પ્રણામ વાંચશો–

કેમ કેવો જવાબ ? મને લાગ્યું કે ખરી મજમન જોવાની હવે મળશે.

૫

રહેંજ તણખો આખું ઘર બાળી મુકે છે. સટાક ચોરાના સોમચની ખબર પણ બહાર શાની જાય ! મારી ચીઠ્ઠી એના હાથમાં પ્હોંચી તે જ રાતે માદીકરા વચ્ચે સારી જામી હતી. મેં કાન માંડયા.

"કુમાર આ શું ?"

"શાનું ?"

"લોક કહે છે કે તે કંઈ ખોટું નથી. તને એ રીતે કંઈ કામણ કર્યું છે. ચડેરની બાયડીઓ પહોંચેલી જ તો ! આજ કેટલાય દિવસથી તું પેટ ભરીને ખાતો નથી, તેમ કોલેજમાં પણ જતો નથી."

"લોક તો નવરા. એમને કંઈ ધંધો જોઈએને. એમની સલાહે તું નાહકની શું કરવા દુઃખી થાય છે અને સામાને કરે છે ! અને વગર સમજ્યે, વગર જાણે કોઈના પર અમે તેવાં આળ શું કરવા મુકતાં ! ભુખ હોય એટલું ખવાય ને ! અને શરીર સારૂં ન હોય તો કોલેજમાં ન યે જવાય !"

"શાનું જવાય ! રૂપસુંદરીનું ચાડું જોયા કરવું હોય તે ? હું બધુંય સમજું છું. હવે મગમાથી પગ કાઢવા માંડયો છે. રાંડીપુત્ર શાહજાદા કરે છે તે કંઈ ખોટું ?"

"બા ! બા ! મહેરબાની કરીને અમે તેમ ન બોલ અને લોક ન હમાર તને કોઈએ ભૂત ભરવ્યું છે. બીજું કશું નથી."

"ભમે તેમ. આ વેકેશનમાં આપણે ઘેર જવું છે અને ત્યાં મારે તારા લગનનું ચોકઠું બેસાડી દેવું છે."

"બા. તે નહિ બને. મને એ ગામડામાં નહિ ગમે. અને મારે લગન તો કરવું નથી. કરી રહી !"

"ગામડામાં શાનું ગમે ! ત્યાં કંઈ આવી રૂપસુંદરીઓ હોય છે તે ગમે ! અને લગન કરવું નથી કેમ ! કંઈ કોલબોલ તો આપ્યા નથી ને ?"

"બા ! હું તને કેટલી વાર કહું ! મરજીમાં આવે તેમ બોકે જાય છે ?"

"ન કેમ બકું ? મારૂં તો કાળજું કપાઇ જાય છે. તને આ રાંડે જડભરત જેવો બનાવી દીધો છે તને ઝટઝટ સંસારી બનાવું એટલે નિરાંત"

"બા ! સાંભળી લે હું કદિપણ પરણનાર નથી. મારી મરજીમાં જો કંઈ કહ્યું તો પછી તારી વાત તું જાણ ને"

"તો શું હું છતે દિકરે માથે વધ કાઢું ? તારે તો એ રાંડ જોડે નાતરૂં કરવું હશે કેમ ? મારા ઘરમાં

એ નહિ ચાલે હું તો ભભૂકતો અગ્નિ. બાળીને ભસ્મ કરી નાખું."

"પણ તને એવું કહે છે કોણ?"

"તો પછી તારે ડાહ્યા બનવું પડશે."

"ડાહ્યોજ છુને?"

"એ ના. હું ખોળી લાવું તેની સાથે તારે પરણવુંજ પડશે. એ વહી ગયેલીને હું જીવતા તો મારા ઘરમાં ઘાલવા તૈયાર નથી. સમજ્યો?"

"તે નહીં બને માબાપની ફરજ સંતાનને ભણાવવાની છે, નહિ કે પરણાવવાની. ને બોલ પરણવું મારે છે કે તારે?"

"પીટ્યો વહી ગયો હાથી ગયો. હાથથી ગયો. હાય! હાયરે બાર! એને કહેનાર કરનાર કોઇ ન મળે? એ મુઆ તેના કરતા હું ગઇ ન મોઇ?"

ડોશીએ એ પ્રમાણે આક્રંદ કર્યા છાતિ માથાં કુટ્યા. જાણે કોઇ એજ વખતે મરી ગયું હોય એમ તાણીને છેડો વાળ્યો. શું છે, શું છે કરતા લોક ભેગા થઇ ગયા. કંદર્પકુમાર તો બાપડો આ ફજેતાથી બ્હાવરો ગયો. હું પણ ઘરમા રહી રહી શરમજ બની ગઇ. ડોશીનું જોર જોઇ ઠમકી ગઇ.

સ્હવારે જ્યારે મેં છાપામાંથી ડોકીયું કર્યું ત્યારે કંદર્પકુમારને પોતાની બૅગ તૈયાર કરતો જોયો.

"બા! હું સુરત જાઉ છું. મિટિંગ છે મારે" સ્હાઇકલના સુમારે ઉંબરો ઓળંગતા ઓળંગતાં એણે કહ્યું.

"પાછો ક્યારે આવીશ? હેં?" ડોશીએ પુછ્યું.

"બનશે તો કાલે સાંજ" કહી એણે ચાલવા માંડ્યું

એ ગયા એને બીજેજ દિવસે એની માના નામનો, કાગળ પોસ્ટમાં આવ્યો. ડોશી મને જોઇને કાણું મોઢું કરતી અને પોતાનું ચાલે તો મને મારવામાંય પાછી ન હઠે એવું વર્તન રાખતી પણ પોતાનું કંઇ કામ કઢાવી લેવામાં તો પૅક હતી. સામા માણસની કને પોતાનું કાર્ય સધાવી લેવાની અજબ આવડત એનામાં હતી

"મડમ સાહેબ! આટલો કાગળ વાચો જોઇએ" કરતી ડોશી મારાં પગથીઆં ચઢી. એ અભણ હતી એટલે પોતાના દીકરાની ગેરહાજરીમા અમરતો એની મ્હોમરછનું એવું કંઇ લખવા વાચવાનું કામ મારી પાસે કરાવી જતી

મેં કાગળ હાથમાં લીધો અને સરનામું જોયું તો પૅફેસરના પોતાના જ હસ્તાક્ષર. અને એ જોતા જ મને ફાળ પડી અનેક વિચાર પળવારમાં મને આવી ગયા. પરબીડીક ફાડી કાગળ ઉઠેલી પહેલી લીટી વાંચતાં જ મારો વ્હેમ ખરો પડે એમ લાગ્યુ. એટલે હું સડસડાટ ઉપર ટપકે આખા કાગળ પર નજર ફેરવી ગઇ. કાગળ હાથમાંથી પડી ગયો મને કાપે તો લોહી ન નીકળે એવું થયુ. હું ધબ લઇ માથે હાથ દઇ બેસી ગઇ.

ડોશી બાપડી કશું કળી શકી નહીં. છતાં એને કુશંકા તો આવી જ એટલે એણે પુછ્યુ:

"મહારાણી સાહેબ! એમ કેમ? છે શું! વાંચો તો ખરાં!"

જેમ તેમ સાવધ થઇ, કાળજુ કઠણ કરી, ગળગળા આંખે પરાણે ખાળી મેં કાગળ વાંચવા માંડ્યો.

"પૂજ્ય માતુશ્રી!

આ વખતે સુરતનું નામ મેં ખોટું જ દીધેલુ છે. માણસની સહનશક્તિને હદ હોય છે. હવે મારાથી સંસાર-દમનો જુલમ સહન થઇ શકતો નથી. અને તેથી કંટાળી જઇ આજ રોજ હું હિમાલય તરફ ચાલી નીકળેલો છું. ત્યા એક સન્યાસીઓનો મઠ છે એ મઠમાં હું સંન્યસ્ત ધર્મની દીક્ષા લઇશ આ કાગળ તમે વાંચશો ત્યાં સુધીમાં તો હું કાણ જાણે કેટલેય દૂર પ્હોચ્યો હઇશ.

હા બનવા કાળ બને છે અને થયું ન થયું થઈ નથી. તેથી હવે મારે તમને ઉદ્દેશીને એટલું જ કહેવાનું છે કે નકામો સંતાપ ન કરશો. બહુ હાયવોય ન કરશો. ફક્ત લોકોનું કહેવું સાંભળીને જ તમે મને ઘણી ફજેતી સ્થિતિમાં મૂકી દીધેલો છે ત્યારે મને બીજો કોઈ રસ્તો ન જ સૂઝ્યો ત્યારે જ મારે આ માર્ગ પકડવો પડ્યો છે. મારી હાજરી ઘણાંને સાલતી, કેટલાકને હું આંખની કણી થઈ પડ્યો હતો. મારા ચાલ્યા જવાથી એમનો માર્ગ મોકળો બનશે. એમનો રસ્તો નિષ્કંટક બનશે અને ઘણાંને ટાઢક વળશે તથા ઘણાના સંતાપ મટશે. હું પાછો આવનાર નથી. મેં જનોઈ ઉતારી નાખ્યું છે અને ઘરઘરની ભીક્ષા માગી ખાઈશ. હવે એટલે હું તમારા કામનો રહ્યો નથી માટે મને પકડી મંગાવવા કોઈને મારી પાછળ ન દોડાવવા કે નકામા પૈસા ન બગાડવા. જે થયું છે તે ઠીક જ થયું છે એમ સમજી સંતોષ માનશો. આપણું ધાર્યું કંઈ થતું નથી.

હું તમારે પગે પડી માગું છઉં છું કે આનું થયું તે બદલ કોઈને દોષ ન દેતા. મારી તમને હવે છેલ્લી એ જ સલાહ છે કે કોઈની સાથે વઢવાડ નકામું ઊભી આપણું ન બાંધતા કે પરમેશ્વરના ગુન્હેગાર ન બનતા. આપણે છૂટવા હશે તો કોઈ દિવસે પણ મળશું. એટલું હું આટલે દૂર જવા માગું છું અને ત્યાં પણ તમે મને પકડવા જેવું કરશો અગર મને તેડી આણવા કોઈને મોકલશો તો યાદ રાખજો કે હું જીવતો તો પાછો નહિં જ આવું.

આ બધા ઝઘડાનું મૂળ શું છે, સત્ય શું છે તે ફક્ત ઈશ્વર જ જાણે છે. જગતને જણાવવાની જરૂર નથી કારણ કે એને એની પરવા નથી. પોતે જેના પર સીતમ ગુજારે છે તેના પ્રત્યે એની સહાનુભૂતિ નથી. અરે! એને હૃદય જ નથી. લોકો ફાવે તેમ બોલવાના. સીતા અને રામ જેવાને પણ દુનિયા બાકી નથી મૂકતી તો આપણે તે કોણ! પાણી દેખી ડુબકી મારનારા, પથ્થર દેખી પગે લાગનારા, સમાગમના દર્શન કરનારા અને એકેક મત નિયમ કરનારા ભગતડા જ આજ ઘણા હિન્દુ યુવતીઓના લોહી પી રહેલ છે.

અંતમાં મારો તમને એ જ ઉપદેશ છે કે તમે આ ગામ ન જવા પણ અહિં જ રહો. જો અહિં ન જ રહી શકાય, તો પછી ડાકોર જઈ વસજો. બધી માયા રાગદ્વેષ કાઢી નાખજો.

ફરી પણ કહું છું કે હું ચાલ્યો જાઉં છું તેથી કોઈને ઠપકો ન દેતાં કે શાપ ન આપતા. કરી જીવના પરિણામ કદિ પણ સારાં નથી આવતાં. બધા સાથે મળીને ચાલવામાં જ મઝા છે.

અફસોસ! મારી એક વખતની સુખી અંત આવી ગયો છે. હિન્દુ સંસારની આપખુદીએ મને અકાળે સંન્યાસી બનાવ્યો છે. આ સ્થાન હું છોડું તો નથી જ છોડતો. છાતી કાઢી આપે જ હું ગાડીમાં બેઠો છું.

હવે મારા પ્રણામ છે મેં કહ્યું તે પ્રમાણે વર્તજો. બધા પડોશીઓને મારા વતી જે જાણે અજાણે મેં કોઈ લાગણી દુખવી હોય તો એ લોકો મને માફ કરે એવી મારી માગણી છે. મારા બોલવાચાલવાથી એમને કોઈને માઠું લાગ્યું હોય તો કહેજો કે હવે કોઈ એમને દુભવનારો નથી. પ્રણામ સહુને પ્રણામ.

લી૦

તમારો નાદાન બાળક

કદર્પના પ્રણામ વાંચજો.

કેવો કાગળ! હું પા ભાગનોયે નહિં વાંચી રહી હોઉં એટલામાં તો 'હાયરે દીકરા તને આ શું સૂઝ્યું!' કરી ડોશી મારા પથ્થરના ઓટલા પર પછડાય પડી. એની કારમી ચીસે પોળના માણસ એકદમ દોડી આવ્યાં. એ લોકો તો જાણે બસ ટાંપી જ ન રહ્યા હોય! મારી અને કંદર્પકુમારની વચ્ચે આડો વહેવાર છે એવી વાત ફેલાવા માંડી તો એ લોકો અમારા ઘરમાં સ્હેજ તાણીને બોલાય તોપણ કંઈ

તમાસો છે કે શું તે જોવા દોડી આવતાં. સટાક ચોરાતી માત્રા કેવી અસર ઉપજાવે છે એ જાણવા એ ખડે-પગે રહેતાં.

જેમતેમ કરી ડોશીને ઉચકી એના ઘરમાં સુવાડી ભેગા થયલા ટોળાએ મારી પાસેથી કાગળ લઈ વાંચ્યો અને કેટલાક મ્હોંનાં છૂટાં સ્ત્રીપુરુષો મારે મ્હોડે કહેવા લાગ્યાં: " રાંડ ! તારા પાપે જ આ દેવજેવો છોકરો ચાલ્યો ગયો "

હું તો છોભીલી બની ગઇ. પ્રોફેસરે એક કાંકરે બે પક્ષી માર્યાં હતાં. એ કાગળ મને અને એની માને બન્નેને ટટળા લગાવતો હતો. મને શી ખબર કે પરિણામ આવું ભયંકર આવશે ? હસવામાંથી ખસવું થઇ જશે ? મારે તો લગાર મઝા જોઇતી હતી. હું લગાર માન માગવા ગઇ, ભાવ ખાવા ગઈ પરિણામે ફજેતફજેતી થઈ રહી.

હું પસ્તાવા લાગી પણ એ પસ્તાવો ખરો ક્યારે કહેવાય ! હું મારા પાપનું પ્રાયશ્ચિત શોધવા લાગી.

પ્રોફેસરની મા દીકરાની હાયમાં પથારી વશ પડી એણે ખાવુંપીવું છોડી દીધું. એને ચિત્તભ્રમ થયુ હોય એમ લાગ્યું એ રાતને દિવસ લવરી કરવા લાગી.

અત્યાર 'આ ડોશીની સુશ્રુષા મેં મારો પહેલોધર્મ' પીછાની કરી હતી આ વખતે મેં મારા પ્રમાદના પ્રાયશ્ચિત તરીકે કરી. એ વખતે ડોશી મને જરા આપી પથારીમાથી ઉઠી પણ આ વખતે હું એને પથારી ન છોડાવી શકી. એ તો " ભાઇ ! ભાઇ ! કુમાર ! કુમાર ! " કરતી પંદર દિવસ ઢોરબરાડા પાડતી. આખી પેટનું હૃદય ચીરતી, હૃદયફાટ આ-ક્રંદ કરતી દશરથ રાજાની માફક પંચત્વ પામી.

૬

પ્રોફેસરના ગૃહત્યાગ અને ડોશીના દાક્ષરથી મૃત્યુને વર્ષ વીત્યું. મને વિધવા બને ત્રણ વર્ષ થઈ ગયાં.

તમે કદાચ સવાલ કરશો કે ભર યુવાની. વિધવાવસ્થા રંડિયો સસરો અને હયાત માતાપિતા એવી સ્થિતિમાં સાસરે પડી રહેવાનું કારણ શું ? તો આનો ખુલાસો કરી નાખીશ કે મારા જીવનમાં બનાવોની પરંપરા એટલી તો ત્વરિત બનતી આવી કે હું શાન્ત મગજે અમુક ચોકકસ નિશ્ચય પર આવું એવો સમય મેળવી શકી નહિ.

માબાપને હું એકનીએક લાડકવાયી દીકરી હોવાથી એમણે મને ન્હાનપણથી મ્હોડે ચડાવેલી. મારી કેટલીક યોગ્યાયોગ્ય માગણીઓ પણ પૂરી પાડેલી. એવામાં વળી હું બે આંકડા ભણી શકી. એટલે મને પારકીતાબેદારીમાં રહેવું ગમતું નહિ. પીયર જઇ વસું તો માબાપનો ઓશીયાળો રોટલો ખાવો પડેને ?

હું રંડિકી અને સસરા પણ રંડિલા એટલે એમને રોટલાનું દુઃખ ન પડવું જોઇએ એવો મારો બચાવ હતો અને એ બચાવ આગળ મારાં માબાપને નમતું આપવુ પડતું. ઘણેખરે ઠેકાણે રાંડેલા સસરા રંડિલી વહુઓના અનેક કારણસર દબાયલા અને ઓશીયાળા બની રહે છે. અને એમ હોવાથી એમને પોતાની રંડિલી વહુઓની કેટલીક સ્વચ્છંદતા નભાવી લેવી પડે છે. મને એમનાથી એક અક્ષર પણ કદી શકાતો નથી આવી સ્થિતિમાં સાસરે રહેવામાં મારી સ્વતંત્ર પ્રકૃતિ સચવાઇ રહે એમ હતું. મારા માબા-પને એક એ સ્વાર્થ પણ હતો કે રંડિલો વેવાઇ અવળે રસ્તે પડી કદાચ મીલ્કતનાં ફનાફાતીઆ કરે તો દીકરીને ભવિષ્યમા દુઃખ પડે, હું સાસરે રહું તો એમના પર કંઇક અંકુશ તો ખરો !

સાસરે પડી રહેવામાં મારો એક બીજો પણ હેતુ હતો. અને તે કંદર્પકુમાર પરનો મારો મોહ. તે હું નીવારી શકી નહિ અને પીયર જઇ રહી નહિ.

આપણામાં કહેવત છે કે કાણિયા કળશીઓ અને રાંડયો સસરો સાચવવો મુશ્કેલ આ યુક્તિની સત્યતાના સ્વાનુભવ થવાનો કેટલાક પ્રસંગ મારે આવી ગયા. મારો સસરો યુવાનીમાં પણ હતો અને પછીથી મારા પર પણ એનો ડોળો હતો. એ હું યોગ્ય સમયે સમજી શકી. પણ પોતાની મરજી પૂરી પાડવા અલબત્ત તેને યોગ્ય તક મળી શકી નહિ. મારી નાદાનીમાં એણે મારી સાથે કેટલાંક નઝાકતા અટકચાળાં કરેલાં તેની ઝાંખી યાદ આજ મને આવે છે ખરી, છેવટ સુધી એને મારી નિષ્ફળ લઘુતા રહી હતી અને એ વિષેની મને પછી ખાત્રી થયા સમયે થઇ પણ હતી. પ્રોફેસર અને મારી વિષેની કેટલીક વાતો જ્યારે મારાં માબાપને પ્હોંચી ત્યારે એમણે મારા સસરાને મને કાબમાં રાખવા સૂચવેલું, પણ એ મને એક અક્ષરે કહેવાની હિમ્મત કરી શક્યા નહિ હું માનું છું કે એને કદાચ એવો ડર હશે કે જો એ કંઇ મને શિખામણ આપવા આવે તો એની પોતાની મહેચ્છા પૂરી થવાનો સ્હેજ સંભવ પણ અટકી જાય.

મારા સસરા વિષયી હતા એ તો તમે જાણી ચુકયા. પણ મારાથી એ પોતાની દાઢ ગળી કરી પોતાની પરાક્રમની પતાકા ફરકાવે તે પ્હેલાં તો એ બાપડા અકસ્માત અપંગ બન્યા. એમની મનની મનમા અને તનની તનમાં રહી ગઇ અને હું એ પાપમાંથી ઉગરી ગઇ.

મારા મત પ્રમાણે સ્ત્રીઓ વ્યભિચારી થાય છે તે બે કારણો ને લઇને. એક તો પૈસાની તાણ અને બીજું નીચનો સંસર્ગ જો આ બે ન હોય તો ઘણી સ્ત્રીઓ બચી જાય

મારા સસરાની કંઈ સ્વતંત્ર દુકાન ન્હોતી, એ તો બે પંત્યાળી હતી. જ્યાંસુધી મારા સસરા અપંગ ન્હોતા ત્યાંસુધી એમનો ભાગીઓ એમની દયા પર જ જીવતો. પણ આજ હવે એ નિરંકુશ બન્યો. એણે હવે માલ ક્રિયાપત કરવા માંડયો, હિસાબમાં ગોટાળો કરવા માંડયો, દિનપ્રતિદિન નફાને બદલે ખોટ જ બતાડવા લાગ્યો. અમારે ભાગીદાર મટી તાબેદાર બનવું પડયું અને એણે અમને અમુક માસિક રકમ ઘરખર્ચ માટે બાંધી આપી

આ રકમમાં બે જણનું કદાચ માંડમાંડ પૂરૂ થઇ શકે પણ આજનો જમાનો તેમજ મારો સ્વભાવ તો તમે જાણો જ છોજ ? હું મૂળથીજ ઉડાઉ હતી. થોડામા ઘણું કરતાં મને આવડતું નહીં. મારા પર ધાક રાખી શકે એવું કોઇ ન્હોતું. મારી ચાલ સુધારના કોઇમાં શક્તિ ન્હોતી, માબાપ બોલી શકેલાં નહિ સાસુ ન્હોતી, સ્વામીમાં કશો શુકરવાર હતો નહ: અને સસરા પોતાની ગતમાં એટલે એને મારી શેહ પડી જતી. પછી મારી પ્રકૃતિ સુધરે કે બગડે ?

એક દિવસ મારા સસરા ખાતાખાતા થાળી પર લાંબા થઇ ગયા. હું આથી સ્વતંત્ર તો બની પણ પૈસા માટે હું ખરી પરતંત્ર દશામાં આવી ગઈ. કેટલાય વર્ષોથી હું એકલી રહેલી એટલે માબાપને ત્યાં જવાનું તો ગમે જ શાનું !

મારા ઘર સામે એક વાણીઓ શેરદલાલ રહેતો. મારે કદર્પકુમાર સાથે ગાઢો સંબંધ છે એવી અફવા ઉરાડનાર એજ. એને એમ કરવાનું કારણ હતું. મને વશ કરવા એણે કેટલાય વખતથી પ્રયાસ આદરેલા. એ એના છજામાંથી મારા છજામાં મીઠાઇના પડીકાં અને ફૂટનાં ઝુમખાં, સેન્ટલવન્ડરની શીશીઓ તથા રેશમી હાથરૂમાલો તેમજ નાટકો ભાપામા લપેલા

કાગળો સાથે નોટો બીડી નાખતો. હું એને મૂર્ખ બનાવવા ખાતર જ સ્વીકારી લેતી એટલે એને શ્રદ્ધા ચોંટી એક દિવસ લાગ જોઇ મારે મ્હોડે એણે ખુલ્લી રીતે પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માગણી કરી. પણ તે વખતે મેં એની ધુળ કાઢી નાખી.

ત્યારથી એણે મને ફજેત કરવા કમર કસી, એને હસી ગયું કે કંદર્પકુમારે જ મને ચડાવેલી. બાકી મારી રીતભાત જોઇ એને ખાત્રી થયેલી કે હું એની માગણી કદિય નહિ અવગણું. એણે પ્રોફેસર પર તો અચ્છી રીતે વેર વાળ્યું. સાચું બોલાવો તો કંદર્પકુમારે તો એના વિષે મને ઇશારો સરખો પણ નહીં કરેલો, મને જ એની ગબડી પડેલી ગરદન અને ગોળી જેવું પેટ જોઇ તીરસ્કાર આવતો.

એક વખત પાછા પડ્યા એટલે પોતાનો પ્રયાસ ... કે એવા આ શ્રીમંત ન્હોતા. એને તો ફક્ત ... જ આડખીલી લાગતી. પણ એ ચાલ્યો ...યો એટલે એનો માર્ગ મોકળો થયો. બાકી સંજોગો પણ એને અનુકૂળ થયા. મારી આર્થિક સંકડામણ એણે જોઇ લીધી અને એનો લાભ એણે પોતાના પૈસાના બળે લઇ લીધો.

માણસ એક વાર લથડ્યું કે છેક નીચેજ જવાનું. કોઇ ભાગ્યશાળીજ અધવચ અટકી ખડું થઇ જાય. મારું પણ એમજ બન્યું. ઘેટા ભેગા ન્હાનેથી મોટા થયલા અને ઘેટા બની રહેલા પણ પાછળથી લોહીનું ટીપુ ચાખવાથી પોતાના જાતિસ્વભાર પર આવી ગયલા પેલા સિંહની વાત તો તમે જાણતાજ હશો. શેરદલાલ સાથે સબંધમાં આવ્યા પછી મારી દશા પણ એ સિંહ જેવીજ થઇ. એણે જેમ આખું રોણું ઉભુંક કર્યું તેમ મેં પણ યથેચ્છ રંગ માણ્યા. વામમાર્ગીઓનો પેલો શ્લોક 'પીતું, પીતું, ફેર પીતું, બેભાન બનાય અને અતોકા પડે ત્યાં સુધી પીતું એ મેં મારા આચરણમાં ઉતાર્યો. પણ આવાં આચરણ કંઇ લાંબો વખત અંધારામાં રહ્યાં છે? પાપ તો છ દહાડાજ છાનું રહેને?

મારાં માબાપને જ્યારે આ બધી વાતની પાકી માહિતી મળી ત્યારે મારી માતા ફરી પાછી મારે ત્યાં આવી. મારા પિતા તો જ્યારથી પ્રોફેસર અને મારા વિષેની મિથ્યા અફવા એમને કાને પ્હોંચી ત્યારથીજ મારું મ્હોં ન્હોતા જોતા. મારી માતા મારે ત્યાં અવારનવાર આવી કજીઓ કરી જતી. આજ ફરી પાછો એણે જબરો જંગ મચાવ્યો, પણ આ પ્રસંગે હું એક શબ્દ પણ સામો વાળી શકી નહીં. એણે જે જે કહ્યું તે સઘળું મેં નીચે મ્હોંએ સાંભળી લીધું.

અને બીજે દિવસે સવારના પ્હોરમાંજ મેં સાંભળ્યું કે એમણે બન્નેએ ઝેર ખાઇ આપઘાત કર્યો છે. લાશો દવાખાને ચીરાઇ અને માસના લોચાજ અગ્નિસંસ્કાર પામ્યા. કારણ કે હું સપુત પાકી.

માણસ ગમે એટલું હાથથી ગયું હોય પણ માતાપિતાનું મ્હોત અને તેમાંય કમ્હોત અને તેમાંય વળી લાશની અવદશા આ બધું કેમ અસરકારક ન નીવડે!

વળી શબ પર થયલા પંચક્યાસ વખતે આપઘાતના કારણ તરીકે મારીજ...એ વાત ફરી કહેવાથી શો લાભ?

શેરદલાલે મને પરણવાનું આપેલું વચન પાળવાની ના પાડી, અને મને તરછોડી ગયો. એને પોતાની આબરુ જાય એમ લાગ્યું ત્યારે મારું જીવન તો ધૂળમાં મળી ગયું.

પર્વા રાખ્યા વગર બ્હાર પડયા. અમારા ઉપદેશથી તેમ સરકારની સત્તાથી શાન્તિ પ્રસરી રહી.

પછી તો ખૂનામરકી, આગ, લૂંટ, ધાંધલ, બંડના આરોપસર સરકારે પકડપકડ કરી. બળવાખોરના આગેવાન તરીકે મારા પર કામ ચલાવવામાં આવ્યું છે અને મને ફાંસીની શિક્ષા ફરમાવી છે. હાશ. હું ઈચ્છતો તે મને મળ્યું છે. મારી બધી બળતરા હવે મટી જશે તમારો સઘળો સંતાપ હવે સદાને માટે ટળી જશે.

પ્હેલાંના વખતમા માણસો પોતાની આ જન્મમાં અણુ પૂરાયલી અભિલાષાઓ આવતા જન્મમાં પૂરાય એવી આશાએ કાશી જઈ કરવત મુકાવતા. મારા મત પ્રમાણે અમારા જેવા માટે અત્યારે સ્વદેશ અર્થે ભોગ આપવુ એ પણ પેલી કાશીની કરવત છે. મને શ્રદ્ધા છે કે મારી અતૃપ્ત વાસનાઓ આવતા અવતારમાં તૃપ્ત થશે જ. મોતની બ્હીક મારી ચાલી જ ગઈ છે. ફક્ત કંજુસ જ મારી ડોકીને પણ પકડી રાખે છે.

હવે મારે વધારે શું કહેવાનું હોય ? સ્વામીએ મારા પ્રત્યે સહાનુભૂતિ દાખવી છે કારણ કે એમણે પણ દુનિઆ દેખેલી છે, અત્યાર સુધી એમણે મને એમનો નાનો ભાઈ જ લેખ્યો છે. આપણા આખા કુટુમ્બે જે સંતોષ મને નથી આપ્યો તે સંતોષ આ વસુધૈવ કુટુમ્બે મને આપ્યો છે હું એમનો ઓશીંગણ જ છું.

અને એ ઉપકારમા પણ એમણે ઉમેરો કર્યો છે અમે છેલ્લા મળ્યા ત્યારે એમણે મને તમારી બરદાસ્ત રાખવાનું વચન આપ્યું છે. વળી મારી આરાધ્ય દેવીને પણ ભવિષ્યમાં જ્યારે પણ કોઈ પણ પ્રકારની સહાય જોઇએ ત્યારે તે વિનાસંકોચે આપવા એમણે કબુલ્યું છે. શી એમની ઉદારતા ? જરૂર જણાય ત્યારે તમે બન્ને એમની પાસે ખુશીથી જજો. એ સ્વયમેવ તમારા ટ્રસ્ટી બન્યા છે તમારી મુઝવણો એ જરૂર મટાડશે

હવે બસ હું માનું છું કે મારા અત્યાર સુધીના જીવનમા મેં કશું જ ખોટું કર્યું નથી. એટલે આ તકાળે મારે સબ-ખીત બનવાપણું છે જ નહિ. તમે મને નહિ સમજી શકેલા એટલે કદાચ તમારી લાગણીએ દુ:ખાઈ હશે. એવી રીતે પણ તમને દુભાવવા બદલ હું તમારી માફી માગું છું હું તમારા મનથી ઉતરી ગયેલો છું અને તમે મારી કોઈ માગણી કબુલ કરી નથી કિન્તુ 'અંતકાળની આ માગણી તો નહિં જ પાછી ઠેલો.

લી॰

તમારો નાદાન બાળક

કંદર્પ

હુ એકવાર તો ફુટે મ્હોડે રડી.

હવે મને ત્રિકાલ જ્ઞાન થયુ છે. મેં કેટલાકના જીવ લીધા ? મારા સ્વામી મને ઝંખતા જ મરી ગયા. પ્રોફેસરે ફાંસીપર પણ મારૂ જ' રટણ કર્યું છે. પ્રોફેસરની મા પોતાના દીકરાની હાયમાં મારા લીધે જ મરણને શરણ થઈ, અને મારા માબાપ પણ મારા પાપેજ આપઘાત કરી ચાલ્યાં ગયાં. મારા પેટના સંતાનને પણ મેં મારી નાખવા પ્રયત્ન કરેલા. કેટલી બધી ક્રૂરતા ! નિર્દયતા ! નિષ્ઠુરતા ! કૃતઘ્નતા !

"હું અધિણી માનમાં ગઈ મરી રે." સારાસાર સમજી નહિં માણુસની કિંમત કરતાં મને આવડી નહીં. મારા સ્વામીને તેમ જ પ્રોફેસરને હઝાડે રહી જ ગયો. પ્રોફેસરની મા તેમ જ મારાં માતાપિતા બાપડાં સંતાન સુખ દેખી શક્યાં નહિ.

મને હવે આ સ્થાન પર લગારે મોહ મમતા છે નહિ. પ્રોફેસરના પત્રના આધારે હું તદ્રુપ સ્વામી પાસે ચાલી જઈશ. ત્યાં મારાં પાપ પ્રકાશ કરીશ. મારાં અવિચાર બદલ પ્રાયશ્ચિત કરીશ. નિર્ભય બની પ્રસવ કરીશ અને એ બાળકને ઉછેરી સ્વામીના ચરણમાં સોંપીશ. પ્રોફેસરની યાદમાં હું એનું નામ કંદર્પકુમાર પાડીશ અને સુવાવડમાંથી' ઉઠયા પછી સ્વામી જે બતાવશે તે સેના હું સ્વીકારી લઈ મારો આવરદા પ્રોફેસરનું નામ સ્મરણ કરતાં પૂરો કરીશ.

# બર્લિનની બલિહારી

–સર્જાતું સાહિત્ય મારે જર્મનીથી ખાસ–

લેખક:
શ્રીયુત ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
બી. એ. એલએલ. બી.

---

છેલ્લા મહાયુદ્ધની યુરોપમાં અસર—ફ્રેંચ તરફ જર્મન વેરઝેરની લાગણીઓનો શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને થએલો અનુભવ.

---

બર્લીન / જર્મની તા. ૨૪ ૧૨. ૩૦

## નાયરંગની સહેલગાહ

ભાઈ સાદીક,

હું બર્લીન આવ્યો તે પહેલાંથી જાણતો હતો કે છેલ્લી લડાઇમાં જામેલો ઇંગ્લંડ સામેનો દ્વેષ જર્મનીમાં ઘણે અંશે શમી ગયો હતો, તો પણ ફ્રાંસ સામે તો જર્મન પ્રજાના દિલમાં ઝેરની હોળી સળગતી જ રહી છે. બર્લીનમાં પગ મુક્યો (૧૩ ૯ ૩૦) તેને બીજે જ દિવસે ચુંટણી હતી. તેમાં હીટલરના નેશનલ સોશીયાલીસ્ટ પક્ષને પહેલાંના કરતાં ઘણા જ વધારે મત મળ્યા તેથી આખા યુરોપ ને અમેરિકામાં રાજ્યપટપટના વેપારવણજનાં ત્રાજવા ધ્રુજી ગયાં તેનું કારણ પણ તેજ. જર્મનીને જે ખંડણી હજી પણ કોણ જાણે કેટલાંય વર્ષ સુધી ફ્રાંસને ભરવાની છે તેનો હીટલર પક્ષને સત્વર ઇન્કાર કરવો છે ને જાણે ફ્રાંસને આ જર્મની નાણું ન ભરે તો પછી ફ્રાંસ અમેરીકાનું દેવું પણ શી રીતે વાળે.

આમ જર્મન ચુંટણીના પરીણામથી જીનીવામાં તેમજ લંડનમાં પારીસમાં તેમજ ન્યુયોર્કમાં ખળભળાટ મચી રહ્યો. ને તે પછી પ્રમુખ હીન્ડનબર્ગ ને ચાન્સેલર ડૉ. બ્રુનીંગ ભલે તેટલી ડાહી વાતો કહી છે તો પણ અહીંયાં તો ફ્રાંસની સામે પ્રજાના દિલમાં ઝેર વધતું જ જાય છે ને છેલ્લી વર્ષોની સુલેહથી જર્મનીને જે ભોગવવું પડ્યું છે તેનું વ્યાજ સાથે સાટું વાળવાને જર્મન પ્રજા ચારે પગે થનગન નાચી રહી છે એ નિઃશંક છે. ને છેલ્લા થોડા માસમાં તો હીટલર પક્ષનું જોર વધતુંજ ગયું છે—સ્ટીલ હેલ્મેટ મંડલ (છેલ્લી લડાઇમાં લડેલા ગૃહસ્થો ને સીપાઇઓનું મંડલ) પણ જોર પકડતું જાય છે—જ્યાં જાઉં છું ત્યાં તેના બીલ્લા કોટ પર લાગેલા જોઉં છું—ને આ મંડને પણ કોલોનના જે શહેરમાંથી છેલ્લા ફ્રેંચ સિપાઇઓ વિદાય થયા છે ત્યાં આગળજ મોટી પરેડ કરીને દુનીયાને જાહેર કર્યું છે કે ૧૫ લાખ જર્મનો ફ્રાંસ સામે લડાઇમાં ઝુકાવવાને તૈયાર છે.

...પણ મનુષ્ય સ્વભાવ કેવો વિચિત્ર છે ? બર્લીનમાં પહેલા થોડા દિવસમાં ફરતાં ઘણાને પૂછું કે "ઇંગ્રેજી થોડું પણ જાણો છો ?" ત્યારે સામો સવાલ પૂછે કે 'માર્યે'નુ ફ્રાંસે "–" તમે ફ્રેંચ જાણો છો ?" પછી કોઇ માણસ તેટલું ઇંગ્રેજી જાણનારની મારફત વાત કરતાં માલમ પડે કે ઇંગ્રેજી કરતાં ફ્રેંચ ઘણાં સ્ત્રીપુરૂષોને વધારે આવડે છે ને તેમને ઇંગ્રેજી ને જર્મન કરતાં પણ ફ્રેંચ ભાષા વધારે મીઠી ને મધુર લાગે છે ! ને છતાં આવી કબૂલાત કરનારને પણ તમે રાજકારણની ચર્ચામાં ઝુકાવો એટલે તરતજ તેમનો રુઆબ બદલાઇ જશે ને ફ્રેંચ પ્રજાને રેસી નાખવાનું ઝનુન તેમના જબાનમાંથી તરી આવશે.

બર્લીનમાં આવ્યા પછી થોડાં અઠવાડીયામાં "પારીસના છાપરા નીચે"–એટલે કે પારીસમાં ઉકઉેલ્લા માળાપર છાપરા નીચે વસતા કલાવંત અલમેલાઓની–એક ફીલમ અહીંયાના નોલનડોર્ફ પ્લાટ્ઝના મુખ્ય સીનેમામાં આવી.

ચારે બાજુએથી મને તે ફીલમ જોવાની સૂચના મળી. મેં તે ઘણા જ રસથી જોઇ. વાર્તા તો ભૂખડી-બારસ કલાકારોની છે. એક યુવક "સુસેઠ ડી પારીસ"-નું સુંદર ગાયન ગલી ગલીએ ગાઇને પેટ ભરે છે. એક ગરીબ છોકરી પર આશક થાય છે. તેઓ બન્ને છાપરા નીચેની તેમના નાના ઓરડામાં તરેહવાર રીતે રાત પસાર કરે છે સુવક કેટલાક ચોરોના સંગને લીધે કેદમા પુરાય છે. છોકરી તેના મિત્ર સાથે પ્યારમાં પડે છે, ને પાછો આવી નાયક તેના આ મિત્રને બદમાશોના પન્નામાંથી ઘણું જ સાહસ કરી બચાવે છે. ત્યાર પછી પણ તેનું પ્રેમપાત્ર તો તેના દોસ્તને જ પસંદ કરે છે. ને તેથી નાયક જેમ શરૂ-આતમાં તેમ છેવટે પણ તેનું કરૂણારસિક ગાયન ગાઇને પ્રેક્ષક વર્ગની વિદાય લે છે. ફીલમમાં ઘણી ખુબીઓ છે પણ તેનો મુખ્ય મોહનમંત્ર તો તેના આ એક ટ્રેન્ચ ગાયનમાં જ છે ને તે ટ્રેન્ચ ગાયન પર બર્લીનની પ્રજા ગાંડી થઇ ગઇ તેથી આ ફીલમ ત્રણેક મહિના સુધી જુદા જુદા સીનેમામાં ચાલતી જ રહી. કદાચ હજી પણ કોઇ નાના સીનેમામાં ચાલતી હશે.

પણ યુરોપની પ્રજા આવા ગાયનોને માત્ર સીને-મામા સાંભળીને તિલાંજલિ આપતી નથી. તે ઘેરઘેર પીયાનો પર ને ગ્રામોફોનમાં દરેક રેસ્ટરોમાં ને કાફેમાં, સંગીત ને નાચના જલસાઓમાં–જેમાં જાઓ ત્યાં સંભળાયાં જ કરે છે. આ ગાયનનું પણ એમ જ બન્યું. બર્લીનમાં થોડાં અઠવાડીયાં સુધી તો આ ગાયનના મીઠા મોહક સ્વર સંભળાયાં જ કરે. રસિલી રમણીઓ પોતાના ઘરમાં પીયાનો પર બજાવે ને ગાય. પ્રૌઢ પુરૂષો મોટા કાફેમાં તેમના ઉસ્તાદી મહેનગીભરેલા અવાજમાં ગાય અને મોટા રેસ્ટરોમાં, ગ્રામોફોન રેકાર્ડના બોડ કારીગથી એના એજ સૂર કાન પર અથડાય.

પણ આ સંગીતની ખરેખરી ખૂબી તો મને ઓ નાચારંગના સ્થાનકમાં (Dancing hall) સમ-જાઇ. મુંબાઇ ને લંડનમાં પણ નાચારંગનો કેઇ ખ્યાલ આપી જ ન શકે. લંડનમાં નાચનાં સ્થાનો ઘણાં થોડાં ને તેથી ઘણાં મોઘાં હોય છે. પણ બર્લીન આ બાબતમાં પારીસ જેવું છે. ગલ્લી ગલ્લી નાચ-રંગના હોલ હોય છે. શેરીએ શેરીઓ બીર ને હલકા દારૂનાં નાનાં પીઠાં હોય છે તેમાં પણ આઠ બાર આનાનું પી પીને પીયાનો કે ગ્રામોફોનના સંગીતથી તમે તમારી સહચરી સાથે કે છોકરી સાથે નાચી શકો. પણ વધારે નાચના ખરેખરા સુયોગ્ય જલસા તો મોટી કાફેમાં ને તેનાં ખાસ સ્થાનકોમાં થાય છે. આમાંથી કેટલાકમાં cabart–ની પુરૂષોના વિવિધ પ્રકારના ખાસ જેવાના નાચ પણ હોય છે. તેમાં કેટલાકમા સ્ત્રીઓ લગભગ નગ્ન જ હોય છે. માત્ર નહિ જેવી લંગોટ પહેરીને એક ખુલ્લા શરીરે બે ત્રણ કે આઠ દશ છોકરીઓ સ્ટેજ પર આવીને જુદા જુદા posoમાં ગોઠવાઇને એક શિલ્પકલાનું સ્મરણ કરાવે છે. અને આવો એક ખેલ ખલાસ થાય કે વળી તરતજ પાછાં બધા પ્રેક્ષકો નાચવા માટે ને નગ્ન પુતળાં રૂપે દેખાયેલી રૂપસીઓ પણ કપડાં પહે-રીને જે ચાહે તેની સાથે નાચવામાં ઝુકાવે.

ઉપર જણાવેલી ફ્રેંચ પ્રીતમ જોયા પછી આવા એક નાચરંગના જલસામાં હું કુતૂહલથી ઘુસી ગયો. રાત્રે સાડા અગીયાર વાગે આ નગ્નસમારંભ શરૂ થયો પાછાં નાચવા માંડે–ને પાછા બીજી જાતનાં નગ્નદશ્ય રંગભૂમિ પર ખડાં થાય. હું તો જાણે સ્વપ્નામાં હોઉં તેમ બધું જોતો એક ટેબલ પર બેસી રહ્યો

વીજળીની રોશનીની ને સુંદર poseની કલાથી આ નગ્ન દશ્ય પણ ખરેખર સ્વર્ગીય અપસરાઓનાં હોય એવો મદીક ભાસ થતો હતો. તેવામાં એક દશ્ય પૂરૂં થતાં નાચ સંગીત શરૂ થયું–ને તે પેલી ફ્રેંચ પ્રીતમનું–મુશેદ દીપારીસનું તરત જ આ આવા ગાય નના સૂર સેંકડો ઓીપુરૂષોના ગળામાથી એક સાથે નીકળવા લાગ્યા–અધવિ જોડાઓ નાચવા લાગ્યાં અધવિ ગાયન ગાતાં જેમ કંઇ ઓર જુસ્સા ને ઉમ ળકાથી નાચતાં જાય. ખરેખર આવા જલસામાં કંઈ ઓરજ લગની લાગી રહી–કંઇ ઓર રંગ જામી રહ્યો. મને તો ઘડીભર એમજ લાગ્યું કે જાણે હું જર્મનને બદલે પારીસમાં છું–નહિ તો આવા જોસ ભેર ફ્રેંચ સુર બીજે ક્યાં સંભળાય ? નાચનો ગયો–રંગની રેલમછેલ થઈ રહી–જર્મન રમણીયો કંઇ ઓર ટેસથી ઓર રોનકથી આ ફ્રેંચ સૂર ગાતી રહી !

આ સમયે ઘડીભર મારી કલ્પના ઉડવી લડા ઇમાં ઠેરઠેર તરફ વળી–હાલમાં પણ જર્મન પ્રજામાં ચારેપાસ ફ્રેંચ પ્રજાની સામે જામી રહેલી હળાહળ ઝેર ભરી લાગણી મારા મગજમાં તરવરી રહી. હું નાચરંગમાંથી ઉઠી આ વિષે વિચાર કરતો મારી હોટલ તરફ વળ્યો ને સૂતે સૂતે પણ આ ફ્રેંચ ગીતના સૂર સાંભળતો રહ્યો અને એ વિચાર કરતો રહ્યો કે ફ્રેંચ ગાયન પર આટલી બધી આશક્ત થએલી પ્રજા શું ફરીવાર પોતાના લાખો માણસોને એમજ ફ્રેંચ પ્રજાની સામે સમરાંગણમાં ભોગ કરવા મોકલશેજ !



એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણુંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

સર્જતું સાહિત્ય



મંદિરે

⁂

ચિત્રકાર:

જગમોહન મીસ્ત્રી






# સંપાદકની નોંધ

સારું સાહિત્ય જોઇએ, શિષ્ટ સાહિત્ય જોઇએ, સારા લેખકોએ સર્જવેલું સાહિત્ય જોઈએ, ઉત્તમ ચિત્રો જોઇએ, કલાત્મક મુદ્રણ જોઇએ એમ કહેવું વિવેચકો માટે અને તમારા બધા માટે જેટલું સહેલું છે, એટલું તમે મુશ્કેલ બનાવી દો છો એ હકીકત છે પાડોશી પાસેથી માંગીને વાચવું, મિત્ર પાસેથી ઉછીનું લઇ વાંચવું, જેણે પોતાને વાંચવા માટે ખરીદ્યું હોય એનું લઇને વાંચવું એવી તમારા માંના ઘણાની ટેવને લીધે આ કાર્ય સહેલું હોવા છતાંયે મુશ્કેલ થઈ પડે છે એનો કદિ તમે વિચાર કર્યો છે? જે વસ્તુ તમે ખરીદી નથી, ને વસ્તુ માટે જરાયે ભોગ આપ્યો નથી, એ વસ્તુનો સાવ મુફતમાં ઉપયોગ કરતાં તમે કદિ તમારા નજીવા લાભ સિવાય બીજો વિચાર કર્યો છે? તમારા પોતાના એકલાના વાચન માટે સસ્તું સાહિત્યની જો એક નકલ છપાવો તો એકજ નકલના તમને સેંકડો રૂપીઆ ખર્ચવા પડે-ત્યારે એ માત્ર ચાર આનાની નજીવી કીમતે વેચાય છે એનું એક માત્ર કારણ એ છે કે એની ઘણી વધુ પ્રતો છપાતી હોવાથી એ ચાર આનામાં આપી શકાય છે. પણ 'સસ્તું સાહિત્ય' તમને સાવ મફતજ મળી શકે એમ થતું તમે પોતે જ અટકાવો છો; એ તમને ક્યારે મફત મળે? જ્યારે તમે માગીને વાંચવાનું બંધ કરો. એ માટે તમે ખર્ચ કરશો એટલે મફત વાંચના બંધ થશે તો અત્યારે એની જેટલી પ્રતો છપાય છે એથી લગભગ ૧૫ ગણી વધુ પ્રતો છપાશે. અને જ્યારે ૧૫ ગણી વધુ પ્રતો છપાય તો એના રૂપરંગમાં-એના કદમાં-વધારો કરી શકાશે. જેમ વધુ ફેલાવો થાય તેમ એ સસ્તું થાય, અને

જેમ સસ્તું થાય તેમ એની પાછળ વધુને વધુ ખર્ચ કરવાનો અવકાશ મળે વધુ ખર્ચ થાય એટલે એના લેખકોને સારા લેખો બદલ યોગ્ય મહેનતાણું આપી શકાય, એના પૃષ્ઠો વધારી શકાય, એમા વિશેષ કલાત્મક ચિત્રો આપી શકાય એનું મુદ્રણ સુધારી શકાય. અને પરિણામે ૨ રૂપીઆ પર્યંતા તમે મેળવી શકો એટલું ને એવું સાહિત્ય માત્ર ચાર આનામાં મેળવી શકશો પણ તમે મફત વાંચવાનું માંડી વાળો તોજ એ બની શકે, માગીને વાંચવું એ તમે અયોગ્ય સમજો તો જ એવુ કરી શકાય; ભાડેથી—હાએજન્ટો છાપાવેચનાર ફેરીયાઓ, વગેરે પાસેથી આના બે આનાના ભાડેથી વાંચવાનું માંડી વાળો તો જ તમે માગો છો એવુ સાહિત્ય તમને પુરું પાડી શકાય. .ને ખુદાબક્ષ વાંચો છો—તેથી ગ્રાહક ઘટે છે—ને ".ણામે લેખકોને પુરતો બદલો આપી શકાતો નથી. ". તમારા સંસ્કાર જાગ્રત કરે, જેઓ તમારા હૃદવાતો કહે, જેઓ પ્રજામાં પ્રાણ રેડે, તે લેખ" એમના સારા લેખો બદલ યોગ્ય બદલો આપી ।કાય એવી સ્થિતિ આવેલી જો તમારે જોવી હોય તો તમારે 'સર્જાતું સાહિત્ય' ખરીદીને વાંચવુ જોઇએ. તમે નકામા નાટકો, દમ વિનાના સિનેમાઓ, ચ્હા, પાણી અને પરદેશી સિગારેટ પાછળ મોટી રકમ ગુમાવો છો ત્યારે સાચા સાહિત્ય માટે ચાર આઠ આના ખર્ચતાં શા માટે લોભ કરો છો? તમારા મિત્રે પોતાને માટે ખરીદેલી સિનેમા ટીકીટમાં તમે ખેલ જોઈ શકો? નહીં, પણ તમારા મિત્રે ખરીદેલું 'સર્જાતું સાહિત્ય' ખુદાબક્ષ વાંચી શકો એ સ્થિતિ અસહ્ય છે. સારું સાહિત્ય, સસ્તામાં—નિયમીત વાંચકોને નથી મળી શકતું એનું કારણ એ છે કે એવા પત્રો કે પુસ્તકો ખરીદીને વાંચનારા કરતાં માગીને વાચનારા ઘણા છે. તેથી અત્યંત નમ્રતાએ વિનંતિ કરું છુ કે શુદ્ધ સાહિત્ય—સંસ્કારી સાહિત્ય નિયમીત અને સસ્તુ તમને મળ્યા કરે એ માટે તમારે તમારા મિત્રોને ખરીદીને વાંચવાની ભલામણ કરવી.

તમને એક સાધારણ દાખલો. આપું. 'સર્જાતું સાહિત્ય' માં આવતી સાહિત્ય સામગ્રી જુઓ, એના રૂપ રંગ જુઓ, એ ચાર આનામાં આપવાનું પોસાય છે એનું કારણ છે કે એનો બહોળો ફેલાવો છે. 'સર્જાતું સાહિત્ય'થી ઓછું સાહિત્ય આપતા માસિક પત્રો-વિશેષાંકો રૂ. એક આઠ આના ને બાર આનામાં છુટક વેચાય છે તે બધા કરતાં એનો ફેલાવો ત્રણ ઘણો વધારે ન હોત તો એ પણ આઠ બાર આનામાંજ આપવું પડત. પણ વધુ ફેલાવો છે તેથી જ ચાર આનાની નજીવી કીંમતે આપી શકાય છે

અને હજીયે ફેલાવો વધશે તો એનું કદ વધારવામાં આવશે, એમા લખનારાઓને વિશેષ બદલો આપવામાં આવશે—ચિત્રો ઉપર વધુ ખર્ચ કરી શકાશે, રૂપીયા બાર આનાની વસ્તુ ચાર આનામાં આપી શકાય એ શું મફત જેવુ ન ગણાય!

માટે મહેરબાની કરીને તમારે હવેથી ખરીદીને વાંચવાની ટેવ પાડવી—અને જેમણે પોતાને માટે ખરીદ્યું હોય તેમણે પોતાના મિત્રો સ્નેહીયો કે ઓળખીતાને એ મફત વાચવા માગે ત્યારે નમ્રતાથી કહી દેવું કે 'સર્જાતું સાહિત્ય' વધુ ને વધુ સરસ બની શકે એ માટે એના વધુ ફેલાવાની જરૂર છે, માટે એક નકલ ચાર આનામાં ખરીદી વાંચવી એ સારી વાત છે એક સાહિત્યના સારા કાર્યને ઉત્તેજન આપવા સરખુ છે. અને વાંચક જો તું 'સર્જાતું સાહિત્ય'નો ગ્રાહક થઇને વાંચતો હોય, એની છૂટક નકલ ખરીદીને વાંચતો હોય, તો તારો આભાર માનું છું અને જો એ બેમાંના એકે વર્ગમાં તારુ સ્થાન ન

હોય તો તારો આભાર ત્યારેજ માનીશ કે જ્યારે તું ખરીદીને કે ગ્રાહક થઈને 'સર્જાતું સાહિત્ય' વાંચશે. અલબત જે વાંચનારની સ્થિતિ ખરીદીને વાંચવા જેવી નથી, તે પોતાના મિત્ર મંડળમાંથી લઈને વાંચે, એમાં કોઈને વાંધો હોઈ શકે નહીં. તેમ 'સર્જાતું સાહિત્ય'ના સંપાદકને પણ એમાં વાંધો નથી. ગરીબો અને જેઓ ખરીદી ન શકતા હોય એવા દરેક વાચક પોતાના મિત્રમંડળમાંથી લઈને જરૂર વાંચે એ વિનંતિ છે.

સર્જાતું સાહિત્ય માટે જેમને માન હોય-જેમને સાહિત્યના એ તદ્દન નવા પ્રયત્ન પ્રત્યે સહાનુભૂતિ હોય તેમને સવિનય નિવેદન છે કે એઓ પોતાના સ્નેહિ મિત્રોને, ઓળખીતાઓને એની છુટક નકલ ખરીદવા કે વર્ષના ૨૪ પુસ્તકો માટે સ્થાયી ગ્રાહક થવા ભલામણ કરવી. એ ભલામણ તમને પોતાને 'સર્જાતું સાહિત્ય' જો ગમે તોજ કરશો અને મને શ્રદ્ધા છે કે તમને 'સર્જાતું સાહિત્ય' ગમ્યું છે અને તમે તમારા મિત્રોને એના ગ્રાહક થવાની કે એ ખરીદવાની ભલામણ કરશોજ.

૫૦૦૦ નકલ

'સર્જાતું સાહિત્ય'ના ચોથા પુસ્તકની એની ૫૦૦૦ નકલ ચોખ્ખી પ્રગટ થશે. એનો વાચક સમુદાય વધતો જાય છે, અને ગ્રાહકોમાં અજબ વધારો થઈ રહ્યો છે, એની છુટક નકલોની વધુને વધુ માગણીઓ થઈ રહી છે, એના પહેલા અને બીજા પુસ્તકની એકે નકલ વેચવા માટે અમારે પાસે રહી નથી, વાચકોની વધુ ને વધુ માગણીઓ થઈ રહી છે; તેથી 'સર્જાતું સાહિત્ય'ના ચોથા પુસ્તકની ૫૦૦૦ નકલો પ્રગટ કરવી પડી—અને આશા છે કે એથીયે વધુ પ્રતોની માગણી વાંચકો તરફથી થવા કરશે. જેમ જેમ એની વધુ પ્રતો પ્રગટ થશે તેમ તેમ એના લેખ—ચિત્ર અને મુદ્રણ પાછળ વધુને વધુ ખર્ચ કરવામાં આવશે. આ નોંધ અત્યંત નિખાલસપણે લખી છે છતાંયે જેમને એથી દુઃખ લાગે તેમની માફી માગી લઉં છું, અને જેમને વ્યાજબી લાગે તેમના સહકારની આભાર સાથે માગણી કરું છું

સાદીક

---

## હવે પછી ?

: લેખો :

રા. રવિશંકર રાવળ
ડૉ. હરિપ્રસાદ દેસાઈ
રા. ધૂમકેતુ
રા. જ્યોતીન્દ્ર દવે
રા. ઈન્દુલાલ યાજ્ઞિક
રા. નટવર વીમાવાળા
રા. અમૃતરાય શુકલ
રા. નિઝામુદ્દીન કુરેશી
રા. છગનલાલ પંડ્યા

અને બીજા સિદ્ધહસ્ત લેખકોના વિવિધ વિષયના લેખો અને

: ચિત્રો :

રા. રવિશંકર રાવળ
રા. રવિશંકર પંડિત
રા. કનુ દેસાઈ
રા. કલાભિજ્ઞ
રા. સોમાભાઈ
રા. ભીમો
રા. કલાકાન્ત

અને બીજા કલાકારોના હાથે ચિત્રોથી ભરપુર પુસ્તક માટે ચોથું પુસ્તક જોવાનું ચુકતા નહીં

## રેખા

રા. જ્યોતીન્દ્ર દવે એમ. એ

ગુજરાતના અજોડ સંસ્કારી હાસ્ય લેખકનો 'રેખા' ગ્રંથપે ખડખડાટ હસાવતો લેખ તેવાજ ચિત્રો સાથે ચોથા પુસ્તકમાં જોશો.

વાર્ષિક ૨૪ પુસ્તકોનું લવાજમ રૂ ૫ પરદેશ શિલિંગ ૧૫ છુટક નકલના ચાર આના.



# અંબાકાકી

[ એક હાસ્ય કથા ]

લેખક-

રા ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

ચિત્રકાર : કનુ દેસાઇ

" સાંભળ્યું કે ! અંબાકાકી બોલ્યાં. મુંબઈના એક પરાના એક નાના પણ સરસ બંગલાના ડ્રોઈંગ રૂમમાં નેતરના મેડા ઉપર અંબાકાકી બેઠાં બેઠાં ખાદીની સાડીને કોર દેતાં હતાં તેમના પતિ ભગવાનદાસ દોઢ બે હજારના પગાર સુધી ચઢી નિવૃત્ત થયા હતા. મૂળવતની સુરતના પણ ઘણા વર્ષ સુબાર્બમાં જ ગાળેલાં અને પોતાનો એકનો એક છોકરો સોલીસીટરનું ભણતો હોવાથી મુંબઇ અને સુરત આવવું જવું થતી હતી. છોકરી તરલા કૉલેજમાં હતી એ પણ સુબાર્બમાં રહેવાનું એક કારણ હતું.

" હંઅં, શું ? કંઈ નવીન ! " ભગવાનદાસે અંબાકાકી સામું જોઇને કહ્યું. ભગવાનદાસે અનેક જમાના જોઇ નાખ્યા હતા. હિંદની પ્રાચીન ભાષાઓના વિદ્વાન હતા, જુદા જુદા ધર્મોના તેમણે અભ્યાસ કર્યો હતો. સાથે સાથે મનુષ્ય સ્વભાવની પણ એમને સારી માહીતિ હતી.

" ભાઇ તો આપણું નાક કપાવવા તૈયાર થયો છે ! " અંબાકાકી બોલી ઉઠયા. એમના મોં ઉપર ઉદ્વેગની નિશાનીઓ જણાઇ આવતી હતી, એમના રીવાજમાં વ્યગ્રતા હતી અને હૈયામાં ચિંતા હતી.

" આપણું નાક ! " ભગવાનદાસે આવી આવી લાગણીઓને જીતી જ લીધી હતી એટલે શાંતિથી મીઠું હસતું હસીને બોલ્યા. " તમે જાણો છો કે કોઇ બીજો મનુષ્ય આપણું નાક કાપી શકે જ નહિં માણસો પોતે જ પોતાના નાક કાપી શકે. "

પાંત્રીસ-ચાળીસ વરસના પરણેલાં પતિ-પત્નિમાં એક પ્રકારનો એકને સહેવાનો, એકેની પ્રકૃતિ જાણવા છતાં—અનુભવ્યા છતાં પણ એનાથી સારું જ લગાડવાનો, એકેના સહવાસમાં કયાં પણ કડવાશને સ્થાન નહિં આપવાનો ગુણ કેટલાંક ધન્ય દંપતિમા હોય છે. ભગવાનદાસ અને અંબાકાકીમાં એ ગુણ હતો એટલે ભગવાનદાસના વાકયથી અંબાકાકીને સહેજ હસવુ આવ્યુ તેમણે કહ્યું, " આટ આટલાં વરસો થયાં તમારી સાથે રહી છું પણ તમારી ફીલસુફીમાં મને સમજણ પડી નથી અને પડવાની નથી એટલે તમારે આ સાંભળવુ હોય તો મુંગા મુંગા સાંભળો "

" હા હા, બોલોને, પણ એમાં નાક બાક કપાવવાની વાત નહિ લાવતાં. " ભગવાનદાસે કહ્યું.

" તે જુઓને, અંબાકાકી બોલ્યા. " હવે સુરેશ તો પરણવાની ના કહે છે. "

" હેં ! તમે શું કહોછો ? " ગમે તેવી ફીલસુફી અને શાંતિને પણ અમુક મર્યાદા હોય છે, ભગવાનદાસે આ સાંભળ્યું એટલે એ મર્યાદા તુટી ગઈ અને ક્ષણવાર એ અશાંત થઇ ગયા. પણ તરત જ એમણે સ્વાસ્થ્ય મેળવી લીધુ પણ એનું કારણ

કૈં જાણ્યું ! એના વિવાહ પ્રિયવદા જોડે થયા ને આજે ચાર વરસ થયાં, છોકરી આ વખતે મેટ્રીકમાં બેસવાની છે, દેખાવડી છે, બીજું બધુંય સારું જાણે છે પછી એને વાંધો શેમાં જણાયો !"

"હું તમને બધું સમજાવી શકીશ નહિં, પણ જાણે એના કહેવા ઉપરથી એમ લાગે છે કે અંબાકાકીએ કહેવાનું શરૂ કર્યું " જ્યારે એના વિવાહ થયા ત્યારે એ પોતાની મેળે આ બાબત ઉપર નક્કી મત બાંધી શકે એવી એની સ્થિતિ ન હતી. છોકરીમાં તો કશી ખોડ ખાંપણ નથી એમ એ કબુલ કરે છે પણ એ કંઈક એવું બોલતો હતો કે સ્નેહના લગન વીના શરીરના લગન થાય એ ખોટું જ છે અને એટલા માટે એ સિદ્ધાંત ખાતર પણ એ ગમે તેવો ભોગ આપવા તૈયાર છે "

" હા, હા, હા, એમ વાત વાત છે કે !" ભગવાનદાસ અટ્ટહાસ્ય કરતા બોલ્યા " આ તો પ્રેમલગ્ન, સ્નેહલગ્ન અને દેહલગ્નની ફીલસુફીના દરિયામાં ભાઈ પડ્યા જણાય છે એમને ! "

" હાહા, એ કૈં એમજ બોલતો હતો, હવે યાદ આવ્યું. " હજી પણ તરતની પરણેલી યુવતીની પેઠે પતિની કુશાગ્ર બુદ્ધિથી ખુશ થતાં અંબાકાકી બોલ્યાં. " પણ આવી સારી છોકરી એની ગધેડી બુદ્ધિમાં કૈં જરા થોડી દેખાય છે ?"

" એ બાબતની વાત જ મેં કેટલી કરી છે ! પણ મને કૈં રસ્તો સૂઝે તે માટે બધી હકીકત તો જાણવી જોઈએ ને ! ત્યારે, જાણે, હમણાં અહિંની કોલેજ જતી યુવતીઓના સંસર્ગમાં ભાઈ ફરતા જોવામાં આવ્યા હતા તેનું પરિણામ તે આ ફીલસુફી હશે ? પછી તમે શું કહ્યું ?"

" મારો તો મીજાસ, સાચું પુછાવો તો, ખસીજ ગયો અને મેં તો કહ્યું-કે દિકરા, હું પણ જોઉં છું કે તું કેમ એને નથી પરણતો !" અંબાકાકી કૈંક ઢીલાં પડીને બોલ્યાં.

" ત્યારે તો એ પણ સામો તડુક્યો જ હશે !" ભગવાનદાસે સહેજ ગંભીર થતાં કહ્યું.

" અરે હારે, એણે તો કહ્યું કે પંદરમી સદીના જુલમો વીસમી સદીમાં નહિં ચાલે."

" હારે હા, એ તો હું ધારતો જ હતો. તમને મેં ઘણીએ વાર કહ્યું કે વીસમી સદીની વાત હોય ત્યારે તમારે જરા મને પહેલાં પુછીને કામ કરવું." ભગવાનદાસ બોલ્યા. " તમે જાણો છો કે આ તો બંડખોર આત્માના જમાના છે ! બળથી તમે કશું જ કરી શકો નહિં. બધું કળથી જ થાય."

" પણ આમાં કળ ને બળની વાત ક્યાં રહી !" અંબાકાકી કૈંક અધીરાં થઈને બોલ્યાં. " પેલો તો એમજ કહે છે કે જો તમે મને જોર જુલમથી પરણાવશો તો હું બાવો થઈશ. સાબરમતીના આશ્રમમાં બેસી જઈશ અરે. હું તો એવી ગભરાઈ ગઈ છું ! '

" તમે શાંત થાઓ. આ પાંત્રીસ વરસમાં તમે અનેકવેળા આથી પણ ઘણા ખરાબ પ્રસંગમાંથી પસાર થઈ ગએલાં તે કેમ ભુલી જાઓ છો એમ બાવા બનવું પણ સહેલું નથી અને ગાંધીજીના આશ્રમમાં એવી જગ્યાઓ પણ રેઢી પડી નથી કે ટપ લઈને ત્યાં બેસી જાય." ભગવાનદાસ બોલ્યા. " પણ હા, એટલું સાથે પુછી લઉં કે કોઈ બીજી પોટ્ટી એના ધ્યાનમાં છે ખરી ?"

" ના, એવું તો કૈં જણાતું નથી " અંબાકાકીને પતિની શક્તિ ઉપર પાછો વિશ્વાસ આવતા તેમણે શાંત પડતાં કહ્યું. " જો બે ત્રણ બહેનપણીઓ



"સમજ્યા વગરનું બોલ નહિં ત્યાનું પણ ખરું તો બધુ આરટીફીશીયલ કૃત્રિમ ! મને તો એવી કૃત્રિમતા પ્રત્યે તિરસ્કાર જ છે"

એમને છે તેમાંથી તો કોઇ એમની જોડે પરણે એમ લાગતું નથી."

"તો પછી ભલા, ચિંતા શાની ?" ભગવાનદાસે સ્વસ્થતાથી કહ્યું "એને સ્નેહલગ્ન જોઇતા હોય તો તે આપશું. આત્મલગ્ન જોઇતાં હોય તો તે મેળવી આપશું હવે વધારે તો હું આ બાબતમાં કહેવું નથી ને ! તો ઠીક, નિશ્ચિંત રહો—શાને વધુ વાત કરશું"

અમારાઓ ઉઠીને ચાલ્યાં ગયાં. ભગવાનદાસ વાંચવામાં પડ્યા વચમા વચમાં જે કાંઇ પત્નીએ પોતાની કને ગણું કહ્યું હતું તેનો કોય કેવી રીતે લાવવો એના વિચાર આવતા હતા. રાત સુધીમાં

ચતુર ડોસાએ સુરેશભાઈ સંબંધી વિચાર કરી લીધો. ભાઈના વર્તનની ઝાંખી પણ કરી લીધી. નીતિશાસ્ત્રના ઉંચા નિયમોનો સેજસાજ ભંગ કરી પુત્રની ગેરહાજરીમાં એના ઓરડાની મુલાકાત લઈ આસપાસ નજર ફેરવી જોઈ.

છોકરાંઓ ગમે તેવાં લગ્ન કરે તેમાં આપણને શું ?" ડોસાએ મનમાં વિચાર કર્યો. પણ—જો બની શકતું હોય અને તેમની ઈચ્છાને આડે આવ્યા વીના થઈ શકતું હોય તો મા બાપ આવી બાબતોમાં પણ પોતાના અનુભવનાં સારાં ફળ પોતાના છોકરાઓને ન આપી શકે ! બાકી તો ભવિષ્ય કોનાથી પરખાયુ છે ! ગમે તે પ્રકારના લગ્ન કહો પણ તેમાનાં કયાં લગ્ન—કેટલા ટકાના લગ્ન સુખી નીવડે તેની ખાત્રી કોણ આપે છે ! પ્રિયંવદા ખોટી નથી. માત્ર ક્ષણભરના તરંગોને લઈને રંગી યુવાનો આડે માર્ગે જાય તેમાથી તેમને તેમના ... દુભાવ્યા વીના બચાવી લેવાતા હોય તો બચાવ... એ તો વડીલોની ફરજ છે."

રાત પડી, વાળુ કરીને થોડીવાર આખા કુટુંબે સાથે બેસીને ગપ્પ ગપાટા માર્યા. થોડીવાર ગ્રામોફોન વગાડયું રેડીઓનો પોગ્રામ થઈ ગયો અને સુરેશ તેમજ તરલા પોતપોતાના ખંડમા ચાલ્યાં ગયા ધીમેથી ભગવાનદાસે વાત ઉપાડી. જુઓ, હમણા વેકેશન પડવાની છે. દરવરસે આપણે સાનોલી કે માથેરાન કે એવે ઠેકાણે જતાં તેને બદલે આ વખતે સુરતમાંજ રેંજા ગાળો. હું પણ ત્યાં આવજાવ કર્યા કરીશ.

"સુરતના કરતાં સાનોલી કે એવે ઠેકાણે જઈને પ્રિયંવદાને સાથે લઈ જઈએ તો વધારે સારૂં નહિં" અંબાકાકી બોલ્યાં. "સુરતમાં મુ- ન્યાતના લોકો વાતનું વતેસર કરશે."

"હે હે હેં ! મહાત્માજી સ્ત્રીઓને આગળ પાડવા મથે છે પણ મને તો તમારા લોકોમાં જરા વિશ્વાસ બેસતો નથી," ભગવાનદાસે કહ્યું. "પ્રિયંવદાને સાથેજ રાખવી હોત તો તો સુરત કરતાં બીજું ઠેકાણુંજ હું કહેત પણ આતો એના નામ માત્રનો હમણાં બહિષ્કાર કરવો છે, સમજ્યાં ? સુરત તમે જાઓ, સુરેશ અને તરલાને પણ સાથે લેતાં જજો. પ્રિયંવદા તો આપણી છોકરી જેવીજ છે એટલે એના કાનમા જરા ફુંક મારી દેજો કે ભાઈને પડખે તો શું પણ એની નજરે પણ હમણાં એ ચડે નહિ. ઘરમાં અવારનવાર એના ગુણગાન પારકાં તરફથી થયા કરે એવી ગોઠવણ રાખજો પણ તમે તો મોજ મચડયા કરજો. હું પણ મણુંખરૂં ત્યાં હોઈશ એટલે વાંધો નહિં આવે પણ તમે આટલા ઉપરથી મારૂં કહેવું તો સમજ્યાને ? કે જે વસ્તુ સહેલાઈથી મળતી હોય તે ભલેને પછી લાખની હોય પણ માણસને નકામીજ લાગે છે. મેળવતાં, મેળવતા નવનેજા પાણી ઉતરે એજ વસ્તુની કિંમત. ભાઈ ગમે તેવાં બાયડીઓ માટે પણ પ્રિયંવદા જેવી છોકરી નહિ મળે, પણ તે તો હાથમાંજ છે એટલે આ બધી ફીલસુફી ચાલી રહી છે હાથમાંથી જાય છે એટલું બતાવો તો સોમાંથી નવાણું માણસો એને પકડી રાખવા ફાંફાં મારવા મંડી જાય. બાકી તો મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વરકૃપા."

× × ×

સુરત જવામાં સુરેશભાઈ તરફથી પહેલાં તો વાંધો કાઢવામાં આવ્યો. પણ પિતાના "તમારે સુરત નહિં જવુ હોય તો બેલાશક ન જાઓ. માથેરાન ફરી આવો, અને સુરતમાં બબ્બે છે પણ શું ! લગ્નોની ધમાલ અને સારૂં સારૂ ખાઈને પેટ

"ખબરદાર! તરલા, મશ્કરી કરતા નહિ આવડતી હોય તો મશ્કરી કરવી નહીં, દરેક બાબતમાં આવડી હોલ્લા જેવડી થઈ છતાં શું હીહીહીહી કર્યા કરે છે?" સુરેશ ગરમ થતા બોલ્યો તો'લા વધુ હસી પણ એટલામાં મા બોલી. "નારે, એ ખૂબ છે તો ખરી પણ એમ કમ પ્રિયંવદા માને એવી છે!"

એટલામાં તો ભગવાનદાસજી નીચે આવ્યા. "કેમ મા અને છોકરાંઓ મળીને શું કાવતરું ઘડવા મંડી, પડયાં છો?"

"નારે ના, એ તો બાની તબીયતને સારૂં નથી એટલે પ્રિયંવદા ભાભીને બોલાવવાનો વિચાર ચાલે છે." તરલા બાપની સામા આંખ મીંચામણા કરીને બોલી.

"તે તને કામ કરતા શું થાય છે? તારીએ તબીયત નરમ ચાલે છે?" બાપે કહ્યું એ "પંદરમી સદીના વખત ગયા હવે. નવી વહુ રાંધનારી તરીકે નથી. કેમ ભાઇ?"

"ના-અ-જી, એમાં પંદરમી સદી શા માટે?" બોલ્યો વીસમી સદીમા પણ સ્ત્રીઓએ રાંધણકળા જાણવી તો જોઇએજ ને"

"પણ ભાઇ રે મારા, ખરા સ્નેહલગ્ન હોય-આત્મલગ્ન હોય ત્યાં રસોઇ જેવા શુષ્ક વિષય આવેજ ક્યાંથી? એ તો બધુ દેહલગ્નમાં."

તરલા લાકને ગોદો મારતાં બોલી. "આપણે તો સ્નેહલગ્ન કરવાનાં એટલે ઘણીએજ રાંધવુ પડશે."

"બા, તમારે આને કે કહેવું છે?" સુરેશ તપી જઇને બોલ્યો, પિતાએ તરલાની સ્નેહથી કાનપટ્ટી પકડી તરલા મોટેથી અટ્ટહાસ્ય કરતી કરતી બહાર ચાલી ગઈ.

ભગવાનદાસ કંઇક ગંભીર થયા. તેમણે કહ્યું. "સુરેશ! શરમાયા વગર ખરું કહેજે. આ શું તારી બા કહેતી હતી? તારે પ્રિયંવદા જોડે કંઇ તકરાર થઇ છે?"

"નારે ના, બાની આગળ હવેથી હું કોઇસુરીની વાતજ કરવાનો નથી." સુરેશ બોલ્યો. "હું અમસ્તુ બોલું એમાં એ ગમે એમ લઇ બેસે છે હવે હું ન કહીને આપનું નાક કપાતું?"

"હાહાહા, વળી પાછી નાકની વાત આવી ખરી," ભગવાનદાસે કહ્યું. "ભાઈ, નાક એમ તમારાં કપાવ્યા કપાય ખરા કે! પણ હશે, ત્યારે હવે લગ્નનો વિચાર હમણા મુલતવી રાખવો છે કે કેમ કરવું છે?"

"આપ અને બા કહો તેમ હું રાજી છું અને અને," સુરેશ બોલ્યો.

"આવી બાબતમા શરમ નહિં રાખવી. ચોખે-ચોખું કરી નાખવું." અંબાકાકીએ કહ્યું.

"હું એમ કહેતો હતો કે આપણી ન્યાતમાં બધા હરામખોરોજ ભેગા થયા છે, એટલે વિવાહ—" સુરેશ અચકાતો અચકાતો બોલ્યો.

"હાહાહા! ગાંડા! એની ચિંતા કરતો નહિ વિવાહ કંઇ તુટે ફુટે નહિ, સમજ્યો." ભગવાનદાસે છોકરાના વાંસા ઉપર મમતાથી હાથ મુકીને કહ્યું. "ચલો હવે ઉપર ચાલો, હવે જેમ બને તેમ વહેલા લગ્ન લઇ લઈશું."

પિતા, માતા અને પુત્ર ઉપર ગયા થોડી જ વારમા ધમધમાટ કરતી તરલા હાસ્યના તરંગો ઉછાળતી દાદરે ચડી. પાછળ કોઇ ધીમા પગલાં પાડતું ચડ્યું.

"તરલા! બીજુ કોણ છે?" અંબાકાકીએ પુછ્યું. પિતા અને પુત્રની આંખ પણ દાદર ભણી વળી.

"નારે, એ તો કોઇ નહિ, એક મારી બહેનપણીને એત્યારે આપણી સાથે બીઝીક રમવા બોલાવી લાવી છુ." તરલા તોફાની હાસ્યથી બોલી. એટલામાં પેલી બીજી યુવતીની આકૃતિ જણાઇ.

"બા, ઓળખી મારી બહેનપણીને! હાહાહા! તરલા બોલી.

"એ તો પ્રિયંવદા ભાભી, પણ માફ કરજો હં, હું ભુલી. ભાભી કહું કે નહિ એ બાબત મારે પહેલા સુરેશભાઇને પુછી જોવુ પડશે ખરૂંને, બા!"



# સ્ત્રી શક્તિને



વિશ્વે તું વીલસે છે જનની રૂપ ધરી વિશ્વની આદિ માતા
પોષે સંતાનને તું નિજ ઉરરૂધિરે પ્રેમથી સ્નેહપૂર્ણ;
રેલંતી વિશ્વમાંહિ તુજ ઉરથકી પૂર વાત્સલ્ય કેરાં,
વંદું તે માત રૂપે વીલસી રહી જગે શક્તિ તું માતૃરૂપા.

છોડીને તાત માતાતણું ગૃહ મીઠું સુખનું ધામ વ્હાલું,
વાસો લેતાં વસે જે પરગૃહ મહીં પ્રેમ ને ધર્મ સારૂ;
સેવા અર્થે સમર્પે જીવન નિજ અને ભૂલતી આત્મને જે,
શોભાવે ગૃહને જે ગૃહિણીરૂપ જગે પ્રેમથી વંદુ તેને.

બાલારૂપે ઉજાળે જગજન ગૃહને મીઠડા સ્મિત હાસ્યે,
મીઠી મ્હેમાન પિતૃગૃહ તણી અને થાસતી થાય સ્હેજે;
પામે છે લાડ ઓછાં નિજ સ્વજનતણાં તોય ચ્હાતી બધાંને,
પુત્રી રૂપે તપે છે તપ મૂકપણે શક્તિ તું બાલ રૂપે.

વાગીને ઠેસ પાયે રૂધિર નીગળતું તોય જે વ્હાલી પેલી,
"ખમ્મા, મારા વીરાને" મુખથકી વદે ભ્રાતૃપ્રેમે ભીંજેલી,
પોતાના પ્રાણથીયે પ્રિય અધિક વીરો વ્હાલો માનતી એ.
શક્તિ તું બ્હેનીરૂપે અવનવી લીલા વિશ્વમાંહી કરે છે.

માતારૂપે તું પોષે, ગૃહિણી રૂપ બની સેવના તું કરે છે,
બાલારૂપે તું લાડી, ભગિનીરૂપ બની લાડ મીઠાં કરે છે,
જન્મીને મૃત્યુ સુધી તુજ વિણ નથી સ્થાન વિશ્રાંતિ કેરૂં.
શક્તિ તું આદિમાતા વીલસી રહી જગે તુજ વિના ન જીવું.

કીર્તિદા દિવાનજી



જેમનું વજન પડે. કોઇના હાથમાં મ્હારું પુસ્તક મૂકતા પહેલાં ગુજરાતના થોડાક પ્રાણવાળા માણસોના હસ્તાક્ષર મ્હારે મેળવી લેવા હતા. પણ એ બધા એક ઠેકાણે ઓછા મળી રહે છે ? એટલે જે હતા તેમની ઉપર મ્હારે ભરોસો મૂકવો પડ્યો.

પણ મ્હને તો બીજુંજ પાનું નડ્યું. સાવ સાદી વાત હોય તેમ મ્હારા હાથમાંથી પેન લઇ એમણે બાળબોધમાં એમનું ચાર અક્ષરનું નામ લખી, પુસ્તક મને પાછું આપ્યું. એમનું હસવું માતું ન હતું. અને હું, ક્ષોભ નથી પામ્યો એમ દેખાડવા જરી હસ્યો. એથી વિશેષ કૈંજ લખવા એમણે ના પાડી. એટલે મ્હારે તો નમન કરી ઉઠવુંજ રહ્યું.

ને તે પછી તે ઠેકાણે તો નામ લખવા ની ના સાંભળવી પડી એમનું સ્વાગત માર્મિક હતું એમનું મેળાપણું કપરું ભર્યું હતું એમનું હાસ્ય શોકાતુર હતું.

"હમે યુવાનો કૈંજ નહિ કરો ? જીંદગીમાં !' નાના જેવાં કૉલેજના ચાર વર્ષો—તેની રજા એ હમે વડેરી મારશો ? ને અનુકરણમાંથી ક્યારે છૂટશો ?"

મ્હને આ ગંભીર ડહાપણની ખબર હતી ને તેથીજ મ્હેં આમ હસ્તાક્ષરો ઉધરાવવા શરૂ કર્યા હતા પણ એમાં એમને અનુકરણથી વિશેષ ન દેખાયું ? એક ક્ષણમાં મ્હારો વિચાર વિસ્તાર પામ્યો: હસ્તાક્ષરો ઉપરાંત, તે સૌ સજ્જનોની ટૂંકી રૂપરેખા લઇ એમનો જીવન હેતુ સમજી મ્હારો એક જાહેર કાર્યનો ઇરાદો મ્હેં એમની સમક્ષ મૂક્યો પણ તે માટે હસ્તાક્ષરોની જરૂરેજ નથી, એ એમનો ખ્યાલ તો નજ બદલાયો.

હું જાઉં તે પહેલાં એમણે મ્હારી નિરાશા પારખી લીધી, અને ફરી મળવા આમંત્રણ આપ્યું. અમારા કાર્યથી પરિચીત થવું હોય તો અમારા સંસર્ગમાં આવો ને જીવનનો માર્ગ બદલી નાખો. એવું એવું ઘણુંક કહ્યું, પણ મ્હારી નિરાશા એટલી જ્વલંત હતી કે એ સઘળું ધ્યાનમાં લેવાનું મને ત્યારે નજ સૂઝ્યું.

ચોથે ઠેકાણે ગયો ત્યાં કૈંક રાહત મળી. એ ક્યારે મોટા થઈ ગયા તેનું આશ્ચર્ય એમણે બતાવ્યું અને શુદ્ધ છતાંયે મોટાઇના સંતાપ વિતતાં એમનેય હસવું તો આવ્યુંજ.

એમ આશા-નિરાશામાં હસ્તાક્ષરનું પુસ્તક એના પાનાં શોભાવતું ગયું. શરૂઆતમાં, સૌના ઉત્સાહમાં તેમ હોય છે ને ?

કોઇકે એમપણ કહ્યું કે અમારા હસ્તાક્ષરોમાં હમે અમારી પ્રતિમા જુઓ છો, તો એનું જાહેર દિગ્દર્શન કરવાની જરૂર નથી,હું તો મ્હારા કાર્યને જનોમાં ખપાવતો હતો, અંગત ને જાહેર એટલે વખત આવ્યે હસ્તાક્ષરની ખાતર મ્હારે ગમે તેમ વાદ કરી લેવો પડતો ગામ પરગામ જતો ત્યાંયે એ પુસ્તક સાથે લઇ જતો. તે નોંધમાં સમાવેશ થઇ શકે એવું કોઇ પણ જોઉં, તેની સામે એ પુસ્તક ધરી દેતો. આમ ધીરેથી પણ થોડા દિવસમાં ત્રીસ બત્રીસ પાનાં ભરાયાં.

જ્યારે એ ગ્રંથ ઉથલાવી જતો, ત્યારે એર મઝા આવતી. એમનાજ સંસર્ગમાં હોઉં એટલો આનંદ ઉપજતો આખું વાતાવરણ ફેરવાઇ જતું, અને અજાણ્યે એ પુસ્તકથી ગર્વ ઉપજતો થઇ ગયો.

સભીસાંજે સર્જનના કોટને દસવાર પ્રશ્ન લગાવી હું મ્હારા કાર્યે નીકળી પડતો હજુયે કોઇવાર સખત વેણ સાંભળવાં પડે છે એની એ વાત ફરીફરી સૌની પાસે કહેવી પડે છે, ને ઘણીકવાર વીલે મોંયે પાછા

આવવું પડે છે. આવો અનુભવ વધુ અસહકારીઓજ કરાવતા.

" શું છે ! "

" આપના હસ્તાક્ષર માટે વિનતિ....."

" એટલે ? "

ફરી પાછું આખું યે પુરાણ ઉથલાવી જવું પડતું. તે પણ ટૂંકામાં, વિનયસર ને ગભરાતા.

" શું કરો છો ?"

હસ્તાક્ષર લઈ જનાર કોઈ છૂપી પોલીસના માણસો પણ હશે ખરા. નહિતો આમ શંકાશીલ કેમ થાય ?

" સારૂં આવજો, " કહી પાછા એ છાપામા મશગુલ થઈ જાય. દિવસ ને સમય નક્કી કરવા જેટલું એમને મહત્વ દેખાય નહિ, એટલે મ્હારેતો પ્રતિ નમનની આશા વિના સીધું દાદર તરફજ જવું પડે

કે નહિ એવા પ્રસંગોથી હું ટેવાઈ ગયો હતો. એટલે તે પછી તે ઠેકાણે જવા ઉપડ્યો. દરેકના સરનામા મેળવી લાવતો, ને અથડાતો. કારણ કે ઘર સિવાય નિવૃત્તિ-ન હોય ને ?

મ્હેં આરતેથી બારણું ઠોક્યું ને રાહજોતો ખમાસની કરચલીઓ સરખી કરતો ઉભો રહ્યો. છેક અંદરથી કોઈ આવતું હશે, એટલે આથમતા સૂર્યના ઉજાસમાં બે ઘડી ખમી લેવુ પડ્યું ઘર ખૂલ્યુ એટલે અંદર ગયો.

"........છે ? "

" ના બહાર ગયા છે. "

" ક્યારે આવશે ? "

" આવતા હશે. કેટલા વાગ્યા ? "

એમના આવવાને પા કલાકની વાર હતી.

" શું કામ છે ? બેસોને "

" હું બેઠો ત્યારેજ મને દેખાયું કે હું એક સુંદર કુમારિકા સાથે વાત કરી રહ્યો છું. મ્હેં હસ્તાક્ષર વિષે જરી લમ્બાણથી વાત કરી. તે પુસ્તક સામે ધર્યું. તેમણે એક પછી એક પાનાં રસથી વાંચ્યા. જ્યાં ન ઉકલે એવું હોય ત્યાં પૂછતા ગયાં. એમના વદન ઉપર એ પુસ્તકથી ઉપજતો આનન્દ મ્હેં જોયો, ને મ્હારૂં મુખ પણ મલક્યુ.

" હજુતો બહુ પાના બાકી છે. " ચોપડી પાછી આવી.

" તેથી તો આવ્યો છુ, અને હજુ મ્હેં હમણાં જ શરૂ કર્યુ છે ને ? "

પછી તો થોડા અનુભવો કહ્યા. એમને રસ પડતો હતો અને એકલા દિવાલો તરફ જોઈ વખત વિતાડવા હું તૈયાર ન હતો. એટલે સાહિત્યકારો અને રાજકીય ઝુંબેશ ઉપાડનારાઓના સ્વભાવની, રહેણીકરણીની, વિવેકની એવી કેક વાતો ત્યાં મ્હેં કરી નાખી. એ વાતજ એવી હતી કે કુતુહલ ઉપજે, તેથી એમના પ્રશ્નોનો આરો ન હતો ને મ્હારા ઉમંગની અવધ ન હતી.

આમ અડધોક કલાક વહી ગયો, પણ એથી વધુ વખત રોકાઉં એમ બને એમ નહોતું, તેથી હું ઉઠ્યો. "કાલે આવીશ;" એમ કહી સાયકલ મારી મૂકી. સદ્ભાગ્યે, બીજી બે વિભુતીઓના હસ્તાક્ષર મ્હને તે સાંજે મળી ગયા ને બીજી સ્હવારે પણ એજ પ્રયત્ને એક પાનું વધુ ભરાયું.

સ્વાભાવિક રીતેજ એ ત્રણ પાના વંચાવવા હું ગઈ કાલ કરતાં પણ આજ જરી વહેલો ગયો. મ્હને લાગ્યું કે કદાચ મ્હારી રાહ જોવાતીજ હશે. આજ તો એમનાં સ્મિતનાં સ્વાગત પણ પામ્યો.

ફરી પાછી વાત થઈ. વિદ્યાર્થી આલમની નૈતિક બળની સમાજની રૂઢિઓની, એમ એક વિષય ઉપરથી બીજે અમે તણાતાં ગયાં. અને મને તો ગઈ કાલની જેમ આજે પણ ફેરો અફળ જશે એમ લાગતું ગયું.

" કાને તો બહુ મોડા આવેલા એટલે આજનું પણ નક્કી ન કહેવાય તમારે ઉતાવળ હોય તો,... તમે જાઓ."

"નહિ, ઉતાવળ તો નથી પણ કાલની જેમ છેક મોડા આવે તો? અને હું બહાર જઈશ તો વળી કોઈને મળી શકીશ એકાદ પાનું .."

"ઓહો લાવોને, હું લખી દઉં ન ચાલે?" હા, ભલે" મ્હેં પેન અને પુસ્તક સામે ધર્યાં.

તેને લાગ્યું કે ગમે તે લખી નાખવું એ યોગ્ય નથી. વાચેલામાંથી કે યાદ આવી જતું હોય, પણ તે ન રૂચતું હોય એમ એ ડોકું ધુણાવતી, ક્યાંસુધી આમ એ વિચારમાં ગરક રહી ને પછી નીચી નમી કુતુહલનો માર્યો હું એ પાછળ જઈ ઉભો રહ્યો.

"'જીંદગીમાં અસંતોષ ન હોત તો સ્ત્રીઓનાં જીવન આમ નિરર્થક જવાને બદલે અમૃત રેલાવી શકત"

નીચે સહી કરી એણે પુસ્તક સામે ધર્યું ઉંડી ગમગીનીમાંથી પરાણે પેદા કરેલું સ્મિત ચ્હેરે ફરકી ગયું પણ તેથી એનું દર્દ ઢંકાયું નહિ પુસ્તક લીધું ત્યારે એના હાથ કંપતા હતા એ હું જોઈ શક્યો.

એક ક્ષણભર અમે સામું જોયું, સમજ્યાં, ને મ્હેં કુતુહલમાંથી ઘણીકવાર સહાનુભૂતિ પ્રગટે છે

ધીરે સ્વરે તેણે અંતર ખોલ્યું

'તમે નથી જોઈ શકતા કે અમારા હૈયાં રીબાય છે? ક્યાં સુધી રાહ જોયા કરીએ?"

"જુઓ, પંદરમે વર્ષે પરણી, તેમાંયે જરી અદ્ભુતતા જેવું હતું; એટલે તે વખતે ખૂબ ઉલ્લાસમાં રહેતી કદાચ સહુ પરણનારાંની એવી જ શરૂઆતો હશે. એટલે બે અઢી વર્ષ તો મઝાથી પસાર થઈ ગયાં

પણ, તે પછી સ્થિતિ પલટાતી ગઈ આ છેલ્લું વર્ષ તો કેમે કર્યું જતું નથી."

મને લાગ્યું કે લાગણીઓથી વિહ્વળ થયેલી સ્થિતિમાં જે કહે જવાની સ્ફુરણા છે, તે સાંભળ્યે જવાની મને છૂટ ન હોવી જોઈએ કોઈની ઉંડી ગોપનીયતાની સ્મરણે સતેજ કરી એનાં દુઃખ પારખી હું શું કરવાનો હતો? ને અમારો પરિચય પણ કેટલો? એટલે એમને ચેતાવવાનું મ્હને સૂઝ્યું પણ એ ગણકારે એમ ન હતું. એમને એ કહેજ છૂટકો હતો. એમની સાહ્યબી કહો કે નિખાલસપણું, પણ તે તરફ મ્હારૂં મન ઢળ્યું

"કોણ જાણે આગળનો વિચાર કરવાની આપણને ક્યારેય સમજ આવશે ને આપણા સમાજમાં તો એ બધી જવાબદારી તમ પુરૂષોની જ છે"

મ્હને કૈં બહુ ગમ પડતી ન હતી, પણ એ સ્થિતિનું રહસ્ય સાંભળ્યા સિવાય હવે તો છૂટકો જ નહતો. એટલે મીટ માંડી એમનું દર્દ વહેંચી લેવા નિરાંતે બેઠો.

"પહેલાં બે અઢી વર્ષ તો પત્રો આવતા, ઉપરાંત આરતા કદીક દર્શન થતાં, વાતચીત થતી, કોઈક વાર સ્પર્શ પણ.

પણ જાણે એ ઓસરતાં પાણી હોય એમ બધું ધીમે ધીમે આથમતું ગયું આજ ત્રેવીસ વર્ષ એમની અભ્યાસની ધગશ શમતી નથી ને ત્યાંસુધી મ્હારે આ કારાગાર સેવવો રહ્યો"

મ્હને લાગ્યું કે સંયમી જીંદગીથી જે જરીએ ટેવાયમાં નથી હોતા તેમના દર્દમાં થોડોજ અર્થ હોય છે ઘણીકવાર તો હાસ્યાસ્પદ થવા ઉપરાંત એ ઉપાલંભ પણ પામતાં હશે

પણ, ના હું ભૂલતો હઈશ

" પગભર થયા વિના લાગણીઓને જ્હેતી મૂકવાનાં પરિણામ ત્યારથી મ્હને સમજાયાં છે. હું એમ નથી કહેતી કે હવે મ્હારાથી એકલવાયું નથી જીવાતું પણ, બધું એકવાર જાણ્યા પછી, મ્હાલ્યા પછી વિસરવું એ એ સંભવિત છે.

છેલ્લા વર્ષથી હું મુંઝાઉં છું હવે એમને મ્હારી પરવા હોય એમ નથી લાગતું પરીક્ષા થઇ ગઇ. પરિણામ જણાયું, ત્યાં સુધી મ્હને આશા હતી. લોકોના વિવિધ આક્ષેપો સામે હું ત્યાર સુધી નજર પણ ન કરતી. હવે...છૂટકો નથી.

"કોલેજનો કોલ એ મને મ્હારા ભોગે પાળવો પડ્યો. કે પછી જીવન સાથી ખોળી લેવાની ઉતાવળ કરી હોય એવું લાગતું હશે. પણ, જરી વાંચનના કે આર્થિક સહાયતાના લોભે એમણે આમ છેક નોંધું કરવું.

" પરણ્યાં પછી અમારી સ્મૃતિઓ સમૃદ્ધ બને . સહવાસ ન થયો તેનાં જ એ પરિણામ. એમની પગભર થવાની અશક્તિ એ અમારા અંતરનું મૂળ

" છેલ્લું અમે મળ્યાં, ત્યારે ગુનેહગાર જેમ એ મારી પાસે આવી ચાલ્યાં ગયા, એક શબ્દ પણ બોલવાનું એમને સૂઝ્યું નહિ, કે હિંમત ન કરી; પણ ત્યારથી બધી આશાઓ તૂટી પડી.

" અત્યારે એ હેગીંગ ગાર્ડનના કોઈ ખૂણામાં ચમન કરતા હશે. હું અદેખાઇ નથી કરતી. ફક્ત લગ્નના પ્રશ્નની ગુંચ ઉકેલતાં મુંઝાઉં છું.

" અને કહે છે ઘણાએ પરણીતોનાં જીવન આમ રોગી બને છે. ઘણીવાર કાલ્પનિક પ્રેમમાં પતિ વિસરાઇ જાય છે, જો લગ્ન પછી દૂર ને દૂર રહેવાનું ન હોય તો એ અસંતોષ ન પ્રગટે એવું તમને નથી લાગતું ! "

મ્હારે કૈં જ કહેવાનું નહતું.

" કાલે આવીશ. " કહી ઉઠ્યો, ને ભારે હૈયે ઘેર પાછો ફર્યો. ધ્રુજતા હાથે એમના હસ્તાક્ષરનું પાનું ફાડી, વાળી, મ્હારા ખીસ્સામાં મુકી દીધું. રોજ એ પાનું જોઉં છું, ત્યારે એમનાં દર્દ મ્હનેય સતાવે છે.

ફરીથી હું ત્યાં હસ્તાક્ષર માટે ગયો જ નથી.



પોતાનું પેટ ભરતા હતા. મેં આ વાતમાંથી ફરી પાછું મારૂં ચિત્ત આ માણસના વાજીંત્રના સુરમાં રોક્યું; ને કેવા મીઠા-કેવો કારીગારીએક, કેવા હૃદય ભેદક હતા. મારૂં હૃદય પણ બીંજાયું-લગભગ ધવાયું -ને જે મહાસંગ્રામથી આવા લાખો માણસો અપંગ ને નિરાધાર થયા છે-કેટલાયે ગાંડા થઇ ગયા છે ને કેટલાયે મગજની નાસદાયક બીમારીઓ હજી પણ ભોગવે છે તેના ક્રુર સ્મરણોમાં પરોવાયું. મને તો ખરેખર એમ જ લાગ્યું કે આ માણસ પોતાની અજબ આંગળીઓથી ફ્લાંડર્સ ને બેલજીયમ ને પોલેન્ડ ને તુર્કીના રણક્ષેત્રપર ઘવાયેલા ને મરણ પામેલા સર્વે પ્રજાઓના લાખો માણસોના હૃદયની વેદના-તેમની હૃદયભેદક ચીસચારીઓ સંભળાવતો હતો.

મારો વખત પૂરો થયો એટલે હું બ્રીટીશ કોન-સોલમાં જઇ મારૂં કામ કરી આવ્યો પણ તે બર્લીનમાં ફરતાં મોટા રસ્તાઓ પર તેમજ ગલીઓમાં-છુપી રીતે ભીખ માગતા કે ખુલ્લી કંઇક સામાન (ચિત્રો પણ) વેચતા કે કંઈ ...ત્ર વગાડતા ઘણાએ માણસો પર મારી નજર ... છે. કુરફુરસ્ટેનડામના રસ્તાપર સ્વર્ગીય વિલાસ ... છે તેમાં નાચરંગના ખાણાં પીણાંના અનેક સ્થાન કોની વચ્ચે છેલ્લા ક્રુર વિગ્રહથી અપંગ બનેલા માણસો અથડાય છે ને કોઇ કોઇ નરનારીઓનાં હૃદય પીગળાવી પાંચ દશ ફેનીશ (૧૦૦ ફેનીસનો એક માર્ક-૬ ફદીયો) પડાવે છે. સમયની શી બલીહારી છે! લડાઇ પછીના બે ચાર વરસોમાં જે બર્લીન ને જર્મનીમાં સ્મશાનભવનના શોક ને દર્દ છવાઇ રહ્યાં હતાં-તેમાં હવે ઉપર ઉપરથી તો જાણે લડાઇના બધા ઘા રૂઝાઇ ગયા હોય-એમ જ લાગે છે. ચારેપાસ સમૃદ્ધિ ને રંગરાગની રેલમછેલની વચ્ચે અથડાતા ઘોડા, રડ્યા ખડ્યા માણસો જ છેલ્લી લડા-ઇની કારમી વીતકોની યાદ આપે છે.

પણ તે વીતકોની પણ કયા તે સહન કરનાર માણસોના મ્હોંમાંથી સાંભળવાના કેટલાક અવસર મને મળ્યા છે. આ શીયાળાની શરૂઆતમાં એક જર્મન પ્રોફેસરની હારમાં હું ગયો ત્યારે તેની ભલી પત્નીએ મને કહ્યું: આજે જરા ઠંડી છે તેથી મેં (દરેક કોટડી ગરમ કરવાની મોટી ભઠ્ઠીમાં) અંગારા સળગાવીને ગરમ કરી છે, કેમ ઠીક છે ને?"

"પણ હજી કંઇ એવી ઠંડી નથી-કે જેથી ભઠ્ઠી ચેતાવવાની જરૂર પડે" મેં કહ્યું.

આ વાત ચાલી એટલામાં પ્રોફેસર સાહેબ આવી પહોંચ્યા તે ખરેખર સાદા ને ભલા છતાં ઘણા જ વિદ્વાન હતા. તેમના જમવાના ઓરડામાં ચોપડીયોથી બધાં કબાટ ચીકાર ભરેલાં હતાં. ફરીથી ઠંડી ને ભઠ્ઠીની વાત નીકળતાં તેમણે જણાવ્યું

"હવે તો ભઠ્ઠીમાં કોલસા નાખીએ છીએ પણ તમને ખબર છે કે લડાઇનાં છેલ્લાં ત્રણ વરસ દર મ્યાન ભર શીઆળામાં પણ ભઠ્ઠીમાં નાખવાને કોલસા મળતા ન હતા? બધાયે માણસોની બધી ઓરડીયો ઠંડી બરફ જેવી લાગે. ને ખાવાને પણ કાળી રોટી સિવાય ભાગ્યે જ કંઇ મળી શકે. તે વખતની તો વાત જ ન પૂછો. તે દિવસો અમે કેમ વીતાડ્યા છે તે તો અમારૂં મન જાણે છે! નાનાં બચ્ચાંઓ માટે પણ દૂધ ન મળે તેથી માખીઓની માફક પણ છોકરાંઓ મરી ગયાં ને પુરૂષોનો ઘાણ લડાઇએ કાઢ્યો. તેથી અત્યારે જર્મનીમાં પુરૂષો કરતા સ્ત્રીઓનું

પોતાનું પેટ
ણું મારૂં િહજારો–બલ્કે લાખો માણસો લોખંડનાં
(રોવ્યુ, ને ટોપ (steel helmets) બીસ્વાં લગા-
સેઢક હતા. ઇ જમાવવાને કવાયત કરે છે–જર્મન
–ને જે મહા સપાટાબંધ આગળ પ્રગતિ કરે છે
ને નિરાધાર ગમે તેવી અગાધ ને અપાર મુસીબતોને
ને કેટલાયે અજબ આનંદ–અપાર શૌર્ય ને મર્દાનગી
ભોગવે છે તે ખરેખર જીવનનું જોમ–સ્ત્રીઓ ને
ખરેખર એમાં યુવતીઓમાં માયકિઓ પર
અજબ આ છોકરા ને છોકરીઓમાં અજબગજ
ગજબ સહન કરવાની શક્તિ હવે કેળવી છે.
તોફાને આ શૌર્ય ને જોમ—અગ્નિ જેવું ઉગ્ર
તરવાર જેવું તીક્ષ્ણ—આપણી પ્રજાની રગેરગમાં
ભરી ત્યારે ધુત્રિજો એકધારૂંકાર ટકટાકરો નહિ



# અજાણી



નવલિકા

લેખક
રા. યશવંત એમ દેસાઈ બી. એ.
ચિત્રકાર રા. કલાકાન્ત

રમેશ કવિ હતો. જીવનનાં નવાં મન્ત્ર એણે એવાં હતાં જીવનકવિતામાં, ભવ્ય સંગીતમાં તેણે કરુણતાનો એક જ પ્રાધાન્ય સૂર સાંભળ્યો હતો. દુઃખી જીંદગીની અસહ્ય, તીવ્ર વેદના, તેને બને તેટલી લાંબી બનાવવાની ગાંડી હોંસને, રીઝવો પરપોટો ક્ષણભંગુર છે એમ જાણવા છતાંય તેને કોઈ રમતીઆળ બાળક મોટો ને મોટો કરવાનો ઉત્સાહ રાખે તેના જેવી નિરર્થક, મૂર્ખાઈભરી લેખતો, અને નિરાશામાં બબડતો કે "માનવનો મહાન ગુન્હો એજ કે તે જન્મ્યો!"

યૌવનની જ્વાળાઓ સમી, તેનાં દુઃખી અંતરદેશની કલ્પનાઓ ઉંચી ઉંચી ઉડી, બ્રહ્માંડનેય જાણે ફૂંકારતી તેનાં મીઠાં. તેજ કવિતામાં ગૂંથી એ જનતાને આપતો અને રસભૂખી, રસીલી જનતા એનાં કાવ્યો ગાતી, ગવડાવતી, ઝીલતી-ઝીલાવતી.

છતાંય રમેશ રખડેલ, ઉદ્ધત, ચારિત્ર્યહીન મનાતો. એનું નામ સાંભળતાં જ બધા જાણકારો અર્થસૂચક માથું હલાવતા, મૂર્ખાઈની કાંઈ દવા નથી એમ કહી, એનું ભાવિ અધઃપતન ઉચ્ચારતા.

પણ તેને એની કાંઈપણ દરકાર ન્હોતી. એનું નિરાશાથી વ્યાપી રહેલું મન જીવનને લાગણીઓના દોરાથી ગુંથાયલું માનતું અને જીવનને જીવવું એટલે તો લાગણીઓનો પુરેપુરો, નિર્બંધ આનંદ ભોગવવો, નીતિ અને ધર્મના બંધનથી સ્વતંત્ર રહી આ માની સર્વ લાગણીઓ અને વાસનાઓને સંતોષવી, એજ જીવનનો એણે મુખ્ય હેતુ સ્વીકાર્યો હતો. ગમન અને પ્રેમથી કટાએલો રમેશ ક્ષણભંગુર લાગણીઓને આનન્દ અને મઝા આપતું જીવન વીતાવી રહ્યો હતો.

× × ×

ગ્રીષ્મની રાત્રે ભૂરા આકાશમાં ચંદ્રની અમૃત રેડી રહી હતી. પત્થરનાં બાંધેલા ઉબડખાબડ રસ્તા ઉપર ચન્દ્રમાના ઝાંખા કીરણો ઓર પ્રકાશ આપી રહ્યા હતા તેમાં રમેશ રખડતો હતો, શાન્તિ એવી ઘેરી ભરી હતી કે કવિના ધીમા પગલાંનો અવાજ, દેર મંદીરની અખંડ શાન્તિમાં શ્રદ્ધાળુ આત્માની પ્રાર્થનાના સૂર જેવો લાગતો હતો.

આવા નિર્જન રસ્તા ઉપર એકલો એકાન્તમાં એ, શા માટે એ ભમતો હશે? ભ્રમર જેવી કોઈ ગૂઢ વાસનાને સંતોષવા તે ભમતો હતો, કે અમૃત ચાંદનીના બાગમાં કલ્પનાનાં કુસુમોને તે ગોતી રહ્યો હતો! "આ જીવનનો સાર શો!" તેનું મન અત્યારે વિચારી રહ્યું હતું, "આજે ખિલતું ફુલ તો કાલે મૃત્યુના શીતળ વાયરાથી કરમાવાનું હોય. ઉડતા નયનરંજક રંગ એ રાત્રીના અંધકારમાં જ વિલીન થવાનાં હોય ચેતનમય રંગરંગ્યું જીવન એ મૃત્યુના

સ્પર્શથી જડ બનવાનું હોય-તો આ જીવનનો સાર શો ?" વિચારના ધ્યાનમાં જ વાળમાં પોતાનો હાથ ભેરવી ગુચ્છા પાડી રહ્યો. નિરાશામાંથી જન્મતા જડવાદે તેને એ પ્રશ્નનો ઊકલ સુઝાડ્યો, મધમાખ જેમ ફુલમાંથી મધ ચૂસે, તેમ જીવનની પ્રત્યેક પળમાંથી, દેહનો આનન્દ ચૂસ !"

× × ×

એવા અનેક વિચાર કરતો કવિ જતો હતો-, રખડતો હતો. તેવામાં એક બારીમાંથી સ્ત્રીનો અવાજ તેણે સાંભળ્યો, "આવો—આવો—" અને કવિએ ચૂપકીથી તે બાજુ નજર ફેરવી, તે અટક્યો, જાણે તેને વિદ્યુતનો ઓચીંતો આચકો લાગ્યો હોય, બારીના પડદામાંથી કોઇ સુંદર વ્યક્તિની હીલચાલ તેણે જોઇ. એ ચપળ ગતિનો ગૂઢ સંકેત સમજ્યો. અને એ આમંત્રણનો જાણે સાભાર સ્વીકાર કરતો હોય તેમ, તેણે કોઇ ઇશ્કીને છાજે તેવું નમન કર્યું અને નિરાશ હૈયાની જડતાને દૂર ફેંકી દેતો હોય તેમ ડોકુ હલાવી પેલી સુંદર નાઝનીના ઘરમાં તે ધીમે ધીમે પ્રવેશ્યો.

બારણા આગળ જ તેને એક નોકરડી મળી, અને કાંઇ પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તેને અતભાગમાં લઈ ગઇ તેને આરામ ખુરશી પર બેસાડી, ટેબલ પરનું મીઠું શરબત પીવાનો આગ્રહ કરી અંદર ગઇ

કવિએ હવે તે વિશાળ ખંડનું બારીક નિરીક્ષણ કરવા માંડ્યું. પ્રાચીન નકશીકામનો જાગતો નમુનો હોય, એવો એક સુંદર દીવો ત્યાં અજવાળું પાથરી રહ્યો હતો. ઉપરની 'સીલીંગ' ને ફુલ. અને વેલની સુંદર આકૃતિઓ અલંકારી રહી .હતી. શૃંગારની ફોરમ ઉડાવતાં ચિત્રો ભીંત ઉપર ટગાવેલાં હતાં અને એ ઉપરાંત તે ખંડનું ઉત્તમ કારીગરીવાળું ફર નીચર અને પરશીયન ગાલીચા તે ગૃહની સમૃદ્ધિ દર્શાવતા હતા.

કવિ વિચારમાં પડ્યો. આવા સમૃદ્ધિભર્યાં શોભાદાર મકાનનો માલિક થનારો કોણ હશે ? આની તવંગરીનો રક્ષક-થનારો તે નાલાયક હોવો જોઇએ. અથવા તો પોતાની સ્ત્રીની વફાદારીમાં તેણે અપરિમીત શ્રદ્ધા રાખી હશે ? અથવા—તેને એક નવો વિચાર સુઝ્યો—તે કોઇ પારકી સ્ત્રીઓનાં રૂપયૌવન પાછળ ભટકતો ભૂખ્યો હોવો જોઇએ—કે જેને આટલોય ખ્યાલ નથી કે તેની પોતાની જ સ્ત્રી પરપુરૂષો સાથે દીલ્લગી કરી રહી છે—એ વિચાર કરતા કરતાં તેણે શરબત પ્યાલી હોઠે અડાડી, થોડું પીધું. જગતમાં આવા પ્રસંગો ને બનાવો ઘણાંય બનતા હતા તે એ જાણતો હતો. સહાનુભૂતી આપવામાં ઉસ્તાદ એવા ઘણાએ રસીયા જુવાનીઆઓનાં અધર રસ પીતા તલસતી, તિરસ્કારાયલી, ત્યજાયલી, બેદરકારીથી વિહવળ બનેલી ધર્મપત્નીઓ સમાજમાં હોય છે એ પણ તે જાણતો હતો. એવા રસીયાઓમાંનો તે પણ એક હતો, નાના. પ્રિયાના તિરસ્કારમાંથી ઉદ્ભવેલી તીવ્ર નિરાશાએ તેને એવો બનાવ્યો હતો.

× × ×

પેલી નોકરડી પાછી આવી અને ઇશારાથી તેને બાજુના ઓરડા ભણી લઇ ગઇ. બારણું ઉઘડ્યું અને ચોરની જેમ તે અંદર ગયો. અને અજાણતા ગેબી પડદા જેવું એ બારણું તેની પાછળ બંધ થઇ ગયું. મનોજ્ઞાનથી તે જાણી શક્યો કે જે સુન્દરીનો અવાજ તેણે રસ્તામાં સાંભળ્યો હતો તે આજ ખંડમાં હશે ! પરંતુ તેનું મુખ દેખાયું નહિ, કારણ કે અજાણી સુંદરીએ મ્હોં ઉપર ઝીણો બુરખો વીંટાળ્યો હતો અને તે ખંડમાં ફક્ત આછું અજવાળું જ પડતું હતું છતાંય તે ખંડમાં મ્હેકતી મધુર પરાગ તે કવિના મનની વાસનાને ઉત્તેજી રહી. પાછું પ્રેમભર્યું નમન



'હશે, પણ તમારો અવાજ આ પૂષ્પ રાત્રીએ મને એક નાની બાલિકાના અવાજની યાદ આપે છે તેને હું વર્ષો પહેલાં ઘણાં પ્યારથી ચાહતો હતો.'

ફરી તે આ બેઠી સ્ત્રી પ્રત્યે બોલ્યો, "આજે હું મારૂં જીવન તને અર્પું છું!" આ બોલતું હતું ત્યારે પુરૂષના જાદુએ તેની આંખમાં હરકનાં અંજન આંજ્યાં હતાં.

"એ કદાચ ખરી વાત હશે," તે ઉસ્તાદ સ્ત્રી બોલી. તેના શબ્દના ભણકારા રમેશને કાંઈક પરીચીત લાગ્યા, "દિલગીર છું કે સંજોગવશાત હું તમને આમ

## દીપખાણુ

(પ્રેમળ જ્યોતિ ત્હારો દાખવી)

જ્ઞાનદીપ તેજસ્વી બક્ષો
બક્ષો તિમિરનું ભાન.
જ્ઞાન તિમિર એ પારખવાને
ઘો શક્તિ મહાપ્રાણ,
કેવી ઝગઝગતી દીપખાણુ!
માયાએ હૃત સથ મીંઘાંજ્યો
પંથની જેને ન જાણુ,
અજ્ઞાની-હું એ અથડાયા
કરતા તાણુતાણુ,
પ્રગટોને એ દીપખાણુ!
મુસાફરીની વાટે પડતા
વચ્ચે મળ્યા બેચાર,
લૂંટે ફૂટે અસ્થા કચરી
ફેંક્યા ફેંકે ન્હાણુ,
નથી ઉઘડી કા દીપખાણુ?
શસ્ત્ર નથી મુજ રક્ષણુ કરવા
પજવે સૌ મળી સાથ,
આપો એવી અજબ શક્તિ જો
જ્ઞાનનો થાએ પ્રકાશ;
ઉઘાડોને એ દીપખાણુ!
વિશ્વ ફરે જ્યમ ઇચ્છા થાએ
આપની——જગદાધાર,
અધસૂએલાને દયા લાવી
દેટો પ્રભુ કોઇ પ્રાણુ,
ક્યાં છૂપાઇ એ દીપખાણુ?
ઝગઝગતી એ દીપખાણુ!

ઇન્દુકુમાર શહેરાવાળા

## બ્રહ્મ હિંચકો

બ્રહ્મ હિંચકો રે,
આનંદ સાગરની માંહ્ય,
પરમાનંદ પ્રેમમાં પમાય,
ગગન—વિહારી ગણાય,
બ્રહ્મ હિંચકો રે,

જગદાનંદન મહીં દેખાય,
હૃદયાનંદ મહીં ઝુલાય,
દયાનાનંદ મહીં ધરય,
બ્રહ્મ હિંચકો રે,

હેમ-રશ્મિ સમો સોહાય,
ગગન ગાનમા સૂણાય,
પ્રેમ ધામમા ધરાય,
બ્રહ્મ હિંચકો રે,

આનંદા નદમાં હિંચાય,
પરમાનંદ મહીં સમાય,
ઉરે ઉરમાં ઉભરાય,
બ્રહ્મ હિંચકો રે,

વિશ્વાનંદે અનુભવાય,

ગોવિંદલાલ દેસાઈ

# બ્રહ્મચારી

લેખક :
રા. અમૃતલાલ ભૂરાભાઈ પંડ્યા
ચિત્રકાર : રા. કલાબ્ધિ

[ દૃશ્ય પહેલું ]

વ્યાસઃ આ શું કહો છો! મારા પિતા પારાશર, માતા સત્યવતી! પિતા મહર્ષિ અને માતા ઢીમર કન્યા?

શિવઃ મસ્તક અવનત કેમ કર્યું ઋષિવર! પારાશર ઋષિ હતા, તેથી શું? શું તે મનુષ્ય નહોતા? માનવ સુલભ કામ દુર્ભાગી પળે તેના પર વિજય મેળવ્યો, તેનું પરસ્ખલન ન થયું. અને તેમણે યુગ વ્યાપી તપ કરી અને તેમણે શુદ્ધ આચરણ વડે તેનું પ્રાયશ્ચિત કર્યું. જાઓ વ્યાસ, તમે જો પુત્ર થવાના અપરાજિત શત્રુઓને જુદા કરી શકો તો પિતાની નિન્દા કરજો. તેમ કરી શકો તો તમે મહાદેવ છો.

વ્યાસઃ પ્રભો, શું જગત ભરમાં કોઈ કામને નથી જીત્યું?

શિવઃ જીત્યો છે, વ્યાસ, ચોપાર અવનીમાં એક એવો માનવ છે, કે જેણે એ મહાન વિજય કર્યો છે.

વ્યાસઃ દેવ, એ મહાત્માનું નામ?

શિવઃ ભીષ્મ.

વ્યાસઃ દેવવ્રત ભીષ્મ?

શિવઃ હા વ્યાસ એજ પુરુષ જીતેન્દ્રિય છે. તેથીજ તે ભીષ્મ છે, તેથીજ તે અજય છે.



"અંબા, તમારી આ ચેષ્ટા નિરર્થક છે, ભીષ્મની પ્રતિજ્ઞા અચળ છે."

## દીપખાણુ

(પ્રેમળ જ્યોતિ તહારો દાખવી)

જ્ઞાનદીપ તેજસ્વી બક્ષો
બક્ષો તિમિરનું ભાન,
જ્ઞાન તિમિર એ પારખવાને
દ્યો શક્તિ મહાપ્રાણ,
કેવી ઝગઝગતી દીપખાણુ!
માયાએ દૃત સથ ઓઢાડ્યો
પંથની જેને ન જાણ,
અજ્ઞાની-હું એ અથડાયા
કરતા તાણુતાણુ,
પ્રગટોને એ દીપખાણુ!
મુસાફરીની વાટે પડતા
વચ્ચે મળ્યા બેચાર,
લૂંટે ફૂટે અરધા કચરી
કે કચા કે કે ન્હાણ,
નથી ઉઘડી કાં દીપખાણુ?
શસ્ત્ર નથી મુજ રક્ષણ કરવા
પજવે સૌ મળી સાથ,
આપો એવી અજબ શક્તિ જે
જ્ઞાનનો થાએ પ્રકાશ,
ઉઘાડોને એ દીપખાણુ!
વિશ્વ ફરે જ્યમ ઇચ્છા થાએ
આપની——જગદાધાર,
અધમૂએલાને દયા લાવી
દેડો પ્રભુ કોઇ પ્રાણ,
ક્યાં છૂપાઇ એ દીપખાણુ?
ઝગઝગતી એ દીપખાણુ!

ઇન્દુકુમાર શહેરાવાળા

## બ્રહ્મ હિંચકો

બ્રહ્મ હિંચકો રે,
આનંદ સાગરની માંહ્ય,
પરમાનદ પ્રેમમાં પમાય,
ગગન—વિહારી ગણાય,
બ્રહ્મ હિંચકો રે,

જગદાનંદન મહીં દેખાય,
હૃદયાનદ મહીં ઝુલાય,
ધ્યાનાનદ મહીં ધરાય,
બ્રહ્મ હિંચકો રે,

હેમ-રશ્મિ સમો સોહાય
ગગન ગાનમાં સૂણાય,
પ્રેમ ધામમા ધરાય,
બ્રહ્મ હિંચકો રે,

આનદા નદમા હિંચાય,
પરમાનંદ મહીં સમાય,
ઉરે ઉરમા ઉભરાય,
બ્રહ્મ હિંચકો રે,

વિશ્વાનંદે અનુભવાય,

ગોવિંદલાલ દેસાઈ

ઘર છે. શકુનો અફુરે છે ના-ના-હું કામદેવનો જીતનાર નથી, ના નથીજ તેથીજ હું મારાથી ડરૂં છું મા-મા-કહીને એ સ્નેહના પવિત્ર તીર્થ માં યાત્રીની પેઠે જવાને બદલે બીજી પાસ ભાગુ છું-જેમ માણસ અજગરથી ભાગે છે તેમ

(જવા ધારછે છે)

અમ્બાઃ કયાં જાઓ છો પ્રિયતમ ? હું તમારે પગે પડું છુ મને અપાર સાગરમા ન હડસેલો.

(ઘુંટણભર નિચે બેસે છે અને રડે છે)

ભીષ્મ મોતી ન ટપકાવો દેવી ! હું હૃદય ખુલ્લું કરીને વજ્રનો ઘા ઝીલી શકુ છુ ક્ષુધ્ધા વાઘના ગર્જનને તુચ્છ સમજું છું, રણ મેદાનમાં લાખો ના મસ્તક રોળી શકુ છુ, પરંતુ દેવી ! હું સ્ત્રીઓનાં આસુને નથી જોઈ શકતો માત્ર એક જ વસ્તુથી મારૂં ધૈર્ય ડગે છે અને તે એક સ્ત્રીઓના આંસુ.

સ્ત્રીઓનાં આંસુજ માત્ર મને ભયંકર અનિષ્ટની આગાહી કરાવે છે અમ્બા ! આજે મારૂં ચિત ચચળ બને છે આજે હું આ વ્રતને અંત પર લઈ જઈશ

બ્હેન ! તને આજના આ શુભ મહુર્તમા મારા હૃદય સિંહાસન પર માતાને સ્થાને બેસાડીશ અન્ય વાસનાઓને આજ મૃત્યુ દંડ આપીશ કામનાનું ગળુ દાબીશ, પાપના પગને મૂળમાંથી કાપીશ અમ્બા ! તુ મારી માતા છે !!

અમ્બા શુ કહ્યું ! આ શુ ! નિષ્ઠુર હત્યારા ! આ તારા વાણી વિલાસ હું નહિ માનું ? ના-ના-નહી માનું ? મને ચક્કર આવે છે હું પડુ છું અરેરે ! પડુ છું કોઈ પકડો.

(નીચે પડતી અમ્બાને ભીષ્મ ઝીલે છે)

ભીષ્મ આ શુ ! તુ કાશી રાજની કન્યા ! તુ બાળક નથી આવુ હીન આચરણ તને શોભે ! મારી પ્રાણ પ્યારી દેવિ ! મે તને જનનીના પદે સ્થાપી છે આપણો માતાપુત્રનો પવિત્ર સંબંધ આમ હીન આચરણથી કલંકીત કરવાનું છોડી દે આપણો સંબંધ કોઈપણ સંબંધથી પવિત્ર અને ચડીઆતો છે

અમ્બા અસત્ય ! દેવવ્રત અસત્ય !! હું તમારી માતા નથી તમારી માતાનું કંઈ કાર્ય મે નથી કર્યું માત્ર ઉચ્ચારમાંજ એવું શું બળ છે જે સત્યને ભુલાવી દેશે ?

ભીષ્મ અમ્બા, તમે શુ સમજો ! માતાના ઉચ્ચારણ માત્રમા કેટલી અમિત શક્તિ છે, તેનું તમને ભાન કયાંથી હોય ! મા એ બે અક્ષરના અર્થહીન શબ્દમા જે અર્થ ભર્યો છે તે આખા શબ્દકોષમા નથી રોગશય્યા પર પડેલો રોગી જ્યારે "ઓયમા મા ! " કહીને પોતની વ્યથા કરે છે ત્યારે તેની અરધી વ્યથા તો એ અમૃત સરોવરમાં મળી જાય છે માતાના નામથી પશુ પણ વશ થાય છે માતાનું નામ શોકથી તપેલા હૃદયને શિતળ કરે છે માતા' શબ્દ કાનોને સ્વર્ગીય સંગિત સંભળાવે છે માતાના નામથી પૃથ્વિ પવિત્ર થાય છે માતાનું નામ સાંભળી જગદીશ્વરી પાર્વતિ પોતાને ધન્ય સમજે છે

માતા ! આજ તમે તમારા કામિની ભાવને દબાવો દેવી બનો. માડી ! તમારા આ દુર્બલ સ્વચ્છ ચારને રજા આપો પૃથ્વિ ૫ર શાન્તિની અમૃતધારા વરસાવો જુઓ, જુઓ, મા તમારી છાતી ઉપર આ જગત બાળકની પેઠે નિર્ભય સુતુ છે

અમ્બા નહિ સાભળું ભીષ્મ ! હું બહેરી છુ મને કંઈ સંભળાતું નથી હું અહિંથી નહિ જાઉં

પહેરતો નથી એ વાત જગત્ જાણીતી છે ને ગુનો એની હજારો પેઢીમાંના કોઈ પણ પૂર્વજે કદી કર્યો નથી, જે ગુનો એની હજારો પેઢીમાંનો કોઈ પણ અનુજ કરે એવો સંભવ નથી, તે ગુનાનો આરોપ ગધેડાને શિરે મૂકવો એ શું સમુચિત છે? અને જે ગધેડાના મૂલ સ્વભાવની જ વિરુદ્ધ છે તે કાર્યના આરોપણના પુરાવામાં એના ગર્દભત્વનેજ રજૂ કરવામાં આવે, એ તો અન્યાયની પરાકાષ્ઠા છે. પરંતુ મને કહેવામાં આવ્યું છે કે આનો ખરો પ્રવૃત્તિહેતુ તો એ હતો કે આવું [illegible] વિદેશી વસ્ત્રો પહેરનારાઓને ગધેડા સાથે [illegible] તેમને લોકની નજરમાં હલકા પાડવા આવો હેતુ [illegible] પણ એ હેતુ એમની પ્રવૃત્તિથી [illegible] ખરો? અને આવા હેતુથી પ્રવૃત્ત થઈ ગધેડાનું અ[illegible]ન કરવું એ શું ન્યાય્ય છે? ગધેડાને વિદેશી [illegible] પહેરાવવથી વિદેશી વસ્ત્રો પહેરનારનું અ[illegible]મ [illegible] થયું હોય, એમ મને લાગતું નથી; [illegible] પહેરનારને પોતાને પણ લાગતું હોય એમ એ[illegible] વર્તનપરથી જણાતું નથી પણ ઉલટું એ કાર્યથી ગધેડાનું અપમાન થયું છે.

વિદેશી વસ્ત્રો પહેરવાનો આગ્રહ રાખનારાઓમાં દેશાભિમાનનો અભાવ છે, એ દર્શાવવા એમને ગધેડા સાથે સરખાવવા તે કોઈ પણ રીતે યુક્ત છે? એ ઉપમા શું અવાસ્તવિક નથી? ગધેડા કોઈ પણ વસ્તુ માટે લાગણીવાળા હોય તો તે પ્રચંડ અવાજે ભૂંકવા માટે,—દેશાભિમાનના અભાવ માટે નહિ. ઉલટું, ગધેડાની પ્રવૃત્તિ ને પ્રકૃતિની જેને જરા માહિતી હશે તેને એના દેશાભિમાનની ને એની સ્વતંત્રપ્રિયતાની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. માતૃભૂમિની જે ધૂળને આ પણે કવિતામાં વખાણીને આપણે માથે ચડાવીએ છીએ, તે ધૂળમાં ગધેડો માત્ર કવિતામાં નહિ પણ ખરેખર આળોટે છે. વિદેશી વસ્ત્રોજ નહિ, પણ કોઈએ વસ્તુનો એના જેવો સંપૂર્ણ બહિષ્કાર કોણે કર્યો છે? પરદેશી સંસ્કાર ને પરદેશી સંસ્કૃતિની ગંધમાત્રને પણ પોતાના જીવનમાં પ્રવિષ્ટ ન થવા દીધા હોય એવા, એના જેવા કેટલા છે? અને જ્યારે કોઈ ગધેડો પ્રચંડ અવાજે ભૂંકે છે, ત્યારે લૂંટી લેવામાં આવેલી પોતાની સ્વતંત્રતા પાછી મેળવવા માટેનો ગભીર પોકાર જેવો એનો અવાજ નથી લાગતો? આમ છતાં દેશાભિમાનના અભાવનો આરોપ ગધેડા ઉપર મૂકવો એ ઘોર અન્યાય છે.

અન્યને અન્યાય કરવો એ માનવકુળનો જન્મસિદ્ધ હક હોય એમ લાગે છે. સગાવહાલાંને, મિત્રને, ઓળખીતાને, અજાણ્યાને, શત્રુને, પશુને, પક્ષીને, કુદરતને, ઈશ્વરને ને આપણને પોતાને એમ આપણે અન્યાય કરતાજ જઈએ છીએ. પરંતુ એ સર્વમાં સૌથી વધારે અન્યાય આપણે કોઈને પણ કર્યો હોય, તો તે ગધેડાને છે. જે આપણો વધ કરે છે તે સિંહ અને વ્યાઘ્રને, જે રસ્તે મળતાં આપણને ઉપદ્રવી પાડે છે તે આખલાને આપણે શૌર્યના ઉપમેય બનાવ્યા છે, અને જેણે સ્વપ્નામાંયે આપણું અહિત નથી ચિન્તવ્યું, એ જે આપણો ભાર ને માર મૂંગે મોંએ ખમ્યો જાય છે, તે ગધેડાને આપણે મૂર્ખતાના ઉપહાસનો ઉપમેય ગણ્યો છે! શી કૃતઘ્નતા! કેવું વિપરીત દર્શન!

બીજા પ્રાણીઓ કરતાં મનુષ્યને ગધેડા સાથે વધારે સંબંધ છે. દરેક માણસને એકાદવાર તો ગધેડાનું અભિધાન મળ્યું જ હોય છે, આપણે મોંએ નહિ તો પાછળ પણ આપણને ગધેડા ગણનારાઓ ઓછા હોતા નથી. સિંહ કે વાઘનું નામ તો કોઈકનેજ મળે છે, પણ ગધેડાની સંજ્ઞા સાર્વજનિક છે.

આ પ્રમાણે જે ગધેડા સાથે આપણે સર્વેએ પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે વાણીમાં એકતા સાધી હોય, તે ગધેડાને મૂર્ખ, જડ, કે ઉપહસનીય ગણવો તે આપણી જાતને જ મૂર્ખ, જડ, ને ઉપહસનીય ગણવા જેવું નથી?

ગધેડાને આપણે મૂર્ખ ને જડ માનીએ છીએ, તેનું કારણ એ છે, કે એને પાશ્ચાત્ય સંસ્કૃતિના વ્યામોહમાં ફસાઇ અવળે પંથે ચઢી ગયેલા કેટલાક અર્ધદગ્ધોની પેઠે, ધાંધલ ને તોફાન કરવાની ટેવ નથી; પણ એ સ્વભાવતઃ નિવૃત્તિપરાયણ છે. હિન્દુધર્મ નિવૃત્તિનો બોધ કરે છે, અને એ નિવૃત્તિધર્મના ઉપાસકો નિવૃત્તિના પરમ સેવક ને ઉપાસક એવા ગર્દભની અવગણના કરે એ અસહ્ય છે કોઇપણ પરિસ્થિતિમાં કોઇપણ કારણથી ગધેડાનું માનસિક સ્વાસ્થ્ય ચળતું નથી. હજારો લોકો પસાર થતા હોય, વાહનનો અવાજ કાનને ભેદી નાંખતો હોય તોપણ મોં અવળી દિશામાં ભીંત તરફ રાખી જાણે કંઇજ બનતું ન હોય એમ શાન્તિથી ઊભા રહેલા ગધેડાને જોઇ કોઇ મહાન તત્ત્વવેત્તાનું મને સ્મરણ થાય છે. લાઠીપ્રહાર વરસાદની ધારા માફક પડતો હોય તોપે નિશ્ચય ને અડગ રહેવાનું કાર્ય બહાદુર સત્યાગ્રહીઓને પણ એ શીખવી શકે એમ છે. સુખ અને દુઃખ, ભૂખ અને તરસ, લાભ અને અલાભ, જય અને પરાજય, માન અને અપમાન, શીત અને ઉષ્ણ, આહાર અને અપચો ઇત્યાદિ દ્વન્દ્વોથી એ પર છે. યોગીની માફક એ દિવસે શાન્તિ સેવી શકે છે ને રાતે જાગી–ને જગાડી–શકે છે. કોઇને પણ એ નુકસાન કરતો નથી એને મન કોઇ શત્રુ નથી, બહુ થાય તો લાત મારે, પણ માત્ર એક સમાને બાદ કરતાં, હજીસુધી એ કોઇને કરડયો હોય એમ જાણવામાં નથી. ગીતાપ્રોક્ત નિષ્કામ કર્મભાવનાથી એનું જીવન વહ્યું જાય છે. એના જેવો દિલસુફ જગતે હજી બીજો જોયો નથી.

એનો અવાજ ઘણાને કર્કશ, એકસૂરો ને નીરસ લાગે છે. પણ વસ્તુતઃ તેમ નથી. એકજ પ્રકારના લાગતા એના અવાજમાં એ અનેકાનેક પ્રકારનું ભાવવૈવિધ્ય સમાવી શકે છે, એક વખતે આખી રાત એક ગધેડાને, મારે પરાણે સાંભળવો પડયો હતો, ત્યારેજ એના અવાજમાં રહેલું ભાવવૈવિધ્ય મને સમજાયું. પાડોશીની પત્ની પોતાની પત્ની સાથે લઢી હોય તે કારણથી પોતે પાડોશી સાથે લડતો હોય એવા ભાવથી એણે ભૂંકવાનો આરંભ કર્યો હું રસપૂર્વક સાંભળી રહ્યો. થોડી વાર થઇને ભાવ બદલાયો. આજુબાજુના મનુષ્યોને પાડોસીની પત્નીની મૂર્ખતા સમજાવતો હોય એવો ભાવ એના ભૂંકવામાં આવ્યો; ત્યાર પછી પાછી પાડોસી સાથે ‘ગમાવટ’ શરૂ કરતો હોય એવી રીતે એણે ભૂંકવા માંડયું. તેમાં સમજાવટ, બનાવટ, ધમકી વગેરે અનેક ભાવો ક્રમશઃ આવી ગયા આખરે ‘તને પણ કોઇક દિવસ જોઇ લઇશ’ એવી ધમકી આપી એ ભૂંકતો બંધ થયો. જરાક વાર રહીને એણે પાછું શરૂ કર્યું. અને એ ઘેર ચાલી પત્ની આગળ બહાદુરી મારતો હોય અને ‘કેમ પેલાને કેવો ખખડાવ્યો!’ એમ કહેતો હોય એમ એના અવાજ પરથી લાગ્યું. પરંતુ આ માત્ર મારી કલ્પનાનું જ પરિણામ છે એમ મારા એક મિત્રને મે આ વાત કરી, ત્યારે તેમણે જણાવ્યું, તેમ કોઇ વાચકને લાગે, તો તેને એ વાત મનાવવા માટે મારો ખાસ આગ્રહ નથી

આવા નિર્દોષ, ભલા, તત્ત્વજ્ઞ ને નિવૃત્તિપરાયણ ગધેડાને અન્યાય કરી આપણને ‘છે માનવી જીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પથકી ભરેલી’ એમ કહેવા વારો ન આવે તો બીજું શું થાય!

---



# સોના અને સજ્જનસિંહ

**( હૃદયના પરિતાપની એક કથા )**

લેખક :
રા. દેશળજી પરમાર

સામેના શહેરમાં રહેનારી મીઠી સોના મને મારગે સામી મળી. એણે મને પૂછ્યું કેમ સજ્જનસિંહ, તમે તો પરણી ઉતર્યાં ને વહુએ આણું વળી માગી શું!

મીઠી સોનાએ મને આમ પૂછ્યું ને હું મનમાં ને મનમાં ગડતો એક બાજુ ફરી ગયો. પછી મેં મારી વાત માંડી. 'મીઠી સોના, સજ્જનસિંહના ... હવે પ્રેમને સ્થાન મળી શકે એમ નથી.'

'સોના મને ખરા અંતરથી ચાહતી હતી એના ...ની તો જો કે સખત ના મરજી હતી. આજે ...ડીકરાના શ્મશાનમાં એક ઢગલો બેઠો અને ખૂબ ...દૈયું હલવી રોયો.'

'સ્વભાવે એ શરમાળ હતી. મેં માન્યું કે એ લાગણી વગરની છે; મગરૂરી છે. એટલે પછી હું પરદેશ ચાલ્યો ગયો. જ્યારે હું દેશાવરમાં મૂંઝાઈ અને દિલગીરીથી જળી રહ્યો હતો ત્યારે સોના મારે માટે ઝિજાતી અધમુઈ થઈ હતી.'

મેં એને બહુ ક્રૂર શબ્દો કીધા હતા. અને એ ક્રૂર શબ્દોની અસર હૃદયથી હવે ભુલાતી નથી મેં કહેલું 'તારા જેવી ગાંડી ઘેલીને સજ્જનસિંહ પોતાનું હૃદય દઈ દે એવો એ ભોળો નથી.'

પણ પછી હું પાછો આવ્યો. બળબળતા મનથી મોંને સંતાડી મેં એને કહ્યું, 'સોના, હું લાચાર છું મેં તને જે કંઈ કહ્યું હોય, જે કઠોર વર્તન ચલાવ્યું હોય, તેનો મને પરિતાપ થાય છે. સોના એક શબ્દ તો બોલ.'

'પછી મેં હાથમાં પેન્સિલ લઈને ગોવાળ જમેથી એક પથ્થર પર લખ્યું. "આ નદીકાંઠે સોનાનું શરીર બળીને રાખ થઈ ગયું છે અને તે જોડે સજ્જનસિંહનું દિલ પણ સળગી ગયું છે."

પ્રેમનું પંખી આવે અને જાય અને એક ઝાડથી બીજે ઝાડ બેસે; પણ પરભવમાં સોના પાછી ના મળે, ત્યાં લગી સજ્જનસિંહને માટે આ દુનિયામાં બીજો પ્રેમ છે નહિ. એ પથ્થર આગળ હું ચોધાર આંસુએ રોયો, પછી હું ભારેખમ હૈયે પાછો ફર્યો પણ જ્યાં સોનાનું શરીર બળીને રાખ થઈ ગયું છે, ત્યાં સજ્જનસિંહનું દિલ પણ સળગી ગયું છે.'



લેખક:
રા. ધનજી લાલજીદાસ
'ધનવર્ણ'

# યુવાન કેમ દેખાઓ છો?

: સ્વાસ્થ્યની એક વાત :



દરજીવન અને તેમના પત્નિ

જયસિંહ અને તેમનાં પત્નિ

દિલીપસિંહ

"કેમ ભલા, કે દાગ્યુ! તોપણ ૪૦-૪૨ તો ખરા કે નહી!" મારા મિત્ર ભાઈ સાદીક મને સહજ પ્રશ્ન કર્યો હશે ધારી મેં ઉત્તર આપ્યો, "દોસ્ત, પે ઝુકી અબ પચાસ કે ઉપર ગયા હય." વનમાં દાખલ થયો છું. જોખમ તો ખરું. લોકમાન્યતા છે. મારી વાત ભાઈ સાદીક ન માને.

"એકાવન વર્ષ તો થયા નથી લાગતા!"

"સને ૧૮૮૦ માં "કોઈકે પુણ્યે મનુષ્ય લોક વિદંતી"ના ન્યાયે તે શાલમાં આ મનુષ્ય લોકમાં આવી ચડ્યો છું. જતા નિયમીત જીવન અને કસરતનો શોખ એટલે તમને આમ લાગે છે."

"તો શું તમે હજી કસરત પણ કરો છો!"

"કેમ નહીં, સેન્ડો, મેક્ફેડન, સેન્ડર્ડ બેનેટ અને આપણી દેશી કસરતનો દંડબેઠકનો બધો મેળ તો વર્ષો સુધી નીભાવ્યો. પણ આજ ૨૨-૨૩ વર્ષ થયાં જો કોઈ ચોક્કસ રીતે ચાલુ નિયમીત કસરત કરી હોય તો તે માત્ર રસીમિત અર્થાત તરવાની, નિયમીત ખુલી હવામાં મજબૂત પગલે અને બહાર પડતી છાતીએ ચાલવાની-વૉકીંગ છે. પાણીમાં તરવું અને ખુલ્લી હવામાં ચાલવું એ મારી સૌથી જુની અને આજ સુધી એક સરખી રીતે કરી રહેલી કસરત છે. મુંબાઈમાં મેસર્સ ગોકળદાસ બ્રધર્સના વિક્ટોરીઆ સ્વીમીંગ બાથમાં સને ૧૯૦૮ થી હું નિયમીત અને સતાવે 'વોટર પોલો' રમું છું, અને તરું છું. તરવાની અને સાંજે દરિઆ કાંઠે ચાલવાની કસરત મેં સેવી જ છે. ગમે તેવો સખ્ત તાપ હોય, અથવા ટાઢ હોય, કે પછી ઘર બહાર પગ મૂકતાં પાણીથી તરબોળ થવાય તેવો વર્ષાદ હોય, પણ દરિયાના પાણીવાળા તરવાના બાથમાં મેં ઘણી હાજરી અચુક નોંધેલી જ હોય. ૧૯-૨૦ વર્ષ ઉપર એક વખતે તરવા-તરાવવાથી

• વિધુરો માટે સૌ. હંસા મહેતાએ 'દીમાગ સ્વરૂપ' નું ટાઈટલ યોજ્યું છે

હેરાન થતો હતો; ત્યારે હ્રદયના ધબકારા જરા વધુ થવા લાગ્યા. ડોક્ટરને તે સંબંધે પુછ્યુંઃ સાજા થયા પછી પણ તે ભલા ડોક્ટરે તપાસી અભિપ્રાય આપ્યો કે તમારું હૃદય નબળું છે. વધુ પડતી દોડવાની કે એવી બીજી કોઈ કસરત કરવામાં જોખમ છે ! ડોક્ટરો 'જોખમ' શબ્દનો ઉપયોગ કરવામાં પાવરધા હોય છે; એ હું તે વેળા પણ જાણતો હતો, તોયે ડોક્ટરે કહ્યું એટલે કે એમાં તત્વ હશે એવી શંકાથી મેં એને ઉત્તર આપ્યો, "હું" દોડતો નથી, પરંતુ પાણીમાં પોલોની રમત રમતા દોડવું પડે છે." ડોક્ટરે કહ્યું 'તમારે સંભાળવું જોઈએ.'

ડોક્ટર સાહેબની એ ચેતવણીને આજે બે દસકા થવા આવ્યા, પરંતુ પેલું કમ્બખ્ત "હાર્ટ ફેઈલ" હજી સુધી ન થયું તે ન જ થયું. હૃદય હજી પણ ધબકારા મારે જ જાય છે, કીસમત !"

"કસરત સાથે ખાવું પીવું પણ હશેને ?"

"હા; ખાવું પીવું એટલે નિયમીત ખાવું; ખાવું તેટલું સાત્વીક ને ચોખ્ખું ખાવું; એ મારો નિયમ છે તે છતાંયે હું જરા "ખાધરો" તો ગણાઉં છું જ. તોયે હોટેલમાં "એક પ્લેટ પતરવેલીઆં આવે'તો લગભગ નામ જ નહીં. જીભના સ્વાદને ખાતર ગમે તેવું ખાવું—ગમે ત્યારે ખાવું એ રૂઢી મેં પાળી નથી. ખાવામાં આવી નિયમીતતા રાખવા છતાંયે,:આખી જીંદગી સાદાઇ ને શુદ્ધતાથી વિતાડવા છતાંયે, મારા જીવનમાં બ્રહ્મચર્યના પાલને પણ ઠીક ભાગ ભજવ્યો છે. આજ ૧૫-૧૬ વર્ષ થયાં ગૃહભંગ થતાં-' દીમાલય સ્વરૂપ'*નું ટાઇટલ લઈને મૌનમાં જીવન ગુજારૂં છું; અને બાળબચ્ચાં સાથે પણ ચિંતનમાં-ઘણો પ્રાપ્ત સમય ગાળું છું "

"ત્યારે તો તમે Free Hindustan સ્વતંત્ર હિંદમાં જરૂર જીવતા જાગતા હશો." ભાઈ સાદીક હસતા હસતા આશિર્વાદ આપ્યો.

"તે તો જાનકી નાથ જાણે."

"પણ મુંબાઇ જેવા માંદલાઓના શહેરમા ૫૧ વર્ષે આવું શરીર એ તો અપવાદ જ છે તમે વાર્તામાં આવતા કોઇ ઉંચા-કદાવર-છાતીવાળા પૂરૂ જેવા લાગો છો તમારી જ ઉપરના સેંકડો પુરૂષોને તમારી સાથે વાત કરતાં આકાશ તરફ જોતા હોય એવી ડોક ઉંચી કરવી પડે છે. સ્વ. હાજી મહમદ શિવજીએ તમારી એ વિશેષતા પારખવામાં ભૂલ નથી કરી, મારા પણ તમને એ બદલ અભિનંદન છે."

"હું ઉંચો છું-પણ લાંબો તો નથી. અને તમે બીચારી મુંબાઈ નગરીને-જેની ચારે તરફ સમુદ્રના મોજાંઓ ઉછળી રહ્યાં છે-એવા એક શહેરને માંદલાઓની નગરી કહો છો, એ ખોટું છે. એમાં મુંબાઇનો દોષ નથી, પરન્તુ મુંબાઇગરા મુસાફરોનો દોષ વધારે છે. ક્લબોમાં બેસી ગપ્પા મારવા, હોટલોમાં ઘુસી ભજીયા વગેરે ઉડાવવાં, દરિયાની શુદ્ધ હવા છોડી ફુરસદની વેળાને કોઇના અંધારા ઘરમાં પાનાં રમ્યા કરવા, એના બદલે જો કંઇપણ જવું હોય તો ટ્રામ યા બસ ને બદલે ચાલતા જવાય તો, વખતો વખત દરિયાની ચોખી હવામાં ફરાય તો, દિવસમાં પાંચ કે દસ મિનિટ નિયમિત કસરત કરાય તો, અને બ્રહ્મચર્યનું પાલન થાય તો તંદુરસ્તી વધે, આયુષ્ય વધે, શરીર વધે, એમાં નવાઇ શી ! અને આપણી સ્ત્રીઓ પણ ખુલ્લી હવામાં હરતી-ફરતી થાય, મહિલાના મલીન વાતાવરણને બદલે તેમને સાધારણ કસરતનો શોખ લાગે તો તેમના નસીબે લખાએલા ક્ષય અને મંદાગ્નિ તેમ જ સુવા-રોગોથી જરૂર બચી જાય, સુદૃઢ અને સૌન્દર્યવતી પણ જરૂર થાય એવું કરવું નહીં; અને માંદા પડવું, જીંદગી ટુંકાવવી અને મુંબાઇ નગરીને માથે એનો બધો વાંક ઢોળવો એ ન્યાય નથી



જગત્ જ્યારે શાંતિની નિદ્રાલેવા ઇચ્છતું હોય, ત્યારે મનુષ્યજાતિનો ભયંકર વિનાશ કરવા સૈનિકો તૈયાર રહે છે.

પાઠ્ય પુસ્તક તરીકે હતો તેની ઉપલી કડી અમે અનેક વાર વાંચેલી, મોઢે કરેલી અને અર્થ પણ કરેલા પણ તેનો યથાર્થ ખ્યાલ તો થોડાજ દિવસ પહેલાં મુંબાઇમાં જ્યારે 'ઓલ ક્વાએટ ઓન ધ વેસ્ટર્ન ફ્રન્ટ' નામની અસાધારણ ફીલ્મ જોઇ ત્યારેજ આવેલો.

સદ્ભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો પણ ૧૮૫૭ પછીથી હિંદી બ્રિટિશ સરકારે પ્રજાને નિઃશસ્ત્ર કરી ત્યારથી પ્રજાનો મોટો ભાગ શસ્ત્ર વાપરવાની શક્તિ ગુમાવી બેઠો છે, એટલું જ નહિ, પણ ખૂન નીકળતું જોઇ તેને ચીતરી ચડે એવું તેનું હૈયું પોચું બની ગયું છે. લગભગ ૬૦ વરસના આમ શસ્ત્ર સન્યાસ પછી અને બૌદ્ધ અને જૈન ધર્મના પ્રબળ સંસ્કારવાળા હિંદમાં ગાંધીજીની અહિંસા લોકોમાં સર્વમાન્ય થાય એમાં બહુ આશ્ચર્ય લાગતું નથી. અને હિંસામાં માની લડત લડવા કરતાં અહિંસક લડત લડવામાં જાનમાલને ઓછું જોખમ છે એતો દેખીતી વાત છે.

એક રીતે તો અહિંસા અને શસ્ત્ર સન્યાસ એ બે બાબતોમાં હિંદે જગતને સરસ દાખલો પૂરો પાડયો છે. પણ બેકદર જગત તે માટે હિંદનો કે હિંદની બ્રિટિશ સરકારનો ક્યાં આભાર માનવાની છે? બીજી પ્રજાઓ શસ્ત્ર વિસર્જન કરે યા ન કરે પણ હિંદે તો તેનો અમલ આજથી ૬૦ વરસ

પહેલાં ફરજીયાત કરેલો અને ૧૯૩૦થી સ્વેચ્છાથી કરેલો છે

'ઓલ ક્વાએટ ઓન્ ધ વેસ્ટર્ન ફ્રન્ટ' નામની ચીત્રમનો ટુંકો ઇતિહાસ જણવા વગર એ ચીત્રમની અસાધારણતાનો ખ્યાલ નહીં આવે મારી માન્યતા પ્રમાણે એ નામથી લગભગ અંગ્રેજી ભણેલો વર્ગ પરિચિત છે ઓલ ક્વાએટ ઓન ધ વેસ્ટર્ન ફ્રન્ટ' એ નામનુ મૂળ તો જર્મન ભાષામા લખાયલું એક જમમયદ્ર નોવેલ (નવલ કથા) છે આ નવલ કથા હેરમી એરીક મેરીઆ રિમાર્ક નામના એક જર્મન યુવકે લખી છે અને તેનો અર્થ 'પશ્ચિમ સરહદ ઉપર તમામ શાન્ત છે' એવો થાય છ

જર્મની સાથે બ્રિટન, ફ્રાંસ વગેરેને ૧૯૧૪મા થયેલું યુદ્ધ જે એક યુરોપીય મહાભારતયુદ્ધના નામને વધુ લાયક છે તે યુદ્ધમા આ નવલ કથાના લેખકે ભાગ લીધો હતો ના, ફરજીયાત ભાગ લેવો પડ્યો હતો. કારણ કે યુરોપના એ સુધરેલા ગણાતા દેશોમા દરેક પુરુષને માટે અમુક વર્ષ સુધી લશ્કરી તાલીમ ફરજીયાત છે, તેમ લડાઇ વખતે અમુક ઉંમર સુધી પુરુષોને ફરજીયાત લશ્કરમાં [illegible] પડતા

સદ્ભાગ્યે લેખક લડાઇમાંથી જીવતા પાછા ફર્યા હતા અને ત્યારબાદ લડાઈ દરમ્યાન પોતાને સૈનિકોની સ્થિતિ, યુદ્ધ દરમ્યાન તેમની મનોદશા, વગેરેનો જે જાતી અનુભવ થયો તેને આધારે-એ પોતાના મનની સ્થિતિ લખતા તેણે ઉપલી નવલકથા લખી નાખી.

એ નવલ કથા તેણે એવી તો યથાર્થતાથી લખી નાખી કે તેની લાખો નકલો ચપોચપ ઉપડી ગઈ, એટલુંજ નહિ પણ યુરોપની મુખ્ય મુખ્ય ભાષાઓમાં તેના ભાષાંતરની પણ લાખો નકલો ખપી ગઇ તેની અંગ્રેજી આવૃત્તિ ૧૯૨૯ ના માર્ચમાં પ્રથમ પ્રગટ થઇ. ત્યારબાદ ૧૯૩૦ના એપ્રીલ સુધીમા એ પુસ્તકને લગભગ ૨૨ વખત છાપવું પડ્યું અને કેવળ તેની ૩,૪૩,૦૦૦ નકલો ખપી ગઇ, એક માત્ર અંગ્રેજી આવૃત્તિની સાડા ત્રણ લાખ નકલો ઉપડી જાય એ યુરોપ અમેરિકામા પણ સાધારણ બનાવ નથી, તો પછી હિંદમા તો શુ કહેવું ! મૂળ જર્મન પુસ્તક ૧૯૨૯ ના જાનેવારીમા લખાયું હતું એ ગ્રંથ લખાયાં પછી ત્રણ મહિનામા તો તેની યુરોપની ઇતર મુખ્ય ભાષાઓમાં આવૃત્તિ નીકળી ગઈ તે તદ્દન અસામાન્ય અને અનોખો બનાવ છે

•

આ નવલકથાની વિખ્યાતી થયા પછી [illegible] જગ વિખ્યાત અમેરીકન પ્રોડ્યુસર કાર્લ લેમેલે એ નવલકથા ચીત્રમ ઉતારવા માટે ખરીદી લીધી અને અગાધ પરિશ્રમ અને પારાવાર દ્રવ્ય ખરચીને તેણે એ નવલકથા ઉપરથી એક અદ્ભુત ચીત્રમ તૈયાર કરી, જે જોવાનું સદ્ભાગ્ય મુંબાઇગરાઓને હમણાંજ પ્રાપ્ત થયું હતું

આ ચીત્રપટ તૈયાર થઇ ખરી, પણ ખુદ જર્મનીમાંજ તે બતાવવાની ત્યાંની સરકારે મનાઈ કરી મનાઇ કરવાનું કારણ એ હતું કે તેમાં જર્મન સરકારની ગેરવ્યવસ્થા સૂચક કેટલાક દ્રશ્યો આવતા હતા, તેમજ તેમાં [illegible] હતા માણસના આપઘાતનું કરુણ દ્રશ્ય દેખાડવામાં આવ્યું હતું

જર્મન પાર્લામેન્ટ પ્રજા શાસનવાળી છે, જ્યાં ત્યાં ડેમોક્રેટ પક્ષનું જોર છે અને ઇટાલીના ફેસીસ્ટોની જેમ આ લોક Iron fist લશ્કરી બળમાંજ માન નારા છે, એટલે જર્મન પ્રજાના લશ્કરી [illegible] રહેજ થાય છે, અગર જર્મન પ્રજાને યુદ્ધ તરફ અણગમો થાય એવી ચીત્રમ તેઓ પોતાના દેશમાં દેખાડવા દે એ સ્વાભાવિક છે



વિદ્યાર્થીઓને પ્રોફેસરે લડાઇમાં જવા ઉશ્કેર્યાં પછી યુવાનો લડાઇમાં જોસભેર જવાના હર્ષમાં.

અદ્યાપિપર્યંત એ ફીલ્મ જર્મનીમાં દેખાડવાની રાજ્ય તરફથી મનાઇ છે, જ્યારે ઇતર દેશોમાં તે છુટથી દેખાડવામાં આવે છે.

મુંબાઇમાં જ્યારે આ ફીલ્મ દેખાડવાની જાહેરાત થઇ ત્યારે ઘણાઓએ એ નવલકથા ખરીદી અગર પુસ્તકાલય કે મિત્રો પાસેથી મેળવી વાંચી લીધી; કે જેથી તેઓ ફીલ્મ બરાબર સમજી શકે. જેઓએ એ નવલકથા અગાઉ વાંચી હતી, તેઓ એ ફીલ્મ જોવા એટલા તો તલપાપડ હતા કે પહેલે અને બીજે દહાડે અઠ્ઠો કલાક અગાઉથી સીનેમા હાઉસની ટીકીટો ખપી ગઇ હતી. લોકોનો ધસારો એટલો પ્રબળ હતો કે ફીલ્મને ત્રણ અઠવાડિયા સુધી લંબાવવી પડી હતી.

નવલકથાની વસ્તુ

હવે એ જગમશહુર નવલકથાની વાર્તા (plot) તરફ જઇએ.

જર્મનીની પશ્ચિમ સરહદ ઉપર જ્યાં ફ્રાન્સની સરહદ જર્મનીની સરહદને મળે છે, જ્યાં એ બંને વિજાતીય દેશોની ભૂમિ કશાપણ ભેદ ભાવ વગર એકરૂપતા ધારણ કરે છે એ પશ્ચિમ સરહદ ઉપર

ફ્રાંસ અને જર્મનીની સેનાઓ શસ્ત્ર સજ્જ થઈ પડેલી છે યુદ્ધ શરૂ થયા પછી કેટલાંએક વર્ષો વીતી ગયાં છે, જર્મન સેના કાંઈક થાકી ગઈ છે, કંટાળી ગઈ છે, ખોરાક પણ ખૂટવા આવ્યો છે, કાપાકાપી રોજ ચાલુ છે ફ્રેંચ અને અંગ્રેજોનું સંયુક્ત સૈન્ય અમેરિકાની નાણાં વિગેરેની મદદથી સજ્જ છે, થોડું નથી યોગ્ય પોષણ મેળવતું હોવાથી તે ઉત્સાહમાં છે બન્ને બાજુએ મર્યાદાસૂચક મટાવાળા તારથી વાડો બાંધેલી છે આકાશમાંથી વિમાનો શત્રુઓ ઉપર બોંબ ફેંકે છે અનુકૂળતા જોઈને યાંત્રિક તોપોમાંથી ગોળા છુટે છે સુરંગો ફુટે છે ઝેરી ગેસથી વાતાવરણ ભયંકર બને છે સૈનિકો જીવ બચાવવા ખાઈઓમાં લપાઈ જાય છે પણ મૃત્યુ એ ખાઈઓમાં પણ ઘુસી જાય છે અનેકો ઘાયલ થઈ પડે છે કોઈના પગ કપાય છે, કોઈના હાથ કપાય છે, કોઈના પેટમાંથી આંતરડાં બહાર આવે છે, કોઈની આંખો જાય છે સર્વત્ર હાહાકાર મચી જાય છે

આવા ભીષણ રણક્ષેત્રમાં પાંચ મિત્રો એક ટુકડીમાં થોડી અગાઉથી તાલીમ લીધા પછી પ્રવેશ કરે છે, ત્યાંથી વાર્તા શરૂ થાય છે એ પાંચેય મિત્રો શાળામાં ભણતા નવજુવાન વિદ્યાર્થીઓ છે, જેઓની આગળ તેમના શિક્ષકોએ સ્વદેશાભિમાનની અને પિતૃભૂમિની રક્ષાના ઉત્તેજક ભાષણો કરી તેમને યુદ્ધમાં recruits તરીકે મોકલ્યા છે

આ યુવાનોએ હજી લીલી સૂકી જોઈ નથી. કદી પિતૃગૃહની છાયા તજી નથી, કદીએ શાળાનાં પુસ્તકો અને શાળાની રમતગમતો અને કુટુમ્બના આનંદ સિવાય બીજા કશાનો આસ્વાદ લીધો નથી ઉછરતી આયુવાનાં જેવાં મીઠાં સ્વપ્ના એમએક અધુરાં રહ્યાં છે

આ પાંચ મિત્રોની મંડળીમાંથી વાર્તાનો મુખ્ય નાયક પૉલ છે તે જ આખી વાર્તા કહેતો હોય, પોતાના વિગતના અનુભવો આલેખતો હોય એમ એ કથા લખાઈ છે

રણમેદાનમાં એક પછી એક દિવસો વીતતા જાય છે, તેમ તેમ આ પાંચ મિત્રોમાંથી અનુક્રમે એક એક જણ મૃત્યુ પામે છે જ્યારે પ્રથમ એક મિત્ર જેનું નામ કૅમેરિક છે તેનું મૃત્યુ થાય છે, ત્યારે આ મિત્રમંડળીના વિલાપની સીમા રહેતી નથી છતાં યુ. મેદાન, ત્યાંનું વાતાવરણ ત્યાંની પરિસ્થિતિ સતત ઉદ્‌ગારો ખેડવાના જોખમ કઈ ઘડીએ કેવી રીતે કોનું મૃત્યુ થશે તેની અનિશ્ચિતતા, આ સર્વ કારણોને લીધે સૈનિકો માનવી મટી પશુ જેવા કેમ બની જાય છે, તેનો આમાં અસરકારક ચિતાર આપવામાં આવ્યો છે

બોમ્બનો મારો થતાં સૈનિકોને ખાઈઓમાં–વરસાદથી ભીંજાએલી અગર બરફથી ઠંડીએલી–ખાઈઓમાં કેવી રીતે પોતાના જીવ બચાવવા છુપાઈ રહેવું પડે છે તેનો તાદૃશ ચિતાર અપાયો છે

બોમ્બના મારાથી કે દૂરથી ફુટતી તોપોના ગોળાથી સૈનિકો એકાએક મૃત્યુ પામે છે, કોઈ ઘાયલ થાય છે, કોઈ બેભાન થાય છે અને તેમની સારવાર સુદ્ધાં કરવા જવાની કોઈની હિમ્મત ચાલતી નથી, મૃત્યુ પામેલાને ઠેકાણે પાડવાનું બની શકતું નથી અરે! કોનું કોણ મૃત્યુ પામ્યું છે તેનો ખ્યાલ સુદ્ધાં ધરાવનાર રહેતો નથી. આવા દિલને કંપાવનારી ના–ખનારા અનેક પ્રસંગોનાં યથાસ્થિત વર્ણનો નવલકથામાં એક પછી એક આવ્યે જાય છે

આ મિત્રમંડળને યુદ્ધભૂમિ–યુદ્ધના આ ભીષણ દૃશ્યથી કંટાળો આવે છે, તેમના મગજમાં અનેક

વિચારો ઉભરાવા લાગે છે, તેઓને પોતાની જાત ઉપર તિરસ્કાર છુટે છે. તેઓ પોતાને ઇતર મનુષ્ય સમાજથી જુદા જ માનતા થઇ જાય છે. તેઓને વ્હાલું વતન, જન્મભૂમિ, કુટુંબ, આશા, સંબંધીઓ પ્રેમીઓ યાદ આવે છે; પરંતુ ત્યાં જઇ શકાય એવું ક્યાં હતું ! એતો મૃત્યુના મુખમાં હોમાવા માટે જ આવ્યા હતા. પોતાની આંખ આગળ રોજ સેંકડો નવયુવાનોને મૃત્યુ પામતાં તેઓ જોતા હતા; એટલે પછી તેઓને લાંબુ જીવવાની કે આ યુદ્ધમાંથી જીવતા પાછા ફરવાની આશાજ નહોતી.

જર્મન સૈન્યના અમલદારો સારો ખોરાક મેળવતા હોય છે, જ્યારે આ નવા રિક્રુટોને ઉતરતા પ્રકારનો ખોરાક મળે છે; આથી તેઓ અસંતુષ્ટ બને છે. ઘણીવાર ખોરાક પૂરતા પ્રમાણમાં મળી નથી શકતો. આવે પ્રસંગે રોટલાના એક ટુકડે કે સીગારેટથી એ સૈનિકોને સ્વર્ગપ્રાપ્તિ જેવો આનંદ થાય છે તેનું વર્ણન રૂવાં ઉભાં કરે એવું વર્ણન છે.

આખરે પોલને ૧૫ દહાડાની પોતાને ઘેર જવા માટે રજા મળે છે. સાં તેની વૃદ્ધ અને બિમાર માતા તથા બ્હેન બન્ને તેની ગેરહાજરીમાં ચિંતા અને વ્યાધિથી દુબળાં થઇ ગયાં છે. પોતાના એકના એક પુત્રને યુદ્ધમાં મોકલ્યા પછી તેની માતા લગભગ પથારીવશ થયેલી હોય છે. પોલ પોતાની માતાને અને બ્હેનને મળે છે તે વખતે ત્રણેના હૃદયમાં જાગતી લાગણીઓનું ચિત્ર અત્યંત કરૂણ છે.

પોલને પોતાનાં ગામનાં માણસો જુદાજ પ્રકારનાં લાગે છે; પોતે જાણે નવી દુનિયામાં આવ્યો હોય તેમ લાગે છે. ક્ષણભર તેને ગોઠતું પણ નથી... પણ રજાના દિવસો પૂરાં થતાં કેટલીવાર તેની માતા અને બ્હેન તેને જવા દેવા રાજી નથી; પણ પોલથી રોકાઇ શકાતું નથી. તેની માતા તેને રણક્ષેત્રમાં તેને કેવી રીતે રહેવું પડે છે તે વિષે જે સમાચાર પુછે છે અને પોલ તેના ઉત્તર આપે છે તે અને વિદાયગીરીનો પ્રસંગ......કરૂણ રસની પરિસીમા છે.

પોલ ફરીથી રણક્ષેત્ર ઉપર પહોંચી જાય છે. ફરીથી બોંબનો મારો અને તોપના ધડાકા સાંભળે છે. ફરીથી તે મનુષ્ય મટી પશુ જેવો બની જાય છે. મનુષ્ય સંહાર—નિર્દય મનુષ્ય સંહાર ચાલુ છે, પોલના અન્ય મિત્રો એક પછી એક મૃત્યુ પામતા જાય છે.

એક દહાડો પોલ કેટલાક રશીયન કેદીઓને મળે છે. ફરીથી માનવ લાગણી તેના હૈયામાં ઉભરાય છે. મિત્રમંડળમાં એકવાર યુદ્ધ ઉપર ચર્ચા થાય છે. અંગ્રેજો કે ફ્રેંચો કે રશીયનો આપણા દુશ્મન કેવી રીતે થયા ? એવો પ્રશ્ન પુછાય છે. તેનો સંતોષકારક ઉત્તર મળતો નથી. યુદ્ધ કોણ ઇચ્છે છે ? પ્રજાજનો કે અમુક અધિકારીઓ ? આ યુદ્ધની મીમાંસા નવયુવકોને શોભે તેવી રીતે કરવામાં આવી છે અને તેમાં યુદ્ધ તરફ પ્રજાને સદાને માટે અણગમો છે એમ બતાવવામાં આવ્યું છે.

અપૂર્ણ.



# પૂરાણુ કાળની વીર સ્ત્રીઓ

લેખક.
સાહેબખાન કાઝી

" જે હાથ ઝૂલાવે પારણું; તે જગત્પર શાસન કરે. "

સંસારસૂત્રો સંભાળી "ગૃહલક્ષ્મી" ની પદવીને સાર્થક કરનારી સ્ત્રીઓને જ્યારે આપણે આજકાલ સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝંપલાવી "રાષ્ટ્રલક્ષ્મી"નું ગૌરવ કરતી નિહાળીએ છીએ ત્યારે અજાયબીથી દાંતમાં આંગળાં ઘાલવાં પડે છે. ભલે સ્ત્રી અને પુરુષના હૃદયોમાં ઈશ્વરે આકાશ પાતાળનો ફેર રાખ્યો હતો, છતાં કેટલીક વખતે કારણે અથવા પરિસ્થિતિની લાગણીમાં "મૃદુનિ કુસુમાદપિ" કહેવાતું સ્ત્રીહૃદય "વજ્રાદપિ કઠોરાણિ" બની જાય છે.

પુરાણો ભલે કોઈ કવિના કલ્પિત કારસ્થાનો હશે એમ આપણે માની લઈએ, તો પણ તેમાં હિન્દુ ધર્મની પવિત્રતા, ઉજ્જ્વળતા, સ્વાભિમાન, શૌર્ય અને તેજ મળી આવે છે અને તેથીજ તેની ગણના આર્ય સંસ્કૃતિના ઇતિહાસમાં કરવામાં આવે છે. હિંદુઓના જે કેટલાક ઉત્સવો (તહેવારો) છે; તેમાં કેટલાક દેવતા (પુરુષોના) છે અને કેટલાક દેવીઓના (સ્ત્રીઓના) છે. નવરાત્ર મહોત્સવ એ એવોજ એક સ્ત્રીઓની શક્તિ દાખવતો રાજકીય તહેવાર હોય તેમાં જે સપ્તશતીનો પાઠ કરવામાં આવે છે, તે ગ્રંથ ઉપરથી તે વખતની રાજકીય બાબતોના ઇતિહાસ ભરપૂર હોઈ તેના યોગે સ્ત્રીઓમાં રહેનારી દેવી શક્તિની યથાર્થ કલ્પના કરી શકાય છે. એ સપ્તશતી ગ્રંથમાં સ્ત્રીઓની શક્તિનું કેવું વર્ણન કરેલું છે તે આપણે જોઈએ.

ઘણા વર્ષો પૂર્વે સુરથ નામનો આ આર્યાવર્તનો સમ્રાટ હતો. તેનો પરદેશી શત્રુએ પરાભવ કરી પરાજય કર્યો. તેમાં મુખ્ય રાજાના કેટલાક ખરીદેલ નોકરો અને ફોડેલી પ્રધાનનો હાથ હતો. સુરથની હાર થતાં તે રાજ્ય છોડી માર્કંડેય ઋષીના આશ્રમમાં જઈ રહ્યો. રાજાએ પહેલેથી તે છેલ્લે સુધી બનેલી વાત ઋષીને કહી અને એ પછી ઋષીએ સ્વરાજ્ય અને ગત-વૈભવ પાછું કેમ મળી શકે એ વિષે જે વાત તેને કહી હતી તેને જ 'સપ્તશતી' કહે છે. એ ગ્રંથમાં પ્રાચીન કાળની રાજ્યક્રાન્તિનો ઇતિહાસ હોઈ તે ગ્રંથ જે નવરાત્રમાં વાંચવામાં આવે છે, તેને નવરાત્ર કહે છે હવે ઋષીએ જે ઉપદેશ સુરથ રાજાને સ્વરાજ્ય પ્રાપ્ત કરવા કર્યો હતો તેમાં શું હતું તે જોઈએ. કારણ કે તે ઉપદેશમાં જ પ્રાચીન દેવરાષ્ટ્રનો ક્રમ ઇતિહાસ ઉભરેલો છે.

પૂર્વે દેવ અને રાક્ષસ એમનું યુદ્ધ થયું. દેવોનો રાજા ઇંદ્ર અને અસુરોનો રાજા મહિષાસુર હતો. આ ઘનઘોર યુદ્ધમાં દેવોનો પરાજય થયો અને મહિષાસુરે ઇંદ્રપદ કબજે કર્યું તેથી દેવોનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું, એટલુંજ નહી પરંતુ દેવરાષ્ટ્ર વખતના મૂળ અધિકારીઓ સૂર્યવરુણાદિ દેવ હતા, તેમને મહિષાસુરે કાઢી મૂકી રાજ્યનો કારભાર પોતાના હાથમાં રહે એવી સર્વ વ્યવસ્થા કરી અને સર્વ કાર્ય પોતાના ગુલામોના હાથે કરાવવા માંડ્યો. જીતનારે હારેલાને સ્વરાજ્યાસનનો અનુભવ ન લેવા દેવો એ રાજનીતિનો એક નિયમ છે, અને એ નિયમાનુસાર અસુરોએ દેવરાષ્ટ્રનો કારભાર પોતાના હાથમાં લીધો.

આપનામાં લોકપ્રિય પ્રકાશનો બહાર પાડવાની વિરલ શક્તિ છે તે ઉપલક નજરે 'સર્જાતું સાહિત્ય' જોનાર પણ કહી શકે એમ છે ઇન્દુલાલ યાજ્ઞિક, દેશળજી પરમાર, જ્યોતીન્દ્ર દવે જેવા પ્રસિદ્ધ લેખકોના લેખોની પરંપરા હમેશ પ્રગટ કરતા રહેશો એવી મને ખાતરી છે. આપના સાહસને સર્વે પ્રકારે વિજય મળે એવી પરમ કૃપાળુ પ્રભુને મારી પ્રાર્થના છે

જનાર્દન વીરભદ્ર પાઠકજી

ખરેખર, એ સર્વાંગ સુંદર છે.

ધનસુખલાલ મહેતા

સાહિત્યમાં અભિવૃદ્ધિ કરવાનો તમારો હાર્દિક પ્રયાસ જોઈ તમારા અવિરત ઉત્સાહનું પુનઃસ્મરણ થાય છે. આ પ્રયાસમાં ઉચ્ચ આદર્શોને તેમજ સંયમ, સદાચાર અને શ્રેયસ્‌ની મહાભાવનાઓને રસસમેત પ્રસ્ફુરિત કરવા જેટલો ઉદ્યોગ કરશો તેટલે અંશે તેની સાર્થકતા થશે તમારા શુભ પ્રયત્નોમાં તમારી નતિ ચાહું છું. જયેન્દ્રરાય ભ. દુરકાળ

'સર્જાતું સાહિત્ય' એટલું મજાનું અને હળવા ...નું સાહિત્ય છે કે એ વાંચક આલમને થોડીજ ...રમાં પ્રિય થઇ પડશે. શિક્ષાયતમાં આ કોટિના ... બહુ કૃતેહચંદ નીવડ્યા છે ને બ્હોળા ફેલાવો ...મ્યાં છે. આપણી ભાષામાં એ ઢબનું આ પહેલુંજ પ્રકાશન કહેવાય. 'સર્જાતું સાહિત્ય' એ નામનો જાદુ તો પત્ર ચાલશે ત્યાં લગી ખુટે તેવો નથી મને ખાત્રી છે કે તમે એ વાહનદ્વારા સમય, સાહિત્ય અને સ્વદેશની ઘણીક સેવા કરી શકશો. દેશળજી પરમાર

તમારા પ્રયાસનું દૃષ્ટિબિન્દુ સરસ છે ને ઉત્તમ છે. કદ નવું ને આકર્ષક છે એમાં શંકા નથી. સર્જાતું સાહિત્ય એને બે પડી મોજનું વધારે સંસ્કારી સ્વરૂપ માનું છું સફળતા ઇચ્છુ છું.

નટરલાલ વીમાવાળા—જેલમાંથી

'સર્જાતું સાહિત્ય' મળ્યું બહુ મજાનો પ્રયાસ છે; કુતેહ ઇચ્છું છું.

ગોકુલદાસ રાયચુરા

રાષ્ટ્રવાદના સર્જન કાળમાં સાહિત્યનાં નવા સર્જન થવાંજ જોઇએ. તમે એ દિશામાં આવકારદાયક પગલું ભર્યું છે. સાહિત્ય એ જીવનનું અંગ છે. યુગનાં આદિોલનો ઝીલે અને જોમભરી ભાષામાં જનતા સમક્ષ રજુ કરે તેજ સાચો સાહિત્યક. એ બિરુદ તમે સાર્થક કરવાનું બીડું ઝડપ્યું છે અને તમારો પ્રથમ પ્રયાસ જોતાં તમે તેમાં મોટે અંશે સફળતા પ્રાપ્ત કરી છે. હરિલાલ ભરુચા

સર્જાતું સાહિત્ય ભાઇશ્રી સાદીકના પુસ્તક પ્રકાશનનું પહેલું પુસ્તક અમને અભિપ્રાય અર્થે મળ્યું છે જેનો અમે સહર્ષ સ્વીકાર કરીએ છીએ. ભાઇશ્રી સાદીકની ઓળખ આપવાની અગત્ય હોયજ નહિ કારણ કે ગુર્જર સાહિત્યની એમની વિવિધ સેવાઓ માત્ર જગજાહેર થઇ છે એટલુંજ નહિ પરંતુ લોકપ્રિય પણ નીવડી છે. છતાં શ્રી સાદીકે બબ્બેવાર સાહસો ખેડી તેને સફળતાથી પાર પાડ્યા છે સર્જાતું સાહિત્ય એ એમનું ત્રીજું સાહસ છે. અને શરૂઆતમાંજ એઓ જાણીતા લેખકોનો સહકાર મેળવી જે રસમય સાહિત્ય કૃતિ બહાર પાડવાને સમર્થ થયા છે, એજ એમના એક પત્રકાર તરીકેનો લોકપ્રિયતાનો જ્વલંત પુરાવો છે. અમે ગુર્જરગિરાના અભ્યાસીઓને આ પ્રકાશનના ગ્રાહક થવા અંતસ્થ ભલામણ કરીશું કારણ કે એ આખા સાહિત્ય પ્રકાશનનું વાર્ષિક લવાજમ માત્ર રૂપીઆ પાંચ છે. "સર્જાતું સાહિત્ય ૭૧ ટેમેરીન્ડ લેન ફોર્ટ મુંબાઇમાંથી મળી શકે છે." પયગામ તારીખ. ૨૮।૧।૩૧

શ્રી. સાદીકના "સર્જાતું સાહિત્ય"ના પહેલાં બે પુસ્તકો એક વિશિષ્ટ છાપ પાડે છે. તેમાં વર્તમાન ઉચ્ચ કોટિના લેખકોના બહુ અંશે મૌલિક લેખોનો ગુચ્છ હોય છે અને તે નવું હળવું સાહિત્ય હોતું નથી પણ મધ્યમ કોટિનું શિષ્ટ સાહિત્ય હોય છે. લેખોની પસંદગીમાં ધમધમાટ કરતાં હળવાપણું વિશેષ છે અને વિના સંકોચે બાળ-યુવા-વૃદ્ધ કે સ્ત્રી-પુરુષોના હાથમાં તે લેખો મૂકી શકાય તેવા છે, છતાં તેમાં ત્રુટિઓ છે. મુખપૃષ્ઠપર એકથી સુંદરતાની દૃષ્ટિ શામાટે જોઇએ? પુસ્તકનાજ કોઇ લેખ, કવિતા, વાર્તા કે નાટિકાનું ભાવનાત્મક દૃશ્ય મુખપૃષ્ઠને વધારે પ્રેરક અને ભાવનાવાહી બનાવી શકે તેમ છે. પ્રથમ પુસ્તક કરતાં બીજા પુસ્તકમાં ચિત્રોની વિપુલતા છે. અને મી. સાદીકના પુસ્તક પ્રકાશનની એક વિશેષ ત્રુટિ એ છે કે મી સાદીક પોતે તેમાં બહુજ થોડું લખે છે! એ ત્રુટિઓ મી. સાદીકના પોતાના ધ્યાનની બહાર નહીંજ હોય એમ હું માની લઉં છું

સાહિત્યપ્રિયઃ પ્રજાબંધુ. ૧૫:૨:૩૧

સર્જાતું સાહિત્ય' રા. સાદીકનું સાહિત્યની દિશામાં આ નવું પ્રકાશન અમે વધાવી લઈએ છીએ. ' બે ઘડી મોજ ' ના સ્વતંત્રી તરીકે મહા-ગુજરાતના સાહિત્ય પ્રદેશમાં ભાઈ શ્રી સાદીકે જે સેવા સાધી છે, એ સેવાને અનુરૂપ થઇ પડે તેવી એમની આ નવિ પ્રવૃતિ આવકારદાયક છે. સર્જાતું સાહિત્ય નામની પુસ્તકમાળાનું પ્રકાશન મોજી વર્ષમાં રૂપિયા પાંચમા ૨૪ પુસ્તક આપવાની આ યોજના ઘડી ભાઈશ્રી સાદીકે આ પ્રકાશન કાર્ય ન્હર કર્યું છે. આ પુસ્તકમાળાનું પહેલું પુસ્તક અમને મળ્યું છે. મહાગુજરાતના જાણીતા લેખકોનો સહકાર મેળવી પુસ્તકની સાહિત્યસામગ્રી રસભરી બનાવવાની સંપા-દકની કાળજી પુસ્તકને પાને પાને તરી આવે છે. સારા અને શિષ્ટ લેખકો સાથે નવા ઉછરતા લેખકોને સાહિત્યના ક્ષેત્રમાં બહાર લાવનાર રા સાદીકના પ્રયાસ વધાવવા જેવા છે. આ પહેલા પુસ્તકમા પણ આવો અને આટલો મીઠો સહકાર મેળવી રા સાદીકે આ નવા પ્રકાશનની શુભ શરૂઆત કરી છે એ માટે અમારા અભિનંદન આ પહેલા પુસ્તકમ શિષ્ટ છતાં લોકભોગ્ય બને તેવું સાહિત્ય આપી પુસ્તકની ઉપયોગિતા વધારી છે હળવું પણ સંસ્કારભર્યું સાહિત્ય આવાં પુસ્તકોદ્વારા જનસમાજ સમક્ષ રજુ કરવામાં સાચી સાહિત્ય સેવા છે. શ્રી. ભાઇ સાદીકના સાહિત્ય સેવાના આ અભિલાષ પ્રભુ સફળ કરે એવી પ્રાર્થના સહિત અમે આ નવા પ્રકાશનને આવકાર આપીએ છીએ. શારદા ફેબ્રુઆરી :: ૩૧ :

" બે ઘડી મોજ"ના સ્થાપકોમાંના એક અને તંત્રી ભાઇ સાદીક અનુભવી પત્રકાર છે—ગુજરાતના આગેવાન શિષ્ટ લેખકોના લેખો મેળવવા અને એક પત્રને તેની ઉન્નતિની ટોચે પહોંચાડવા માટે તેઓ જાણીતા થયા છે. બે ઘડી મોજના સંચાલનથી છુટા પાડીને એમણે ગ્રંથવાટિકાની એક નવીન યોજના ઘડી છે, અને એનો પ્રથમ મણકો અમને અવલોકન અર્થે મળ્યો છે. આ યોજનાનો ઉદ્દેશ જુદા જુદા લેખકોના ઉત્તમ લેખો ભેગા કરીને વર્ષ દરમ્યાન નાના નાના પુસ્તકો પ્રકટ કરીને વાંચન રસીલી જનતાને પીરસવાનો છે. તેમનો પહેલો મણકો આશાજનક છે. આ મણકામાં જ્યોતિન્દ્ર દવેનું "પ્રેમ ચીરામ" ઉંચા પ્રકારના હાસ્યરસથી ભરપુર છે, શ્રી. દવેએ બહુજ થોડા વખતમાં હાસ્યરસના લેખકોમાં ઉચ્ચ સ્થાન સંપાદન કર્યું છે શ્રી. સાદીકે " એક 'વર્ષની મનાઇ છે" નામના લેખમાં એક મેકાર યુવા-નની હાસ્યકથા લખી છે. ગુજરાતમાં રા. ગુનાની






## સંપાદકની નોંધ

'સર્જતું સાહિત્ય'નું ચોથું પુસ્તક આગલા ત્રણે પુસ્તકો કરતાં કંઈક વિશેષ સમૃદ્ધ થયેલું વાચકોને લાગશે. અલ્પ સમયમાં આ પ્રકાશને જે લોકપ્રિયતા મેળવી છે; અને ખરીદનારાઓનો જે જબરો સહકાર મેળવ્યો છે, તેના પરિણામે ચોથા પુસ્તકના પૃષ્ઠોમાં અને ફોટાચિત્રોમાં ખાસ વધારો કરવામાં આવ્યો છે, અને વાચકોનો જેમ જેમ સહકાર વધતો જશે તેમ તેમ 'સર્જતું સાહિત્ય' વધુ ને વધુ આકર્ષણો સાથે પ્રગટ થતું રહેશે. તોપણ અમારા અભિલાષ હજી સંતોષાયા નથી, અમે જે અને જેટલું કરવા માગીએ છીએ તે હજી સુધી કરી શક્યા નથી ગુજરાતના સુપ્રસિદ્ધ લેખકો અને કલાકારોનો અમે સહકાર મેળવ્યો છે, ચિત્રકારોને વિવેચકોની દૃષ્ટિ આગળ ધરી છે. તોપણ અમને લાગે છે કે હજી ઘણું કરવાનું બાકી જ છે. વિશ્વની વિવિધતા માટેના અમારા સતત પ્રયત્નો છે, અને બીજા અનેક આકર્ષણોને 'સર્જતું સાહિત્ય'માં સ્થાન આપવાને હજી અવકાશ છે. પરંતુ અમે કલ્પેલાં સ્વપ્ના ત્યારેજ સિદ્ધ કરી શકીશું કે જ્યારે 'સર્જતું સાહિત્ય'ની ઓછામાં ઓછી પંદર હજાર પ્રતો દર પખવાડીએ ગુજરાત અપનાવશે. દરેક દરેક કોમના નર-નારીઓના હાથમાં 'સર્જતું સાહિત્ય' હોવું જોઈએ એમ કહેવાની સાથે એની એટલી યોજના સિદ્ધ કરવા અમે આતુર છીએ પરંતુ એ બધું વાચકોના વિશેષ સહકાર વીના અમે નજ કરી શકીએ એ હકીકત છે. તેથી આજે અમારા વાચકોને નમ્ર વિનંતિ કરીએ છીએ કે દરેક વાચક ઓછામાં ઓછા પાંચ ગ્રાહક 'સર્જતું સાહિત્ય'ના બનાવી આપવા પ્રયત્ન કરે અને પોતાના સ્નેહિમિત્રો તેમજ પુસ્તકાલયોને

'સર્જાતું સાહિત્ય' નિયમીત ખરીદવાની જરૂર સમજાવે. જો વાંચકો આટલું ગુજરાતી સાહિત્ય પ્રત્યેની પોતાની મમતા કે સેવાભાવે કરે તો 'સર્જાતું સાહિત્ય' સામે ગુજરાતનું એક અપૂર્વ પ્રકાશન થઇ શકશે.

### આજના પુસ્તકમાં

આજના ચોથા પુસ્તકમાં રા. રવિશંકર રાવળનો 'ગુજરાતીનારી સૌન્દર્ય અને ફોટોગ્રાફી' એ વિષય-પરનો લેખ વાંચકોનું ખૂબજ ધ્યાન ખેંચશે અને આકર્ષક નિવડશે એવી આશા છે. રા. રવિભાઇની કલાભક્તિથી ગુજરાતની પ્રજા પુરતી માહિતગાર છે, એમણે મુંબાઇના જડવાતરણમાં રહેતા યુવાન ફોટોગ્રાફર રા. સોમાભાઇનો અને એમની ફોટોગ્રાફીની કલાનો પરિચય 'સર્જાતું સાહિત્ય' ના વાંચકોને કરાવી અમને આભારી કર્યા છે. 'સર્જાતું સાહિત્ય' ને રા. રવિભાઇ પાસેથી હજી ઘણુંએ મેળવવાનું છે; ગુજરાતમાં કલા સૌન્દર્યનો શોખ પ્રસરાવવા અને પ્રજાના સંસ્કાર ઘડવા સાહિત્ય સાથે કલા પણ અત્યત મહત્વની વસ્તુ છે, અને ગુજરા
તી એ જરૂરીઆત રા. રવિભાઇ અને એમનું
ઘણે અંશે પૂરી પાડવા ખૂબ ખંતથી-સેવા
...વે-મંડયું છે; એ આનન્દનો વિષય છે. અને એ
...વાનો લાભ લેવા માટે 'સર્જાતું સાહિત્ય' એક
... ઉમેદવાર છે.

### રા. ગુસા

રા. ગુસા આ વેળાયે ગુપ્ત થઇ ગયા નથી, પરંતુ એમની નોંધપોથીમાં ખૂબ છેકછાક હોવાથી અમે છાપવા માટે ઉકેલી શક્યા નથી તેથી આ વેળા તો ભાઇ જ્યોતિન્દ્ર દવે પેટપકડી હસવા 'પેટ' પર લખી એ ઉણપ પૂરી કરે છે. દ્વિતીય છાપે આવતા પાંચમા પુસ્તકમાં નોંધપોથી વિશેષ પ્રમાણમાં પ્રગટ થશે.

### દેશનું ભાવિ

આપણને ગર્વ થવો જોઇએ કે આપણે દુન્યાના એક અસંત સંત ગાંધીજીના યુગમાં જન્મ્યા અને જીવ્યા છીએ. એમને આપણે જોયા, કાને સાંભળ્યા એ આપણા જીવનનો એક અત્યંત મહત્વનો ભાગ છે. ૧૯૩૦-૩૬ ના હિંદના રાજકારણમાં ગાંધીજીની પ્રવૃત્તિ દુનિઆનું લક્ષ ખેંચનારી નિવડી છે, અને હિંદના ઇતિહાસમાં એ સંવત મહત્તામયી લેખાશે એ નિઃસંદેહ વાત છે. બારડોલીના હિંસ્યાતંત્રના યુદ્ધ વેળાએ સારાયે દેશને 'રૂકજાઓ' કહી થંભાવી દેનાર, હજારો ને લાખો નવ યુવાનોને નિરાશ ને હતાશ કરનાર ગાંધીજીનું વ્યક્તિત્વ-એમનું સદાચારણ અને એમની સાત્વિકતા દસ વર્ષ પછી પહેલાજ પ્રયત્ને ફાવી અને દાંડી કૂચના ઐતિહાસિક પ્રસંગથી સારાય દેશના સ્ત્રી પુરુષો પુનઃ ગાંધી ભક્તિમાં તલ્લીન થઇ ગયા. આ ઘટના જેવીતેવી તો નથી જ બારડોલી પ્રસંગે રૂકજાઓ કહેનાર ગાંધીજીને લડતાં નથી આવડતું, એ પ્રજાને છેતરે છે એવું કહેનારો વર્ગ માત્ર દસજ વર્ષમાં ગાંધીજીના મોહનમંત્રમાં મુગ્ધ બની ગયો એ ઇતિહાસમાં એક ચમત્કૃત બનાવ તરીકે નોંધાશે દાંડી કૂચથી માંડીને યરોડાના મંદિરમાંથી ગાંધીજીના બહાર આવ્યા સુધીમાં લાખો સ્ત્રી પુરુષો, યુવાનો અને બાળકોએ પોતાનું સમર્પણ દેશને ચરણે ધર્યું, હજારો જેલમાં ગયા, સેંકડોના માથાં ભાંગ્યાં અને અનેકોના પ્રાણ ગયા. સરહદ પર મુસ્લિમોએ અહિંસાના ગાંધીજીના સિદ્ધાંતને ગ્રહણ કરી પોતાના પ્રાણની આહુતિ આપી, મુંબાઇએ હદ કરી, ગુજરાત ખેડુએનાક રાખ્યું અને ગાંધીજી હિંદના પરતખતમા અંગ્રેજ સરકારના પ્રતિનિધિ વાયસરોયને મળવા ગયા. નિ શસ્ત્ર રહી લડતા રાષ્ટ્રના સૈનિકો આશા અને શંકાની દ્રષ્ટિથી ગાંધી ઇરવીનની મુલાકાતનું પરિ-

ણામ નિહાળવા ઉત્સુક થયા. અંગ્રેજી સરકારના વડા અધિકારી ઇરવીન અને ગાંધીની મસલેહતના પરિણામે રાષ્ટ્રીય યુદ્ધની તહકુબી થઇ, અને સરકારનું દમન ચક્ર ઉગ્ર સ્વરૂપ ધારણ કરતાં અટકી પડ્યું યુવાનો કહેવા નિકળે છે કે અંગ્રેજ સરકારની મુત્સદ્દીગીરીએ વિજય મેળવ્યો, ચુસ્ત ગાંધીવાદીઓ કહે છે કે ગાંધીજીની સાત્વિકતાએ રાક્ષસી સરકાર પાસેથી નૈતિક જીત મેળવી બારડોલીની તહકુબી વેળાએ દેશમાં અનેક પક્ષો પડી ગયા હતા તેમ અત્યારે દેશમાં પક્ષો પડતા જણાય છે યુવાન કહેવાતો એક પક્ષ છે, જે ઉગ્રમતવાદી છે, એ જરાયે નમતું નહીં આપવાની વાતો કરે છે, અને બીજો પક્ષ ગાંધીજીના યત્નોને વધાવી લેનારો છે તેનું કહેવું છે કે આજની સ્થિતિ અને સંજોગોમાં ગાંધીજીએ ઇરવીન સાથે યુદ્ધ તહકુબીની જે શરતો કરી છે તે સિવાય બીજી એક શરત થવી શક્ય નહોતી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સને આખા દેશની નજરમાં ઉતારી પાડવાના દેશનેતાઓના ભગીરથ સફળ પ્રયત્નો પછી આજે રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં જવું સવાલભર્યું છે, એમ કહેવામાં શી રાજદ્વારી કુનેહ છે ! તે નહીં સમજી શકનારો એક મોટો વર્ગ છે, અને તેટલોજ મોટો વર્ગ નહીં સમજાવી શકનારો છે દેશનું નાવ આ રીતે બે પક્ષોના વિચાર મેળમાં ડોલી રહ્યું છે, અને એ બંને પક્ષ કરાંચીની મહાસભાની બેઠકમાં એક નિર્ણય પર આવવા માટે બાંયો ચઢાવી રહ્યા છે ગાંધીજીએ ધમકી આપી છે કે મે ઇરવીન સાથે મળીને જે નક્કી કર્યું છે, એ જો દેશને ગમતું ન હોય તો લેખે પોતાની કાર્યવાહી સમિતિ ગોઠવવી, અને હાલની સમિતિને બરખાસ્ત કરવી ત્યારે યુવાનો ડોળા ઘુરકાવી કહે છે કે અમે જોઇ લેશું ગાંધીજી આ દેશના ધનાઢ્યોના હાથમાં શિકાર બની ગયા છે, વેપારીઓએ ગાંધીજીને સંધી કરવા માટે ખૂબ દબાણ કર્યું છે ગાંધીજી દેશના કેપીટલીસ્ટોને આધિન થયા છે અમે એ સ્થિતિ વધુ વખત સુધી રહેવા દઇશું નહીં ત્યારે ઇંગ્લાંડમાં કોન્ઝરવેટીવ પક્ષના નેતા બાલ્ડવીને લોર્ડ ઇરવીનની ગાંધી સાથની સંધીને વખોડી નાખી છે, વાયસરોયે જાણે હિંદને સ્વરાજ્ય આપી દીધું હોય, અને ઇંગ્લાંડને એણે નહવરાવી નાખ્યું હોય એવી પોક મૂકનારાઓની સંખ્યા ઇંગ્લાંડમાં કંઇ ઓછી નથી કેટલાક માને છે કે ઇંગ્લાંડને લોર્ડ ઇરવીન સમજાવી શકશે, ત્યારે હિંદમાં પણ ઘણા માને છે કે યુવાનોની આજની નીરાશા અને ગુસ્સો તથા જુસ્સો ગાંધીજીના એકજ ભાષણમાં નરમ પડી જશે ગાંધીજીનું વ્યક્તિત્વ યુવાનોને અંકુશમાં રાખવા જેટલું સમર્થ છે યોદ્ધાઓ, સૈનિકો, કાર્યકરો, પ્રજા અને સરકાર સાથે આરામખોર પોલીટિશીયનો હાલ તુરત કરાંચીના નિર્ણયની વાટ જોઈ રહ્યા છે

સાદીક



# ગુજરાતી નારી

લેખક :

- ફોટોગ્રાફર :



ફોટોગ્રાફીના ક્ષેત્રમાં બે વિભાગ ચોખ્ખા પડી જાય છે. એક વિભાગ, પ્રસંગ વસ્તુ કે માનવીનું સર્વ સાધારણ નિરૂપણ માત્ર રજુ કરે છે. રોજના બનાવો, જાહેરમાં આવેલા માનવીઓ, અકસ્માતો અથવા અજાયબીભર્યા પદાર્થો કે



૧

વિગતવાળા દશ્યોઓમાં ધંધા કે માહીતીની દ્રષ્ટિએ કેમેરાની ચાંપ માત્ર દાબી સફળ છાપ પકડવાનોજ ફોટોગ્રાફર યત્ન કરે છે. પણ બીજો વિભાગ સાવ ભિન્ન પ્રકારના માનસને ગ્રીજ અસ્તિત્વ ધરાવે છે. ... કલ્પના, વસ્તુસંયોજના અને સમયની વિવિધ છાયા, પાત્ર કે ચરિત્ર નિરૂપણ વિગેરે તત્વોની સહાયથી ચિત્ર નિર્માણ થાય છે. આ વિભાગમા સફળતા મેળવનાર માત્ર ચાંપ દાબનાર હોતો નથી કે પ્લેટો ધોવાની અને કાગળ પર પ્લેટો લેવાની કુશળતાવાળો કારીગર માત્ર નથી. એ ફોટોગ્રાફીની કરામતો ઉપર સંપૂર્ણ કાબુ ધરાવવા ઉપરાંત એક રસિક દ્રષ્ટા છે. પાત્રમાં રહેલી વિવિધ ખુબીઓ અને અંગમરોડનાં લાવણ્ય સમજનારો કલાકાર છે. ફોટોગ્રાફી તેનું સાધન હોવાથી તેની મર્યાદાઓ અને શક્તિને કાબુમાં લઈ પોતાનું ચિત્ર દોરનાર ચિત્રકાર પણ છે. ચિત્રકારની ઉચ્ચ શક્તિઓનો તે સ્વામી નહોય તો તેનું ચિત્ર નિષ્ફળતાજ રહે છે.

૩

ગુજરાતમાં હારોહાર ફોટોગ્રાફીના સ્ટુડિયો હયાતિ ધરાવે છે પણ ભાગ્યેજ કોઈ સ્ટુડિયોમાં ગુજરાતી સ્ત્રીને ટેબલ ખુરશી કે સ્ટુડિયોના કૃત્રિમ ફર્નીચરોની સહાય વિના તેના સ્વાભાવિક સ્વરૂપમાં કે અંગમરોડમાં ફોટોમૂર્ત થયેલી જોશો. આપણા ફોટોગ્રાફરોએ ફોટોગ્રાફીની ક્રિયાઓ શીખી લીધી પણ ફોટોગ્રાફીની કળા ભાગ્યેજ પ્રકટાવી છે. દરેકે દરેક સ્ટુડિયોના સંચાલકો યુરોપીયન સ્ટુડિયોની દ્રષ્ટિએજ ફોટોગ્રાફીના પડદા, ફર્નીચર, ફુલવાડી કે બીજા સાજનો ગંજ વસાવે છે, અને લગભગ બધેજ તેમાં એ જ અણગમો ઉપજાવતો પ્રકાર છવાઈ રહેલો લાગે છે.

પુરૂષો માટે તો ઘણીવાર એ સાજ અસહ્ય બંધબેસતો થઈ જાય છે કારણ કે પુરૂષોના જીવનમાં કેટલીક યુરોપીયન ઢબ આવી ગઈ છે. તેની ઓફીસમા તેની ખાનગી સ્થિતિમાં તે ઘણીવાર એવા ફર્નીચરો ને પોતાના ઉપયોગ કરતો હોય છે; પણ ગુજરાતની નારી એ સામાન સાથે જરાય બંધ બેસે એવા જીવનનો સ્પર્શ ભાગ્યેજ પામી હશે.



૭

આગલી સદીનાં વડદાદી હોય કે ગામડામાંથી પધારેલાં સદ્ધર્મીણી હોય અથવા રોજ દીવડે ગુંથતી કે પોળ અથવા ફળીમા રાસ લેતી કુમારીકા હોય

# સૌંદર્ય અને ફોટોગ્રાફી


## રા. રવિશંકર રાવળ

ગ. મોમાભાઈ


એ બધાને ફોટોગ્રાફરના સ્ટુડિઓમાં 'અપટુડેટ' પૂર્ણ ચાલુ જમાનાનું જીવન ધારણ કરવું પડે છે, ત્યારે તેમનો દેખાવ કળાની દૃષ્ટિમાં અત્યંત હાસ્યજનક થઇ પડે છે કદાચિત્‌ને તો એહજ થાય કે જીવનની આવી કૃત્રિમ દશાનાં ચિત્રો પ્રજાની સ્મૃતિમાં આપવાથી શી સાર્થકતા થાય છે ? આવી પ્રજાના મન ઉપર ખોટી છાપ પડે છે કે સંસ્કારી જીવન તો આજ કહેવાય અને ખોટો દેખાવ નિભાવી લેવાની આદત પડે છે

ગુજરાતી સન્નારીના પોશાકમાં રહેલી ખુબી, તે પોશાકને લીધે ગુજરાતી નારીમાં આવતી વિવિધ છટા અને ચેષ્ટાઓ અને વસ્ત્રની બદલાતી ઘડો કે મેળવનું જેમણે બરાબર અવલોકન કર્યું હશે તેમને આ બધા સ્ટુડિયોના ફોટોગ્રાફો જોઇ અપાર નિરાશા અને ગ્લાનિ થયા વિના નહિ રહે



૪

ભાગ્યેજ કોઈ ફોટોગ્રાફરમાં સુરુચિપૂર્વક લાવણ્ય, યોજના કે ફર્નીચર કે બીજાં સાધનોની ગોઠવણ સાથે પાત્રની બેઠક રચાએલી જોવા મળશે છાયા, પ્રકાશ કે સ્થિતોની સફળતા દરગુજર બાજુ રાખીને માત્ર પાત્રની તરફ નજર કરશો, તો ફોટોગ્રાફરે ફર્નીચરને જે રીતે એક બીજા જોડે અડતું પડતું દબાવ્યુ હોય છે, તેવી જ હાલતે બેસનારના હાથ, પગ, ડોક, ગરદનને અકડી રાખ્યાં હોય છે અને છેવટે આંખની દિશા તો કેમેરા તરફ ફાટેલીજ હોય ! એકાદ પ્રસિદ્ધ ફોટોગ્રાફરે કોઈ



૨

નામાંકિત નગનારીની અમુક બેઠક ગોઠવી હોય, તો પછી બધાજ સ્ટુડિયો વગર વિચારે તેના પાત્રો, ટેબલ, મેજ, ખુરશી અને એમદ કઠેરા આપી છબીઓ બહાર પાડયે જાય છે વર્ષો થયાં આવાં એક બે બીબાં ઉપર તેમનો ધંધો ધપે જાય છે કોઈ પણ ફોટોગ્રાફર



૫

પાસે આ ફરિયાદ કરતાં તે પોતાના ગ્રાહકોના ગો- અને અને પૈસાની જરૂરિયાતનેજ કારણ તરીકે રજુ કરી પોતાનો બચાવ કરશે. પણ એમણે કદી ગ્રાહકો આગળ સુરુચિભર્યા નમુના રજુ કર્યા હોતા નથી, કદી તેમણે નવીનતાભર્યું વાતાવરણ ઉપજાવવા મહેનતજ કરી હોતી નથી યૂરોપ અને અમેરિકાના ફોટોગ્રાફરો દર વર્ષે હજારો નવી મતો અને પ્રયોગો કરી જનરુચિને સત્કાર આપી પોતાનો ધંધો અને નામના કરી રહ્યા છે એ ફોટોગ્રાફરો ઉચ્ચ પંક્તિના કલાકારો હોવાનો દાવો સાબીત કરી શકયા છે, ત્યારે આપણા બધુઓ માત્ર મહીનાના પગારે બૂમ મારી રહ્યા છે સારા ફોટોગ્રાફરો આજે દુનિયા-



૬

મરની ઘરાકી પામે છે. મછી તે ગમે તે મુલકનો હાય. દેશના ગ્રાહકોની રુચી સાચવીને પણ કોઇ રસિક સુંદર ફોટો–ચિત્રો ઉત્પન્ન કરનારને બહુ ભોગ આપવો પડે છે એવી દલીલ તો થાય જ નહિ–

એવા અનેક ઉદાસી વિચારો ધરાવનારને સોમાભાઈની ફોટોગ્રાફી નવી ચાનક આપે તો આ લેખની ... ા મનાશે.



૮

મુંબઈના વીલસન સ્ટુડિયોનું નામ તો ઇલસ્ટ્રેટેડ વીકલીના આહવાડીક સચિત્ર અંક જોનારાને અજાણ્યું ન જ હોય બે ત્રણ વર્ષોથી ગુજરાતી દીવાળી અંકોમાં પણ એ નામ આગળ પડતું લાગ્યું છે. ઘણાને સમજ્યા થયુ હશે કે આવું નામ ધરાવનાર સ્ટુડિયોના મંચાલકો યુરોપીયનો કે ક્રિશ્ચિયનો હશે અને એ સ્ટુડિયોમાંથી ગુજરાતી પોશાક અને પરિધાનવાળાં સુંદર ચિત્રો બહાર પડતાં જોઈ ઘણાને આશ્ચર્ય થયુ હશે. એ ચિત્રોએ કંઈક સંસ્કારપ્રેમી રસિક દ્રષ્ટાઓને તૃપ્તિ અને આનંદ આપ્યાં હશે પણ બહુજ થોડા જણને ખબર હશે કે એક અસલ ગુજરાતી યુવાન એ સ્ટુડિયોના મુખ્ય સંચાલક અને કલાકાર છે.

શ્રી સોમાભાઈ સ્વપ્રયાસથી અને અનેક અનુભવોથી ઘડાયેલા ખંભાતના વતની પાટીદાર યુવાન છે. ફોટોગ્રાફર તરીકે તેણે અનેક અંગ્રેજ સ્ટુડિયોમાં કામ કરીને બાહોશી મેળવી છે અને આજે તો મુંબઈના 'પ્રોફેસનલો' (ધંધાપરીઓ)માં તેનું અને તેના સ્ટુડિયોનું નામ આગળ પડતું છે. ગમે તે કારણોથી તે પોતાના સ્ટુડિયોને ' વીલસન સ્ટુડિયો' તરીકે જણાવી રહ્યા છે છતાં એ સ્ટુડિયોમાંથી બહાર પડતા ફોટો-ચિત્રો સંપૂર્ણપણે હિંદી ઢબનાં છે એમ નિઃસંદેહ કહી શકાય.



૬ બી

સોમાભાઈના કેમેરાએ એક મોટી ચિત્રમાળા તૈયાર કરી છે અને તેમાંની કોઈપણ કૃતિ તેની ક્રિયા-સિદ્ધી અને કળાની અચૂક સાખ પૂરશે. સુંદરતા અને મોહકીભર્યા પાત્રોની મુલાકાત અનેક સ્ટુડિયોમાં થતી હશે પણ તેવા પાત્રોને યોગ્ય ચિત્ર નિર્માણ કરવાની શક્તિ સોમાભાઈએ જેટલી બતાવી છે તેટલી ભાગ્યેજ બીજે જણાશે."

બીજા કેટલાક સુપ્રસિદ્ધ સ્ટુડિયોમાં ફોટોગ્રાફરની ક્રિયા–સિદ્ધી વધારે જણાશે પણ કલા નિપુણતા અને

ચિત્ર વૈવિધ્યનો ફાળો આપવામાં સોમાભાઈ આગળ જણાશે

સોમાભાઈ મોટા ભાગે તેમના ફોટો ચિત્રો વીજળીક રોશનીથી ઉતારતા હોવાથી ચિત્રોમાં પ્રકાશ કરતાં છાયાઓનું પ્રમાણ વધારે રહે છે. પ્રકાશની આ મર્યાદામાં રહી હમેશા કામ કરવાથી તેમનામાં રહેલી ચિત્ર નિર્માણની શક્તિને સંકોચમાં રહેવુ પડે છે એમ લાગે છે

ચિત્ર નિર્માણનો પહેલો કાયદો એ છે કે નિયત કરેલી જગ્યામા પાત્રને અને તેને સહાયક સરંજામને સરૂચીપૂર્વક યોગ્ય સ્થાનમાં અને યોગ્ય અવકાશમાં ગોઠવવાં. આ નિયમ સોમાભાઈના લગભગ દરેક ચિત્રમા પૂરેપૂરો સચવાયો જણાય



૧૩

છે, પણ આટલી જ સ્થૂળ જરૂરિયાત પૂરી કર્યા પછી ચિત્રવિષયનું વાતાવરણ ઘડતા પદાર્થો અને સરંજામથી સજાવવાનું રહે છે

સાર્થી સોમાભાઈ ક્રિયાનેપુણ્યમાં બધું સાચવતા છતાંય આ બાબતમાં ઘણી વખત દોષ કરી જાય છે અને જો તેઓ ચિત્ર કરતી વખતે વધુ વિચાર અને સંસ્કારયુક્ત કલ્પનાનો પ્રયોગ કરે તો જગ પ્રસિદ્ધ થઈ શકે

સોમાભાઈના ૧ ૨, ૩ ૪ ચિત્રો એક સાથે જ



૧૨

જુઓ, અને તેમનું પાત્રવિધાન કેવું જૂદી જૂદી તરેહનુ છે તે એકદમ સ્પષ્ટ થશે પાત્રોના સ્વરૂપ જેટલાં સુંદર અને ભાવવાહી છે, એટલી જ સરળ અને સુગમ્ય સ્થિતિ (Pose) તેમને અપાઇ છે ચિત્રના ચોકઠાં જગપણ આગળ કે પાછળ, ઉપર કે નીચે નથી. જરૂર પૂરતો જ અવકાશ છોડવામા આવ્યો છે આ ચિત્રોના વિષયો પણ બહુ સુખદ અને કલ્પનારંજક છે પાત્રોના શરીરના સુકુમાર અંગમરોડ અને વસ્ત્રોની કે સાધનોની રેખાઓ ક્યાંઇ કુંઠીત થતી નથી લગભગ બધી જ રેખાઓ નરમ અને સરળ વહતી લાગે છે



૯

ના તેમા એક જ ઉણપ લાગે છે, તે (air)ની હળ૫ વાતાવરણની એક રૂપ કળા અને થોડા વર્ણોની વચ્ચેના બીજા અનેક ધોરેથી લયનલય થતા વર્ણોની જરૂર રહે છે. કદાચ આના ચિત્રને જરા (Hard) કડક વર્ણના કહે

ન ૨ ની શ્રીમત સુંદરી ગામડી એક તારો સે તે જરા અણુગતું છે.

બીજી તરફ સંસ્કૃતિ અને પરસ્પર સંબંધ ધરાવતી વસ્તુઓ અને સામાન તરફ નજર રાખીને કોઇ એ ચિત્રો તપાસે, તેને નાની નાની બાબતો ખટક્યા વિના ન રહે. નં. ૧ ના ચિત્રમાં મધુર કલાની મધુર ઉપાસિકાને બેસવાની પાટ કોઇ હીંદી નકશીવાળી હોત તો તેણે તૈયાર કરેલી છબીની ઉપર મીસની પુતળીને બદલે બંસીધર કૃષ્ણ કે લક્ષ્મી-સરસ્વતી હોત તો, ચિત્રનું વસ્તુ ગુંજન વધુ ખીલી આવત. ચિત્રો બ્લોકથી છપાય છે, ત્યારે વધુ કડક બની જાય છે. એટલે મૂળની ખૂબી સમજવામાં ભાગ્યેજ મદદ મળે છે.



શ્રી. સોમાભાઈ
વીલ્સન સ્ટુડિયોના માલીક અને કલાકાર



૧૧

નં. ૫ ના ચિત્રમાં કોઇપણ જાતના ફર્નીચરની મદદ લીધા વિનાજ પાત્રના હાથ-પગ અને વસ્ત્રોની છટાથીજ લાવણ્ય પ્રગટ્યું છે. પગની જરા ઠમકથી આખા અંગમાં જે વાંક આવ્યો છે તેની મધુરતા ઠેઠ નજર સુધી પસરે છે. પૂજા કરવા નીકળેલી આ સુંદરી ઉપર પ્રભાતના અજવાળાનો ખ્યાલ આપવા તેના ચિત્ર રચયિતાએ પ્રયત્ન કર્યો છે તે ઘણે અંશે સફળ થયો છે; પણ આ સૌભાગ્ય દેવીને પગે કોઇ અલંકાર કે નુપુર કાં નહિ?

નં. ૬ આ બે ચિત્રમાં ગુજરાતી પોશાકની મનોહરતા યૌવન ઉપર કેવી રાજે છે તે સમજાવવું પડે તેમ નથી. નં. ૬ અ માં ઘરની અંદર બળતા ઝાંખા પ્રકાશની યોજના ઠીક સચવાઈ છે. પંખીણી સાથે રમી રહેલી યૌવનનાં સ્વપ્ના ઘડતી એ સુંદરીની લીલા બહુજ સ્વાભાવિક લાગે છે ચિત્ર રચના સંપૂર્ણ છે; પણ ફરીવાર અતિશય કાળી બ્લેક ગ્રાઉન્ડ (પૃષ્ટભાગ)નો દોષ નજરે પડી જાય છે.

નં. ૬. બ ચિત્રમાં ચાંદની મહાલતી યુવતી અટારી પર ચઢેલી ઉભી છે સોમાભાઇનું કોઇજ પાત્ર પરાણે ઉભું રાખેલું લાગતું નથી. આ ચિત્રની વિધાન રેખાઓ બહુજ સયુક્તિક છે. માત્ર ઠઠેરો નાટકી બનાવટનો નહોત એટલું લાગે છે.



૧૪

નં. ૭-૮. ચિત્ર વિવિધતાવાળાં હોવા છતાં ભાવના જમાવવામાં બહુજ મોળાં પડે છે. જૂનાં નવાં રાચરચીલાં અને વસ્તુઓમાં ભેળસેળ થાય છે

તેથી કૃત્રિમતા આમળ પડી જાય છે.

નં. ૮ ના ચિત્રમાં પાત્ર ઉપર ભાવની સચોટ છાયા પ્રત્યક્ષ થાય છે પણ ચંદ્રનું વાતાવરણ મેળવી આપનારી પીછવાઇ બરોબર મળી હોત તો આ ચિત્ર એક મણિરૂપ બની જાત.

નં. ૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪. સોમાભાઇના Female portrait ( નારી પ્રતિમા ) ના અચ્છા નમૂના છે. સુંદર અને સમજણવાળા પાત્રો છળી પાડવાને માટે એ પણ સોમાભાઇનું એક સુભાગ્ય છે અને સોમાભાઇએ તેને માટે પોતાની લાયકાત સાબીત કરી આપી છે, એમ સ્વીકાર્યે [..ના] છૂટકો નથી.

શ્રી સોમાભાઇમાં ચિત્ર યોજનાની વિરલમત સહજ ઉતરી છે અને તેઓ એ વધુ ચિંતન સંસ્કૃતિની સમજ અને વસ્તુનો સુયોગ્ય ઉપયોગ કરવા પ્રયત્ન કરે તો તેમના ચિત્રો ગુજરાતની સમૃદ્ધિ રૂપ ગણાશે. પ્રવાસ અવલોકન અને ભાતભાતના જીવનનો ગાઢ પરિચય મેળવવાથી આ શક્તિ આપોઆપ આવી જાય અને જગતની ફોટોગ્રાફીક ચિત્રમાળામાં ઉચ્ચું સ્થાન પામે એવી આશાહી સોમાભાઇને મળો એવું દરેક રસપ્રેમી ગુજરાતી વાંછશે.





# પેટ



[ માર્મિક કટાક્ષ કરતો હાસ્ય લેખ ]

લેખક :
જ્યોતીન્દ્ર હ. દવે. એમ. એ.

એક સાપ્તાહિકના તંત્રીને હું એમને ઘેર મળવા ગયો હતો. એઓ ભોજનાદિથી પરવારીને આડા પડ્યા હતા—આડા નહિ પણ ચતા આડા પડવુ એમને સ્થૂલતાને લીધે અશક્યવત્ હતું. સુતા સુતાજ એમણે આવકાર દઇ મને સામે, જમીનપર, બેસવા કહ્યું. હું બેઠો ને આશ્ચર્યમુગ્ધ નયને પ્રચંડ વિસ્તારમાં પથરાએલું એમનું શરીર જોઈ રહ્યો પણ પેટની વિપુલતા આગળ, સૂર્યકિરણ આગળ દીપકની જ્યોતિ પેઠે, એમના શરીરની વિપુલતા ઢંકાઇ જતી હતી. એમના પેટનો ઘેરાવો ને ઉઠાવ એવા અદ્‌ભુત હતા કે તેના આગળ એમનું મોઢુ પણ મારાથી જોઈ શકાતુ નહિ! એઓ બોલતા તે પણ જાણે એમનું પેટ બોલતું હોય એમ મને લાગતું. એક ખાડા વિનાનું ભરાવદાર, તસતસતુ ઉપસેલું ને ચારે બાજુએ ગોળાકૃતિથી વિલસતુ ને વિકસતુ એવુ એમનુ પેટ એમના શરીરનું મુખ્ય આકર્ષક અંગજ ન હતું, પણ એક માત્ર અંગ હતું, એમ મને લાગ્યુ. પેટ એ એમના શરીરનો ભાગ નહિ, પણ એમનું શરીર; તે એમના પેટનો પેટાભાગ હોય એવો આભાસ થયો શરીરને ખાતર પેટ નથી પણ પેટને ખાતર શરીર છે, એ સત્યનો સદેહ અવતાર થયો હોય, એમ એમના દેખાવ પરથી લાગ્યુ. હું કાંઇક કામસર એમની પાસે ગયો હતો પણ દમયંતી પાસે દૂતકાર્ય કરવા ગયેલો હંસ જેમ એનું રૂપ જોઇ ચકિત થઈ દૂતત્વ ભૂલી ગયો હતો, તેમ હું પણ એમનું પેટ જોઇ ચકિત થઇ મારૂં કાર્ય ભૂલી ગયો, અને થોડી આડી અવળી વાત કરી પેટ અને માનવજીવનમાં તેનું સ્થાન એ વિષે વિચાર કરતો ઘેર આવ્યો.

એ તંત્રીના વિશાળ ઉદર સાથે સરખાવાય એવાં મેં બહુજ ઓછાં પેટ જોયાં છે. એમના પેટને મુકાબલે મારૂં પેટ કોઇ વિસાતમાં નથી. ડોંગરેના બાલામૃતની જાહેરખબરમાં ત્રાજવાના એક પલ્લામાં છ નિર્બળ છોકરા ને બીજા પલ્લામાં એકજ છોકરો બેસાડી એકજ છોકરાવાળું પલ્લુ નમતું દર્શાવ્યું છે, તે રીતે જો એમનું એકલાનું પેટ એક પલ્લામાં મૂક્યું હોય અને સામેના પલ્લામાં મારા જેવા વીસેક પેટ મૂક્યાં હોય, તોયે એમના પેટવાળુ પલ્લું વજનમાં ભારે થાય આમ છતાં હું જ્યારે, જ્યારે મારા પેટ વિષે વિચાર કરૂં છું ત્યારે ત્યારે હું એને સંબોધીને કહું છું, 'મારા નાનકડા' પેટ! તું બીજાની પેઠે આગળ ધસી આવી લોકોનું ધ્યાન ખેંચતું નથી. તારૂં કદ જોઇ તું શરમાઇને સંકોચાઇ જાય છે, વિપુલ વિસ્તારમાં વૃદ્ધિ પામી મારા સર્વ અવયવમાં મોખરે આવવાનું માન તે નથી મેળવ્યું. ભોજન સમયે મને અચાનક આવી ચઢેલો જોઇને મારા મિત્રો તારી અલ્પતાના કારણે મને જમવા બેસી જવાનો આગ્રહ કરતાં જરાપણ અચકાતા નથી. તારી અંદર ઓર રહેલા જઠરાગ્નિની ક્ષીણતા ભોજન રસિકોના ઉપહાસનું પાત્ર બને છે પરંતુ આ સર્વ છતાં તારે નિરાશ થવાનું કારણ નથી. મારા જીવનમાં તારૂં સ્થાન અનન્ય છે. તારે ખાતર મેં

ઉજાગરા કર્યા છે. તારે ખાતર મેં આદર્યાં અધુરાં મૂકી શૈયાનું સેવન કર્યું છે. તારે ખાતર મેં મૂર્ખોની ખુશામદ કરી છે. તેં પ્રસન્ન થઈને મને સુખના ઉચ્ચતમ શિખરે પહોંચાડ્યો છે; તેં કોપીને મને દુઃખની ગહનતમ ગતિમાં ધકેલ્યો છે. મહાભારતની પેઠે તારે માટે પણ હું કહી શકું કે જે દુનિયામાં છે તે સર્વ આમાં છે. જે આનામાં નથી તે ક્યાંય નથી કોઇ સહૃદય વાંચક નહીં ભોગવ્યો હોય એટલો રસાસ્વાદ તેં માણ્યો છે; કોઈ કોઇ કબાટમાં નહિ સમાય હોય એટલી દવાઓને તેં તારામાં સમાવી છે. આકાશના અગાધ ઉદરમાં કેટલાયે પદાર્થો સમાઈ ગયા છે. તેમ તારા પોલાણમાં પણ શું શું સમાઇ ગયું છે તેની કલ્પના પણ કરી શકાય એમ નથી.

અગ્નિ, વાયુ, પૃથ્વી, આકાશ ને સલિલ એ પાંચે મહાભૂતોને તેં એક સાથે આશ્રય આપ્યો છે. તારા જઠરાગ્નિની ઝાળ આગળ દાવાનલની પ્રજ્વળતા ઝંખવાઇ જાય છે, તારા વાયુના ગગડાટ ને ઉત્પાત આગળ વટોળિયાનાં તોફાન બાલકની રમત જેવાં લાગે છે પાર્થિવ પદાર્થના તારા મોહ અને વપરાશથી થએલા તારા વિકાસને લક્ષમાં લેતાં, તારા ગોળા આગળ પૃથ્વીનો ગોળો, ભૂરા કોળા આગળ નારંગીની પેઠે, તુચ્છ લાગે છે કદીએ ન પૂરી શકાય એવું તારું આકાશ—પેલાણ જોતાં, સૂર્ય, ચન્દ્ર અને અનેકાનેક તારાઓથી ભરાઇ ગએલું આકાશ, ખૂલ્યા મોંના આગળ ગીચોગીચ ભરાઇ ગએલી સુંખડની ચાલી પેઠે, દયાપાત્ર દીસે છે. પાણી, દૂધ, કોફી ને ખાસ કરીને ચ્હાની તેં તારામાં સમાવેલી નદીઓ આગળ ભૂતલ પરની નદીઓ વિસાત વગરની લાગે છે તું તો એક ને અદ્વિતીય છે, અજોડ ને અવિભાજ્ય છે.

જેવું પિંડે તેવું બ્રહ્માંડે, અથવા જે વ્યષ્ટિમાં તેજ સમષ્ટિમાં: એ ન્યાયે મારી માફક સકળ માનવકુલમાં—અરે ! પ્રાણિજાતમાં પેટજ પ્રાધાન્ય ભોગવે છે પ્રાણીની પ્રત્યેક પ્રવૃત્તિ પોતાના પેટના પરિતોષ અર્થે જ હોય છે.

જમેલાનું જગત ભૂખ્યા આદમીના જગત કરતાં જૂદું જ હોય છે જેનું પેટ પૂર્ણ સંતોષ પામ્યું હોય છે, તે મનુષ્યમાં દયા, માયા, ન્યાય, પરમાર્થવૃત્તિ વગેરે ઉચ્ચ નૈતિક ગુણોનો સહેલાઇથી વિકાસ થાય છે દુનિઆમાં જેટલાં પાપ થાય છે તેમાંના મોટા ભાગનું કારણ અતૃપ્ત પેટ જ હોય છે. बुभुक्षित: किं न करोति पापम् ! ભૂખ્યો માણસ કયું પાપ નથી કરતો ? એમ કહ્યું છે તે યથાર્થ જ છે

મહાત્મા ગાંધી અને અર્વિન વચ્ચે સુલેહના કરાર કેમ થયા તેનું કારણ ઘણાને સમજાતું નથી. ઇંગ્લંડનો કોન્ઝર્વેટિવ પક્ષ અર્વિને ઢીલું મૂક્યું એમ માને છે, અહિંના ઉદ્દામમતવાદી ગાંધીજીએ કાચું કાપ્યું, એમ ધારે છે, અને આમ શાથી થયું તે કોઇને સમજાતું નથી, પરંતુ આ સુલેહનું સાચું કારણ બહુ જ સાદું છે, એટલું બધું સાદું કે તે તરત સમજી શકાતું નથી. મ. ગાંધીજીએ વાઇસરોયના મહેલમાં પહેલા મીરાં બહેન પાસે ખાંડું મગાવીને ખાધું એજ સુલેહનું મુખ્ય કારણ છે, વૉઇસરોય તો ભૂખ્યા નહિજ હોય બંને જમ્યા પછી એકબીજા પ્રત્યે કેવળ ઉદારવૃત્તિવાળા થયા હોય એ સ્વભાવિક છે, અને બંનેને એક બીજાના દૃષ્ટિબિંદુ સહેલાઇથી સમજાયા હશે પહેલી મુલાકાત વખતે, જ્યારે મ. ગાંધીજીને મોડું થઇ ગયું હતું અને એમના જમવાનો સમય વીતી ગયો હતો, ત્યારે સુલેહના મંદેશા પડી ભાંગશે, એ લગભગ ચોક્કસ લાગતું હતું. છેવટની મુલાકાત

વખતે માશીજીએ ડહાપણ વાપરી ત્યાંજ પોતાનું ખાણું મંગાવ્યું, અને અધીજ અડચણો ઓગળી ગઇ. આ ઉપરથી પેટનો પ્રભાવ કેવો છે તેનો ખ્યાલ આવશે.

'પેટની વેઠ' 'પેટમાં વાત રાખવી,' 'પેટનું પાણી હાલતું નથી,' 'મોટા પેટવાળો.' 'પેટે પાટા બાધવા' 'પાપી પેટ' ઇત્યાદિ ઇત્યાદિ.

પેટ એ સર્વ મનુષ્યનો લઘુતમ સાધારણ ભાજક છે. એ મોટામાં મોટા મનુષ્યને અને નાનામાં નાનાને એક પંક્તિએ આણે છે. ચોર જ્યારે કોર્ટમાં બચાવ કરતાં કહે છે, કે 'સાહેબ પેટ ખાતર આવું કરવું પડયું' ત્યારે ન્યાયાધીશ, ભલે એ કહેતો ન હોય, પણ સમજતો તો હશેજ કે એને પણ પેટ ખાતરજ સજા-પોતાના કરતા અનેકધા ઉત્તમ એવા મનુષ્યોને પણ સજા-કરવી પડે છે. આમ ચોર અને ન્યાયાધીશ, શેઠ ને નોકર' સ્ત્રી ને પુરુષ, બધાં વચ્ચે પેટ સામાન્ય છે; ને એ સામાન્ય વસ્તુથી પ્રેરાઇ મનુષ્યો ને પ્રાણીઓ અસામાન્ય કાર્યો કર્યાં જાય છે.

સંકલ્પ, વિકલ્પ, વિચાર, અનુમાન, તુલના વગેરે માનસિક ગુણો; પ્રેમ, ધિક્કાર ઋજુતા, હર્ષ શોક ઇત્યાદિ હૃદયની લાગણીઓ અને ખુદ અન્તરાત્મા એ સર્વ પેટને આધીન છે મગજ ન હોય તો ચાલે, હૃદય શુષ્ક થઇ ગયું હોય તો વાંધો નહિ, આત્મા ઊંઘતોજ રહે તોયે કંઇ હરકત નહિ. પણ પેટની સ્વસ્થતા વિના કોઇથી કંઇ પણ થઇ શકે નહિ. આમ આધિભૌતિક, આધિદૈવિક ને અધ્યાત્મિક પ્રશ્નો તે પેટનાજ પ્રશ્નો છે ને પેટના પ્રશ્નોનો નિકાલ થઇ જાય તો જગતમાં મનુષ્ય કૃતકૃત્ય થઇ જાય એ મહત્વ પ્રાપ્ત કરી લે. પછી જગતમાં કંઇ પણ કરવાનું બાકી ન રહે.

પરન્તુ પેટના પ્રશ્નોનો ઉકેલ લાવવો ઘણોજ કઠીન છે. એ પ્રશ્નો તો બેજ છે. સ્થુલ દ્રષ્ટિએ વૈદ્યકીય પરિભાષામાં લોકો કાંતો કબજિયાતથી પીડાય છે કે કાંતો સંગ્રહણીથી. અને એ બે રોગમાંથીજ અનેક રોગો ઉદ્ભવે છે. આર્થિક દ્રષ્ટિએ જગતમાં બેજ મુખ્ય પ્રશ્નો છે; પેટ ભરેલાંય તે ઉપરાંત ખાનારાઓનો ને પેટને સંતોષવાનો જન્મસિદ્ધ હક્ક અને ઇચ્છા છતાં, પેટ સંતોષવા પુરતું ન મેળવી શકનારાઓનો. ઉપલા વર્ગના માણસો અપચાનો ને કબ્જિયાતપના રોગથી પીડાય છે, નીચલા વર્ગના ભૂખમરાથી અને નિર્ધનતાથી પીડાઇ રહ્યા છે. આ બેમાંથીજ અનિષ્ટોનાં ઝુંડ જન્મે છે. એના ઉપાયો વૈદ્યો ને ચિન્તકો ખોળી રહ્યા છે, પણ એ રોગ અસાધ્ય અને તેમ નહિ તો કષ્ટસાધ્ય તો છેજ.

મને તો એકજ ઉપાય સૂઝે છે. દરેક પોતે પોતાના પેટની વ્યવસ્થા કરી લેવી. એક કવિએ કહ્યું છે કે 'પેટ પોષી પરમાર્થ ન જાણ્યો તો શિર પર પડશે સોટા,' પરન્તુ જે પેટને આપે છે તે પરમાર્થ નથી જાણતો એમ કહી બનતું નથી: કારણ કે પેટને પોષવું એજ પરમ અર્થ છે.



# ચીનાઇ ચાતુરી

ચીન દેશની માર્મિક હાસ્યભરી

—ટૂંકી વાર્તા—

લેખક

રા. નટવરલાલ વીમાવાળા

ચિત્રકાર 'ફીબસ'

ચા-ઓ-સી ભારે આફતમાં આવી પડયો હતો. એનાં ખેતર તો જાણે ફળફુલે [illegible] લચી લચી જતાં હતાં. એના ન્હાના બગીચા તો ભરપૂર પુષ્પથી ખૂબ મઘમઘી રહ્યા હતા. એના રેશમના કીડાઓનો ઉછેર સૌથી સરસ ગણાયો હતો. દેશમાં આ વરસે તો એના જેવો રેશમનો ફાલ બીજા કોઇનો નહોતો. અરે ખુદ ચીની સમ્રાટના હસ્તાક્ષર વડે લખાયેલી એક ચિઠ્ઠી ચા-ઓ-સીના ભાગ્યશાળી કરકમળોમાં આવી પડી હતી કે "સો વરસનો પાક અને દેશના આનંદમાં અને સૌભાગ્યમાં વૃદ્ધિ કરજે"





વા ગો ચાડ કરવા આવ્યો, ગેલ કરવા લાગ્યો ત્યારે તેને પણ ચ્યાઓસીએ હડસેલી કાઢ્યો

ખુદ સ્વર્ગીય સામ્રાજ્યના શહેનશાહનો ચા-ઓ-સી પર આવો આશીર્વાદ. ને આ બધાથીય ચઢી જાય એવી એના પરમ સુખની પરાકાષ્ઠા તો હજુ હવે આવે છે; એનો કટ્ટો દુશ્મન પિ-કોમ, ચાઓસીનો પાક વાઢી એનું ભયંકર અપમાન કરનાર પિ-કોંગ હમણાં જ. થોડા દહાડા પર કોઇ ખૂનીને હાથે ટુકડે ટુકડા થઇ માર્યો ગયો હતો !-ને એના રાઇ રાઇ જેવા ટુકડા ખુદ ચા-ઓ-સીએ પોતે-પોતાની સગ્ગી આંખે જોયા હતા !

પણ સૌ કોઇ પૂછશે-ને પૂછેસ્તો-કે આમ છતાં ચા-ઓ-સી એવી તે વળી શી આફતમાં આવી પડેલો ? આવા સુખી માણસને તે વળી બીજી આફત શી ?-કળવું મુશ્કેલ તો ખરું જ છતાં આફતનો-કારમી આફતનો કાળ હતો એમાં શંકા નહોતી નહિ તો વળી ફેર જેવા વિકરાળ દેવની માટીની પ્રતિમાને એ ઠોકરે મારી ફોડી નાંખવા જેવો હુકમ કરે ?-જેની પ્રતિમા એમ ભાગી તૂટીને ધૂળમાં રોળાય ચા-ઓ-સીએ પોતાના ઘરડા રસોઇયાને ખૂબ જ ધમકાવ્યો. . . વાંક કંઈ નહોતો એણે રાંધેલું તો એવું સરસ, કે બધાય મહેમાન વાહ વાહ પોકારી ઉઠ્યા હતા. અરે, એક પ્યાલો સુંદર મઘમઘતી ચ્હા પણ એણે રેળી દીધેલી, એટલે સુધી કે એનો પાળેલો લાડકવાયો વાંદરો લાડ કરવા આવ્યો-ગેલ કરવા લાગ્યો, ત્યારે તેને પણ ચા-ઓ-સીએ હડસેલી મારી કાઢી મૂક્યો.

ચા-ઓ-સીના ત્રણે મહેમાન ઘરમાં પલાંઠીવાળી નિરાંતે બેઠા હતા. ખાવા પીવાનું કામ પતી ગયા કે તેમને ઉદ્દેશી ચા-ઓ-સી બોલ્યો: "ભાઈઓ, આપ્તજનો, આપ સૌ જાણો છો, કે હું મારા દીકરાને મહા મહિમામય પ્રખરપ્રતિમા સ્વરૂપ શ્રીમાન શ્રી સમ્રાટના ચરણોમાં રજુ કરવા ઇચ્છું છું."

સમ્રાટનું નામ સાંભળતાં જ-બોલતાં જ, વક્તા, શ્રોતા, સૌએ લળી લળીને માથું નમાવ્યું-ઉઠી પગે સહેજમાં જ બચ્યા; ને વાંદરે મામો પણ બરાબર એ અભિનય કરવા ગયો તેથી તેને લાથી નસાડી કાઢવામાં આવ્યો.

ચા-ઓ-સી એ આગળ ચલાવ્યું. મારો દીકરો હિ-કુ માણસાઇમાં આવેલો જ નથી. એને મેં કેળવણી તો રૂડી પેરે આપી. તોયે કંઇ પત્તો લાગતો નથી. ૧૮ વાર ઝૂકીઝૂકીને બાદશાહી સલામ કેવી રીતે કરવી તે એને આવડતું નથી. આપણાં સભ્ય ને સુવિવેકી સમાજના સનાતન નિયમોનો રજમાત્ર ખ્યાલ એને નથી-આપણી અધિયજ્ઞ રીતભાતો એ સહેજ પણ સમજતો નથી. જુઓને આ લિંમ-સેની દીકરીવાળી જ વાત. આવી રૂપાળી છોકરી, જેને પુષ્પગલે બદામ ખરે, કાજુ ખરે,-તેને પરણવાની પણ એ મૂરખે ના પાડી. ને સૌ કરતાં ખરાબ તો હજુ બાકી છે. તમે સૌ સાંભળીને મુગા મંતર બની જશો, કે જ્યારે ચાંગ-હોએ એને દ્વંદ્વયુદ્ધનો પડકાર કર્યો, અને કહ્યું કે "તું તો બાયલો છે, તારામાં આપઘાત કરવા પૂરતી, પોતાની છરી પોતાના પેટમાં ખોસવા પૂરતીય હિંમત નથી," ત્યારે એવા આકરા શબ્દો સાંભળવા છતા હિકુ આગળ ધપ્યો નહિ અને ચાંગ-હોએ તો દટ દઇને કહ્યું તે કરી દેખાડ્યું; પોતાના પેટમાં પોતાની પાળી ખોસી દીધી અને ત્યાંને ત્યાં સ્વર્ગે સંચર્યો. આથી કારમી ફજેતી બીજી શી હોય શકે ? હવે કુટુંબની પુરાણી પ્રતિષ્ઠા અને ઇજ્જત જાળવી રાખવા માટે મારે શો ઉપાય કરવો ઘટે, એનો વિચાર આપ સૌ કરો. એ તોડ, મને કાઢી આપો. આપ જે કંઇ નક્કી કરશો, તે પ્રમાણે હું વરતીશ.

મહેમાન મંડળમાં જેની સૌથી વધારે ઉમ્મર હતી તેણે કહ્યું; પહેલાં તો દિકુને તમારે કાઢી મૂકવો જોઈએ, એ તમારો દીકરો નથી એમ જાહેર કરવું જોઈએ.

બીજાએ સૂચના કરી: અમે પાંચ તમારા સગાં છીએ, તેમની વચ્ચે તમારે તમારી મિલ્કત વહેંચીને આપી દેવી જોઈએ.

ત્રીજાએ નરમ ઘેંસ જેવી સલાહ આપી: આપણે સૌ એક જ અસલી ખાનદાનના નબીરા છીએ. તમારા દીકરાના કુવર્તનથી અમારૂં-આપણા સૌનું મ્હોં કાળું થયું છે. એના પ્રાયશ્ચિત તરીકે તમારે ગળે ફાંસો ખાઈને આત્મઘાત કરવો એ જ ઉચિત છે. નહિ તો, આપણા ખાનદાનનું કલંક ધોવાશે નહિ.

આવી સલાહ આપીને સગાઓ તો વિદાય થયા. પછી એમને બોલાવી આણી, એમની આ પરમ ...ર સલાહ સૂચનાઓ માગવા માટે ચા-ઓ-સીને ..., ...ને મનમાં ખૂબ પસ્તાવો થયો.

સાંજે પોતાની નાની વહુ દિ-યાન પાસે જઈ પહોંચ્યો. હાથમાં હાથી દાંતની એક સુંદર, રઢિયાળી નક્શીકામવાળી પેટી લઈને ચા-ઓ-સી દિ-યાન પાસે રજુ થયો.

દિ-યાને મ્હોં મલકાવ્યું. પેટી જોઈ મનમાં રાજી થઈ તેણે પૂછ્યું 'મારે માટે કશીક ભેટ આણી છે શું?'

ચા-ઓ-સી કહે 'હા એવી સરસ વસ્તુ છે કે તે જોઈ તું આનંદ-વિમૂઢ થઈ જશી હરખે ઘુંગી-મંતર થઈ જશે.'

દિ-યાન એ જોઈ એકદમ આતુરતાના ઉભરામાં આડી પડેલી હતી તે બેઠી થઈ ગઈ. ચા-ઓ-સીએ બિછાના પર પેલી પેટી મૂકી, અને કહ્યું 'તું આદર્શ અંગના છે અને એ રીતની તારી કીર્તિ ઇતિહાસમાં કાયમ અમર રહે, તારે ગુણવર્ણન સ્વર્ગીય સામ્રાજ્યમાં સૌને મોઢે વસે એવી તજવીજ હું કરવા ઇચ્છું છું. આપણા પુરાણા કુળની સનાતન ઇજ્જત અતૂટ રાખવા માટે એક બલિદાનની જરૂર છે. મને તો આપણા મહામહિમામય સમ્રાટશ્રીએ પત્ર લખીને જણાવ્યું છે કે તારે ખૂબ જ લાંબુ જીવવું. એટલે હું હાથે કરીને એમનો બોલ ઉથાપું એ કેમ બને! હું આત્મઘાત કરૂં, તો એમનો બોલ પાછો પડે, ને તેથી એમનું અપમાન થાય. એટલે એ ગૌરવભર્યું કામનો ભાર હું તારા ઉપર નાંખવા માગું છું, આ રૂપાળી પેટીમાં એથીયે રૂપાળી એક રેશમની રસી છે. તેની ફુલમાળા ગળે પરોવી તું આ લોકમાંથી સ્વર્ગે સંચર, અને આપણા કુળની ઇજ્જતનું રક્ષણ કર.'

દિ-યાન ભારે ભીંઘી ને કહેવા લાગી. 'પ્રભુ, આપની આજ્ઞા સુયોગ્ય છે. પણ હું તો બહુ બીકણ છું; જાતે કરીને મારાથી મારો પ્રાણ લેવાનું કામ નહિ બની શકે.'

ચા-ઓ-સી દિ-યાનને શાંત પાડતાં, સાંત્વન દેતાં બોલ્યો: કશો વાંધો નહિ, તારે એકલાને હાથે એ કામ ન બને તો ઘરડા રસોઈયા ફિ-નેને મદદમાં લેજે એ તને મદદ કરશે.' એમ કહી ચા-ઓ-સીએ ત્યાંથી પ્રયાણ કર્યું, એ બહાર ગયો.

દિ-યાને ઘરડા ફિ-નેને બોલાવી મંગાવ્યો અતિશય ડરતો ડરતો તે આવી હાજર થયો.

દિ-યાન બોલી' 'ફિ-ને, તારે હવે આરામની જરૂર છે.'

ફિ-ને આંખો ચોળતો ચોળતો બોલ્યો: 'મને રાત્રે બરાબર ઊંઘ જ નથી આવતી.'

દિ-યાન બોલી; 'તેં અમારી ખૂબ સરસ સેવા બજાવી છે. એથી પરલોકમાં તારે માટે અતિશય

સુંદર પારિતોષિક નક્કી થયું છે ને તે લેવા તું જરૂર આતુર બન્યો હઈશ.'

કિ-ને બોલ્યોઃ 'શ્રીગુરુદેવે મારે માટે શી વ્યવસ્થા કરી છે, તે હું નથી જાણતો, બાઈ સાહેબ'

· દિ-યાન કહે 'તે જો, તને મે એક કામે બોલાવ્યો છે. મારા સ્વામીનાથના આદેશને લીધે મારે એ રેશમની રસી રૂપી ફુલમાળા વિંટાળી સ્વર્ગે સંચરવાનું છે. પણ તદ્દન સાથ સંગાથ વિના, એકલવાયાં જતાં મને અકળાટ થાય છે. કેવી રીતે જવું તે સમજાતું નથી. તું પણ મારી સોબતમાં થાય એ ઠીક પડશે. એકાદ પણ જાણું પિછાણુના વિશ્વાસુ માણસનો સાથ હોય તો ઠીક જ પડેને વળી અહિં પણ તારા ગેરને તારાથી જોઈએ એવો સંતોષ નથી. જો ને, હમણાં જ તે દિવસે રસોઈને કેસ મારેલી. પછી અહિં રહીને શું કરવું છે?'

કિ-નેની તો બિચારાની ઝીણી ઝીણી આંખો ભયની મારી પહોળી થઈ ગઈ. દિ-યાન બોલીઃ વિચાર કરી જો ત્યા જ ઠીક પડશે, જો તારી ખુશી હોય તો આ રેશમની રસીની ફુલમાળા ગળે વિંટાળી સ્વર્ગે સંચર-ઝૂલી પડ. હું મે ઘરેણાં માંહ્ય લઈ આવું છું ને પછી રેશમી ફુલમાળા સજીશ.

કિને કશું બોલતો નથી જોઈ દિ-યાને પેટીમાંથી રેશમની રસી કાઢી તેને ગળે વિંટાળી આપી. પછી બોલીઃ 'ઠીક આ બારીની બહાર જઈ વાંસડા પરથી ઝૂલી પડ. હું યે આવી જ સમજ.

કિ-ને ઓરડામાંથી બહાર નીકળવા જતો હતો એટલામાં બહાર ઓટલા પર કર્કશ અવાજ સંભળાયોઃ 'અરેરે, પેલો વાંદરો છટક્યો' કરતો કિને એ તરફ દોડયો. તે વેળા એના મનમાં વિચારની દોડાદોડ ચાલતી હતી કે બે કારણોને અંગે મારે આત્મઘાત કરવો ઉચિત નથી. એક તો એ કે એકવાર મરી ગયા પછી ફરી જનમું કે કેમ તેનું કંઇ ઠામ ઠેકાણું ન મળે. બીજું મેં શેઠના હુકમથી શ્રી દેવતાની પ્રતિમા તે દહાડે રોષે મારી ફોડી નાખી પરલોકમાં તેને હાથ પડયો કે, તે મારા પર સજ્જડ વેર લીધા વિના નહિ રહે મારે બાઇ, એ કામ આપણું નહિ-સરગે જવા બનાનું આપણે તો અહીં છીએ તેજ ઠીક છીએ. આમ વિચારતો વિચારતો પેલી રેશમી રસી ગળામાંથી કાઢીને નાખી દઈ તે આગળ ચાલ્યો.

બહાર વળી પાછો અવાજ સંભળાયો કિ-નેને એ અવાજ વાંદરાનો લાગેલો, પણ ખરૂં જોતાં તે બિચારાને કશો વાંક ના મળે ચા-ઓ-સીના ગુણીઅલ દીકરાજી દિ-કુ બાબનો એવો પરાક્રમ હતાં તે પોતાના બાપની લોખંડી તિજોરી ખોલીને કિંમતી હીરા મોતીની ચોરી કરી રહ્યો હતો-તેનો જ એ અવાજ. પાસે જ ખુલ્લી બારી હતી, તે નીચી હતી ને તેમાંથી બહાર બાગમાં નીકળી ચાલ્યા જવાય તેમ હતું દિ-કુએ એક આરસી મોટી તાસક હીરા મોતીથી ભરચક તૈયાર કરી હતી. મણિમુક્તા એ તાસકમાંથી ચકચક કરી રહ્યા હતા.

કિ-ને ઘણો જૂના જમાનાનો ચાકર રહ્યો. આ મામલો જોઈ તે ખૂબ ગુસ્સે થયો અને દિકુને વઢવા લાગ્યો 'અરે, પાપી, બાયલાપણાને લીધે બાપદાદાનું નામ તો બોળી માર્યું-તેને કપાળે કાળી ટીલી આણીને વળી હવે આ બદમાશી!'

દિ-કુ બોલ્યો. 'અરે, ચૂપ, ચૂપ! કોઇ સાંભળી જશે.'

પણ કિનેની જીભને એકવાર ચાવી મળી, પછી તે અટકે શાની! તે તો વધારે જ જોરશોર-બૂમો પાડવા લાગ્યો.

આથી દિકુ ખૂબ ભડક્યો. તે બોલ્યો. 'ઠીક, ઠીક, જા મેં બધી વાત સાંભળી છે. રેશમી રસી મને

આપ. કુળને કપાળે જે કલંક મેં આપ્યું છે તે ભુસવા માટે મારે મરી જવું એજ ઉચિત છે.'

કિ–નેને એ વાતમાં વાંધો ન હોતો. તે બોલ્યો, ભલે. તેણે ઝટપટ પેલી દોરી આણીને ટિકુને ગળે વીંટાળી આપી. દોરીનો એક છેડો બારી પાસેના વાંસડા પર બાંધી ઝૂલી પડવા માટે ટિકુ ચાલ્યો, પણ પહેલાં તો તેણે પેલી તાસક–મણિમોતી ભરી તાસક–કાંધે લઇ લીધી. કિ–નેને તે પ્રત્યે અજાયબીથી નીરખતો જોઇ બોલ્યો: 'મારે લાંબો પંથ કાપવાનો છે, એટલે ખરચીપાણી તો સાથે થોડુંઘણું જોઇએજ ને'

કિ–નેને એ વાત પર ભરોસો ન બેઠો, છતાં થવાનું હોય તે થાઓ કરી તે કંઇ બોલ્યો નહિ. ટિકુ–બારી પર બેસી જઇ બોલ્યો: 'તું અહિંથી ચાલ્યો જા. મારૂં છેલ્લી વખતનું દુઃખ દરદ જોવાથી તારી આંખો ફાટી જશે.'

કિ–ને સીડી પરથી ઉતરી નીચે ચાલ્યો ગયો. બાગમાં જવા જતો હતો તે વખતે દરવાજો ઉઘ-ડવાનો ખખડતો અવાજ અને સાથે સાથે મૃત્યુની ચીચીયારી પણ સંભળાઇ. કિ–નેને પહેલાં તો વહેમ પડ્યો. રસી પર ઝુલી પડવાનો દેખાવ કરી છોકરો છેવટે દોઢીયા પાણી લઇ અગિયારા ગણી ગયો કે શું!

ત્યાંથી નજર કરી તો બારી પર કોઇનું શરીર ઝુલતું તેણે દીઠું. નીચે જમીન પર પણ કંઇક હાલતું ચાલતું પોટકું પડ્યું હતું પણ કિનેની નજર તેના પર પડી નહિ–તેને એ સમજાયું નહિ. ગમે તેમ, પોતાનાં હાથમાથું ઉલાળતો ઉલાળતો તે બોલ્યો; 'જવાદો, રે જવાદો પાપીયો પરવારી ગયો. હવે ટિ–યાન બાઇસાહેબને સરગે જવાનું એકલવાયું નહિ લાગે, સંગાથ સારો છે.'

કિને તો ખારસો પહોંચ્યો પોતાને ઓરડે–રસોડામાં તે લહેરથી અફીણની લહેજત ઉડાવી, ઊંઘી ખાતો પડ્યો.

બીજે દિવસે સ્હવારે થા–ઓ–સીને ઘેર સગાં-વહાલાંનું ઝુંડ ભેગું મળ્યું. સૌએ ધોળા વાઘા સજેલા. ચીનમાં શોકની નિશાની જ એ. સૌ કોઇ થા–ઓ–સીના મૃતદેહને ઉભેલું નજરાણું દેવા આવેલા.



ત્યાંથી નજર કરી તો બારી પર કોઇનું શરીર ઝુલતું તેણે દીઠું.

પણ જ્યારે ખુદ થા–ઓ–સી જ ધોળાં કપડાં પહેરી ગંભીર ચહેરે તેમની સામે આવી રજુ થયો ત્યારે બધા અજાયબીથી મુંઝાઇ અંતર બની ગયા.

એક જણ ઘણો ગુસ્સે થઇ બોલ્યો 'અને વાહ! તમે જીવતા છો! અરેરે, આપણા કુંજની ઇજ્જત



આખરે મર્યો જ!'

ત્યારે ચા-ઓ-સીએ બધી વાત વિગતવાર કહી : સમારે એને તો ખૂબ લાંબુ જીવવા આજ્ઞા કરેલી. તે આજ્ઞા તોડીને મરાય કેમ? બાઇને-પત્નીને કહેલું. તે ડરની મારી મરી ન શકી. પુરી કિ-નેથીયે એ શુભ કામ ન થયું. ને છેલ્લે ખુદ ગુન્હેગાર છોકરો ટિ-કુ પોતે જ જાતે સ્વેચ્છાપૂર્વક રસીએ લટકી આત્મઘાત કરી ચૂક્યો છે ને એમ કરી તમામ ખટપટ મિટાવી ગયો છે. સગાં વહાલાંએ ખૂબ લાંબો વખત ચર્ચા રકજક ચલાવીને પછી નક્કી કર્યું કે કંઇ નહિ, ટિ-કુ મર્યો એટલે ચાલશે.

પછી ચા-ઓ-સી એ સગાંઓને કહ્યું, 'ચાલો બાગમાં જઇએ. હજુ કોઇ ત્યાં ગયું નથી. આપણે દુર્ભાગી ટિ-કુનો મૃત દેહ ઉતારી આણીએ.'

બધા હારબંધ તેની પાછળ પાછળ ચાલ્યા પણ જ્યાં ઠેકાણે જઇ પહોંચ્યા તો બધા સ્તબ્ધ જ થઇ ગયા. રેશમની રસી ગળે લગાવી એક શરીર ઝુલતું'તું ખરું, પણ તે માણસનું ન્હોતું-માણસના ચાડિયાનું હતું.

ચા-ઓ-સી વિસ્મય પામી બોલ્યોઃ 'આ મારો છોકરો ન હોય. કિનેને બોલાવી આણ્યો તેણે આવીને કહ્યું મેં પોતે મારી સગી આંખે ટિકુને ગળે રસી વીંટતો જોયો છે. આપણો વાડો તમારા દીકરાનો વેશ ધારણ કરી ચાલ્યો ગયો ને અહિં પોતાનું શરીર મૂકી ગયો છે. કંઇ પણ જાદુ મંતર માયાજાળ ચાલતી લાગે છે હં, બરાબર! આતો ફોં દેવતાની તરકીબ હશે. તેમની મૂર્તિ તમે ફોડાવી નાખેલી. તે વેર લેતા હશે.'

ટિ-કુ મરી જાય તો ચા-ઓ-સીનો વારસો સગાંઓને જ મળે કેમકે ચા-ઓ-સીને બીજા બચ્ચાં-કચ્ચાં નહોતાં. સૌ સગાં એકી સાથે એક અવાજે બોલી ઉઠ્યાઃ 'ના, ના એવું ન હોય આ તો ટિ કુ જ છે. જુઓને, એનો ને એના બાપનો ચ્હેરો-ઠેરો મળતો આવે છે!'

ચા-ઓ-સી ગુસ્સે થઇને બોલ્યોઃ 'મારા ચ્હેરાને-મળતો આવે છે! અરે, જરા બરાબર જુઓ, આ ચ્હેરો બરાબર જુઓ."

સગાંઓ ફરી એક અવાજે બોલ્યાં 'બરાબર આપનોજ ચહેરો છે.' ચા-ઓ-સી કહેઃ 'એના બે કાન તો જુઓ.' સગા બોલ્યાં 'તમારા જેવા જ છે.'

ચા-ઓ-સી વળી કંઇ ગરબડ કરવા જતો હતો એવામાં એક જણે તેના કાનમાં કહ્યુંઃ 'અરે, અરે, અમે તેને એક જણે મરવું જોઇએ. ખોટી ધાંધલ શા માટે કરો છો? બેસીને ભૂલાવો ખાતા.'

છેવટે લાચારીથી ચા-ઓ-સીએ કબુલ કર્યું કે

સાચ દીકરા ટિ–કુની જ છે, જો કે દેખાવમાં તે બહુ બગડી ગઇ છે.

સરકારી નોંધણીખાતાને લખી જણાવવામાં આવ્યું કે ટિ–કુ મરણ પામ્યો છે. વાંદરાની લાશને ભારે ધામધૂમથી દફનાવવામાં આવી. સૌ સગાંઓએ એકે અવાજે કબુલ્યું કે કુળનું કલંક ભુંસાઇ ગયું છે, ખાનદાની ઇજ્જત અચૂક જળવાઇ રહી છે.'

ચા–ઓ–સીને મહા મહિમાવંતા સમ્રાટે ખૂબ લાંબુ જીવવા આશા કરેલી, તો પણ તે વધારે જીવવા ન પામ્યો. તેના અવસાન પછી એક જુવાનિયે હાજર થઇ તેની મિલ્કત માટે પોતાનો દાવો રજુ કર્યો. તે બોલ્યોઃ 'મારૂં નામ ટિ–કુ ને હું કેટલાક વરસ પર મારે ઘેરથી બારીમાંથી બાગમાં થઇ ચાલ્યો ગયો હતો.'

સગાંઓ એ વાત શાના માને ? છેલ્લે કચેરીએ મામલો ચઢ્યો. બંને પક્ષનું સાંભળી ન્યાયાધીશ સાહેબે નીચે પ્રમાણે ચુકાદો આપ્યો.

'ટિ–કુનું અવસાન થયું છે એ બાબતની નોંધ સરકારી દફતરમાં મોજુદ છે. જે જુવાન ચા–ઓ–સીના ઘરમાંથી નાસી ગયાની વાત છે, તે તો ફક્ત એક વાંદરો નાસી ગયેલો તેની છે. તે વાંદરો ક્યાં ગયો છે તે કોઇ જાણતું નથી. જો આ જુવાન પોતે તે રીતે નાસી ગયાની વાત કરે છે તે ખરેખર માની લઇએ તો એ પોતે જ પેલો વાંદરો, બીજુ કોઇ નહિ અને એ જો જુઠું બોલતો હોય તો પછી એણે ગળે રેશમની રસી બાંધીને ઝુલી પડવું જોઇએ–જોઇશે '

ટિ–કુ બિચારો તો સુડી વચ્ચે સોપારી થઇ પડ્યો. પેલી ઝુલી પડવાની વાત કંઇ એને મન ભાવતી ન લાગી. તેના કરતાં વાંદરા તરીકે પણ જીવવાનું વધારે રૂડું, એવી એણે ગણતરી કરી. પછી એક વાંદરા નચાવનારા મદારીને; થોડાક રૂપિયા લઇ, એના સગાંઓએ એને વેચી દીધો. તે પછી મનફાવતી રીતે ચા–ઓ–સીની પુષ્કળ દોલત એ સગાં વહાલાં લહેરને લહેજતથી ઉડાવવા લાગ્યા.

ચિનાઇ ચાતુરી !

* આધારે.





# એટલે ?

[ પારસી સંસારી નાટિકા ]

લેખક :

રા પુરશોત્તમ ત્રિકમદાસ

બેરીસ્ટર

શરદ પુનમની રાત. નેપીઅનસીરોડ પર આવેલા એક બંગલાની પાછળની લેન જમણી બાજુએ નાનો પોર્ચ અને પોર્ચ પરથી લેન પર આવવાનાં પગથીઆં દેખાય છે પોર્ચમાં, વીજળીનો દીવો બળે છે. ડાબી બાજુએ એક ઝાડની નીચે આરસનો બાંકડો મૂકેલો છે ઝમી અને આલા પગથીઆં પરથી ઉતરતાં દેખાય છે ઝમી ૩૫ વર્ષનો ગોરો સાધારણ કદનો છે એને કશાની બીક હોય તો તે બૈરાંની છે એમ કહી શકાય, તે છતાંએ બૈરાંનો એ માનીતો છે આલાં ૨૫ વર્ષની પોતાને મોડર્ન કહેવડાવવામાં મોજ માણનારી સ્વરૂપવાન અને દૃઢ સ્વભાવની સ્ત્રી છે તે જમણીને હાથ પકડીને પોતાની પાછળ ખેંચી આવતી હોય એવું સ્પષ્ટ દેખાય છે.

આલાં (છેલ્લા પગથીઆ પર) ઓ હો હો ! ( ઉંડો શ્વાસ લેતાં )

ઝમી ( જરા ગભરાએલો ) શું છે ?

આલાં હવે છુટમાં છુટ આવ્યા

ઝમી પન થયું શું !

આલાં આપ, ઓફીસરની ગરમીમાં આટલા બધા લોકો એક રૂમમાં ભરાય તારેમાં માનોને છુટ જ જતો રહે ( ઝમીને ખેંચી બાંકડા તરફ લઈ જાય છે )

ઝમી ( કૈં બોલવાનું શોધતો હોય તેમ. ) પન જો—

આલા ( સાંભળ્યું ન હોય તેમ ) આજે ચાંદની કેવી સરસ નીકળી છે !

ઝમી આજે માનેકધારી પુનમ છે.

આલા એ તે શું હોશે !

ઝમી આખા વરસમાં આજ જેટલી સરસ ચંદની કદી પણ નથી હોતી

આલાં એમ કેની કે હારવેસ્ટ મૂન છે.

ઝમી તેને જ માનેકધારી પુનમ કહેછ. પુનમ એટલે full moon

આલાં ઝમી તું આવ્યું બધું કોન જાને કાંથી શીખી લાવેછ મારે તો આગુંબી પાણી જાયછ, તું મને એવો ગમેછ અને આ વ કેવો સરસ બાંક છે ! ચાંદનીમાં કેવો મજાનો !

ઝમી આરસનો છે

આલાં યુ મીન મારબલ. ( બેસે છે જમશુ જરા ગભરાએલો ઉભો રહે છે ) બેસની. ( ઝમી જરા છેટે બેસે છે. આલાં ખસીને છેક તેની પાસે જઈ બેસે છે અને તેનો હાથ પોતાના હાથમાં લેછે )

ઝમી ( છુટવાનો પ્રયત્ન કરતો ) આવું. ચલ, આપણે અંદર જઈએ

આલા. કેવ બડી તું બોદુ છે ! મારી પાસે બેસવું નહીં ગમતું !

જીમીઃ નહી નહી એવું તો—

આલ્ફાઃ of cours તુને મારી પાસે ગમે છે silly, શું હું જાનતી નહી ?

જીમીઃ પન અહી સરદી લાગસે.

આલ્ફાઃ સરદી, dont be absurde ( મૂર્ખો ના થા ) (પોતાનો એક હાથ તેના ખભાની આસપાસ વીંટાળ છે અને બીજે હાથે તેનો હાથ પકડે છે. જીમી ગભરાતો પોતા તરફ નજર કરે છે.)

જીમીઃ (ઉઠવાનો પ્રયત્ન કરીને) પન તારે માટે wrap લઇ આવું.

આલ્ફાઃ તમે માટીડાઓ તો તદન ઘેલા છેવ. મારે માટે તુને એટલી બધી કાલજી થાય છ ! '

જીમીઃ પન સરદી—

આલ્ફાઃ I know (હું જાણું છું) જીમી. લોકો લગ્નમાં આટલા ઘેલા થઇ જતા હોએ—

જી: પપ...પન—આલ્ફા.

આ: કે બી બોલવાની જરૂર નથી. હું બધું જાનુ છું.

જીમી: હું...હું.

આલ્ફા: તે મને કહ્યું નથી પન હું કૈં આંધલી છઉં ? my darling (મારા વ્હાલા) (ફરી ફરીને ચુંબન કરે છે. જીમી ઉઠવાનો પ્રયત્ન કરે છે પણ નિષ્ફલ નીવડે છે.) જીમી આવી ચાંદનીમાં આપણે હમેશા બેસી રહીએ તો કેવું સરસ ? પેલું શું છે, તે કેહ.

જીમીઃ શાનું ?

આલ્ફાઃ *Harvest Moon* ને વાનીઆઓની બોલીમાં શું કે છ ।

જીમીઃ માનેકઠારી પુનેમ.

આલ્ફાઃ અને જીમી આપને પનીશુ તારે આવોજ બાંક આપરી લોન પર મુકાવશું. અને જીમી હું તુને એમ પુછું—

જીમીઃ શું !

આલ્ફાઃ કે તું પરમદારે રતને સીનેમામાં કાંય લઈ ગયલો !

જીમીઃ એણે કહ્યું એટલે લઈગીઓ.

આલ્ફા. Of Course ! ( અલબત્ત ) હું જાનતી જ હતી કે એ જ રાન વલગી પડી હોસે. The cat ( બીલાડી ! ) અને પેલી એમી પન એવી જ છે તેની સાથે પન તું સીનેમામાં ગયલો.

જીમીઃ હું. ..........

આલ્ફાઃ હું જાનુછ એમી એવીજ cat—( બીલાડી ) છે. એમ તુને લઈ ગેઈ હોસે. અને જો જીમી that reminds me ( મને યાદ આવે છે ) આપરે આવતી કાલે કીયા સીનેમામાં જશું ! એમ્પાયરમાં ફીલમ સરસ છે, નહી ? ( જીમી કૈં બોલવા જાય છે તેને અટકાવીને. ) darling ( વહાલા ! ) ( ફરીથી kiss કરે છે. ) ઓ જીમી !

જીમીઃ ( ધ્રૂજતે અવાજે ) શું છે !

આલ્ફાઃ do your ealise that you have not kissed me. ( તને ભાન થાય છે કે તેં મને ચુંબન કર્યું નથી ! )

જીમીઃ હં. હં—( આલ્ફા તેને ફરીથી ચુંબન કરે છે. )

આલ્ફાઃ Kiss me darling ! yes again. (વહાલા ! મને ચુંબન કર. હા, ફરી એકવાર) અને હું એમ પુછું—

જીમીઃ શું છે !

આલ્ફાઃ તું મને કારથી લવ કરવા લાગો !

જીમી: આશુ, પણ હું—

આશા: Of Course you stupid. હું જાણુંછું. આપણે પેલી ક્રીસમસની પાર્ટીમાં મળીઆ તારથી જ.

જીમી: આશુ—

આશા: હું આમ કેમ જાણુંછ ? કોઈ આંધળો પન જોઈ શકતે. પન આટલા દહાડા બોલીઓ કેમ નહી ?

જીમી: આશુ—

આશા: મેંબી જાની જોઈને તુંને encouragement (ઉત્તેજન) નહી આપ્યું. પન તું આજે મને અહીં બાર આવવાનું લોસ કરીને કેવા લાગ્યે તારથી જ મેં જાન્યું. અને હું જાનતી નહી હતી કે તું આવો બારતીસ્ત છે.

જીમી. કેવી રીતે ?

આશા: કે મને આમ કહેવાને માટે આવો સરસ ધરો અને આવી જગા શોધી કાડી. You darling ! (વહાલા !) (ચુંબન કરે છે.)

જીમી: (ઉભો થઈને) ચાલ આશુ

આશા: (તેને પકડી ને પાછો બેસાડે છે) ક્યાં ચાલ. બેસ. હા આપરે બધારે વાર બેસશું તો પેલી મીસાવલી રતાં અને એમી વાતો કરવા લાગસે.

જીમી: હા ચાલ.

આશા: પન તેની મને કે પરવાછ ? આપરે હજી ઘની વાતો કરવાની છ.

જીમી: પછી કરીશું.

આશા: આપરે કારે પરનીસુ ? પન એ date (દિવસ) તો મારે fix (નક્કી) કરવાનીને. જો આવતી ૨૫ મીએ. અને આપરે એનગેજમેન્ટ (વિવાહ) તો એનગેજ બધાને કહીસું.

જીમી: આશુ, પછી વાત બધી આપરે કરશું.

આશા: Of Course, darling ! you are right (અલબત્ત વહાલા ! તું ખરો છે.) પેલી રતાં અને એમીને હું એમ દેખાવવા નથી માગતી કે આપરે આજેજ એનગેજ થયા.

જીમી: પન જો તને સરદી થશે.

આશા: (ઉઠીને) Kiss me darling ! (મને ચુંબન કર, વહાલા !) (જીમીને ચુંબન કરે છે.) I am so happy. (હું એટલી સુખી છું) ચાલ.

જીમી: તું પહેલી જા હું જરા વારે આવુંછ.

આશા: Of Course darling. (અલબત્ત, વહાલા !) (જાય છે, જીમી પણ બાંકડા પરથી ઉઠીને પોર્ચ તરફ જાય છે. પગથીઆં પરથી રતાં ઉતરતી દેખાય છ રતાં પણ ૨૫ વર્ષની મોડર્ન સ્ત્રી છે.

રતાં: Halloo, જીમી !

જીમી: (ચોંકીને) Halloo. (પગથી ચડતા જાય છે)

રતા: ક્યાં ચાલીઓ ?

જીમી: અંદર.

રતાં પણ હું તો અહીં છું. હું છેક you idiot, પેલી અહીં નથી

જીમી: ચાલ અંદર જઈએ.

રતાં: અંદર તો હું બાહ્ય ગઈ ચાલ આપરે અહીં બેસીએ.

જીમી અહીં સરદી લાગશે.

રતાં અને તું અહીં કારે આવો ?

જીમી: થોડીવાર થઈ.

રતા: Poor જીમી હું સમજી પેલી આશાં તુંને પકડી લાવી. બહુ જ હેરાન કીધો.

છમી. હં, હં.

રતાઃ રાન છે જ એવી. બહુ જ પટપટારો કરવા શીખી છે. મારૂં તો એનો અવાજ સાભરીને જ માથું ફરી આવે છે. The the.—

છમીઃ cat ! ( બીલાડી ).

રતાઃ Yes the cat, I darling, ચાલ આપણે તો પેલા પર બેસીને વાતો કરીએ.

છમીઃ કેટલા વાગ્યા છે ?

રતા હજી ઘનો વાર છે. ( બેસે છે અને છમીને ખેંચીને પોતાની પાસે બેસાડે છે ) આજે કેવી સરસ ચાંદની છે.

છમીઃ આજે માનેકઠારી પુનેમ છે.

રતાઃ હું જાનું છ. પેલી shakespeare ની લાઇન્સ તને યાદ છે ?

છમીઃ કઇ.

રતાઃ On a night like this.

છમીઃ In a night...

રતાઃ In a night ! absurd પન તે જવા દે. તુંને ગમે-જો in a night like this તુંને અહીં બેસવાનું નહીં ગમતું જો હું સાથે હોઉં તો ?

છમીઃ પન રતાં સરદી—

રતાઃ nonsense, હું અંદર બેસીને બફાઇ જ ગઇ. કોન જાને લોકોને કાંય અંદર ગોંધાઇ રહેવાનું ગમતું હોસે ? પન સારૂં છે નહી તો બધા જ અહીં આવીને બેસતે.

છમીઃ જો રતાં—

રતાઃ અને છમી પેલી કાકન—

છમીઃ good !

રતાઃ સું good.

છમીઃ મને લાગું કે બૈરાંઓને એક જ આળ આવડે છે !

રતાઃ કઇ ?

છમીઃ cat.

રતાઃ Oh, you dont mean કે પેલી-પેલી—

છમીઃ cat

રતાઃ પેલી તકડી કાકને મને કેટ કહી.

છમીઃ એવું કૈંજ—

રતાઃ છમી જાને તે સાંભલી લીધું.

છમીઃ પન રતાં—

રતાઃ I am so disappointed in you. (મને તારાથી એટલી નિરાશા ઉપજે છે.) અને બીજું શું કહું !

છમીઃ કૈંજ નહીં.

રતાઃ અને હવે મારેથી છુપાવવા માંગે છે !

છમીઃ પણ કૈંજ નથી કહ્યું.

રતાઃ મસવા દે પછી વાત અની એનું નાક જ કાપી નાખું અને બાલ પીંખી નાખું.

છમીઃ એતો સીંગલ કરાવે છ.

રતાઃ મોઇને લાગે છ કે જાને મડમ જ દીસે છ. કેવી બીહામની લાગે છ !

છમીઃ પણ તેં કેમ કપાવ્યા બાલ ત્યારે !

રતાઃ એટલે શું એને મારી સાથે Compare (સરખામણ) કરવા બેઠા છ ! અને તુંને શું કરી નાખ્યું.

છમીઃ ચાલ અંદર જયશું.

રતાઃ તુંને અંદર જવાનું કેમ ગમે છે. પન છમી-

છમીઃ શું થયું ?

રતાઃ હું જાને છે કે તે મને કીસ બી નથી કીધી.

છમીઃ અંહં, અંહં—

રતાઃ You shy, darling ! ( મારા સરમાળ

વહાલા!) (બેંચીને ચુંબન કરે છે. છબી છુટો થવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે) તું મને એવો ગમે છ. તું એવો તો Rascal છે.

છબી: મે શું કર્યું!

રતા: તું હૉલમાંથી હીને બહાર આવો તારે મારી સામે જાઇને આવો તે શું મે નહી જોયું?

છબી: અહં અહં.

રતા: પન હું આવું તેટલામાં તો પેલી આશાએ તુને પકડી લીધી. એ ઉંઝ એવી અને છબી!

છબી: કેમ?

રતા: તારે એનાથી બહુ સંભાળીને રેવું જોઇએ.

છબી: પણ મે શું કીધું છ?

રતા: મેં કીધું તો નથી darling પન એ હમેશ બધાને ફસાવવાના ફાંફાં મારે છે.

છબી: મારતા રે

રતા: અને છબી આપરે બાબતને કાટ કરીયે

છબી: (શરમાતો) શાનું?

રતા: શાનું પુછેછ! લુચ્ચો!

છબી હું નહી સમજ્યો!

રતા: તું કાંય મને ચીડવે છે. just like you, you darling (ચુંબન કરે છે)

છબી પણ રતા!

રતા તું હાલે આવજે આપરે સાથેજ કહયું કે આપરે એન્ગેજ થયાં છ

છબી: રતા, પન—

રતા: પન શું! તારી સાથે તો પનવાનીજ છું મેં અને છબી!

છબી શું છે.

રતા: જો મને લાંબા એનગેજમેન્ટસ નથી ગમતા. આપને જલદી પનીયું સમજ્યો? (ચુમ્બન કરે છે.) Kiss me darling. (વહાલા! મને ચુંબન કર) (છબીને બેંચી ચુંબન કરાવે છે સામે પોર્ચમાં કોઇ આવતું દેખાય છે) આવ કેમ આવું! પેલી હાઉસ જ. ચાલ છબી અહી માથું ખાઇ જશે (બન્ને ઉઠે છે અને પોર્ચ તરફ જાય છે. આશા પગથીયા પર ઉભી રહે છે. છબી અને રતા પાસે આવતાં.)

આશા રતા!

રતા: શું છે?

આશા મારે તારી સાથે વાત કરવી છ.

રતા: મારી સાથે! શું કેવું છ!

આશા: હમના બાનું કહુ છ.

છબી Alright તમે વાત કરી લો હું અંદર જાઉ છું (જાય છે) (આશા અને રતા લોનની વચ્ચે આવીને ઉભી રહે છે.)

રતા. શું છે?

આશા: હું હમના પોર્ચ પર આવી ત્યારે તું શું કરની હતી?

રતા. તારે તેની સાથે શું પંચાત છે?

આશા: પની પંચાત છે.

રતા તુને બીજાની આજ કાલ પની પંચાત પરી છે

આશા રાન ચોર!

રતા: રાન ચોર!

આશા તું.

રતા You-you ભાનું સમાલીને બોલ,

આશા. ચોર નહી તો શું!

રતા: મે તારું શું ચોરીયું?

આશા: છબીને કેમ કીસ કરતું તું!

રતા હું પન તેજ પુછવા માગું છ.

આલાં: હું પોર્ચ પર આવી તારે મેં તને જોઇ.

રતાં: અને તું અહીં જીમીને ખેંચી લાવી તારે તે શું કીધું તે હું પન જાનું છું. નકટી !

આલાં: તેમાં સું થઇ ગીયું ?

રતાં: I like your check (મને તારી ધૃષ્ટતા ગમે છે.)

આલાં: I dont like yours; nor does he (મને તારી નથી ગમતી, તેમજ અને પણ નથી ગમતી.)

રતાં: ડાકન !

આલાં: સુઈ પેલી !

રતાં: અકરમી. ખડીઅલ. જા. જા.

આલાં. કુબરી. રાંન !

રતાં. ભામટી !

આલાં: હલકટ !

રતાં: I am ashamed of you. (હું તારાથી સરમાઉ છુ.)

આલાં: તુને સરમ છે જ કાં ?

રતાં: આલાં, તું તો પોતાને મોડર્ન કેવરાવે છે.

આલાં: Of course હું કે તારા જેવી Grand mother નથી

રતાં: modern લોકો આમ excite નહી થઇ જાય.

આલાં: મારૂં ખાસરૂં પન excite નહી થાય. ઉભી રે. મારો ભઈ કેવો છે. કેવસ તુંને ચીરી નાખસે.

રતાં: અને હું જીમીને કેવસ.

આલાં: જીમીને !

રતાં: અલબત.

આલાં: સું અલબત્ત ? જીમી તો મારો fianco થાય.

રતાં: જુઠી, મારો fiance થાય.

આલાં: liar, (જુઠી) કરે તારી સાથે આદરાયો?

રતાં: તુને સું કામ છે ? પન તારી સાથે કરે અદરાયો તે તો ભસી મર

આલાં: આજે. અને તારી સાથે !

રતાં: આજે,

આલાં: તેં જ એમ માની લીધું હસે.

રતાં: હું આલાં નથી.

આલાં: હું રતાં નથી.

રતાં: જો આલાં આપ ખરૂં છ !

આલાં: Of course, એને મને કહ્યું અને કીસ કીધી.

રતાં: અને મને પણ કીસ કીધી તે તો તેં પન જોઈ.

આલાં: તુને એને કીસ કરતી જોઈ એ. તો કે કરેલો નહી હતો.

રતાં: જો આલાં આપરે બન્ને મોડર્ન છીએ.

આલાં: હું તો છેઉ.

રતાં: તારે આપરે ગાલાગાલી નહી સોભે.

આલાં: કઇ રાન ગાલ આપે છે ?

રતાં: જો આલાં તું કે છ કે જીમી તારી સાથે એનગેજ થયો છે.

આલાં: હા.

રતાં: અને હું કહું છું કે મારી સાથે. તારે આપરામાં એક સાચી ને બીજી જુઠી.

આલાં: હું તો, સાચી છેઉ.

રતાં: જોઈસું.

આલાં: પન તું કેવા સું માગે છ.

રતાં: આપરી બન્નેની સાથે તો engage નહી જ થઇ સકે.

આર્ચી: Of course નહીં.

રતી: તારે આ ગોટાળો શું છે તે શોધી કાઢવું જોઈએ.

આર્ચી: ગોટાળો તો કંઈ નથી.

રતી: જો આર્ચી, આપણામાંથી એક જણે આમાંથી ખસી જવું.

આર્ચી: હું તો ખસવાની નથી.

રતી: આપણે common senseથી મોડર્ન છોકરીની માફક વાત કરીએ. જો તારાથી બની હોય તો.

આર્ચી: બોલી મર.

રતી: તું એને ચાહે છે.

આર્ચી: No modern person loves (કોઈ આધુનિક વ્યક્તિ ચાહતી નથી.) અને તું.

રતી: Ditto. But I cant (એમજ. પણ મને દરકાર છે.)

આર્ચી: So do I. (મારી બાબતમાં પણ એમજ છે.)

રતી: પણ હું એની સાથે પરણવા માગું છું

આર્ચી: અને હું પણ.

રતી: પણ આપણે બન્ને કેમ પરણી શકીએ.

આર્ચી: પણ તારે કરવું છે શું ?

રતી: આપણે જીમીને પુછી જોઈએ

આર્ચી: સાવ બેને બોલાવી આવું. (પોર્ચ તરફ જાય છે)

રતી: ઉભી રે.

આર્ચી: શું છે વળી.

રતી: જો પેલો જીમી જ આવતો દેખાય છે. અહા! જો. આપણે પેલાં ઝાડ પાછળ છુપાઈ જઈએ.

આર્ચી: તો બેસીને શું કરશું.

રતી: જો જીમી મને નહીં તો તુંને ઘર કરતો હશે તો જેને ઘર કરતો હશે તેને જરૂર બોલાવવા આવતો હશે.

આર્ચી: Of course, (અલબત્ત)

રતી: તારે આપણે પેલા ઝાડની પાસે સંતાઈ બેસીએ અને જોઈએ. કોને સાદ કરે છે.

આર્ચી: એટલે જેનું પેહલું નામ લે તેને ઘર કરે છે એમ સમજવું.

રતી: એમજ.

આર્ચી. splendid! (સરસ)

જીમી પોર્ચ પર આવે છે તેની પાછળ એમી છે. એમી તેનો હાથ પકડીને

એમી: What a splendid night-come along, Jimmy (કેવી સુંદર રાત! ચાલ જીમી! જીમી આપણેય જોવા માટે છે. શું જોવ છે!

જીમી: પેલી બે બલાઓ અહીંથી ખસી કે નહીં તે

એમી: કોન? (ઝાડ પાછળથી આર્ચી અને રતી ગુસ્સામાં ધસી આવતાં દેખાય છે.)

આર્ચી:<br>રતી: } એટલે.

(પડદો પડે છે)





# ભયાનક સંસાર



—એક યુવાનના દુઃખી સંસારની કરુણકથા—

લેખક
રા. ચ્યવનરાય શુકલ
ચિત્રકાર : રા. દુર્ગાશંકર

કેટલાંક લગ્ન જ્યારે રૌરવ નર્ક નીવડે છે ત્યારે કેટલાંક થોડાં જોડાં પણ સંપૂર્ણ સુખકારી સ્વર્ગ બની રહે છે.

પણ મોટો ભાગ તો આ બેની વચમાંજ છે—એટલે કે પૃથ્વી પર વસે છે. હજારની કોઈ આશા વગરજ એ પોતાનો અવતાર એમ ને એમ પુરો કરે છે. સ્વર્ગમાં ઉંચે જવાની જેમ એને આશા કે સાધન નથી, તેમ એક નર્કમાં ગબડી પડવાની પણ બહુ દહેશત જેવું નથી. એની દશા પતિત દેવના જેવી છે. એ આસ્તે આસ્તે અવની ઉપર ઉતરે છે. કોઈવાર ક્રોધ અને કાદવમાં એને ચાલવું પડે છે તો, કોઈવાર લીલીછમ વાડીમાં અને ફૂલના બગીચામાં.

આ જીવનના પ્રકાર, પરિસ્થિતિઓ અને અકસ્માતો વર્ણવવા બેસવું એટલે આ દમ અને ઇન્દ્રની આખી આલમને સમાવી દેવી એમ ન બને.

એટલે અહીં તો આપણા પ્રચારની નિત્યજીવનમાંનાં કેટલાક દૃશ્ય દોરી હું સંતોષ માનીશ અને એ પરથી તમે બધાનો ખ્યાલ કરી શકશો.

## એક દૃશ્ય જુઓ

સ્થળ એક રસોડું છે. સામાન્ય રસોડામાં જોઈતી સ્વચ્છતા—સુઘડતા અને હવાઅજવાળું તથા વ્યવસ્થા જોઈ શકો તેટલી અહીં છે.

બે જણ સામસામા બેઠાં છે. એક સ્ત્રી અને એક પુરુષ.

પુરુષની ઉંમર પચીસત્રીસની હશે. સ્ત્રીની ઉંમર ત્રીસપાંત્રીસની જણાય છે. પુરુષ સુન્દર, તંદુરસ્ત અને વીર્યવાન દેખાય છે. સ્ત્રી રોગી—જાડી, ખુંધી અને ગરચાયલી છે. એ સ્ત્રીને ગરદન તો હોવી જ જોઈએ પણ કંઈ દેખાતી નથી—એનું માટલા જેટલું માથું જાણે એમને એમ ધડ ઉપર ગોઠવી દેવામાં આવ્યું ન હોય! વળી, એણે પોતાની ખુંધના ભોગને સંતાડી રાખવાને જે કંઈ તરકીબો કરી કરાવી છે તેણે તો એ સંતાડી દેવાની વાત અળગી જ રાખી છે—પણ ઉલટું, આખર એવોજ બીજો કુબ્જો બનાવી દીધો છે. ટુંકામાં, એનું પ્રત્યેક અંગ વક્ર છે. એના ઢીમચા જેવા હાથ પર આંગળીથી માંડી ખભા સુધી ભાતભાતના અલંકારો ચઢી રહ્યા છે. ચાબખા જેવા પગની આંગળીઓ અને પાનીઓ પણ બાકી નથી. કાન પર પણ જાતજાતના કાંટા, કાપ, નખલીઓ અને એરીંગો



ખડી રહ્યાં છે. ગળે પણ ભાતભાતના ગળુબંધો જુપરાછાપરી શોભાઈ રહ્યા છે.

તમે સમજીજ જશો કે આ બંને પતિપત્ની છે. બંને જણ જમવા બેઠાં છે.



સ્ત્રી જમે છે. પણ નથી લાગતું કે ભોજનમાં એને રસ-પડતો હોય કે સ્વાદ આવતો હોય: કારણ કે ભરેલો કોળીઓ એના મ્હોંઢાના ગોખલામાં જે દાંત વચ્ચે અટવાયા કરે છે. અને બીજો એક કોળીઓ હાથમાં રહ્યો રહ્યો મ્હોંઢાની અંદર કુદકો મારી ઘુસી જવા પોતાના વારાની વાટ જોતો તૈયાર જ છે. આ કંગાલ બેહાલ બૈરી રડતી નથી. કારણ કે એની આંખમાંથી આંસુઓ પારપાર કરતાં ગાલ પર ઝરી પડતાં જણાતાં નથી. પણ ઘડીએપલકે એને નગોરાં તો ખાલી કરવાં પડે છે, તેમજ એની આંખો પણ ભેજવાળી અને ભારે જણાય છે એ થાકીને પોતાનો ભરેલો હાથ થાળીમાં થભાવે અને પુરૂષ તરફ ભોંઠામણી અને દયાર્દ્ર ચાડે છે અને "એ"ની દૃષ્ટિ મેળ-રાઈ જુએ છે, વિનવે છે.

—પણ એ દૃષ્ટિ નથી મળતી

પુરૂષ સપાટાભેર નીચી નજરે પોતાનું પેટ ભર્યે જાય છે અને શાન્તિનો ભંગ નહીં થવા દેવા ઉત્સુકતા દાખવે છે. એ કંઈ આંસુ વહેતો નથી કે નાક ખંખેરતો નથી. પણ એના વદન પર પણ વર્ષા ઋતુનાં વાદળાંની શ્યામતા આવી રહી છે એ એક એવા જબરા અને છૂપા દર્દથી પીડાઈ રહ્યો છે કે જે એના હંમેશના બહારના દેખાવ પરથી કોઈ ભાગ્યેજ કલ્પના કરે-હળ જેમ જમીનનું પેટ ચીરે તેમ એ દર્દ એના હૃદયને ચીરી નાખે છે.

આ મૂક પશુ વલોવી નાખતા દશ્ય પરથી દૃષ્ટિ ખસેડતા ના.

કેટલીક વારે પેલી બૈરી બ્હીતીબ્હીતી, અચકાતી અચકાતી જાણે કોઈ ગંભીર ગુન્હો કરતી હોય તેમ પુછે છે.

"કંઈ કેશો ? સુકું ?"

જાણે માથા પર વીજળી પડી હોય તેમ પેલો પુરૂષ આ સવાલથી ભડકે છે. એ ઉચું જુએ છે, સામું ભાળે છે અને પછી જબરો અસહ્ય કટાક્ષ આણી મ્હોં મરડી ઉચ્ચરે છે:

"ના"

આ "ના" ગુસ્સાથી—તિરસ્કારથી ઉચરાય છે. અને જેને જવાબ વળાય છે તેને એ એક પ્રહાર જેવો હોવો જોઈએ.

જેએ અગાઉ આયનામાં પોતાના દીદાર નીહાળ્યા હતા, પોતાની શરીર સંપત્તિ યથેચ્છ સ્વરૂપમાં જોઇ આવી અને એથી એ વસ્ત્રપરિધાન હમેશાં એકાન્તમાં જ કરતીઃ પણ આજ એને એ વિધિ પોતાના વાલીની સન્મુખ જ કરવાનો ઉછાળો થઇ આવ્યો. જ્યાં અંગના જે પ્રદેશો સહુથી વધારે પાયમાલ થઇ ગયા હતા, સાવ વિકૃત બની ગયા હતા તેને એ અત્યાર સુધી કુશળતાથી નજર બહાર રહેવા દઇ શકતી-ફેશનના સાહયા નીચે છુપાવી રાખતી. પણ આજે તો એની પોતાની નબળાઈ બળવાન બની આવી, પોતાની આવડત પર અવિશ્વાસ આવી ગયો, સંકોચનો જબરો સપાટો લાગ્યો અને પેલા પુરૂષની આરપાર વીંધી નાખતી કાતીલ નજરથી એ ભયભીત બની ગઇ.

એનું છેલ્લુ વસ્ત્ર એકદમ એના હાથમાંથી સરી પડ્યું. પલકારામાં ભોંય પર ઢગલો થઇ પડ્યું એનું આખું સ્વરૂપ એના અસલ ઘાટ અને રંગમાં એકદમ ખુલ્લું થઈ ગયું. એની કે તેની બિલકુલ દયા વગર એ દેહે પોતાનું પ્રદર્શન માંડ્યું મનુષ્યની બેવકુફી ઉપર જાણે ક્રૂરતાથી ખડખડાટ હસી રહ્યું ન હોય!

એવી સ્થિતી એકદમ ચીસ પડાઇ ગઇ. એ લાજની મારી દઇ એકદમ નીચે બેસી ગઇ-ના, લુગડાના પર પોતે પણ જાણે ઢગલો થઇ પડી.

હવે પેલા મરદનો મીજાજ કાબુમાં ન રહ્યો. આ દેહે એક વારના એના યૌવનકાળમાં પોતાને કહેવાતો આનંદ આપેલો તે અત્યારે એ સાવ વીસરી ગયો.

શય્યામાંથી એકદમ ઉછળી ફલંગ મારી એ તડુકી ઉઠ્યોઃ

"લાજવતી! ચુડેલ! હવે તો કંઇ મર્યાદા અને વિવેક શીખ!"

એ રાતથી-એ પળથી એ બંન્ને એક બીજાના હાડહડતાં શત્રુ બની ગયાં.

[ સંપૂર્ણ ]

[ સંસારનું બીજું રસિક ચિત્ર પાંચમા પુસ્તકમાં પ્રગટ થશે ]





# મનોરમા
## કે
## મજુરણ ?

એક રસપૂર્ણ નવલિકા

લેખક શ્રી ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ. એલ એલ. બી.



ચિત્રકાર
રા. કનુ દેસાઈ

"મનોરમા, ત્હારૂં નામ જેણે પાડ્યું હશે તે જરૂર ભવિષ્યવેત્તા હશે. જેવું ત્હારૂં નામ તેવા જ ત્હારા ગુણ, ખરેખર, તું મનમાં રમ્યાં જ કરે છે—નહિ તો બુદ્ધિશાળીઓના સંગ્રહસ્થાન સમી હાઈકોર્ટમાંથી ઘેર નાશી આવવાનું કારણ કાંઈ થાય ?"

જે બુદ્ધિશાલી રમેશે હકમતત્ર રમાને સોંપેલું હતું તે ઉપર પ્રમાણે બોલતો બોલતો ને મનોરમાને શોધતો શોધતો શયનખંડમાં આવ્યો મનોરમા વિશ્રાન્તિ લેતી પલંગમાં પડી હતી રમેશ પલંગ પાસે દોડ્યો, મનોરમાના મુખ પાસે મુખ લાવ્યો, અને મનોરમા સજ્જ કે સ્વસ્થ થાય તે પૂર્વે 'કૈક' કરીને ત્હેને શરમાવી નાંખી—મૂંઝવી નાખી. "મનમાં ભાવે તોય ચૂડી હલાવે" એ તો સ્ત્રીનો સ્વભાવ જ

"બળ્યું તમ્હેં તો એવા ને એવા જ રહ્યા—વિદ્યાર્થી મટી વકીલ થયા તોય એ ને એ—કાંઈ પ્રકૃતિ પલટાય છે ?" કાંઈક અણગમતી આપત્તિ અણચિંતવી આવી પડી હોય તેમ સૂચવતે મનોરમા બોલી

રમેશ સ્નેહસુલભ રસોન્માદની મનોદશામાં હતો એણે પોતાનું આગળ હાંક્યે રાખ્યું

"મનોરમા, જોને તું તો મ્હારા કરતાય ચઢીયાતી, ને તે કેટલી બધી ! તું તો મનમાં રમ્યાં કરે એટલે 'મનોરમા' સાચ્ચી—સહસ્ત્રવાર સાચ્ચી 'નામ મહિમા રાખે કોય' એ દલપતરામની ફરીયાદનો તું અપવાદ મ્હારૂં નામ પાડનાર તેવું ચતુર નહિ. એને 'રમેશ' એટલે 'રમાનો—લક્ષ્મીનો ઈશ—પતિ' હું જો લક્ષ્મીપતિ હોત તો લહેર ન કરતો હોત—હાઈકોર્ટની હાયવોયમાં શું કરવા પડત ? અને જો મનોરમાનો મનમાનેક હોત તો મનોરમા માટે અભિસારિણ બનત, હું મનોરમા માટે હાઈકોર્ટમાંથી દોડતો ઘેર ન આવત મ્હારૂં નામ 'રમાદાસ' રાખ્યું હોત તો નામ ને કામ વધારે બંધબેસતા થાત. ત્હેં નામમહિમા જાળવ્યો, હું નામનમ્મા સાચવંત '

"કેમ સાહેબ, આજે કૈંક ખીલ્યા છો ? કૈંક રંગમાં લાગો છો. પુરૂષો પોતાના સ્વાર્થની તૃપ્તિ કરવા સારૂ સ્ત્રીઓની ખુશામત કરે, અને સ્ત્રીઓ દયાના અવતાર હોઈ કૃપા વર્ષાવે એટલે ગરજ સર્યે પુરૂષો દયાની દેવીઓ ઉપર અપવાદ મૂકે કે 'સ્ત્રી જાતિ સ્તુતિપ્રિય—ખુશામત પુરૂષજાતિ સ્ત્રીજાતિને કદિયે ન્યાય કરશે ખરી ?" મનોરમા મ્હોં કઠે બોલી—અને મીઠો કઠ કોને ગુસ્સ કરતો નથી !

"પણ પુરૂષો પામે તે સ્ત્રીઓએ પ્રેમ માગવો છે કે ન્યાય ? જે વગર માગ્યે મળી શકે છે તે લેવું નહિ, અને જે મળે કે ન મળે તે માગ્યા કરવું ?

ઓરત ચીજ જ અજબ ! વકીલી ચાલાકીથી સૂક્ષ્મ શબ્દભેદ કરી રમેશે શબ્દજાલ ગૂંથી.

પણ મનોરમા વાગ્વિભ્રમમાં રમેશથી ઉતરે તેમ ન હતી. ત્હેણે તરત જ રોકડું પરખાવ્યું : " સાહેબ, સચ્ચાઈ રહેવા દો. પુરૂષો નથી આપતા પ્રેમ કે નથી આપતા ન્યાય. પ્રેમને નામે પ્રેમાભાસ આગળ ધરી નર્યા ન્યાયને ઉડાડી મૂકે છે પુરૂષો જેવી પ્રપંચી અને પાખંડી જાતિ હજી બીજી સર્જાવી બાકી છે. 'દમ, કપટી, ધૂતારારે, લૂંટારા છો, પ્રાણપતિ !' એમ કાંઈ અમસ્તુ ગવાયું હશે ? कथने तु देवि करणे तु दासी । 'દેવી' કહી કહીને બીચારી ભોળી ભામિનીઓને 'દાસી' બનાવી દીધી ! કાંઈ હરામખોરીની હદ છે ! "

પ્રભુએ સ્ત્રીજાતિને વાણી છૂટી આપી છે એટલે વાદવિવાદ તો એમનો પોતાનો જ—પુરૂષજાતિને કામ ય એટલે એ પાલવે નહિ. વિવાદથી વ્હાલ વધે તે રમેશે સ્ત્રીજાતિની સાથેના પ્રસંગમાં રામબાણ ગુણું સાધન યોજ્યું સ્નેહશાસ્ત્રનું સૂત્ર છે:

" પ્રેમપ્રશ્ન પ્રસંગમાં ' કેક ' સદા–ઉકેલ. "

" કેક "નું પ્રેમદાન એટલે પ્રમદા પાત્રદાન, પતિને પ્રેમદા ને પત્ની પ્રેમપ્રતિમા

૨

મજુરણ

માણસને મજુરી 'મજુરી' ન લાગે—'આનંદ' લાગે, જો કદર હોય તો કદર મજુરીને આનંદ બનાવી દે છે–કદર એ પારસમણિ છે. એ ને એ જ લોખંડ, સુવર્ણ, તેમ એ ને એ જ મહેનત–મજુરી આનંદ, જો સૌમ્ય જનની કદર તો. એક જ સંતોષ-સ્મિત, એક જ માયાભર્યો ઉત્તેજનશબ્દ, એક જ 'ઠીક કર્યું ' એક જ 'શાબાશ' અને 'મજુરી' 'પરિશ્રમ' 'પ્રસાદ'.

શનિવારનો દિવસ હતો. શનિવારે રહાંજે મનોરમા હમેશાં કાંઈ ને કાંઈ સ્વાદિષ્ટ વાનીઓ બનાવી રમેશને રાજી રાખતી. રમેશ તે સારી રીતે સમજતો અને તેથી ગમે ત્યાંથી ગમે તેમ કરીને રહાંજે ઘેર આવતો એટલું જ નહિ, પણ કોઈને કોઈ મિત્રને સાથે લાવતો, જેથી પોતે કેવી પોતાની પ્રિયાની પ્રશંસાને પુષ્ટિ તટસ્થ રીતે મળી શકે. આ પ્રસંગે મનોરમાએ ખાસ હોંસથી બટાટાની કચોરી કરી હતી અને તે રમેશની ખાસ મનગમતી–શોક, મનોરમા પછી. કચોરી ખાનાર માટે સારી, કરનાર માટે કુથો. રંગભૂમિ ઉપર નટને જોનારને પાછળની તૈયારીની તકલીફનો શો ખ્યાલ આવી શકે ! એક તો કચોરી એટલે જ કરનારના કુચા; ત્હેમાં વળી છોકરાઓનો ધોંધાટ–ભડભડાટ જ એકલો નહિ, તેઓ વારાફરતી બાફેલા બટાટા તાણી જાય પણ ઉમેરામાં પરોપકાર મૂર્તિઓ ગેરહાજર હોય ત્હેમના ભાગનું માગે અને તે પણ માગણજાતની હકભેર હઠથી–સત્યાગ્રહથી સ્વરાજ્ય માફક. મૂળ તો મનોરમા બીચારી સ્ત્રી, ત્હેમાં પાછી માતા અને માગનારાં સ્વસંતાન, પછી ના કેમ પાડે ને તે કેટલી પાડે ને ત્હેમાં વળે શું !

બાફેલા તે બાફેલા—એમાં બીજું બાકી શું ! બીચારી મનોરમાએ મહેનત કરવામાં પણ મણા રાખી ન હતી એને એમ જ થયાં કર્યું હતું કે " એ કચોરી ખાશે ને ખુશ થશે, એટલે બસ ગંગા ન્હાયાં. બીજું બૈરાને શું જોઈએ ! ..બીચારી ભોળી ભામિની ! " આદર્યા અધુરાં રહે, હરિ કરે સો હોય !".

મનોરમા રાહ જોતી બેઠી હતી, છોકરાં રાહ જોતાં બેઠાં હતાં...પણ રમેશ ગયો ઘેર આવે !

ઘડીઆળ સ્હામું વારવાર જોયાં કરે-જેમ જેમ સમય આગળ વધતો જાય તેમ તેમ સાથે અધીરતા પણ વધતી જાય.

"આજે વ્હાલમ વ્હેલા કેમ આવ્યા નહિ?
આવ્યા નહિ—ખબર કહાવ્યા નહિ'
આજે વ્હાલમ૦

પ્રતીક્ષા કરી હોય તે એનું તલપાપડપણું જાણે-ત્હેમાં પણ સ્વાર્થપ્રતીક્ષા નહિ પણ પ્રેમપ્રતીક્ષા સ્હાએ સ્હાડા પાંચે આવે ત્હેને સ્થાને છ, સાત, આઠ થયા બીચારાં છોકરા તે ખાવાની ચીજની હાજરીમાં પિતાજીની વાટ જોવામાં પેટપ્રાર્થનાઓને કેટલીવાર વીસરી શકે? સહકુટુમ્બ સહભોજનના સ્વપ્ન તો ઉડી ગયાં. રમેશની સાથે જમવાની છોકરાંની હોંસ ભાગી ગઈ મનોરમાની આંતર વ્યથાનો પાર ન હતો છોકરાંઓ કુદરતી અધીરાઈ દાખવતાં અને મનોરમા સ્વાભાવિક ક્ષતવ્યતાથી એકની રીસ બીજા ઉપર ઉતારતી વાંક વિધાતાનો! છોકરાંઓની આશા ભાગીને કટકા થઈ ગઈ હશે તો બીચારી મનોરમાની તો ભાગીને ભૂકો થઈ ગઇ હતી અને તે પણ બારીકમાં બારીક શું કરે? છોકરાંને જમાડી સુવાડી દીધાં પછી તો સર્વ સૂમસૂમાકાર નવ વાગ્યા, દસ વાગ્યા, અગીઆર વાગ્યા સૈકાંના સંસ્કારના અર્વાચીન અવતાર સમી સહનશીલતાસ્વરૂપ આર્યપત્ની જ આમ પતિદેવની પૂજા કરે-પાશ્ચાત્ય ધોરણે ઘડાતી મૂર્તિઓ તો એ ન કલ્પી શકે તો કરી તો શું જ શકે? અને કહી શકવાની તો વળી વાત જ શી?

બારનો ટકોરો થયો અને મનોરમાને પોતાના



"બસ્સ તમે તો એવાને એવાજ રહ્યા-કે પ્રગતિ પસંગમ છે!"

બાર વાગ્યા હાશ્મા એક તો આખા દિવસની મજુરી કાગળ ક્ચોરી એટલે જ રૂપો-અને તે પણ કુટુમ્બ માટે, પતિમિત્રોની અનિશ્ચિત સંખ્યા માટે, કાલે-અકાળે ઉપયોગી થનાર પાડોશીઓ માટે મજુરી મનોરમાની અને "જશ" ત્યારે રમેશભાઈને નામે!

જમે. "શું રમેશભાઇ ઉદાર છે! ખરેખરી ખાનદાની. તે આનું નામ!" એમ મિત્ર મહેમાનો ખુશ થઇને કહેતા, રમેશ રાજી થાય જ ને?

..."કાયદાની આંખમાં પતિ-પત્ની એક છે"–અને 'એક'નો અર્થ પતિનું જમે ખાતું અને પત્નીનું ઉધારખાતું...ચાલ્યુ આવે છે. બિચરા લોકો હિન્દને ક્યાં જુદું ગણે છે?–હિન્દનું તે બ્રિટનનું જ છે ને? "બળીયાના બે ભાગ" એ સાચો દૃષ્ટિનિયમ–ભલે પછી સારા નરસા રાખો માટે મારામારી કરો.

આખરે બારણું ઠોકાયું. મનોરમાએ–ભૂખી, તરસી તરફડતી, મનોભંગનો ભોગ બનેલી મનોરમાએ નવચેતનનો ચમકારો અનુભવ્યો, ઉઠી, દોડી, તરત બારણું ખોલ્યું. બીચારીએ સ્નેહશાસ્ત્રના નિયમાનુસાર નક્કી કરી રાખ્યુ હતું: "આજ તો એમની સાથે અબોલા લઇશ, એટલે એમની મેળે મનવતા આવશે, 'માફ કર, મનોરમા,' કહી કહીને કરગરશે—બસ, ત્યારે મ્હારો દાવ." ભલી બીચારી મનોરમા! અસહકાર અસરકારક ત્યાં જ્યાં સ્હામે સ્નેહ હોય, અને રમેશનો સ્નેહ અત્યારે અન્યત્ર ઉડી ગયો હતો.

મૂંગે મ્હોંએ અને ગંભીર ચહેરે કપડાં કાઢી રમેશ પલંગમાં પડ્યો—નહિ સ્મિત, નહિ મીઠો બોલ ને માફી માગવાની તો વાત જ શેની હોય?

મનોરમાના હૃદયમાં રમેશે કઠોરતાથી કટાર ભોંકી દીધી હોત તો એને આ નિષ્ઠુરતાથી જેટલી વ્યથા થઇ તેથી વધારે લાગ્યે થઇ હોત પણ આખરે સ્ત્રી એટલે સૌકુમાર્યમૂર્તિ—માનિની બનવા મમતે ચઢેલી સ્ત્રી અને ત્હેમાં પણ આર્યપત્ની પછી પુછો નહિ સુકુમારતાની સીમા. આર્યપત્ની એટલે નર્યું હૃદય. પ્રસંગની બધીય કડવાશ ગળી જઇને મનોરમાએ નરમાશથી પતિદેવને નમ્ર નિવેદન કર્યું: "કચોરી તૈયાર છે."

બેદરકાર જવાબ મળ્યો: "ભાનુભાભી સાથે બહાર ગયો હતો એટલે ભૂખ નથી" રેસ્ટોરાંમાં કે કોઇ "આશ્રમ"માં આઇસક્રીમ, ભજીયા ને પૌંઆ, ચટણી ઉડાવ્યા હશે કે કોણ જાણે શું યે કર્યું હશે? ભાનુભાભીના નામનિર્દેશે મનોરમાના મન ઉપર અણધાર્યો પ્રકાશ પાડ્યો—અસહ્ય આઘાત કર્યો. વળી ગળી ગઇ. રહેવાયું નહિ એટલે ઉમેર્યું–

"પણ મ્હેં બહુ હોંસથી કરી છે, જો જરા ચાખવી હોય ને મ્હેરબાનીની મરજી હોય તો." બીચારી મનોરમાએ સંકોચાતે સંકોચાતે પુછ્યું.

"તે ત્હારી ખાતર કાંઈ બે પેટ કરે!" ભાનુભાભીની ખાતર બાદીસ થાય, કાંઈ મનોરમા ખાતર બે થાય છે? તે વખત આરોગ્યના નિયમો સાંભરે અને સંયમ સચવાવે.

આર્યગૃહિણી મનોરમા બીચારી પતીની પ્રતિક્ષા કરતી ભૂખી હતી ત્હેનો ખ્યાલ જ જો પતિદેવે કરવાનો ન હોય, તો પછી એને ખાતર પોતાને કંઇ કરવાનું તો શાનું જ હોય? પતિદેવ એટલે પરમેશ્વર–સંપૂર્ણ સ્વરાજ્ય Absolute Monarchy! ...બધી મોકાણ જ મંડાઈ છે તે અનિયમિત અધિકારથી, બાકી તો પતિદેવોય પાધરાદોર થઈ જાય અને પૃથ્વીપ્રણો પણ.

માણસોને મજુરી ચાસે તે આવી બેદરકાર બેદરકારદાનીને લીધે–બાકી તો માનવજીવનની મીઠાશ જ એક બીજાને માટે કાંઈ ને કાંઈ 'મજુરી' કરવામાં છે.

આ પ્રસંગ તો એક વાનગી રૂપે જ–આવા તો કંઈક બનતા. મનોરમા "મનોરમા" મટી 'મજુરણ' બની હતી.

૩

પાછી મનોરમા

પ્રેમપક્ષ્મ પ્રત્યેકને પીડાકારક છે-પણ પ્રકૃતિ તે પ્રકૃતિ. માણસ માણસ છે ત્યાંસુધી આવરણો આવ્યે જવાનાં,સ્ખલનો થયે જવાનાં,આખરે ઠોકરો ઠેકાણે આણે ત્યારેપાછું અસલ સ્વરૂપ.

"To err is human, to forgive divine"—

"ભૂલ કરવી એ માનવ છે, ક્ષમા કરવી એ દૈવી છે."

જેમ રમેશમાં પ્રથમ પરિવર્તન થયું તેમ જ પુનરાવર્તન. ગુણોની સંગીનતા કરતાં રૂપની ભભકથી પતંગ માફક અંજાય અને આકર્ષાય ત્યારે બીજું શું થાય! બીન અનુભવીઓને આઘાત થાય એ સ્વાભાવિક છે, બાકી તો સુષ્ટિક્રમ છે. જે ચંચલતા પરિવર્તન કરે છે—જે ચંચલતા ભ્રષ્ટ કરે છે તેજ ચંચલતા પાછા ઉદ્ધત કરે છે ચંચલતા એટલે ચંચલતા-નહિ નીતિમાં અચલ, નહિ અનીતિમાં.

રમેશ ભૂલ્યો હતો, પરન્તુ ભાનુમતીની ભભકમાં જેમ રમેશ પોતે અંજાયો હતો તેમ ઇતર પણ અંજાય જ ને! અને ભાનુભાભીની ભભક જો ભર્તાનો ઇજારો ન હોય તો ઇતરનો તો શાનો જ હોય! સૌન્દર્ય સર્વભોગ્ય છે—સ્વામિત્વ મનુષ્યકૃત કૃત્રિમ ભોગ્ય છે. પ્રભુએ સૌન્દર્ય સર્જ્યું; મનુષ્યે ઇજારા કર્યા—અને જ્યાં ઇજારા ત્યાં ઇર્ષ્યા રમેશ એ સાદી બાબત વિષે વિચાર કરતો જ નહિ. પોતે કોઇના અધિકાર ઉપર અત્યાચાર કરેલો એ વીસરી જઇને ઇતરને પોતાનું અનુકરણ કરતા જોઇ એને આઘાત થયો. ઇજારાના ઇતેજારથી ભાગીદાર કેમ ખમાય!... આઘાતે આંખ ઉઘાડી ભભકે ઉભી કરેલી ભ્રાન્તિ ભાગી.

ને પછી...પશ્ચાત્તાપ

"હા પશ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે"

પશ્ચાત્તાપ પાપવિષનો ઉતાર છે-પાપમાંથી પુણ્યમાં પોંચા જવાનો પન્થ છે-સ્ખલનશીલ માનવનાનો એ મુખ્યાધાર છે રમેશ પાછો ફર્યો-The Return of the Prodigal"—"ગયેલાનું પાછું આવવું" એ હમેશાં કરુણ આનન્દ અને નિવૃત્તિ જોગવે છે. સ્ખલનોના ક્ષિણ સ્થાયી હોય છે.

સિનેમા જોવા ભાનુભાભી સાથે પધારેલ રમેશભાઈ બીજું જ અણધાર્યું અવનવું નાટક પોતાની જ હાજરીમાં પોતાની આંખ આગળ બનતું જોઈ આભા બને છે-આઘાત ખમે છે-પાછો ફરે છે..." આ મ્હારી ભાનુ આવી!" એમ આઘાત અનુભવનારને મનોરમાના આઘાતની કલ્પના ક્યાંથી આવે કે "આ મ્હારો રમેશ આવો!"...કેટકેટલાં થયું છે મનુષ્ય પૂર્વાપરનો વિચાર કરવા બેસે તો જીવી ન શકે જીવી...એ તો "જે હાજર તે વજીર," જે વખતે જે ઉર્મિ થઇ તે તે વખતે ભોગ્ય-કવચી બ્યાન કર્યાં. દેખા જાયગા અને આ માત્ર પાપીઓની જ ફિલસુફી કંઈ નથી, "શુભંતત્ શીઘ્રમ્" પણ, એ જ ફિલસુફીનો ઉદ્ગાર છે એમાં માનવજાતિની ઉર્મિવશતાનો સ્વીકાર છે-સદુપયોગનો ઉપદેશ છે.

આભ્યાના બીજ જેવી મનોરમા પાછી હૃદયમ ઉગે છે- પૃથ્વીનો છેડો ઘર ને ઘરનો છેડો પત્નીનું હૃદય-"થાક પાતો વીસામો"—"પાપીઓની પતિતપાવની ગંગા," સુખમય દંપતીજીવનના પૂર્વાનુભવોના સ્મૃતિચિત્રોની પરંપરા, માનસ ચિત્રપટ સિનેમા-ઉપર પ્રતીત થતી પસાર થાય છે પ્રભુનો પાઠ, આર્યપત્નીને સ્વનરને સ્થાને પતિજન બનાવનાર ઋષિઓનો પાઠ કે પૂર્વાનુભવના પુનરનુભવનો પ્રસંગ હશે હતો. આર્યપત્ની એટલે નરી ક્ષમા'...મનોરમા "મંજુરણ" મટી હતી; પાછી "મનોરમા" બની હતી.

# મો. મહંમદઅલી

એક આદર્શ
:: પત્રકાર ::

'દરેક ધર્મવાળો પત્રકારને પોતાના ધર્મનો ગણે અથવા એથી પણ સારું એ છે કે તંત્રીને ધર્મ વગરનો ધારે.'—મહમદઅલી.



લેખક: રા. નિઝામુદ્દીન એ. કુરેશી

ગુજરાત સમક્ષ ઉર્દુ સાહિત્યના એક અગ્રગણ્ય કવિ અને રાષ્ટ્રના એક સેવક મો. મહંમદઅલી સાહેબના હાથનો લખેલો એક મૂળ ઉર્દૂ ભાષાનો પત્ર તેના અનુવાદ સાથે અને પહેલીજ વાર પ્રગટ થાય છે એ પત્ર મો. મહમદઅલીનું જીવનચરિત્ર લખનારાઓને અને એમનું જીવન રહસ્ય જાણવો ઈચ્છનારાને ઉપયોગી થઇ પડશે. એટલું જ નહીં એ પત્ર પત્રકારિત્વની દ્રષ્ટિએ પણ મહત્વ-ભર્યો છે. એમા એમણે પત્રકારોને આપેલી શિખામણ વાંચવાથી એટલુ તો પ્રતિત થશે કે મો. મહમદઅલી એક કુશળ નીતિપૂર્ણ પત્રકાર હતા. 'કોમરેડ' અને 'હમદર્દ' પત્રની ખ્યાતિ એમની શક્તિને આભારી હતી. મારા સ્નેહિ મિત્ર રા. ભાઇ નિઝામુદ્દીન કુરેશી સાહેબે મો. મહમદઅલીનો અસલ પત્ર અને તે ઉપરની પોતાની નોંધ 'સલ્તનું સાહિત્ય' માટે આપીને ગુજરાતની સેવા કરી છે એમાં શક નથી. એમનો આભાર સાથે પત્ર અને લેખ અત્રે રજુ કરું છુ
સાદીક

૨૮ વર્ષ પહેલાની વાત છે. ના. ગાયકવાડ સરકારની નોકરીમા મહમ્મદઅલી નામનો એક અલીગઢ કોલેજના વિદ્યાર્થી આવ્યાનું સાંભળ્યુ. ગુજરાતે આઠ દસ વર્ષ પહેલા જ અલીગઢનું નામ સાંભળેલું ને ત્યાં મુસલમાન બાળકોનું ઉચ્ચ ભાવી ઘડાય છે એ પણ સાંભળેલું તેથી ભણેલા ગણેલા મુસલમાનો અલીગઢના નામને ઉલ્લાસથી યાદ કરતા હતા. અલીગઢ એટલે કોમી હમદર્દીનો સમુદ્ર, અલીગઢ એટલે મુસ્લિમ લાગણીઓનો ભંડાર, અલીગઢ એટલે ઇસ્લામી સંસ્કૃતિનો આદર્શ નમુનો. કુદરતી રીતે મારા મનમાં એ અલીગઢવાળા મુહમ્મદ અલીને જોવાની ઉત્કંઠા થઇ. મહેસાણામાં મુકામ હતો, જોયા, મળ્યો ને ધારવા કરતાં વધુ હેતાળ ભાઇની મુલાકાત લીધાની મારા અંતરે સાક્ષી આપી.

સને ૧૯૦૪ માં અમદાવાદ ખાતે મુંબાઇ ઇલાકાની કેળવણી કોનફરન્સની બેઠક મળી. નવાબ વિકારૂલ મુલ્ક બહાદુર પ્રમુખપદે બિરાજ્યા હતા. બીજા દિવસની બેઠકમાં યુરોપી પોશાકમાં સજ્જ થએલા મહમ્મદઅલીએ મુસ્લિમ યુનીવર્સીટી સંબંધે એક લાંબો લેખ વાચ્યો.સાંભળનારાઓએ આફ્રીન પોકારી. મારું મન હર્ષિત થયું. ને તેમણે કહ્યું: "આ વિદ્વાન અલીગઢની મિત્રતાનું તને માન મળેલું છે."

સને ૧૯૦૩ થી ૧૯૦૭ સુધી સીદ્ધપુર, વડોદરા, અમદાવાદ ને મુંબાઇમા અનેક મુલાકાતો થઇ. મુહમ્મદઅલીને દરેક રંગમા રંગાયેલા જોયા. લીડરોને વિદ્વાનો અનેક જોયા. અલીગઢના પણ અનેક 'ઓલ્ડ બોયઝ' જોયા. પણ એમના પ્રેમાળ હૃદયની સ્પર્ધા જોડી ન જોઇ. નાના મોટા, ઘરના બાહ્ય બધા



મૌ. મહંમદઅલીએ ૧૯૦૭ માં લખેલા માઇમાર પત્રનું કવર.

એમને ચાહતા અને એ પોતે તેમને સગા ભાઈની પેઠે સમજતા. ગાયકવાડી રાજ્યમાં આવો પ્રેમાળ અમલદાર ભાગ્યે જ આવ્યો હશે એમ છડેચોક બોલાતું

સને ૧૯૦૭ માં મુબાઈથી મારા તંત્રીપદ હેઠળ 'ખબરદાર' નામનું સચિત્ર અઠવાડિક પત્ર બહાર પડ્યું. બીજા મિત્રોની પેઠે મૌ મહમ્મદઅલીને પણ મોકલવામાં આવ્યું, તેનો જે જવાબ આવ્યો તે વાંચતાં મારા અંતરે પોકાર કર્યો. આ તો અલીગઢનો વિદ્યાર્થી ઓક્સફર્ડનો ગ્રેજ્યુએટ, ગાયકવાડ સરકારના અફીણ ખાતાનો ઉપરી કે એક પત્રકાર. એ પત્રને મેં જીવ પેઠે સંઘરી રાખ્યો. અલ્લાહે એમને સને ૧૯૩૧ માં લઈ લીધા; જગતે એમનાં ચરિત્ર લખ્યા. એમાં એમને પત્રકાર લેખ્યા, પણ એમના હાથનો લખેલો પુરાવો ક્યાંય ન જોયો. ભાઈ સાદીક અમદાવાદ આવતા મહમ્મદઅલી વિષે વાતચીત થઈ. એમણે ૧૯૦૭ ના પત્ર વિષે ઈશારો કર્યો. એમણે એ પત્ર લેવાની હઠ પકડી. વર્ષોથી જે પોથાં પસ્તીના તળીયે બેઠાં હતા તે કાઢયાં, પત્ર મળી આવ્યો. ભાઈ સાદીકે ઝડપી લીધો ને મને પોઠીઓ લીટીઓ લખવાની આજ્ઞા કરી. તે સમયના મૌ મહમ્મદઅલી મરહુમના અનેક ચરિત્રો લખાયાં છે, ને હજુએ લખાશે એટલે મે માત્ર પત્ર સંબંધે બે શબ્દો લખી નાખ્યા. જીવની પેઠે જાળવેલા પત્રને મેં એટલા માટે જ અળગો કર્યો કે જગત મરહુમના વિચારો જાણે ને જુવે કે મહમ્મદઅલી ૨૪ વર્ષ પહેલાં પણ કોમીવાદથી દૂર રહેવાનો બોધ આપતા હતા. અસલ પત્રના ફોટો સાથે તેનો અનુવાદ પ્રગટ થાય છે, ગુજરાતી



મો મહમદઅલીના હસ્તાક્ષરમાં એમનો પત્ર પૃષ્ઠ ૧-૨.

સાહિત્યના પુજારીઓ એને વાંચે ને ઉર્દુ સાહિત્ય-રસીકો એને ભેગી રાખે કે ઉર્દુ ભાષાના 'જવહર'-ની કલમથી લખાયલા શબ્દોના દર્શન થાય છે.

મો મહમદઅલી સાહેબે લખેલા પત્રનો અનુવાદ આ રહ્યો :

મહેરબાન : કાર્ડ અને પેપર મલ્યાં. આભારી છું. "ખબરદાર" પત્ર મારા નામ ઉપર ચાલુ કરશો અને મરકઝમા આવે ત્યારે વેલ્યુપેબલ મોકલશો, પણ આ પત્ર ચાલતો જ રહે. કદાચ તમે ક્ષમા કરો તો થોડીક શીખામણ અને બોધ પણ આપું. પત્રની સફળતા માટે આટલી વાતો અવશ્ય થવી જોઈએ.

૧ : એમન વાતોથી તદન અલગ રહેવું. કોઈ દુશમન વિરૂદ્ધ કંઇ લખવું જોઇયે નહી; તેમ વગર કારણે (મિત્રોનાં) વખાણ કરવાં જોઇએ નહીં.

મૌ. મહમદઅલીના હસ્તાક્ષરમાં એમનો પત્ર પૃ. ૩-૪.

૨. કોઈ વ્યક્તિ અથવા પત્રના અભિપ્રાયની સામે કંઈ લખવું હોય તો તે વિરોધ માત્ર અભિપ્રાય પૂરતો જ રાખવો. અંગત બાબતો કે ગાળાગાળ તેમાં ભેળવવો નહીં

૩. જે લખવામાં આવે તે વાક્યોની સુંદર રચના માટે નહીં તેમ લોકોને ચીમકીઓ દેવાના હેતુથી નહીં, પણ ગંભીરપણે અને ઘણી સમજણ સાથે. એવી કે ચોરાગપણાની ટેવ આપના વાંચનારાઓને ન પડે પણ બન્ને વખત થાક અને કંટાળાની ઉપરાંત મનોરંજ મળે

૪. અને ત્યાં સુધી તેજ ખબરો છાપવી જોઈએ જે અંગ્રેજી દૈનિક પત્રો છાપે છે. એવી વધારે કોઈ સ્થાનીક કે દેશાવરની ખબર છાપવી હોય તો તે ખબર મોકલનાર પ્રમાણિક હોવો જોઈએ, એ સૌથી પહેલાં અગત્ય છે. ખબરની પણ ગીરદ જરી તપાસ કરવી જરૂરની છે.

મો. મહમદઅલીના હસ્તાક્ષરમાં એમનો પત્ર પૃ૯ ૭-૮

સંબંધી હોય, પણ જે લખવાની અત્યંત જરૂર જણાય તેવોજ લેખ હોવો જોઇએ

૮ તંત્રી નોંધો, થાપુ બનાવો અને ખબરો ઉપર પોતાના વિચારો દર્શાવવા માટે છે તેથી એજ બાબતો ઉપર આવવી જોઇએ

૯ એકાદ લેખ બીજી કોઈ વ્યક્તિનો પણ જરૂર હોવો જોઇએ, પછી તે ખબર સંબંધી હોય કે કોઈ સ્વતંત્ર લેખ હોય

૧૦ જુદાં જુદાં મથકોએ થોડાક ખબરપત્રીમિત્રો અથવા પગારદાર માણસો રાખવાની ગોઠવણ કરવી જોઈએ જેઓ મહીનામાં એકવાર અડધા કોલમમાં આવી શકે એવડું લખાણ તે મથકની ખબરોનું મોકલી શકે દાખલા તરીકે સુરત, અમદાવાદ, ભરૂચ, વડોદરા, પુના મહાબળેશ્વર વગેરે

૧૧ કાગળો તેજ છાપવા જોઈએ જે ખરી રીતે કોઈ જરૂરીબાતને અંગે લખવામાં આવ્યા હોય,

નહી કે ખબરપત્રીના મગજની ચેતનશક્તિ બતાવવા માટે અથવા કોઈ અંગત ચર્ચા સંબંધી.

૧૨ : પત્રે ધાર્મિક તકરારથી તદ્દન અળગ અને અને નિરાળું રહે અને ખાસ રીતે એ વાત કદી પણ જાહેર ન થઈ જાય કે તંત્રી સુન્ની છે કે શિઆ. દરેક ધર્મવાળો તેને પોતાના ધર્મનો ગણે અથવા એથીયે સારું એ છે કે તંત્રીને ધર્મ વગરનો ધારે

૧૩ " તંત્રીએ પોતે બધા સવાલો ઉપર વિચાર કરવો અને બીજા પત્રો તથા પુસ્તકો ઉપરથી ફરજીયાત રીતે માહીતી મેળવવી



મૌ. મહંમદઅલી

તંત્રી કેટલી બધી સખ્ત મહેનત કરે છે. મારે પોતે મિસર વિષે કંઈક લખવાનું છે. જો કે જર્મન વર્તમાનપત્રો ઉપરથી વાતોની માહીતી મળતી રહે છતાં પણ ચાર પુસ્તકો પહેલેથી છેલ્લાં સુધી વાચવાં પડ્યાં છે. તેની ઉપર ચિન્હ કરવા પડ્યાં છે, નોટો લીધી છે, ત્યારે જઇને એકાદ કોલમનું લખાણ લખી શકીશ. જો કલમ ઉઠાવીને લખવા માડું તો ઘણું સ્હેલ છે પણ વાંચનારને મુશ્કેલ છે.

આશા છે કે આ શીખામણો માટે દરગુજર કરશો. આપની સાથે એક ખાસ પ્રકારની લાગણી છે તેથી હામ બીડી છે. મહેરબાની કરીને નિઝામુદ્દીન અબ્બાસી સાહેબને કહી દેશો કે કાગળ મળ્યો છે. હું તાકીદે જવાબ આપવા યત્ન કરીશ, પણ વરસ આખર થયું છે અને હજારો સરકારી કામ બાકી છે કદાચ વાર લાગે તો માફ કરે.*

આપનો દર્શનાભિલાષી મોહમદઅલી

* ૧૩મી જુનના ટાઇમ્સ ઓફ ઈન્ડિયામાં મારો એક લેખ હાલની અશાંતિ ઉપર પ્રગટ થયો છે. યોગ્ય લાગે તો તરજુમો કરી લેશો. એ વિષય હજુ ચાલુ છે બીજો લેખ પણ પ્રગટ થશે.

# ઓલ ક્વાએટ ઓન ધ વેસ્ટર્ન ફ્રન્ટ



## માનવ સંહારનું છેલ્લું
## ભીષણ યુદ્ધ

લેખક :
રા. નર્મદાશંકર વ. દ્વિવેદી
[ ત્રીજા પુસ્તકથી પુરું ]

ખાઈઓ ખોદી માનવ સંહારની રમત રમતા સૈનિકો.

મિત્રમંડળીને ભૂતકાળના સ્મરણો થાય છે એક જણ પૂછે છે કે " શા માટે આપણને સ્વદેશાભિમાન અને દેશ પ્રેમને નામે આપણા શિક્ષકો અને બીજાઓ યુદ્ધના મેદાનમાં મરવા ધકેલે છે અને પોતે પોતાનાં કુટુંબ સહિત ઘરના ખુણામાં બેસી કૌટુંબિક આનંદ લીએ છે ? શું તેઓ સ્વદેશાભિમાનને નામે આપણી નાની ઉમ્મર અને કાચી બુદ્ધિનો ખોટો લાભ લીએ છે ! શું એ લોકોમાં દેશપ્રેમ નથી ? મિત્રમંડળીને એ શિક્ષકો અને એ મોટેરાઓ ઉપર તિરસ્કાર આવે છે. યુદ્ધ એટલે તો દેશના જુવાનોનું અકાળે મૃત્યુ, તેની ઉગતી આશાઓનો અકાળે ધ્વંસ, તેમના અણખીલ્યા મનો

જ્યારે તેણે લખવાની શરૂઆત કરી ત્યારે કોઈ આવી લાંબી નવલકથા લખવાનો તેનો ઇરાદો ન હતો પણ એક વખત લખવાનું શરૂ કર્યાં પછી તેનાથી આવા પ્રકારની કથા લખાઇ ગઇ.

રિમાર્ક કહેછેકે લડાઈના મેદાનમા સાથીઓ સાથે જે સંબધ બંધાયો હતો, પરસ્પર સંબંધની જે ભાવના પર્તી હતી, તે લડાઇના મેદાનમાંથી પાછા ફરી આવતાં સમાજના બીજા માણસો સાથે જણાતી નહોતી.

રિમાર્ક જ્યારે અભ્યાસ કરતો હતો ત્યારે પુસ્તકોના વાંચનનો અને સંગીતનો શોખીન હતો, પણ જે ઘડીએ તેને રણમેદાન ઉપર લઇ જવામાં આવ્યો તેજ ઘડીએ એ બધું બદલાઈ ગયુ તોપોના અવાજ અને મનુષ્યોની ચીસોથી તેનું જીવન પલટાઇ ગયું—સદંતર પલટાઇ ગયું.

રિમાર્ક આ નવલકથા લખીને જગતમાં જાણીતો થયો, પણ તેની તેને પડી નથી. તોપણ તેને જે આર્થિકલાભ થયો છે તેથી તે પ્રસન્ન છે તે કહેછેકે ' એ વાર્તાના લેખનથી તે જીંદગીતારને માટે આર્થિક દષ્ટિએ સ્વતંત્ર બની ગયો છે જે પુસ્તકની સાધારણ લાખ નકલો અંગ્રેજી અનુવાદની ખપે અને જેની જગવિખ્યાત ફીલ્મ ઉતરે તેમાંથી તેને કેટલો નફો મળ્યો હશે તેની તો કલ્પનાજ કરી લેવી '

રિમાર્કને આ નવલકથા લખવા માટે જર્મનો ચાહતા નથી. ઘણા જર્મન મિત્રોએ તેની સાથેની મિત્રાચારી છોડી દીધી છે આથી તે ઘણો સમય પારીસમાં ગાળે છે. તેને ફ્રાંસમા રહેવું વધારે ગમે છે ફ્રાંસમાં લગભગ ૩૭૫૦ માઇલની મુસાફરી તેણે મોટરમાં બેસીને કરેલી છે. તેને લાગ્યું છે કે આખા ફ્રાંસની જનતામાં પ્રાચીન સંસ્કૃતિ પસરેલી છે.

જ્યારે રિમાર્ક કામકાજ કે અવ્યવસ્થાથી કંટાળે છે, ત્યારે પેરીસની હોટેલની અગાશીમાં જઈ બેસે છે અને સીગારેટના ધુમાડા કાઢતાં રસ્તાઉપરથી પસાર થતા માનવી સમુદાયને જોઈ રહે છે.

આમ કરવાનું કારણ તેના શબ્દોમાં આપીયે " એ માનવી સમુદાય જીવન છે અને બીજા બધા કરતાં હું જીવનની વધુ પૂજા કરું છુ. પુસ્તકના વાંચનથી જો હું જીવનને વધારે ચાહી શકું, આપણેજીવીએ છીએ એ સહુથી મહાન અને આશ્ચર્યજનક પ્રશ્ન ઉપર વિચાર કરી શકું, તોજ એ પુસ્તક પણ મને ગમે છે. ".

## All Quiet ની ફીલમ

હવે આ લેખનાં છેવટના વિભાગ—જગમશહુર નવલકથાની જગમશહૂર ફીલમ કેવી રીતે લેવામાં આવી તે જોઇએ.

પશ્ચિમના દેશોનાં વેપારીઓમા પૈસા કમાવાની જે કળા છે તે હિંદના વેપારીઓમાં નથી તકનો લાભ લેવાનું હિંદીઓ ઘણુંજ ઓછું સમજેછે અને વધારે ખર્ચ કરી મોટી કમાણી કરવાને બદલે ઓછું ખર્ચ કરી ઓછી કમાણીથી સંતોષ માનનારા ઉ અમારતા વેપાર ધંધાની ખરી કલાથી માહિતગાર નથી.

જ્યારે all quiet ની પ્રસિદ્ધિનો જગતભરમાં ડંકો વાગી રહ્યો અને ચક્રવર્તિ અંધમાં તેની ગણના થવા લાગી, જગતની મુખ્ય મુખ્ય ભાષાઓમાં તેના અનુવાદ થઇ તેની લાખો નકલો ઉપડવા લાગી ત્યારે ફીલ્મ કંપનીઓનું તેના તરફ લક્ષ ગયું સાત કંપનીઓ તેની ફીલમ ઉતારવા મેદાને પડી, હીંદીઓની કલ્પનામાં ન આવે એવડી મોટી રકમ તે બદલ તેના લેખકને આપવા માંડી પણ છેવટે આ બધી કાર્લ લેમલેએ સહુથી વધારે રકમ આપી તે ખરીદી લીધી.

અને કહેવું જોઈએ કે જનસમાજની રુચિ શી છે અને શાને તેની છે, તેને આપસંદ પડશે અને શા નહી

પસંદ પડે, એના ભ્રમમાં પડ્યા વગર તેણે જે રીતે એ નવલકથા લખી છે તેજ રીતે તેને ફીલ્મમાં ઉતારી છે. અલબત્ત ફિલ્મ બનવની લંબાણ થાય એ દષ્ટિએ કેટલીક વાતો જતી કરવી પડી છે, તોયે નવલકથાના પાત્રોમાં કે પ્રસંગોમાં કયાંય પણ ફેરફાર કરવામાં આવ્યો નથી. આખી નવલકથામાં સ્ત્રીપાત્ર એકાદ બે આવે છે અને તે પણ ક્ષણભર—એટલે સ્ત્રીપાત્ર વગરની કહી શકાય એવી આ નવલકથાને તેણે સ્ક્રીન ઉપર એવાજ રૂપમાં ઉતારવાનું સાહસ કર્યું છે અને એ સાહસ સફળ થયું છે એમ આપણે જાણીએ છીએ.

આ કારણથી અમેતો તમે All quiet નવલકથા વાંચો અગર તેની ફીલ્મ જુઓ—તમારા મગજ ઉપર એકસરખી છાપ પડે છે.



A Scene from "ALL QUIET ON THE WESTERN FRONT"
UNIVERSAL SUPER-PRODUCTION

ઓલ ક્વાએટ ઓન ધ વેસ્ટર્ન ફ્રન્ટમાંનું એક દૃશ્ય.

ફિલ્મમાં લગભગ બધાજ પાત્રોમાં ૧૭ થી ૨૦ વરસના જુવાનીયાઓને પસંદ કરવામાં આવ્યા હતા. પાત્રોની પસંદગી કરવામાં પણ અસાધારણ કુશળતા વાપરવામાં આવી હતી. પોલની ભૂમિકા ભજવવા માટે ૨૦૦ ઉમેદવારો તૈયાર હતા. તેમાંથી એકની પસંદગી કરવાનું કામ કેટલું વિકટ છે તે સહેજે સમજી શકાશે.

અન્ય પાત્રો અને સલાહકારો તરીકે રશીયન રાજકુમારો, જર્મન ડયુક, બ્રિટિશ લશ્કર અને નૌકાસૈન્યમાં કમીશન ભોગવનાર માણસો, લડાઇમાં સાચેજ ભાગ લીધેલા જર્મન સૈનિકોની એક ટુકડી, અમેરિકન લશ્કરની એક ટુકડી, ફ્રેંચ, જર્મન અને રશીયન માજી સૈનિકો વગેરેની મદદથી આફીલ્મ ઉતારવામાં આવી છે.

મુખ્ય સલાહકાર વાગનાલ મોરલાટે ૧૯૧૪થી ૧૯૧૮ સુધી લડાઇમાં સામેલ હતો.

આ ફીલ્મ ઉતારવા માટે હોલીવુડની દક્ષિણે ૩૬ માઇલ દૂર પાસિફીક મહાસાગરને કિનારે બાલ્બોઆ અને લાગુના વચ્ચેનો ૧૧૦૦૦૦ એકરનો પ્રદેશ નિયત કરવામાં આવ્યો હતો. ૨૦૦ એકરના વિસ્તારમા લડાઇનું મેદાન તૈયાર કરવામા આવ્યું હતું.

ફીલ્મ માટે તૈયાર કરેલા લડાઇના કેમ્પમાં ૫૦૦ લડવૈયા, અમલદારો અને બીજાં મા... રાખ્યાં હતાં. ખાઇઓ, ...ન્ચ, તોપો વગેરે લીધું ને ...સ્તવિક લડાઇનો ચિતાર આપવા યોજવામાં આવ્યું હતું. રાત્રિએ ચાલતી લડાઇની ફીલ્મ ઉતારવા માટે ૫૦૦૦૦ માણસોના શહેરને પૂરું પાડે એટલા વીજળીક બળના દિવાઓ ગોઠવ્યા હતા.




ઓલ ક્વાએટ ઓન ધ વેસ્ટર્ન ફ્રન્ટમાંનું એક દશ્ય.

દારૂગોળાની સામગ્રી પણ લડાઇની પેઠે ગોઠવી હતી. બોંબો, સુરંગો, બધુંજ સ્વાભાવિક રીતે ફોડવું પડ્યું હતું ૨૦૦૦૦ રતલ જેટલો કુલ કાળો પાઉડર અને ભડકો થાય એવો પાઉડર વાપરવો પડ્યો હતો; અને ૬ ટન જેટલો ઠીનેમાઇટ્ર વપરાયો હતો.

નાના મોટા મળીને ૬૦૦૦ બોંબ ફેંકાયા હતા અને ૧૫૦૦૦ જેટલા નાના બોંબો સળગી ઉઠ્યા હતા. જૂદી જૂદી પ્રજાના માજી સૈનિકો ૧૨ યાંત્રિક તોપો લઇને લડાઇમાં ભાગ લેવા સજ્જ હતા. ૨૦ જર્મન હોવીઝર્સની એક બેટરી સાચી લડાઇનું ભાન કરાવતી હતી અને એ હોવીઝર્સ સાચીજ હતી

શેલ (ગોળા) અને ગોળીઓનો સાચો અવાજ આવી શકે તેટલા માટે દશ્ય લેવાની વખતે સાચી શેલો ફોડવી પડી હતી અને એ જોખમકારક કામમાં અત્યંત સાવચેતી લેવી પડી હતી.

ટુંકામા લડાઇનો આબેહુબ ચિતાર આપવાને માટે એક સારૂં એવું અથવા તો ખરેખરૂંજ રણમેદાન ગોઠવવામા આવ્યુ હતું અને ફીલ્મ જોયા પછી આપણને લાગે છે કે આપણે કૃત્રિમ યુદ્ધ જોતા નથી પણ સાચેજ યુદ્ધ જોઇએ છીએ. ફીલ્મમાં બતાવાયેલું દશ્ય સ્વાભાવિક લાગે એથી બીજી વિશેષ સફળતા શી હોઇ શકે?

ઉપસંહાર.

આ લેખ પૂરો કરતાં પહેલાં બે શબ્દો કહી દઉં All quiet ની ફીલ્મ મહાન છે આશ્ચર્યજનક છે. અદ્દભુત છે, પણ All quiet ની નવલકથા એ થીરે વિશેષ છે, એક અદ્દભુત છે તો બીજી મહત્તર છે, એક આશ્ચર્યજનક છે તો બીજી આશ્ચર્યની પરિસીમા છે.

એક દશ્યચિત્ર છે, બીજી શબ્દ ચિત્ર છે દશ્ય ચિત્ર ગમે તેટલુ પ્રબળ હોય, સ્વાભાવિક હોય, ભાવ પૂર્ણ હોય, છતાં શબ્દચિત્ર આગળ ઝાંખુ પડે છે. અને આ શબ્દચિત્ર તો એટલુ પરિપૂર્ણ છે કે શબ્દ-ચિત્ર વાંચ્યા પછી દશ્યચિત્ર જોવાની જરૂર રહેતી નથી આ શબ્દચિત્ર એટલું તો ભાવથી, સરળતાથી અને સ્વભાવિકતાથી દોરાયુ છે કે એ વાંચતી વખતે તમે યુદ્ધના મેદાનમાં હો એમ તમને લાગે છે। જાણે ગર્વાજ ભયંકર દશ્યો તમારી સન્મુખ આવી ખડાં થયાં છે એમ તમને અનુભવ થાય છે પુસ્તક વાંચનારને તો નિંદ્રામાં પણ એનાં જ સ્વપ્નાં આવે છે અને થોડા દહાડા સુધી તો એ ભીષણ રણમેદાનનાં અતિ કરુણ દશ્યોની છાપ તેના મગજમાંથી ભૂંસાતી નથી

આવા દશ્યો સાથે સૈનિકની મનોદશા-ચિત્રમાં પાથરી રહેલી તેની યાતના અને તેને અંગેની જે વિચિત્ર મનોદશા—તેનો ખ્યાલ દશ્યચિત્રોમાં અલ્પ પ્રમાણમાં આપી શકાય, તે માટે તો શબ્દ ચિત્રજ જોવું જોઇએ અને આ નવલકથામાં એવાં કેટલાંક શબ્દચિત્રો છે કે જેની જાણ 'સર્જાતું સાહિત્ય' ના વાચકોને પહેલી તકે કરાવવાની મારી ઇચ્છા છે

[illegible] સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી [illegible] ગુરુ [illegible] સભાને
[illegible]



# પુરુષ કે પ્રમદા ?



—એક ભેદભરી ચમત્કારિક છુપી પોલિસની નવલકથા—

લેખક

રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

સાંજનો સમય છે; સૂર્યનારાયણ આખા દિવસની મુસાફરી પૂરી કરીને પોતાનાં સોનેરી કીરણો સમેટી લેતા અસ્ત થવાની તૈયારીમાં છે ઠંડા પવનની લહેરો વાતાવરણમાં ફેલાઈ રહી છે

ભદપુર નગરના સિમાડા ઉપર આવેલા એક બંગલામાં આ વખતે એક વૃદ્ધ પુરુષ બારીએ બેસીને સાંજની કુદરતી શોભા નિહાળે છે–ઠંડા પવનની મઝા ભોગવે છે

એજ બંગલાના એજ ખંડમાં વચ્ચોવચ્ચ ગોળ ટેબલ આગળ એક ખુરશીમાં બેસીને એક ખૂબસુરત યુવતી ભરતકામ કરી રહી છે આ વૃદ્ધ પુરુષનું નામ નવનીતલાલ છે યુવતીનું નામ આશા છે આશા નવનીતલાલની પુત્રી છે તેની ઉમર વીસથી વધારે નથી.

કોઈક માણસ આશાના ચહેરા તરફ જોઈને અત્યારે કહી શકે કે, તે ગુસ્સામાં છે તે ભરતકામ કરે છે ખરી, પરંતુ વચમાંવચમાં ગુસ્સાભરી નજરથી તેના વૃદ્ધ બાપ તરફ જોયા કરે છે વૃદ્ધ તરફ જોનારને પણ અત્યારે એમજ લાગે કે તેનું દિલ કરમાયલું છે કુદરતમાં સાંજનો દેખાવ તે નિહાળી રહ્યો છે તોપણ ઘડીએ ને પલકે પોતાની પુત્રી તરફ તે ભયભીત નજરથી જોતો રહે છે, અને જ્યાં બેની નજર એક થાય છે કે–તરતજ તે વૃદ્ધ મોં ફેરવીને બારી બહાર જોઈ રહે છે

આ બે આમ કેમ કરતાં હશે ! બેશક, એ ભેદ ધીરે ધીરે વાંચકો સમજી શકશે

આ પિતા-પુત્રી આમ કુમરાયલી હાલતમાં હતા તેવામાં એક નોકરે આવી ખબર આપી "જમવાનું તૈયાર છે જી"

આશાએ ભરતકામ ટેબલ પર પછાડ્યું ખુરશી જોરથી ખસેડી અને બબડાટ કરતી તે ચાલી ગઈ વૃદ્ધ જમીનદાર નિસાસો નાખતો ઉઠ્યો અને ધીરે ધીરે તે પણ જમવા ગયો

જમ્યા પછી આશા તે ઓરડામાં વૃદ્ધ સાથે આવી નહીં. એક આરામ ખુરશીમાં પડી તે બોલ્યો "આવા મિજાજ પર ઈશ્વરનો કોપ હતરો ! " થોડીક વખત સ્થિરવત મુખમુદ્રા રાખ્યા પછી તે બબડવા લાગ્યો ' અમો બંનેમાંથી એકે હવે અહીંથી ચાલ્યા જવું જોઈએ ર

હાલતમાં સાંખે નહિ રહેવાય પણ......" તે પાછો ચુપ થઇ વિચારમાં પડયો.

આરામ ખુરશીમાંથી ઉઠીને તે ઉભો થયો અને અહીં તહીં ધીમે ડગલે ફરતાં કહેવા લાગ્યોઃ "પણ હું શામાટે જાઉં? હું તો કદાપિ અહીંથી નહીં જાઉં એને જ કાઢી મૂક્યા વિના છૂટકો નથી! જે બની ચુકયું છે તેનો અફસોસ કરવો નકામો છે; પણ ભવિષ્યની હેરાન દૂર કરવી જોઇએ."

બારી તરફ ઉભો રહી આકાશ તરફ જોતો તે બોલ્યોઃ "ઓ પ્રભુ! મારી આ હાલત તેં શા માટે કરી! મારા નસીબમાં શું સુખ લખેલું નથી? અરેરે! હું કંગાલ હોત; ગરીબ હોત, મજુરી કરીને જ પેટ ભરતો હોત તો બહુ સારૂં થાત! પુછો મુકો આ ધનમાલમા! જહાન્નમમાં નાખો આ બધી સાહેબી! પૈસો! પૈસો! પૈસાવાળાને જેટલું દુઃખ છે તેટલું ગરીબને નથી!"

તે ઓરડામાંથી નવનીતલાલ બહાર જવા ગયો. ચન્દ્રમાએ હવે અજવાળાં શરૂ કરી દીધાં છે. પવન જોસબંધ ફુંકાય છે. તેના જોરથી ઝાડવાં ખુબ હાલે છે. કેટલાક સુધી બંગલાના ચોગાનમાં તે ફર્યો. એટલામાં એકાએક ચાન્દનીનો પ્રકાશ મંદ પડયો. અંધારૂં થઇ ગયું. પવન ખુબ વાવા લાગ્યો. આકાશમાંથી વીજનાં ચમકાર અને વાદળાંનો ઘેરો ગગડાટ થવા લાગ્યા-થોડીક પળોમાં વરસાદ તુટી પડયો. ધોધમાર સખત વરસાદ!

નવનીતલાલ, મકાનમાં પાછો ગયો અને આરામ ખુરશી પર બેસી રહ્યો. પણ તેને ચેન પડયું નહી. હવામાં શરદી પ્રસરી ગઇ છે. વરસાદને લીધે જમીન પલળવાથી એક જાતની મધુરી સોડમ આવવા લાગી છે. હરોઇના દિલનો ઉકળાટ શાન્ત થઇ જાય; પણ નવનીતલાલ બબડયોઃ "હા! મારૂં દિલ જે આરામ શોધે છે તે ક્યાં છે! હવે તો આ જીંદગીમાં તે આરામ—"

"હં: હં: સ્વપ્નામાં પણ નહી મળે! હા હા—" કોઇકે તેનું અધુરૂં વાક્ય પુરૂં કર્યું.

નવનીતલાલે ચમકીને આસપાસ જોવા માંડયું. તે ખુરશી પરથી સફાળો ઉઠયો. જુવે છે તો ઓરડાના ઉંબરા પર એક સ્ત્રી ઉભી છે. એ સ્ત્રીને જોતાં જ મુંઢો ચમકયો!

કોણ હસે? આ ભાગ્યીજની ભયાનક રાતે તું અહીં આવી! !—"

વરસાદમાં ભીનાં થયેલાં પોતાનાં વસ્ત્ર ખંખેરતી તે સ્ત્રી તેની નજદીક આવતાં બોલી. "હા જમીનદાર સાહેબ! હું હસમતી! તમને હસાવવા આવી છું!" તે તેના તરફ આંખોમાંથી આગ વરસાવતી હોય એવી ઢબે ટગર ટગર જોઇ રહી!

"ઓ બલા! મને ન સતાવ. તું જતી રહે".

"આખું જીવન હું તમને સતાવીશ. જે આરામ તમને જોઇએ છે તે નહીજ આપું, સમજ્યા!

તે ઓરડાના ગોળ ટેબલ નજદીકની ખુરશી. તે જુદા પાસે ખસેડી લાવીને, હુંફ તેમાં નિરાંતે બેઠી. તે એક આધેડ ઉમ્મરની સ્ત્રી છે. તેના શરીરનાં અવયવો ભરાવદાર છે. તેના ચહેરા ઉપરથી અને આંખો ઉપરથી દરેકાઇ કહી શકે કે તે એક મજબુત મનની ચાલાક સ્ત્રી છે.

તેને ખુરશી પર બેઠેલી જોતાં તે વૃદ્ધે આરામ ખુરશીમાંથી ઉઠવા કોશિષ કરી. તે સ્ત્રીએ પોતાની હાથથી તેને અટકાવીને કહ્યું: "સબુર! મારી વાત સાંભળી લ્યો—"

'તારી વાત ?! તું બીજું શું કહેવાની છે! જ્યારે ને ત્યારે બસ એકજ વાત કહેવા તું આવે છે!!" કંટાળાભરેલી રીતે તે વૃદ્ધ બોલ્યો.

"બેશક, મારે એજ વાત કહેવાની છે. મને રૂપીઆ જોઇએ છે."

"રૂપીઆ ? શું મને તું નિચોવી નાખવા માગે છે!! જા, નહી આપુ ક્રોધથી નવનીતલાલે જવાબ દીધો.

"શુંકહ્યું!" કરડાકી ભરેલા અવાજે હસુ બોલી જો આનાકાની કરશો તો હમણાજ બાપા પાસે જઇ ફક્ત એકજ શબ્દ કહીશ અને એ પછી શ્રીમાન! તમને છટવું ભારે પડી જશે! સમજાય છે?"

"ઓ ન દાન! ધીમેથી બોલ ધીમેથી—"

"રૂપીઆ આપો છો કે નહિ?"

"પણ......

"રૂપીઆ આપો છો કે બાપા પાસે જાઉં?"

"જખ મારી કે, મારૂં પાનું તારી સાથે પડ્યુ! ધીમી પડ, અને રૂપીઆ લઇ અહીંથી જતી રહે!

આરામ ખુરશીમાંથી ઉઠીને તે એક તિજોરી પાસે ગયો અને તેમાથી થોડીક નોટો કાઢીને તેણે હસુના હાથમાં મુકી. તે ગણીને તે નોટો ફેંકી દેતા બોલી: શું બસો જ? નહી ચાલે—"

"ત્યારે કેટલા જોઇએ છે?"

"પુરા પાંચસો."

"લે, બાળ તારૂં મોઢું!' એમ કહીને તેણે વધુ નોટો તેને આપી. જમીન પરની નોટો અને બા વધુ નોટો એકઠી કરી પોતાના ખિસ્સામાં મુકીને તે સ્ત્રી ઉભી થઇ અને હવે ફરીથી મળીએ ત્યાં સુધી 'જય જય" એમ કહીને તે ચાલતી થઇ.

"સત્યાનાશ જજો તારૂં ઓ બલા!" એમ બબડતો આ બુઢો જમીનદાર એક કોચ પર માથું નીચું નાખીને પડ્યો

વરસાદ વરસે છે. ગાજવીજ ચાલુ છે. રસ્તામાં કોઇ માણસની અવરજવર નથી. રાત્રીનો ગાઢ અંધકાર ચારેપાસ બિહામણાપણું ફેલાવી રહ્યો છે.

મધ્યરાત્રિ થઇ તે વેળા નવનીતલાલના બંગલા આગળ જો કોઇ ઉભુ હોત તો તેના સાંભળવામા કાઇ વિચિત્ર વાતો આવી હોત. પણ ત્યાં બહારના ભાગમાં કોઇજ ઉભેલું નથી.

એ મકાનમાંથી કાકલુદી ભરેલો અવાજ સંભળાયો "ઇશ્વરને ખાતર મને મારી નાખો નહીં. દયા કરો. અરેરે! નિર્દોષના લોહીમાં તમારા હાથ ........ના...ખર...ડો...ઓહ! ..."

એ શબ્દો પછી કોઇક જમીન પર પછડાઇ પડ્યુ હોય એવો ધબાકો સંભળાયો. એ બાદ કોઇ દડબડ દડબડ દોડી જતું સંભળાયુ

અને પછીએ મકાનમા ચૂપકીદી પથરાઇ રહી.

બહારની ગાજવીજ અને વરસાદ વરસવો ચાલુ છે. આસપાસ કોઇ એવું નથી કે-જેને આ બંગલાની અંદર શુ બન્યુ તેની ખબર હેય!

શુ થયુ હશે? ધબાકો શેનો હશે? દોડી કોણ ગયું હશે?

સવાર પડતા બંગલાના નોકર ચાકરો જાગ્યા ત્યારે તેઓમા ખળભળાટ થઇ રહ્યો.

જમીનદાર નવનીતલાલનું ખૂન થયુ છે! તેની લાશ દિવાનખાનામા પડી છે. તેના પેટમાં ખંજર ભોંકાયલુ છે. તેના હાથમાં કોઈ સ્ત્રીના વાળ છે. તેની નજદીક લોહીનું ખાબોચીયું ભરાયું છે. હરકોઈને આ દેખાવ જોતાં કમકમાટી ઉપજે!

નોકરો ફક્ત તે ખૂનથી સંડોવાયા નથી. નવનીતલાલની પુત્રી આશા ગુમ થઈ છે! તેનો પત્તો નથી!!.

શું પિતાનું ખુન કરી પુત્રી નાસી ગઈ છે?!!

### વિદ્યાચતુરનો અભિપ્રાય
### "ખુની કોઈ સ્ત્રી નથી!"

ભદ્રપુરના પોલીસ ખાતાએ ખૂનવાળી જગ્યાએ તપાસ ચલાવી. નોકરોને પૂછપરછ કરી અને આખરે એમજ નિશ્ચય કરી લીધો કે, નવનીતલાલનું ખૂન તેની નાસી જનાર દીકરી આશાએ કર્યું છે.

પોલીસ ખાતાને આ શક લાવવાનાં કારણો ખુલ્લાં હતાં. નોકરને પુછવાથી જણાતું હતું કે—જે રાત્રે ખૂન થયું તે આખો દિવસ પિતા—પુત્રી વારંવાર માંહોમાંહે લડતાં હતાં. બન્નેએ બપોરે અને સાંજે રોજની ટેવ મુજબ હસી ખુશીને વાતો કરતાં ખાધું નહીં; પણ ચૂપચાપ ખાધું હતું. લડવાનું કારણ નોકરો સમજી શકયા નહતા; પણ નવનીતલાલ ઘણી વખત એમ બોલતો સંભળાયો હતો કે "મારે તારૂં કામ નથી. હું વાંઝીઓ રહ્યો હોત તો ઠીક થાત!"

આશા પર શક લાવવાનું આ પહેલું કારણ.

જે ખંજર નવનીતલાલના પેટમાં ખોસવામાં આવેલું, તેના ઉપર આશાનું નામ હતું આ બીજું કારણ.

મરનારના હાથમાં એક સ્ત્રીના વાળ હતા તે આશાનાજ હોવા જોઈએ એમ પોલીસ ખાતાને શક ઉપજ્યો, એ ત્રીજું કારણ.

આશા નાસી ગઈ, એ ચોથું કારણ

અને છેક છેલ્લું પાંચમું કારણ એ કે-જે દિવાનખાનામાં મરનાર પડ્યો હતો, તેમાંથી એક ગીમળાયલી રહેલી ચિઠ્ઠી મળી હતી. તેમાં લખ્યું હતું કે:

"મારા ઉપર જે તહોમત મૂકો છો તેથી હું અજબ થાઉં છુ. હું વચનભંગ કરવા માગતી નથી. તમારા ઉપર મને વિશ્વાસ નથી. મારી ખાતર તમે કોઈ વાત છૂપી રાખો, એમ હું ઈચ્છતી નથી. મને તમારી પરવા નથી. લી. આશા"

આ ચિઠ્ઠી ખૂની તરીકે આશાને ઠરાવનાર મુખ્ય પુરાવો હોવાનું પોલીસ ખાતાએ માની લીધું છે.

આસપાસ જ્યાં બની શકે ત્યાં માણસો દોડાવીને નાસી જનારનો પત્તો મેળવવા પોલિસ ખાતાએ પ્રયત્નો કર્યા છે પણ તેનો પત્તો મળ્યો નથી. આખો દિવસ પસાર થઇ ગયો છે.

ભદ્રપુરના રેલ્વે સ્ટેશન ઉપર સાંજના સાત વાગ્યાને સુમારે પોલિસ ખાતાનો વડો ફરતો હતો તેવામાં અમદાવાદ જતી ટ્રેન આવી પહોંચી. સહેજ કૌતકની ખાતર તે અમલદાર ટ્રેનના ડબ્બાઓ તપાસતો હતો; તેવામાં અચાનક પહેલા વર્ગના ડબ્બામાં એક ગૃહસ્થને જોઇને તે બોલી ઉઠ્યો:

"ઓહો મિ. વિદ્યાચતુર! આપ આ ટ્રેનમાં ક્યાંથી?"

જેને સંબોધીને પોલિસ ખાતાના વડાએ સવાલ કર્યો તેણે જવાબ દીધો, "ગોધરા ગયો હતો ત્યાંથી પાછો અમદાવાદ જઉ છું.

"કોઈ 'કેસ' માં રોકાયલા છો કે?"

"ના હમણાં જરા આરામ છે—".

"બસ. ત્યારે અહીં ઉતરી પડો." એમ કહીને તેણે ડબ્બાનું બારણું ઉઘાડયું અને તેનો હાથ ખેંચીને બહાર આવવા દબાણ કર્યું.

'પણ નકામો મારો વખત શા માટે ગુમાવો છો?'

'નક્કામો નથી. મારે તમારી સલાહની જરૂર છે. બસ, ચાલો ને ચાલોજ.'

'ઠીક, ભાઈ, આવા આગ્રહ આગળ લાચાર!' એમ કહી તે ડબ્બામાંથી બહાર આવ્યો. તેની પાછળ એક યુવક પણ તેની 'બેગ' લઈને બહાર આવ્યો.

વાચક! આ વિદ્યાચતુર કોણ છે? એ ગુજરાતનો એક બાહોશ ડીટેકટીવ છે; અને મોટા મોટા ગુન્હાઓમાં પોતાના બુદ્ધિબળથી તેણે અઠંગ ગુન્હેગારોને પકડી પાડેલા છે. તેની સાથેનો યુવક તેનો સાથીદાર કિશોર છે. એ છોકરો વિદ્યાચતુરની 'નાની પ્રતિમા' રૂપ કહીએ તો ચાલે. આ યુગલ જોડીનાં પરાક્રમો, સાહસકર્મો વગેરેથી અજાણ્યું હોય, એવું ગુજરાતમાં ભાગ્યેજ કોઈ હશે.

ભદ્રપુરનો વડો પોલિસ-અમલદાર આ સમર્થ ડીટેકટીવને બહુ સારી રીતે ઓળખે છે. નવનીતલાલના ખૂનની શોધમાં ડીટેકટીવ વિદ્યાચતુરની સલાહ લેવાનો વિચાર અચાનક તેને જોતાંજ સૂઝયાથી અને ડીટેકટીવ અત્યારે કોઈ કેસમાં રોકાયલો ન હોવાથી તેણે તેને ભદ્રપુર ખાતે ઉતારી-લીધો છે.

એક ઘોડાગાડીમાં બેસીને આ ત્રણે જણ નવનીતલાલના બંગલા આગળ આવી લાગ્યા.

બંગલા આગળ પોલિસ-પહેરો જોઈ ને ડીટેકટીવે પોતાના સાથીદાર તરફ અર્થસૂચક નજર કરી, એટલે તે બોલ્યો: "મને આવો પાકો વહેમ હતોજ—"

ડીટેકટીવે નાક આંગળી અડકાડી. સાથીદાર ચૂપ થઈ ગયો.

-તેઓ બંગલામાં ગયા પોલીસ ખાતાના વડાએ ખૂન કેવા સંજોગોમાં થયું; ખૂની કોણ છે; પોલીસ ખાતાએ પૂછપરછ કરી શી શી માહિતીઓ મેળવી છે; એ બધી હકીકતનું બ્યાન કર્યું ને ચિઠ્ઠી મળી આવી હતી તે ડીટેકટીવના હાથમાં તેણે મૂકી.

"ઠીક. એ મારી પાસે રાખું છું." ડીટેકટીવે તે ખિસ્સામાં મૂકયા બાદ આસપાસ અવલોકન શરૂ કર્યું. પોલિસે બધી વસ્તુઓ હજી જેમની તેમ રાખી હતી. ડીટેકટીવે લાશ પર વાંકા વળીને તેના હાથમાંના વાળ લઈ લીધા. તે નરમ હતા, ચીકણા હતા; લાંબા હતા એ બાદ તેણે લાશના જખમમાંથી ખંજર ખેંચી કાઢયું. તેના હાથાપર કીંમતી હીરા જડેલા હતા. વચ્ચોવચ્ચ "આશા" નામ લખેલું હતું. મરનારની આસપાસની જમીન તરફ નજર નાખી, તે એક બારી આગળ ગયો ત્યાંથી તેણે બહાર ડોકો માર્યો. જમીનપર કોઈના પગલાં ખૂબ બારિકાઈથી જોયાં. બારી વાટેજ તે દિવાનખાનામાં પાછો આવ્યો.

"તમારે ત્યાં ગઈ રાત્રે ખૂબ વરસાદ પડયો લાગે છે! ગાડીમાં જરીકે નહોતો." ડીટેકટીવે કહ્યું.

"અરે, અહીં તો ધોધમાર વરસાદ પડયો હતો!" પોલિસ-અધિકારીએ કહ્યું.

"ખૂનીનાં પગલાં તેથીજ પોચા થયાં ને સાઈ ગયા છે, પણ ચિન્તા નહી. ૪૮ કલાકમાં હું ખૂન કરનાર કોણ છે તે કહી આપીશ."

"ખુની આશા છે એમાં તો શક જ નથી."

"નહી તે બાઈ તદ્દન બિનગુન્હેગાર છે!"

ડીટેકટીવનું આ કહેવું સાંભળીને પોલિસ અધિકારી તેમજ કિશોર બંને ચોંકયા

"શું તમે પોલિસ લોકો નિર્દોષને ગુન્હેગાર

ફરાવી બેસાડીને જ નામના મેળવો છો કે?" ડીટેક્ટીવે પુછ્યું.

"પણ પુરાવાઓ તો તપાસો!" સહેજ ચિઢાઈને પોલિસ અધિકારી બોલ્યો.

"તપાસ્યા – અને તે પછી જ હું એમ કહું છું."

"પેલી ચિટ્ઠી?"

'એ આશાએ પોતેજ લખી છે, એનો શો પુરાવો છે? અને આ બાબત માટેજ તેણે તે લખી છે, એમ શા ઉપરથી તમે કહી શકો છો? બીજી કોઈ બાબત સંબંધી તે કેમ લખાઈ નહોય?'

'વારુ,' પોલિસ-અધિકારીએ વધુ દલીલ કરવા માંડી "એ નાસી ગઈ એ તો પાકો પુરાવો ખરોને?'

"એ તો એક સામાન્ય દલીલ છે." ડીટેક્ટીવે કહ્યું 'કોઈ ખૂન થાય ત્યારે નાસી જનાર પર સૌ કોઈ પહેલો શક લાવે; પણ મિત્ર! જેના તરફ કોઈનું ધ્યાન ન હોય તેના ઉપર શા માટે શક ન લાવવો? કિશોર! તને યાદ છે આપણો છેલ્લો 'કેસ' જેમાં આપણે તપાસ કરી આવ્યા!" ડીટેક્ટીવે પોતાના સથીદારને પુછ્યું.

"હાજી, જે સ્ત્રીએ પોતાની કીંમતી બંગડીઓ ચોરાવાનો શક પોતાના નોકર ઉપર આણ્યો હતો, તેનોજ પુત્ર તે ચોરી જનાર હતો એમ આપે સાબીત કરી આપ્યું હતું" કિશોરે કહ્યું.

"આમ પણ બને છે, મારા મિત્ર!" ડીટેક્ટીવે પોલિસ-અધિકારીને કહ્યું. "આથી જેના પર કોઈનો શક નથી જતો તેને હું આ દાખલામાં ખુની કહું છું."

"એ કોણ છે?"

"હજી પુરતી તપાસની જરૂર છે; પણ તમારી જીજ્ઞાસા શાન્ત કરવા હું કહીશ કે ખૂની કોઈ ઓરત નથી."

'શું?! ખૂની કોઈ ઓરત નથી!"

"બેસો. હું સમજાવું!" ડીટેક્ટીવે શાન્ત સ્વરે જવાબ દીધો.

## ખુનીની ગુંચવણું ભરેલી નિશાનીઓ.

ડીટેક્ટીવ અને પોલિસ—અમલદાર એક કોચમાં બેઠા. ડીટેક્ટીવે કહ્યું. "ખૂનીએ કોઈપણ સ્ત્રી સામે જાણે શક ઉશ્કેર્યો છે. તેથી આપણને દરેક સ્ત્રી ઉપર વહેમ જાય; પણ ખરી રીતે તેમ બન્યું નથી. જુઓ, વાળ, મારનારને અંગુઠે બાંધવામાં આવેલા હતા. સ્ત્રી સામે શક ઉશ્કેરવા માટે' તેમ કરવામાં આવેલું છે.-વળી, આ પગલાં જુઓ. વરસાદને લીધે જો કે તે ખુલ્લાં નથી પણ પુરુષના સ્લીપરનાં એ ચિહ્ન છે."

પોલિસ—અમલદાર મૂંગો મૂંગો બેસી રહ્યો. ડીટેક્ટીવે આગળ ચલાવ્યું: "એ સ્લીપરમાં પણ સફાઈ વાપરેલી છે, એ સ્લીપર ખુદ મરનારનાં છે–"

"હેં!! શું ખૂનીએ તે પહેરેલાં?"

"મને તો એમ લાગે છે. આપણને ચાળામાં નાંખવા આ કારીગરી કરવામાં આવી છે! ખૂની ચાલાક અને હોશીયાર મગજનો છે. તે સ્ત્રી નથી, તેનું એક વધુ કારણ એ છે કે, મરનાર સાથે તેને ઝપાઝપી થઈ છે. જો સ્ત્રી હોત તો આ છુરા પણ જોરાવર મરનારે તેને જરૂર દબાવી નાખી હોત; કદાચ ધક્કો મારીને પાડી નાંખી હોત; પણ તેવાં કોઈ નિશાન નહીં હોવાથી ખુની મરનાર કરતાં વધારે બળવાન હોવો જોઈએ."

ડીટેકટીવ ઉઠ્યો. તેણે દિવાલ પરની ઘડીઆળને ચાવી આપી તે ઘડીઆળમાંથી બારના ટકોરા વાગ્યા.

" મારા વહાલા મિત્ર !" તેણે પોલિસ અમલદારને કહ્યું: ખૂનીની યુક્તિ સમજાય છે ! કાંટા તેણે ત્રણ ઉપર મૂક્યો છે. પણ ક્યારે ! બાર વાગવાના હતા ત્યારે ! એટલે કે ખુન બાર વાગે થયું છે પણ કાંટા જાણી જોઈને ત્રણ પર ફેરવી દેવામાં આવ્યો છે અને ઘડીઆળ બંધ પાડવામાં આવ્યું છે. !

" વાહ ! મામલો ગુંચવણ ભરેલો બનતો જાય છે ! "

" એક સ્ત્રી ઓરડામાં આવેલી છે." ડીટેકટીવે આમતેમ ફરતા અને જમીનતરફ જોતાં કહ્યું " પરંતુ ખૂની આવતાં પહેલાં ! સ્ત્રીનાં પગલાં પ્રવેશ દ્વારમાંથી જણાય છે. તે સ્ત્રી બારી તરફ ગઈ નથી. ખૂની બારીમાંથી કુદકો મારી બહારની બીની જમીનમાં ગયો છે અને ત્યાંથી વળી પાછો અંદર આવેલો છે, કદાચ બારી મારફત આવેલ હોય અને ખૂન કર્યા બાદ તે બારી વાટે જ નાસી ગયેલ હોય. જુઓ સ્ત્રીપરના ગોઠક પગલાં બારી તરફ જાય છે અને ત્યાંથી પાછાં મરનાર પડ્યો છે તે તરફ આવે છે. આ સામસામી નિશાનીઓ ખૂનીની હીલચાલ બતાવી આપે છે. "

" તમારું કહેવું વ્યાજબી જણાય છે. " પોલિસ-અમલદારે ડીટેકટીવને કહ્યું " પણ એ ખૂની કોણ હશે ? "

" ધીરે ધીરે આપણે એની ગરદન પકડીશું. " ડીટેકટીવે કહ્યું.

"મિ વિદ્યાચતુર !" પોલિસ-અમલદાર બોલ્યો " ગામરહમથી અમારા ખાતાવાળાઓ કહે છે એ હવે મને ખરું લાગે છે !—તમે, જાદુવિદ્યાની પેઠે, કોઇ વૈતાળની મદદથી કામ કરો છો ! આ ઘડીઆળનો ભેદ, આ પગલાંની મુખ્ય ખબરી નિશાનીઓ, એ બધું મને તો મુંઝવણ પેદા કરનારું લાગે છે. પરંતુ તમારો ચહેરો તો તદન શાંત જણાય છે ! "

ડીટેકટીવ હસ્યો અને પોતાની પ્રશંસા અટકાવતા તેણે પોતાના સાથીદારને કહ્યું: " કિશોર ! પેલી સામેની તિજોરી ઉપર જે વસ્તુ પડી છે, તે લાવ જોઉં."

કિશોર તે વસ્તુ લાવ્યો, તે કુંચીઓનું ઝૂમખું હતું. ડીટેકટીવે તિજોરી તરફ અને ઝૂમખા તરફ બારીકાઇથી જોયું અને પછી ઉઠીને તેજ ઝૂમખામાંની એક કુંચીવતી તેણે તિજોરી ઉઘાડી. થોડાક નોટોનાં બંડલ તેમાં હતાં, તેમજ બીજા કેટલાક કાગળોમાં હતાં. નોટોના બંડલમાંના એકની દોરી જરાક ઢીલી હતી એમ તેને લાગ્યું તે બંડલ તેણે હાથમાં લીધું એક ઉપલી નોટ પર ૭૦૦નો આંકડો લખેલો હતો ડીટેકટિવે તે નોટો ગણી જોઇ તો ૨૦૦ ની થઇ ! ડીટેકટીવની આંખમાં ચમકારો જણાયો.

તેણે કહ્યું: " આ બંડલમાંથી ૫૦૦ રૂપીઆની નોટો મરનારે કોઇકને આપી છે; અથવા તો કેટલીક ચોરી ગયું છે પણ ચોરાયાનો સંભવ નથી. કારણ ચાવીઓ તિજોરી ઉપર જ રાખીને જાય એવો મૂર્ખ ચોર હોય ? અને ૫૦૦ લઇને ૨૦૦ રાખી શું કરવા જાય વળી—"

તેણે એક બીજું બંડલ લીધું તેના પર ૧૦૦૦નો આંકડો હતો. નોટો ગણી જોઇ તો બરાબર થઇ એવાં બીજાં બે બંડલોમાંની નોટો પણ તેની ઉપર લખેલા આંકડા મુજબ મળી રહી. ડીટેકટિવે તે ઉપરથી કહ્યું: " આ બધી નોટો સલામત રાખવામાં આવી છે. તે ઉપરથી ચોરી થયાનું માની શકાતું નથી. મરનારે નોટો કોને આપી હશે ? કયારે આપી હશે ! "

થોડીવાર આમતેમ જોયા પછી ડીટેકટીવે કહ્યું: "વારૂ, એ બાબતની તપાસ પછી કરીશું. હવે ચાલો, ઉપર જઇએ."

તેઓ ઉપરના માળપર જવા તૈયાર થયા. ડીટેકટીવ બે પગથીઆં ચઢતાં જ થોભી જઇને બોલ્યો: "સ્લીપર પહેરીને ખૂની ઉપર પણ ગયો છે. ચાલો, સ્લીપરના નિશાનની પાછળ–"

તેઓ સંભાળપૂર્વક દાદર પર ચઢયા. ઉપર જતાં જણાયું કે તે માળમાં વિશાળ ઓરડા છે. તેમનો એક કે જે દાદર નજીકજ હતો તેમાં તેઓ પેઠા. એ ઓરડો કોઇ સ્ત્રીનો જણાયો. "બેશક આશાને ઉઠબેસ કરવાનો આ ઓરડો હોવો જોઇએ," ડીટેકટીવે કહ્યું.

"હા, તેમજ છે." પોલિસ અમલદારે જવાબ દીધો.

એ ઓરડાનું ચોતરફ અવલોકન કરતાં કરતાં ડીટેકટીવ ખૂબ વિચારમાં બાબુચક જેવો દિગ્મૂઢ બની ગયો.

"જબરી ગુંચવણ ઉભી થઇ લાગે છે, ખરૂં ને સાહેબ?" કિશોરે ડિટેકટીવને પૂછ્યું.

"હા, પેલી દિવાલ જુઓ. તેમાં પેલો જે લાલ ડાઘ જણાય છે તે મને મુંઝવે છે. ખૂની આ ઓરડામાં પણ આવેલો છે. મને લાગે છે કે, મારા આગલા વિચારો પલટાવવા પડશે–"

"ખૂની આશાજ છે, એમ હું નહોતો કહેતો? હવે આપ સીધી રાહ પર આવ્યા?" પોલિસ-અમલદારે જરાક ઉત્સાહભર્યા અવાજે કહ્યું,

ડીટેકટીવ તેને કાંઇએ જવાબ ન દેતા વિચારોમાં ગર્ક રહ્યો.

એટલામાં નીચેથી અવાજ આવ્યો: "જોશી સાહેબ! જલ્દી આવો, ખૂનીની અમે ધરપકડ કરી છે!"

"મારા જમાદારનો અવાજ!" પોલિસ-અમલદારે કહ્યું: "ચાલો, ડીટેકટીવ સાહેબ, એ કોણ છે તે જોઇએ."

ચૌદ વર્ષના છોકરાએ કહેલી વિગતો.

મર્હુમ નવનીતલાલના બંગલા આગળ 'સોનું ટોળું એકઠું' મળેલું હતું. અને વચમાં પોલિસ સિપાઇઓએ ૧૪ વર્ષના એક છોકરાને પકડી રાખ્યો હતો. પોલિસ અમલદાર-મિ. જોશી, ડીટેકટીવ વિદ્યાચતુર અને તેના સાથીદાર કિશોરની સાથે જમાદાર સદાઅતખાન ત્યાં જઈ પહોંચ્યો.

"શું આ ખૂની છે?" છોકરાને જોઇને મિ. જોશીએ સઆઅતખાનને પૂછ્યું.

"સાહેબ, એ શું કહે છે તે સાંભળો; એટલે આપને આપોઆપ બધું સમજાશે." જમાદારે જવાબ દીધો.

"છોકરા! તું કોણ છે?" મિ. જોશીએ તેને પૂછ્યું.

"હું એક ખેડુતનો છોકરો છું. મારૂં નામ નાથીઓ. મારા બાપનું નામ પૂંજો." એ છોકરાએ જવાબ દીધો. "આ જમાદાર સાહેબ અમારા ખેતર આગળથી સિપાઇઓ સાથે વાતો કરતા જતા હતા; ત્યારે તેમની વાતના થોડાક શબ્દો મારે કાને પડયા. "વરસાદની રાત્રે એ નાસી ક્યાં જાય?' 'જબરી ખૂની હો કે?' આવું આવું તે બોલતા હતા ત્યારે હું એક વાત જાણતો હતો તે મેં તેમને કહી. તે ઉપરથી મને પકડીને તેઓ અહીં લાવ્યા છે."

વિદ્યાચતુરે પોતાના ખિસ્સામાં હાથ નાંખ્યો. રૂપીઆ પાંચની નોટ કાઢીને તેણે તે છોકરા તરફ ધરીને કહ્યું: "તારી હોશિયારીના બદલામાં હું રાજી-ખુશીથી તને આ બક્ષિસ આપું છું."

"નહીં, સાહેબ" તે છોકરાએ જવાબ દીધો: "અમે ખેડુત લોકો કદી કોઇનું ઇનામ લેતા નથી. જો હું એ લઉં તો મારા બાપા મને અધમુઓ કરી નાંખે."

"ઓહો!" ડીટેકટીવે હસીને ફક્ત એટલુંજ કહ્યું અને નોટ પાછી ખિસ્સામાં મૂકી દઇને જોશીને કહ્યું: "આવો, આપણે ઝાડી નીચેનાં નિશાન જોઇએ."

"અમને આ છોકરાએ તે બે જણ ક્યાં ઉભાં હતાં તે બતાવ્યું છે." જમાદારે કહ્યું: "ચાલો, સાહેબ! હું બરાબર જગ્યા બતાવું."

તેઓ ઝાડીઓની અંદર ગયા. જમાદારે જગ્યા બતાવી, અને કહ્યું: "જુઓ સાહેબ, ઝાડને લીધે અહીં ખૂબ પડ્યો નથી તેથી પગનાં નિશાન સાફ સાફ જણાય છે. જુઓ, થોડાંક પગલાં મરદનાં છે અને થોડાંક ઓરતનાં છે."

ડીટેકટીવે બારીકાઇથી તપાસ કરી. તેના મનમાં એક અચંબો ઉત્પન્ન થયો. તે એ કે—તે પગલામાંનું એકે 'સ્લીપર' વાળું ન હતું! બન્ને ખુલ્લા પંઝાવાળાં પગલાં હતાં.

તેણે મિ. જોશીને કહ્યું: "જે સ્ત્રીનાં પગલાં છે, તે સ્ત્રી મરનારના ઓરડામાં આવી ગયેલી છે. તે સ્ત્રીને મરનાર સાથે અથવા તો ખૂની સાથે સંબંધ છે જે પુરૂષનાં પગલાં છે, તે જુવાન છે. ખૂન કરનાર તે નથી," તે ઝાડીમાંથી બહાર નીકળ્યો; પણ ઝાડી બહારનાં પગલાં અદશ્ય થઈ ગયેલાં હતાં, વરસાદે તે ગુમ કર્યાં હતાં.

"ચાલો, આપણે હુસુને ત્યાં જઇએ" ડીટેકટીવે કહ્યું.

## વિધવા હસુની ધરપકડ

તેઓ સર્વે હુસુને ત્યાં ગયા. સિપાઇઓ તેના મકાન બહાર ઉભા હતા અને તે મકાનના અંદરના ભાગમાં રેંટિયો કાંતતી હતી. અમલદારોને જોઇને તે બોલી "મને રાંડીરાંડને શા માટે સતાવો છો, સાહેબ હું આમાં કાંઇ જાણતી નથી મને એમાં કાંઇ લાગતું વળગતું નથી."

"બકબક નહીં કર." મિ. જોશીએ કહ્યું "ખૂન કરીને પાછી સફાઇ કરે છે?"

"શું મેં ખૂન કર્યું છે? એની કાંઇ સાબિતી હશે ને?"

"સાબિતી પછી બતાવીશું પણ ચાલ, તારે બચવું હોય તો કહી દે તેં ખૂન શા માટે કર્યું? અને તારા સાથીદારો કોણ હતા?"

"પણ મહેરબાન, મને એની કાંઇજ ખબર નથી."

"તું એમને એમ નહીંજ માને. તને જેલમાં પૂરી કોરડાનો માર મારીશું ત્યારે જ ઠેકાણે આવવાની! જમાદાર, લઇ જાઓ આ બાઇને જેલમાં!"

મિ. જોશીના આ હુકમ મુજબ જમાદાર આગળ આવ્યો એટલે વિદ્યાચતુરે પોતાના હાથમાં ઇશારત કરતાં કહ્યું: સબૂર! એ બાઇ સાથે મને એકલાને થોડી મિનિટ વાત કરવા દો."

પોલિસ અમલદાર અને બીજાઓ બહાર ઉંબરા આગળ જઇ ઉભા રહ્યા. એ પછી વિદ્યાચતુરે ઘડીભર તે સ્ત્રીનું માથાથી તે પગ સુધી અવલોકન કર્યું. તેણે તે બાદ તેને પુછ્યું "મરનાર જમીનદાર નવનીતલાલને તું શા માટે આવ જા કરતી હતી, બાઇ?"

"હું ! હું કદી એમને ત્યાં જતી નહોતી."

"જુઠું ના બોલીશ. એથી તને નુકશાન થશે, એ ખબર છે ? જો, બધાઓ તનેજ ગુન્હેગાર કહે છે. હું કહું છું કે-તું ગુન્હેગાર નથી."

ઇશ્વર તમારૂં સારૂં કરે. આ બધામાં તમે એકજ લાયક માણસ છો.'

"પણ બાઇ દેખીતી સાબિતીઓ તને ગુન્હેગાર ઠરાવે તેવી છે. ખૂન પહેલાં-તું નવનીતલાલને ત્યાં ગઇ હતી, હું તદન ખાનગી વાત કહું ! તેં એની પાસેથી રૂ. ૫૦૦ લીધા હતા—"

"ઓ પ્રભુ ! એ શું બોલો છો. મહેરબાન !"

"તદન સાચું,' તે ધીમેથી બોલ્યો: "કા તો તું મરનારની રખાત હતી અથવા તો તે તારા પન્જામાં હતો ન છુટી શકાય એવી રીતે તે તારાથી દબાયલો હતો."

"તમે હદ ઉપરાંત બોલો છો-મારી આબરૂને બટ્ટો લગાડો છો."

"જો તને એમ લાગતું હોય તો સાચી વાત કરી દે; અથવા મરનાર પાસેથી નીકળ્યા બાદ તેના ઘર નજદીકની ઝાડીઓમાં તું જેની સાથે ગુપચુપ વાત કરતી હતી તેનું નામ બતાવી દે."

હસુ આશ્ચર્યથી તેના સામે જોઈ રહી. તેણે મોઢું ફેરવીને જવાબ દીધો "હું કોઇને કાલે રાતે મળી નથી."

રીંકડીએ એકદમ તે ઓરડાની ભીંત પર લટકતાં કપડાં ઉઠાવી તે સ્ત્રી આગળ ધરીને કહ્યું: "જો, બાઇ, એના પર કીચડના ડાઘ છે કે નહીં ? તું રાતના બહાર ગઈ હતી, એ ચોક્કસ છે."

તે ખસીઆણી પડી ગઇ. "હં, હં, મને યાદ આવ્યું." તે બોલી: "હું દીવાસળીની પેટી લેવા બજારમાં ગઈ હતી."

રીંકડીએ હસીને પૂછ્યું: "તેં જ્યાંથી તે ખરીદી હોય ત્યાં મારી સાથે આવીશ ? જેણે તને દીવાસળીની પેટી આપી હશે તે દુકાનદાર સાક્ષી પુરશે કે ?"

"એ તો હું કેમ કહી શકું ! તેને વખતે યાદ હોય અથવા ન પણ હોય !"

"અજ્ઞાતકર્તા શું કામ કરે છે ! બાઇ, જો, આ તારા વાળનું ગુંચળું છે કે ?" પોતાના ખિસ્સામાંથી વિદ્યાચતુરે તે ગુંચળું કાઢીને બતાવ્યું કે જે મરનારની આંગળી પરથી મળી આવ્યું હતું

હસુ ફીક્કી પડી ગઇ. તે બોલી: "આ વાળ ! એ તમારી કને ક્યાંથી આવ્યા !"

"બાઇ, સ્ત્રી જાત તરફ સખ્ત થવું તે મને પસંદ નથી. જો, તું ગુન્હેગાર હોવાના આટલા દેખીતા પુરાવા મેં તને બતાવ્યા તે છતાં હું માનું છું કે-તું ગુન્હેગાર નથી. છતાં ખૂની વિષે તું કાંઇક હકીકત જાણે છે. ઝાડીઓમાં જેને તું મળી હતી તેનાં અને તારાં પગલાં અમે જોયા છે. તું અત્યારે તેનું નામ અમને નહીં કહે તો આખી રાત મહેનત કરીને પણ અમે તેને શોધી કાઢીશું અને પછી વાત બિલકુલ હાથમાં નહીં રહે. માટે માની જા."

થોડીવાર સુધી તે ચુપ રહી. તે બાદ બોલી: 'તમે મને નકામા ગભરાવી નાંખો છો ! તમે જ કહો છો કે, હું ગુન્હેગાર નથી તો પછી મને કેવી રીતે આ ખૂનમાં સામેલ ગણો છો ? હું કાંઇ જ જાણતી નથી. હું નિર્દોષ છું. મહેરબાની કરી મને ના સતાવો."

"બહુ સારૂં" એમ કહી વિદ્યાચતુર મિ જોષી પાસે ગયો અને તેને કહેવા લાગ્યો: "એને તમે ખુશીથી તમારી ત્હેનાતમાં લઇ જઇ શકોછો. પણ તે પછી મે બાબત કરવાની. તેના મકાનની ઝાની લેવા-

ની અને કોઈ સ્ત્રી મારફત તેની પોતાની ઝડતી લેવાતી."

પોલિસ-અધિકારીને તો તેજ પરવાનગી જોઈતી હતી. સશાખતખાન જમાદારને તેણે હુકમ કરી દીધો એટલે હુસુને કેદ કરીને તે ત્રણ સિપાઈઓ સાથે ત્યાંથી ગયો.

"હવે પંચ રૂબરૂ આ બાઈના ઘરની ઝડતી લઈએ." મિ. જોશીએ કહ્યું.

"હા. મને અમુક શક છે, તેનો ખુલાસો ઝડતી વિના થશે નહીં." વિદ્યાચતુરે જવાબ દીધો.

ત્રણ રાહદારીઓને બોલાવી મંગાવવામાં આવ્યા અને તેમના દેખતા મકાનની ઝડતી લેવાઈ. જે કપડાં ડીટેક્ટીવે ખીંટી પરથી ઉતારીને હુમુને બતાવ્યાં હતાં, તે તપાસવામાં આવતાં તેમાંથી એક રૂમાલ નીકળ્યો. એ રૂમાલની એક કિનાર પર "આનંદ" એવો શબ્દ છપેલો હતો. વધુ તપાસમાં એક પેટીમાથી રૂ. ૫૦ ની નોટો મળી આવી

"મરનારની તિજોરીમાં ખૂટતીજ આ નોટો !" જોશીએ ટીકા કરી

"એમાં શક નથી." વિદ્યાચતુરે જવાબ દીધો.

આ ચીજોની તપસીલ કરી લેવાઈ અને તેને લગતા લખાણમાં પંચના માણસોની સહીઓ કરાવી લઈ જોશીએ તે ચીજો પોતાને સ્વાધીન કરી લીધી.

"સાહેબ, આ બાઈ ખૂની છે ને ?" જોશીએ પૂછ્યું.

"ના" ડિટેક્ટિવે જવાબ દીધો.

"ત્યારે ખૂની છે કોણ ? પુરુષ કે પ્રમદા ?" જોશીએ પ્રશ્નો કર્યા

ડિટેક્ટિવે જવાબ દીધો નહી.

## લોહીવાળાં કપડાંની પોટકી

મિ. જોશી, ડિટેક્ટિવને અને કિશોરને પોતાને ઘેર લઈ ગયો. જમતાં જમતાં ડિટેક્ટિવે કહ્યું: હુસુ ખૂની નથી છતાંપિ એને મેં કેદ કરાવી તેની મતલબ જુદી છે.

"આપ તેને નિરપરાધી માનો છો તો પછી એને કેદ કરાવવાની આપની મતલબ શી ?" જોશીએ પૂછ્યું.

"એકજ, ખૂની અથવા તેના મળતીઆઓને આ બાઈના કેદ થવાની ખબર મળતાં તેઓ કોઈક એવું ગફલત ભરેલું પગલું ભરશે કે જેથી તેમને શોધવામાં આપણને અનુકુળતા મળશે."

"હું આપનું કહેવું સમજ્યો નહીં." જોશીએ પૂછ્યું.

"કિશોર, તું સમજે છે કે ?" ડીટેક્ટીવે કિશોરને પૂછ્યું.

"હા. હુસુને ખૂની સાથે કાંઈક પણ સંબંધ છે. વળી મરનાર સાથે પણ તેને સંબંધ હતો—"

"બરાબર. પછી !"

"હુસુ પર પોલિસખાતાને શક છે અને તે કેદ થઈ એટલે ખરો ખૂની એમ જ માની લેશે કે-પીડા પતી !—

"બરાબર. પછી ?"

"અને પોતાના તરફ કોઈનું લક્ષ નથી એમ ગણીને તે ખુશખુશાલ એવી વર્તણુંક ચલાવશે કે, જે તેને પોતાનેજ ફંદામાં નાખશે."

"તારૂં અનુમાન મારા જેવું જ છે." ડીટેક્ટીવે કહ્યું: "મિ. જોશી, કિશોરની ધારણા ખરી છે. પણ આપણે કાંઈ જંપીને બેસવાના નથી. જે રૂમાલ આ બાઈ પાસેથી મળી આવ્યો છે તેની કિનાર પર જે 'આનંદ' શબ્દ છપેલો છે તે કોઈક માણસનું નામ છે તે કોણ છે અને ક્યાં રહે છે, એ જ પહેલે તપાસવાનું છે."

"જમાદાર એકાદ કલાકમા અહીં આવશે અને હુસુની પોતાની ઝડતીમાંથી શું નીકળ્યુ તેનો 'રિપોર્ટ' કરશે. તે વખતે આપણે 'આનંદ' વિષે તજવીજ કરાવીશું." જોશીએ સૂચના કરી.

તેઓ જમી રહ્યા અને નિરાતે મિ. જોશીના બેસવા ઉઠવાના ઓરડામાં આરામ લેવા લાગ્યા આશરે એકાદ કલાક વીતતાં સુલાખતખાન જમાદાર બે ત્રણ પોલિસ-સિપાઇઓ સાથે આવી લાગ્યો. તેણે ખબર આપી કે -હુસુની પોતાની ઝડતીમા પાન બનાવવાના સામાનની કોથળી નીકળી છે, જેમાં થોડાંક પાન, સોપારીના કચ્ચાકીડાં અને એક નાની સરખી સુડી છે. અમે તે જપ્ત કરી છે. એ સિવાય તેની પાસેથી કશુ નીકળ્યું નથી જમાદારે તે કોથળી બતાવી. તે રેશમી કપડાની હતી, અને સુડી ઉપર સુંદર કોતરકામ હતું.

"બાઇ શૉખીન જણાય છે!" જોશીએ ટીકા કરી. એ વિષે ડીટેક્ટીવ કાંઇ બોલ્યો નહી પણ તેણે જમાદારને કહ્યુ "આનદ નામનો શખ્સ કોણ છે?"

"તે એક કાપડની દુકાનવાળો છે તેનું આખું નામ આનંદલાલ છે."

'જુવાન છે કે?"

"હા. વળી લહેરીલાલ જેવો યે છે."

"હુસુની નજદીક રહે છે કે?'

'હા. તેતો શામપાડોશી છે. હુસુ તેને પોતાના મસીઆઇ ભાઇ તરીકે ઓળખાવે છે"

"કેમ, સાહેબ, એ બદમાસને પકડીશું?" જોશીએ પૂછ્યું.

"ના તે ગુન્હેગાર નહી હોય, એમ હું માનું છું"

"ત્યારે ગુન્હેગાર છે કોણ?'

"શોધી કાઢીશું. ખામોશી રાખો હવે તો આ 'ફર્મ'નો પૂરો પત્તો મેળવ્યા વીના હું અહીંથી નહિ જાઉં એની ખાત્રી ગણજો"

તેઓએ બાદ મરનાર નવનીતલાલને ગયા ગય મકાન ઉપર પોલિસ-સિપાઇઓનો ચોકી પહેરો હ- કાયમ હતો. ડીટેકટિવે, મિ જોશી અને કિશોરલાલે મકાનની અંદર જઇ અવલોકન કરવા કહ્યું અને પોતે મકાનના ચોગાનમાંના બગીચામાં તપાસ કરવા રોકાયો

રાત્રિના લગભગ ૯નો સુમાર થયો હતો. આજ ચાંદની ખીલી રહી હતી વરસાદનું નામ નિશાન નહિ બગીચો ચાંદનીમાં સુન્દર દેખાતો હતો. [illegible] બગીચામાં કંઇ નવું જાણવાનું મળે છે કે કેમ તે તપાસ શરૂ કરી. મરનાર જે ઓરડામાં હતો તે બારી આગળથી તેણે પગલાની નિશાનીઓને આધારે જમીન તપાસવા માંડી આગળ વધતાં વધતાં એક જગ્યાએ તે થોભી ગયો ફુલના વેલાઓની જે હ[illegible] હારે લા આવી રહેલી હતી ત્યા તેને એક વેલાવાળી જમીન શક પડતી જણાઇ તે જમીન પર બેસી ગયો. પોતાના ખિસ્સામાંથી વીજળીની બત્તી બહાર કાઢી અને તેમનો પ્રકાશ આમ તેમ ફેંકયો. એક છોડને તેણે હાથ લગાડયો અને તે બાદ તે તરતજ ઉભો થઇ ગયો.

વીજળીની બત્તી ખિસ્સામાં મુકીને તે મકાનના દરવાજા આગળ ગયો. દરવાજા પાસે માળીનું ઝુંપડું આવેલું હતું તેણે માળીને હાક મારીને બહાર બોલાવ્યો અને પેલો શક પડતો છોડ કે જેને તેણે હાથ લગાડી જોયો હતો તેની પાસે માળીને લઇ જઇને પૂછ્યુ "આ છોડ હાલે છે કેમ? શું તેં આ છોડ નવો જ રોપ્યો છે?"

માળીએ છોડને હાથ લગાડયો અને હલાવી જોયો તેનું મોઢું ઉતરી ગયું. તેણે જવાબ દીધો "અજાયબીની વાત છે, સાહેબ! આતો એક જુનો છોડ છે. અત્યાર પહેલાં મેં આ હાલતમાં તેને જોયો નહી."

"ત્યારે તેં તે ઉખેડ્યો નથી ?"

"ના. સાહેબ"

"એ તદ્દન ઉખેડી નાંખ, જોઉં !"

માળીને લગીરે મહેનત પડી નહીં. જરાક જ આંચકો મારતાં તે ઉખડી ગયો. "આસપાસની ધૂળ ઉખેડી નાંખ." ડીટેકટીવે કહ્યું.

માળી એ ધુળ ઉખેડી નાંખી અને જે ખાડો ત્યાં આગળ પડ્યો તેમાંથી ડીટેકટીવને નવીજ વાત જાણવાની મળી. કપડાંની એક પોટકી તે ખાડાની અંદર દાટેલી હતી ! ડીટેકટીવે તરતજ તે હાથમાં લઇ લીધી અને તે છોડી નાંખી. તે પોતે તેમજ માળી બન્ને, એ પોટકીમાંનાં કપડાંની હાલત જોઇને તાજુબ થયા. એ કપડાં લોહીથી લદબદ થયેલાં હતાં ! ! અને તે એક પુરુષનાં હતાં ! ! !

"આ શું ?" માળી બોલી ઉઠ્યો.

"તું કેવો બેદરકાર બાગબાન છે ? ફુલનો આ છોડ તારા શેઠના ખૂનીએ ઉખેડ્યો; ખાડો ખોદી તેમાં પોતાનાં લોહીવાળાં કપડાં મૂક્યાં અને પાછો વેલો તેમ રોપી દીધો ત્યાં સુધી તને ખબરજ ન પડી ?" ડીટેકટીવે માળીને પૂછ્યું.

"સાહેબ, આ ગરબડ મારી માહિતી બહાર થઇ છે."

"એની તો મને ખાત્રી છે. તને ખબર પડે એવી રીતે આ કામ કરનાર "મોટ" જ હોય ! હવેથી બહુ કાળજી રાખ, સમજ્યો." એમ કહીને ડીટેક્ટિવ કપડાંની પોટકી લઇને મકાનની અંદર ગયો.

તેના હાથમાં પોટકી જોઇને જોશી અને કિશોર અજબ થયા. ડીટેકટીવે તે પોટકી ખુલ્લી કરી. તેમાં એક ખમીસ અને એક ધોતીઉં હતાં અને તે લોહીથી ખરડાયલાં હતાં ! તેણે ખમીસનો કોલર તપાસ્યો. ધોતીઆની કિનાર તપાસી. બન્નેની ઉપર "ન" અક્ષર લખેલો હતો. ડીટેકટીવે ખમીસ લાઇટ પર ઓઢાડી જોયું અને પછી કહ્યું; "આશ્ચર્યની વાત છે કે આ કપડાં તો ખુદ મરનારનાંજ છે !"

"વાહ ! શુ મરનારેજ પોતાનું ખૂન કર્યું ?" જોશી પૂછવા લાગ્યો.

"ખૂનમાં સંડોવાયલાઓની આ બધી કરામત છે ! મી. જોશી, આપણને આ કપડાં મળ્યાં છે એ વાત ગામમાં લોકોને કાને પ્રસારી છે."

"કારણ ?"

"સહવારે તમને તે જણાશે. ઉપરાંત આજ રાત માટે એક નિરાળો બંદોબસ્ત કરવો જોઇશે. તમારા જમાદાર અને બીજા થોડાક ચપરાક સિપાઇઓનો આજે રાતે આ મકાનમાં અને બહાર ચોકીપહેરો રાખો. કોઇ પણ શકમંદ આદમી અહીં આવે તેને તેઓ પકડી લે એમ ફરમાવો."

"અને આપણે શું કરીશું ?"

"તમે અને કિશોર તમારે ઘેર જઇને નિરાંતે "સંઘરી ખેંચો !" પ્રભાતનો પહોર થતાં અહીં પાછા આવશો."

"અને તમે ?"

"હું ક્યાં હોઇશ અથવા શું કરીશ તે કહી શકતો નથી."

"વારૂ," જોશી બોલ્યોઃ "તમને મેં બોલાવ્યા એટલે તમારા દિલના કોઇપણ તરંગને હું મંજુર રાખુ છું; પણ મિ. વિદ્યાચતુર, ખરૂં પૂછાવો તો આ તમારી નકામી ધાંધલ છે. ખોટાં ફાંફાં છે. ખૂની એ રીતે હાથ આવે એમ હું નથી માનતો."

ડીટેક્ટિવ કાંઇજ બોલ્યો નહીં. જોશીએ પૂછ્યું: "આ પોટકીનું શું કરવુ છે ?"

"તે અહીં મડદા પાસે ભલે પડી રહી"

"વાહ ! સુદા માલ આમ રઝળતો મૂકી જાઓ છો ?"

[આ રસભરી વાર્તા પાંચમા પુસ્તકમાં પુરી થશે]

# સર્જાતું સાહિત્ય

◉ સાદીકનું નવું પુસ્તક પ્રકાશન ◉

: પાંચમા પુસ્તકની અનુક્રમણિકા :

કવરપૃષ્ઠ ચિત્રકારઃ રા. જયંત ખત્રી. ધનીહારીઃ
મુખપૃષ્ઠઃ મુદ્દમોહિરે ગુણસુંદરી ચિત્રકારઃ રા. સારાભાઈ.
ચિત્રકારો : કલાબિંદુ, જયંત.



સર્જાતું સાહિત્ય ૭૬, ટેમરીન્ડ લેન કોટ મુંબાઈ

સર્જાતું સાહિત્યનું છઠ્ઠું પુસ્તક રવિવાર ૨૬:૪:૩૧. ના દિવસે બહાર પડશે




સર્જાતું સાહિત્ય

ગૃહમંદિરે ગુણસુંદરી

*
**

ચિત્રકાર :
રા. સારાભાઈ




પુસ્તક : : પાંચમું

## સંપાદકનું નિવેદન

'સર્જનું સાહિત્ય' ને મળેલા અદ્ભુત વિજયથી અમારા ઉત્સાહમાં વૃદ્ધિ થઇ છે. સારાયે ગુજરાતના કેળવાએલા અને સંસ્કારી વાંચક વર્ગમાં 'સર્જનું સાહિત્યે' પોતાનું સ્થાન મેળવી લીધું છે. એના સ્થાયી ગ્રાહકોની સંખ્યા દીન ઉગ્યે વધતી જાય છે; તેમ એનું છૂટક વેચાણ પણ સારા પ્રમાણમાં વધી રહ્યું છે. અત્યારસુધી પ્રગટ થએલા ચાર પુસ્તકોના અનુભવ પછી અમે ખાત્રી સાથે માનીએ છીએ કે શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય વાંચનારાઓની એક મોટી સંખ્યા હસ્તી ધરાવે છે; પરંતુ અત્યાર સુધી એ બધા વાંચકોને ઓછા મૂલ્યમાં વિશિષ્ટતાવાળા પરંતુ કૈં વધુ પ્રમાણમા વાંચનની જરૂર હતી. તે જરૂર મોંઘી કીંમતનાં સચિત્ર માસિકપત્રો કેટલેક અંશે પૂરી પાડી શક્યાં નથી. ત્યારે 'સર્જનું સાહિત્ય' એક માસમાં બે વાર ગુજરાતના પ્રતિષ્ઠિત અને સંસ્કારી લેખકોના લેખો તેમજ ગુજરાતના સ્વીકારાએલા કુશળ ચિત્રકારોનાં ચિત્રો સાથે પ્રગટ થતું હોવાથી—અને વર્ષ દહાડે ગુજરાતના એક સિદ્ધહસ્ત લેખક શ્રી જ્યોતીન્દ્ર હ. દવે જેવાનું હાસ્યરસનું એક કીંમત હાસ્યનું ભેટ પુસ્તક વાંચકોને આપવાની યોજના કરેલી હોવાથી એને ધાર્યો કરતાં ઘણી વધુ ફત્તેહ મળી છે. તેથી 'સર્જ-

સાહિત્ય'ના હવે પછીના પુસ્તકો વધુ ને વધુ સમૃદ્ધ પ્રગટ કરવાના અમારા ઉત્સાહમાં બળ આપ્યું છે. અને અમારા અભિલાષ સફળ થશે એવી પ્રતિતિ થાય છે.

સંસ્કારી ગુજરાતે અમારા નમ્ર પ્રયત્ન પ્રત્યે દર્શાવેલી મમતાભરી સહાનુભૂતિથી અમે આભારથી મસ્તક નમાવીએ છીએ, અને હીંમત સાથે કહીએ છીએ કે ' ગુજરાત શિષ્ટ અને સંસ્કારી વાચન વાંચવા માટે કેળવાયું નથી, ગુજરાત ઉંચી પંક્તિના લેખકોનું સાહિત્ય જીરવી શકતું નથી' એ વાતો ભ્રમ છે. ગુજરાતમાં વસતી—ગુજરાતી વાંચી સમજતી—ગુજરાતમાંની દરેક કોમમાં—અલબત્ત પારસી બંધુઓના અપવાદ સિવાય—' સર્જાતું સાહિત્ય' પ્રિય પડયું છે. એના હવે પછીના પુસ્તકો ક્યારે પ્રગટ થશે એની આતુરતા સાથે રાહ જોતા પત્રો અને અમારા પ્રયત્નમાં અમને ઉત્તેજી રહ્યા છે. ' સર્જાતું સાહિત્ય ' વિષેની આ ટુંકી આભાર નોંધ લખતાં અમે આજે વાચકોને એક નવી આનંદદાયક ખબર આપવા ઉત્સુક થયા છીએ.

## ચેતન યુગ

' સર્જાતું સાહિત્ય ' ના કેટલાક વાચકોની સૂચના છે કે તમે જેમ સંસ્કારી ને ઉંચી પ્રતિનું સાહિત્ય ' સર્જાતું સાહિત્ય ' દ્વારા આપો છો— તેમ હળવા પરંતુ શિષ્ટ સાહિત્યનો એક વિભાગ એ પુસ્તક પ્રકાશનમાં રાખો તો જેઓ હજી સુધી સંગીન અને ઉચ્ચ પ્રકારનું સાહિત્ય વાંચવાને ટેવાયા નથી તેમને એથી ઘણો સારો સત્કાર મળશે; સાથે મારા અનેક શુભેચ્છક મિત્રો અને પત્રકારિત્વ જગતમાં મેં કરેલી અત્યંત નમ્ર ને નજીવી સેવાની કદર કરનારા હળવા સાહિત્યના શોખીન વાચકો પત્રોદ્વારા અને અંગત મુલાકાતોમાં કહ્યા કરે છે કે, તમારે ' સર્જાતું સાહિત્ય ' ઉપરાંત હળવા અને શિષ્ટ સાહિત્યનું એક સપ્તાહિક પત્ર પણ પ્રગટ કરવું. હકીકત એ છે કે ' બે ઘડી મોજ ' ના એક માલેક અને તંત્રી તરીકે લગભગ ૭ વર્ષ સુધી એ પત્રનું એક સરખું સંચાલન કરવાથી હજારો વાચકનું મારા કાર્ય પ્રત્યે—અલબત, એમની મારા પ્રત્યેની સદભાવના લીધે જ આકર્ષણ છે; અને તેથી તેઓમાંના ઘણા મને હળવા સાહિત્યનું એક સાપ્તાહિક પત્ર પ્રગટ કરવાનું ફરમાન કરે છે; અને હું પણ માનું છું કે ગુજરાતની જનતાને શિષ્ટ સાહિત્ય તરફ આકર્ષણ થવાનું કારણ હળવા સાહિત્યદ્વારા તેમની કેળવાએલી રુચિ છે; અને હજીયે વાચકોની રુચિ જેમ જેમ હળવા સાહિત્યદ્વારા કેળવાતી જશે. તેમ તેમ વાચકો પ્રાણવાન ને પ્રેરક, સંસ્કાર પ્રચારતા અને માનવતા કેળવતા સાહિત્ય તરફ વધુ આકર્ષાતા જશે. એ વિષે મને ખાત્રી હોવાથી ઇશ્વર પર શ્રદ્ધા રાખીને વાચકોના સંપૂર્ણ સહકાર મેળવવાની ખાત્રી સાથે આવતા થોડા જ દિવસોમા ' ચેતનયુગ ' નામક એક અઠવાડિક પત્ર પ્રકટ કરવાનું આરંભીશ. ' ચેતન યુગ ' માટે મેં એકઠી કરેલી લેખ અને ચિત્રસામગ્રીઓ તેમજ બીજા અનેક અવનવા આકર્ષણો તૈયાર હોવાથી એ નવા અઠવાડિક પત્રના સંપૂર્ણ વિજયની મને ખાત્રી રહે છે. તે છતાંયે હું એક માનવી રહ્યો. મારા કાર્યમાં ત્રુટિઓ હશે ને રહેશે. ઘણીયે ઉણપો પણ હશે, તે ઉદાર વૃત્તિના વાચકો નભાવી લેશે એવી શ્રદ્ધા રાખું છું.

મને આશા છે કે ' સર્જાતું સાહિત્ય ' ના વાચકો થોડા જ દિવસોમાં પ્રગટ થનારા સાપ્તાહિક ' ચેતન યુગ ' ના પ્રચારમાં—એની સમૃદ્ધિ વધારવામાં મારી સાથે સહકાર કરશે અને શબ્દબ્રહ્મની—સાહિત્ય દેવી સરસ્વતીની સેવા કરવાની મારી શક્તિ વધારી મને સદાનો ઋણી કરશે.

સાદીક



# પ્રગટ નહિ કરવા માટે લખેલી કેટલીક નોંધ

એક અમેરિકન ગૃહસ્થે ભાષણમાં જણાવ્યું હતું કે: 'wanted an unpractical education' જુવાનોને કમાતાં શીખવવું એ કામ કેળવણી માથે હોય જ નહિ. એ કેળવણી જ નથી. એવી રીતે કેળવણી અને કમાણી એ વિચારો સાથે સાથે કરવાથી એકે વિચાર સાચો થઈ શકતો નથી. કેળવણી જો મળે તો એટલું આવી શકે કે જુવાન માણસ જે તે સ્થિતિમાં સુખ માનતાં શીખી જાય અને દરેક સ્થિતિમાં પોતાની જાતને વધુ ને વધુ ઘડવાની તૈયારી બતાવે, તો કેળવણીએ જે કરવું ઘટે તે કર્યું છે એમ કહેવાય. ગરીબાઈમાં ખુમારી સેવતો જુવાન અને ફર્સ્ટ ક્લાસ એલ. એલ. બી. થઈ કોર્ટમાં બેન-કૂડી ભર્યા કેસ ઘડવા દોડતો વકીલ એ બેમાં વકીલને કેળવણી લીધેલો માનવામાં આવે છે. એ માન્યતાએ જ કેળવણીનો ખાડો કાઢ્યો છે. એ વ્યવહાર છે, શક્તિ છે; પણ કેળવણી કે સંસ્કાર નથી. એન્જીનીઅરીંગમાં પાસ થઈ એકાદ 'જગા' શોધી કાઢી લાંચ લેતાં શીખી જાય ને ઘર ભરતાં આવડી જાય એ, અલબત્ જે અર્થમાં વાણીઓ કમાણીવાળી કેળવણી માગે છે તે અર્થમાં કેળવણી છે, પણ એમાં સારી કેળવણી નથી. ખરી કેળવણી અત્યારે જે કેળવણીને કમાણી સાથે જોડીને આપવામાં આવે છે, તે કેળવણીનો નાશ થાય પછી જ શરૂ થાય. જે કેળવણી પૈસા કમાતા નહિ શીખવે—પણ જાત ઘડતાં શીખવશે–તે જ ઉત્તરે ટકી શકશે.

ઘણી વખત દુર્ગુણનું સ્વરૂપ નહિ સમજવાથી માણસ પોતાની ઘણી શક્તિ તેની સામેની લડાઈમાં વ્યર્થ રીતે ગુમાવે છે. જો એટલું સમજાઈ જાય કે પુષ્પની સુકુમારતા જોનારી આંખ અને ક્રોધથી લાલઘુમ થયેલી આંખ ચિત્તની એ બન્ને અવસ્થા એક જ જાતની લાગણીમાંથી જન્મે છે, તો માણસને દુર્ગુણ સામે લડાઈ કરવાનું સ્પષ્ટ થઈ જાય. કેટલાક મનુષ્યો આવી ચામડીના હોય છે. કેટલાકની ચામડી જાડી હોય છે. પહેલા પ્રકારના મનુષ્યોને કુમળી, રસભીની કરુણવૃત્તિ–દયા, અહિંસા ને સત્ય જેવી ભાવના ખીલવવાનો અવકાશ છે–અને બરાબર ભાવના એથી વિરુદ્ધ ચીડીયા, દ્વેષી, માનવ વિરોધી, વિષયી અને વક્ર થવાનો પણ અવકાશ છે; બીજા પ્રકારનો મનુષ્ય અખૂટ સહનશક્તિ અને વીરતા પણ વીરને શોભે તેવી ચાતુરી હિમ્મત કેળવી શકે: તેમ જ મૂર્ખ, જડ, ને વિવેકહીન શઠ પણ થઈ શકે. જે મનુષ્યો પોતાનામાંથી જન્મેલી લાગણીને તરત વશ બની જાય છે, તે લાગણી ભલે તેટલી ઊંચી મનાતી હોય તો પણ તેમાં પશુતાનો

અંશ છેઃ લાગણીને બુદ્ધિની ધાર વચ્ચે વહેતી કરનાર મનુષ્ય જ વિજેતા બને છે.

જીવન સમર્પણની ઘડીએ જે માણસ પાછો હઠ્યો નથી, તે જ માણસ ખરી ધાર્મિક વૃત્તિ ધરાવે છે એમ કહી શકાય.

×

ધર્મ લોકમાં ત્રણ સ્વરુપે રહે છે. બાળ રૂપે, આશ્વાસન રૂપે અને રોગ રૂપે. અનુકરણ ધર્મ–અથવા આચાર ધર્મ–એ વંશપરંપરા ગત જેમ કેટલાક રોગ આવે છે તેવો રોગ છે; મંદિરમાં પાઘડી ઉતારી ને મોટે સાદે પ્રાર્થના કરતા બાપને જોઈ છોકરો પ્રાર્થના કરે તે અનુકરણ છેઃ એ અનુકરણ બાપે, જે પ્રકારે ધર્મને જીવનમાં સ્થાન આપ્યું હોય તે પ્રકારે જ રહેવાનું. જીવન સમર્પણની વેળાએ ઘણા ખુનીઓ ઈશ્વર ભક્ત બની જાય છે; એમાંથી આશ્વાસન લેતાં શીખે છેઃ એ ખુનીની નિર્બળ વાણીઓ. સવારમાં દેવની છબી પાસે બેસી માળા ફેરવી, પછી જ ખોટું બોલવાનું શરૂ કરે, તેના જેવી હારણવૃત્તિ છેઃ એ ધર્મ જેમાં લુચ્ચાઇથી પાંચ પૈસા કાઢી, બે પાઇ દેવ પાસે ધરી, ચાર પૈસા ને બે પાઇનો નફો કરવાની વાત છે, તે ગમે તેટલા વર્ષનો જૂનો હોય છતાં ધર્મ–જે વૃત્તિ જીવનને ભાગવી જરૂર પડે છે તે સૌ સોના અનુભવની વાત છે. અને તે વખતે મનુષ્ય શી રીતે ટકે છે તે જેવા ધાર્મિક બળનો પ્રયાસ છે.

ધૂમકેતુ

# જહાં ગાંઠ તહાં રસ નહીં

[ ઐતિહાસિક રસપૂર્ણ નવલિકા ]

લેખકઃ

શા. ચુનીલાલ વર્ધમાન શાહ

ચિત્રકારઃ ર. કલાબ્ધિ

" નાથ ! ચાલો આજે તો ચોપાટ રમીએ !" સ્વામીને મુખવાસ-તાંબૂલ અર્પણ કરતાં રાણીએ ઉત્સાહભરિત વદને કહ્યું.

" હા, ચાલો : પણ શરત કરવી પડશે હોં !" સ્વામીએ સુંદરીના ઉલ્લાસને મંદ સ્મિતથી વધાવી લેતાં કહ્યું.

" કઈ શરત ! "

" તમે હારો તો તમારે આઠ દિવસ આ જ ઓરડામાં એકલા કેદ રહેવું; અને હું હારું તો મારે આઠ દિવસ અંતઃપુરમાં પગ મૂકવો નહિ !"

મુખમાંથી સ્મિત સ્ફુરાવતી અને કટાક્ષ કરતી રાણી બોલી: "વાહ વાહ ! એવી તે વળી શરત હોતી હશે ? આઠ દિવસ અને આઠ રાત તમારે અને મારે જુદાં રહેવું, એટલે હું હારું તો મને સજા થાય અને હું જીતું તોય મને સજા થાય ! તમારા રાજ્યમાં આવો ન્યાય તોળાય છે કે શું ?"

" એમ કેવી રીતે ? " રાજા હસતાં હસતાં હસતાં પૂછી રહ્યા.

"હું હારું તો હું એકલી જ કેદમાં રહું અને તમે હારો તો તમે અંતઃપુરમાં આવો નહિ એટલે એવ રીતે મારે આઠ દિવસ સુધી તમારાથી અળગાં રહેવું ! નારે, મારે તો એવી શરત કરવી નથી !"

" ત્યારે ?"

" એ શરતમાં થોડો સુધારો કરો તો હું કબૂલ કરું. "

" કહો, શો સુધારો કરવો છે ?"

" મારે એકલા કેદમાં રહેવું પડે, કે તમા અંતઃપુરની બહાર આઠ દિવસ રહેવું પડે, તોપણ તમારે રોજ એક વાર મારી પાસે આવીને મારે હાથનું પાન ખાઇ જવું: કહો, કબૂલ છે ?"

" હા, કબૂલ ! " અર્ણોરાજે હસીને રાણ દેવળદેવીની હથેલીમાં તાળી આપતાં શરત કબૂ કરી. આઠ દિવસના સતત વિયોગની શરતને રસભરિત રીતે ઢીલી પડતી જોઇ ને પ્રેમાળ પ પત્નીનાં મન ઉલ્લસ્યાં.

દેવળદેવી ગુજરાતના રાજા કુમારપાળની બ હેન હતી, અને એ પરણી રાજકન્યા શાકંભરી આવી, ત્યારથી અર્ણોરાજનો રાજગઢ અને અંત પુર ઝાકઝમાળ થઇ ગયાં હતાં. ગુજરાતનું પા નગર વિક્રમની તેરમી સદીના પ્રારંભમાં વિદ્યા અ કલાના ધામ રૂપ બન્યું હતું અને તેના સંસ્કાર યુક્ત દેવળદેવીએ પરણીને શાકંભરી જતાં ત્યાંના રાજભવનના દેદાર ફેરવી નાંખ્યા હતા. ગર્ ગોઈ ભાત નવા બંધાવ્યા, સઘળા આંગણામાં બગીચ વવરાવ્યા અને ચોમેર સુંદરતા તથા સુઘડ પાથરી દીધી. અંતઃપુરના ઓરડાઓને તેણે પાટણ થી આવેલી સામગ્રી મગાવીને દસ્તુરી

અર્ણોરાજ તો દિવસનોય મોટો ભાગ તે સુસજ્જિત ઓરડાઓમાં ગાળવાનું પસંદ કરતો દાસદાસીઓની રીતભાતમાં પણ દેવળદેવીના આગમન પછી અર્ણોરાજને અજબ ફેરફાર, નિયમિતતા અને વિવેક દેખાવા લાગ્યાં હતાં. દેવળદેવીની કલાચતુરાઈએ અર્ણોરાજને વશ કરી મૂક્યો હતો એમ કહીએ તો ચાલે. આથી અર્ણોરાજ અને દેવળદેવીના પ્રેમની, વિલાસની અને ઉલ્લાસની, કંઈ કંઈ કહાણીઓ લોકોમાં પ્રચલિત થઈ ગઈ હતી.

ચોપાટ ઢળાઈ, દાવ ખેલવા લાગ્યો. હારજીતના રંગ ઉપર હાસ્ય-વિનોદ તરવા તથા ઉછળવા લાગ્યાં. રાણીનું એક સોગઠું મારતાં અર્ણોરાજ બોલ્યોઃ "આ એક મુંડિયો મૂઓ!"

રાણીના વદન ઉપર કારમી ગંભીરતા આવી. રસ્તામાં ડોકિયાં કરતા રોષ સમેત તેણે પતિના મુખ સામે જોયું. અર્ણોરાજ દેવળદેવીની ગંભીર મુખમુદ્રા સામે જોઈ હસ્યો. દાવ આગળ ચાલ્યો અને રાજાએ રાણીનું બીજું સોગઠું મારતાં કહ્યુંઃ "આ બીજો મુંડિયો મૂઓ!"

રાણીની આંખોમાં રોષના તણખાને સ્થાને ક્રોધનો અગ્નિ ભભૂકી ઊઠ્યો તે સમજી કે રાજા પોતાના ધર્મગુરુ—જૈન સાધુની—તેના મુંડન કરાવેલા મસ્તકની હાંસિ કરે છે. એક બીજા ધર્મની સરસાઈ કરવાનો, શાસ્ત્રાર્થોનો, વિદ્વત્તાભર્યા વિવાદોનો, ધર્માચાર્યોના સામર્થ્યની અને ચમત્કારોની વાતોથી જનતામાં જૈન કે શૈવ ધર્મનો પ્રતાપ પાડવાનો એ યુગ વર્તતો હતો. ધાર્મિક અસ્મિતા ધર્મના અભિમાનમાં ઓગળતી જતી હતી. ગુજરાતમાં જૈન ધર્મનો પ્રતાપી ધ્વજ ગૌરવપૂર્ણ રીતે ફરકી રહ્યો હતો અને શૈવો તથા વૈષ્ણવો અસહાભરી આંખથી તે તરફ જોઈ રહ્યા હતાં. જૈન સાધુઓને મન પોતાનું જેટલું માન કે અપમાન નહોતું, તેથી વિશેષ તેમના અનુયાયીઓને મન હતું. દેવળદેવી તો હેમચંદ્રસૂરિના ભક્ત કુમારપાળની બહેન રહી; તેનાથી જૈન ધર્મગુરુનું આવું અપમાન શી રીતે સંખાય! તે આંખ ફેરવીને બોલીઃ "મહારાજ! જરા મ્હોં સંભાળીને બોલો. તમારા વિવેકશૂન્ય મુંડિયા સંન્યાસીઓ કરતાં કેશલોચથી દીપ્તિમાન મસ્તકવાળા મારા ગુરુઓ વધારે પવિત્ર હોય છે."

અર્ણોરાજ રાણીના વચન ઉપર તિરસ્કારનું હાસ્ય હસીને બોલ્યોઃ "તારા રખડતા ભાઈને રાજ્ય અપાવ્યું એટલે એ મુંડિયા પવિત્ર થઈ ગયા?"

"જંગલી! જરા વિચારીને બોલો! શું રાજરાજેશ્વર કુમારપાળનું અપમાન મારી સમીપે કરતાં પણ તમે બ્હીતા નથી?"

અર્ણોરાજનું સ્વમાન ઘવાયું. તેણે ચોપાટ ઉઠાવી ક્રોધથી રાણીના માથામાં મારી. તે ઉઠી જતો બોલ્યોઃ "તારો ભાઈ મને શું કરી નાખવાનો છે! જા, તેનાથી થાય તે કરી લે."

"ઠીક છે, પણ જો હું તમારા શબ્દો મ્હોંમાં પાછા ન પેસાડું, તો હું પાટણનરેશની બ્હેન નહિ!"

વિનોદની લહેરોની વચ્ચે ખેલાતા ચોપાટના દાવને સ્થાને કલહનો ઝંઝાવાત જાગ્યો. માનિનીનું અભિમાન ઘવાયું અને એ અભિમાનના આઘાતે પ્રેમીની ગર્વિષ્ઠતાને જગાડી.

(૨)

પ્રભાતે શાકંભરીના પ્રજાજનોનાં દિલ ઉપર કારમો આઘાત થાય તેવા સમાચાર ચોમેર ફરી વળ્યા કે "રાણી દેવળદેવી રીસાઈને પીયર જાય



" પર આગળ આવ્યો અને નળએ રાણીનું બીજું સોગઠું મારતાં કહ્યું " આ બીજો મુકિયો મર્યો."

છે!" અષ્ટકોશજની તાંબૂલવાહીના મુખમાંથી નીકળેલી એ વાત સૂર્યોદય થતાં થતાંમાં તો પત-પટપર, નગરમાં, ચારે ચોક અને ઘેર ઘેર ફરી વળી. પુરુષોએ તેને ગપાટો માન્યો. સ્ત્રીઓને તેમાં અતિશયોક્તિ લાગી. પરન્તુ સૂર્ય આકાશમાં જરા ઊંચે ચઢ્યો અને પાણી ભરનારી અંગનાઓ તથા દાસીઓથી વીંટળાયલો રથ રાજમહેલમાંથી નીકળ્યો લોકોએ નજરોનજર જોયો ત્યારે તે સ્ત્રીઓ મોંમાં આંગળાં નાખીને દિગ્મૂઢ જ થઈ ગઈ.

સુરજમલ શેઠ માથે પાઘડી પહેરીને દુકાનેથી

દરવાજે દોડ્યો. શંકર બારોટ પૂજા કરતો કરતો ઉઠીને રથની પાછળ પાછળ ઉતાવળે ચાલ્યો. રથ નગરની બહાર નીકળ્યો અને સૂરજમલ શેઠ તથા શંકર બારોટ પહોંચ્યા. રથ ઊભો રખાવ્યો. શેઠે કહ્યું: "રાણીજી! આવું ન થાય. એમાં તો પાટણની અને શાકંભરીની–બેઉની લાજ જાય. પાછાં વળો અને ગઈ ગુજરી ભૂલી જઈને તૂટીને સાંધો."

શંકર બારોટે કહ્યું: "શેઠજી સાચું કહે છે, માતાજી! રાજગઢના વાયરા છે, તે કોઈ વાર સવળા વાય, કોઈ વાર અવળા વાય, પણ ક્ષત્રિયાણી પોતાનો ધરમ ન ભૂલે અને રાજ્ય તથા રાજાને ખોટ લાગે તેવો મારગ ન લે."

પાંચમાં પુછાય એવો સૂરજમલ, શેઠ અને શાણપણના ભંડાર જેવો શંકર બારોટ: તેમનો પડ્યો બોલ સૌ ઉપાડી લે. અર્ણોરાજ પણ તેમનો બોલ ઉથાપતાં પહેલાં ઊંડો વિચાર કર્યા વિના ન રહે; પરન્તુ તેમની શિખામણ દેવળદેવીના ધ્યાનમાં ઉતરી નહિ! રથનો પડદો આઘો હડસેલીને અને ઓઢણીની કિનાર જરા આગળ ખેંચીને આંખો ઢાંકતાં રાણીએ કહ્યું: "શેઠજી! બારોટ! રાજગઢના વાયરા સવળા વાય ત્યારે મને તેડવા આવજો."

રથનો પડદો પાછો પડ્યો અને રથ ચાલવા લાગ્યો. રાણીજી પાછાં વળે કે ન વળે પણ તે આવો ઉછાંછળો જવાબ આપશે એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. શેઠ અને બારોટ ઝીલે મ્હોંએ પાછા વળ્યા.

(૩)

પતિગૃહની ફરિયાદો પિતૃગૃહમાં સહૃદયતાપૂર્વક સંભળાય છે. પુત્રવધૂનું સ્વમાન મોડનારાં સાસુ–સસરા પણ પુત્રીના સ્વમાનનો ઘાત સાંખી શકતાં નથી! ભગિનીવત્સલ ભાઈ બ્હેન–બનેવી વચ્ચે પડેલા અંતરાયોને વિદારવામાં તટસ્થ રહેવા કરતાં પક્ષકાર બનવામાં વધારે ન્યાયવિશુદ્ધિ માને છે! એકલોહિયા સંબંધ–સંસ્કારનો એ પ્રભાવ લાભ પણ કરે અને હાનિ પણ કરે.



કુમારપાળ બ્હેનને મુખેથી બધું પ્રકરણ સાંભળીને ઉશ્કેરાઈ ગયો. તેણે અર્ણોરાજની ચેષ્ટા જોવાને ગુપ્ત દૂત મોકલ્યો. દૂતે શાકંભરીથી પાછા ફરીને એવા સમાચાર આપ્યા કે અર્ણોરાજ પ્રકટ યુદ્ધ કરી શકે તેટલો બળવાન નથી પણ તે ગુપ્ત રીતે

કુમારપાળને મારી નંખાવવા મથે છે કુમારપાળને હવે અર્ણોરાજ એક કંટક રૂપ લાગ્યો. તેણે શાકંભરી સામે પોતાની સેના દોરી અને શાકંભરીની પડોશના પ્રદેશમાં પડાવ નાખ્યો. કુમારપાળે જોકે કરાયો હતો, તોપણ પોતાની બહેનનું, પોતાનું તથા પોતાના ધર્મગુરુનું કડવાં વચનોથી અપમાન કરનાર અર્ણોરાજ જો પહેલેથી જ ક્ષમા માગી લે તો યુદ્ધ નહિ કરવાનો જ તેનો ઇરાદો હતો. તેણે અર્ણોરાજ



" તેણે આંખો ઊંચી કરી અને દરવાજા ઉપર નજર ફેંકી, અર્ણોરાજની સાથે નગરના શેઠ ચરાજમલ અને ઠાકર બારોટ આવ્યા હતા. "

તરફ પોતાનો દૂત મોકલ્યો, ક્ષમા માગી લેવા કહાવ્યું પરન્તુ તેનો પ્રત્યુત્તર એટલો કડવો આવ્યો કે યુદ્ધ વિના બીજો કોઇ માર્ગ રહ્યો નહિ.

અર્ણોરાજે પોતાના મિત્ર રાજાઓને મદદે બોલાવ્યા હતા, પણ તે પોતાના સેનાબળની સ્વલ્પતાને પિછાણતો હતો, અને શાકંભરી સુધી પહોંચેલો કુમારપાળ જો ખરેખર યુદ્ધ કરશે તો પોતાની ખરાબી કર્યા વિના રહેશે નહિ એવી જ તેની ગણત્રી હતી. પરન્તુ પોતાના મંત્રી ચાહડની સલાહથી કુમારપાળને નમી જઇને સમાધાની કરવાનું અર્ણોરાજે ઠીક માન્યું નહિ. કુમારપાળના અમુક માણસોને દ્રવ્યથી ફોડીને કપટથી કુમારપાળને હરાવી કે હણી નાખશે એવી ગણત્રી ચાહડે કરી રાખી હતી, તે તેણે અર્ણોરાજને સમજાવી અને અર્ણોરાજ મંત્રીએ બતાવેલે માર્ગે જવાને તૈયાર થયો.

પ્રકટ રીતે વેર વાળવામાંય વીરના જોખમો છે એ વીરતા વિનાના મનુષ્યો વેર છૂપી રીતે વાળે છે

અને પરને સાધનભૂત બનાવે છે. વીરતા વિનાનાઓ વીરનાં જેવાં કાર્યો કરવા મથે છે ત્યારે તેઓ હંસનાં ઉછીનાં લીધેલાં પીછાંથી કાગડો હંસ બનવા યત્ન કરે તેના જેવા દેખાય છે; અને તેમાં જ્યારે તેઓ નિષ્ફળતા મેળવે છે ત્યારે બાયલાનાં અને સફળતા મેળવે છે ત્યારે કપટકળાકુશળનાં બિરુદો મેળવે છે! વીરનું બિરુદ તો તેમના લલાટે લખાયલું હોતું જ નથી.

ચાહડને અને કુમારપાળને જૂનું વેર હતું સિદ્ધરાજ અપુત્ર મરણ પામ્યો ત્યારે ચાહડને પોતાના ખોળે લીધેલા પુત્ર તરીકે પોતાની પાછળ પાટણની ગાદી મળે એવી તેની ઈચ્છા હતી અને ચાહડને પણ ગુર્જરેશ્વર થવાની મહત્ત્વાકાંક્ષા હતી, પરન્તુ સિદ્ધરાજ મરણ પામતાં કુમારપાળ આવી પહોંચ્યો, પાટણની પ્રજાએ તેને રાજા તરીકે સ્વીકાર્યો અને રહી ગયો. ત્યારથી તે કુમારપાળની ઉપર ..આ બળેલો જ રહેતો. અત્યારે તેણે એ વેર વાળવાનો પ્રસંગ જોયો. તેણે અર્ણોરાજને એ વેર વાળવાના સાધનરૂપ બનવા દીધો.

ચાહડની કપટકળાકુશળતાએ કુમારપાળના હાથીના મહાવતને દ્રવ્યથી ફોડ્યો, પરન્તુ કુમારપાળની પ્રબળ ભાગ્યરેખાએ તેને ચેતાવ્યો અને છેલ્લી ઘડીએ હાથીના મહાવતની ફેરબદલી કરી; ચાહડને એ ફેરબદલીની ખબર નહોતી. ચાહડે કુમારપાળના હાથી સામે પોતાનો હાથી લીધો પણ કુમારપાળને મારવાનો તેનો દાવ ફાવ્યો નહિ અને ચાહડ ભોંયે પછડાયો. યુદ્ધમાં કુમારપાળ પોતાના હાથી પરથી છલંગ મારી અર્ણોરાજના હાથી પર ચઢી ગયો અને તેને પછાડી તેની છાતીપર ચઢી બેઠો. અર્ણોરાજ છેલ્લી ઘડીએ પોતાની સ્થિતિ સમજ્યો અને તેણે કુમારપાળની ક્ષમા યાચી. પણ હવે એ ક્ષમાયાચના મોડી હતી! ક્ષમાયાચનાથી કુમારપાળનો રોષ શમ્યો નહિ તેને પોતાની બહેનનું અને પોતાના ધર્મગુરુનું અપમાન સાલતું હતું, પોતાની બહેનની પ્રતિજ્ઞા સાંભરતી હતી અને યુદ્ધમાં તેનાં કેટલાક માણસો મરણ પામ્યાં હતાં તેનો બદલો એકલી ક્ષમાયાચનાથી મળેલો માની લેવા તે તૈયાર નહોતો. છેવટે અર્ણોરાજના સહાયક રાજાઓ અને તેના સામંતોએ કુમારપાળને વિનતિ કરી, પોતાની બહેન જલ્હણાદેવીને કુમારપાળ વેરે પરણાવવાની અર્ણોરાજે ઇચ્છા બતાવી, એટલે સંતુષ્ટ થઈ કુમારપાળે તેને ક્ષમા આપી અને શાકંભરીનું રાજ્ય પાછું સોંપ્યું.

(૪)

પોતાનું, ભાઈનું અને ધર્મગુરુનું અપમાન કરનાર સ્વામીને પોતાના ભાઈએ હરાવ્યો અને ઉપરથી પોતાની નણંદ હવે પોતાની ભોજાઈ થશે, એવી ખબર પાટણમાં સાંભળતાં જ રાણીની દેવળદેવીનું મુખડું હસી હસી જવા લાગ્યું. તેના માનિનીત્વની જ્વાળાને હવે આહુતિ મળી હતી. તેનું મનો વેર હવે શમ્યું હતું. આવી હાર અને આટલી પ્રાણહાનિ પછી પોતાનો સ્વામી શું મ્હોં લઈને હવે પોતાની સાથે વિવાદ કરી શકશે? તે મનમાં બોલીઃ "ખરેખર, પાટણનરેશની બહેને તેમના શબ્દો તેમના જ મ્હોંમાં પાછા પેસાડ્યા!"

દાસી શાકંભરીથી આવેલા સમાચાર આપીને ચાલી ગઈ અને દેવળદેવી એકલી રહી. તેને આનંદથી નાચવાનું મન થતું હતું! તે ઊઠી અને એક છલંગ મારતી સામે ટંગેલા ચાંદીના અરીસા પાસે જઈ ઊભી. એકાંતમાં તે ઉત્ફુલ્લ હાસ્ય હસી અને કૂદી! પોતાનું વદન અરીસામાં જોતાં તે આનંદથી ઘેલી બની ગઈ. [illegible]વાન નથી પણ તે શુભ રીતે

છાનો તીવ્ર આવેગ સ્ફુટ થતો દેખાયો. આ આનંદને ઊભરો કોઈની પાસે કાઢ્યા વિના તેને ચેન પડે તેમ નહોતું, એટલે તે દોડતી બારણાની બહાર નીકળી. પોતાના ભાઈના પરાક્રમની વાત કહેવા તે ભાભી પાસે તેના અંતઃપુરમાં જતી હતી; પરન્તુ ભાભીના ઓરડામાં પેસતાં જ તેના ધ્યાનમાં આવ્યું કે શાકંભરીથી ભાઈને માટે નવી રાણી આવવાની છે એટલે એ શોક્ય આવવાની વાતથી પોતાની ભાભીને આનંદ નહિ થાય. તુરતજ કેવળ પોતાના આનંદના આવેગને દાબ્યો. તે એકદમ ગંભીર બની ગઈ. જરૂર, જાગ્રત મનોવૃત્તિને સંયમમાં રાખવાનું બળ તેણે કેળવ્યું હતું; સાસરેથી રીસાઈને પિયેર આવતાં તેને મનોવૃત્તિને સંયમમાં રાખવાની જરૂર જણાઈ નહોતી, પરન્તુ અત્યારે સંયમના બળનો ઉપયોગ કરવાની તેને જરૂર જણાઈ હતી, એટલે તે હાવકે મ્હોએ શાકંભરીથી આવેલા સમાચારની વાત ભાભી સાથે કરીને પાછી ચાલી ગઈ.

ક્ષણ પછી ક્ષણ, ઘડી પછી ઘડી અને દિવસ પછી દિવસ જવા લાગ્યા. વિજયગર્વિતા માનિનીનો આનંદ જૂનો થવા લાગ્યો, અને પતિગૃહે જવાનો સમય નિકટવર્તી થતો દેખાવા લાગ્યો. એ અંતઃપુર, એ સ્વામીનું વદન, એ ચોપાટનો દાવ: એ સુખદ પ્રસંગોના પુનરાવર્તનને તે ઝંખી રહી અનેક પ્રકારનાં ભાવી સુખસ્વપ્નો તે પોતાની મનસ્સૃષ્ટિમાં ઘડી રહી.

કુમારપાળની સેના પાટણમાં પાછી ફરી ત્યારપછી એક અઠવાડિયામાં અર્ણોરાજ પોતાની બહેન જાલ્હણદેવીને કુમારપાળ વેરે પરણાવવાને તેને સાથે લઈને પાટણમાં આવ્યો, તેની સાથે રાજપુરોહિત હતો, રાજજ્યોતિષ હતો, નગરશેઠ હતો, સામન્તો હતા, રાજ્યાધિકારીઓ હતા. દેવળદેવી પતિને મળવા ઉત્સુક હતી, પણ અર્ણોરાજ તો તેને મળવા આવવાને બદલે લગ્નનો દિવસ આવી પહોંચ્યો ત્યાંસુધી દેવળદેવીને દૃષ્ટિએ પણ પડ્યો નહિ। છેવટે જ્યારે કન્યાદાન દેવાનો સમય થયો, ત્યારે અર્ણોરાજ કુમારપાળના હાથમાં પોતાની બહેનનો હાથ આપવાને મધુપર્કમાં આવ્યો; તે સમયે જ તેને દેવળદેવીએ જોયો.

પતિને જોતાં જ દેવળદેવીનું હૈયું બેસી ગયું તે મૂર્તિમન્ત શોક હતો, જાણે અર્ણોરાજ જ નહિ તેના વદનની એક વારની તેજદાર ચામડી પર શ્યામતા પથરાઈ હતી, તેની કાળી મૂછમાં ક્યાંઈ ક્યાંઈ સફેદ વાળ ઊગી નીકળ્યા હતા, તેના સુપુષ્ટ ગાલમાં ખાડા પડ્યા હતા. કન્યાદાનના વિધિમાં એકાદ ઘટિકા વ્યતીત થઈ, પણ તેટલા સમયમાં અર્ણોરાજે પોતાની ઢળેલી આંખને એક વાર પણ ઉંચી કરી નહિ! પોતાની આસપાસ કોણ કોણ છે તે તે જોવા ઇચ્છતો નહોતો, કોઈને તે ઓળખવા ઇચ્છતો નહોતો શરમીંદગીનો ઊભરો ભલે ચોરો ઊભરાતો જાય પરંતુ લોકો જૂએ છે અને સમજે છે તેટલું પોતાની ઉંચી આંખે જોવાનું ધૈર્ય પણ અર્ણોરાજમાં રહ્યું નહોતું!

પોતાના વિજયનું આ ફળ જોઈને આનંદ પામવો કે શોક પામવો તે દેવળદેવીને સમજાયું નહિ તે મનમાં ને મનમાં ગુંચાવા લાગી. ક્ષણમાં હૃષ્ટતા અનુભવતી, ક્ષણમાં તે દગ્ધતા અનુભવતી પરન્તુ એ એકે અનુભવમાં તેની વૃત્તિ સ્થિર થતી નહિ. અસ્થિરતામાં ત્રણ દિવસ વહી ગયા. લગ્નકાર્ય પણ પૂરૂં થઈ ગયું.

(૫)

સેવક સાથે અગાઉથી સમાચાર કહાવીને અર્ણોરાજ દેવળદેવીને આવાસે આવ્યો. પિયેરમાં પતિને મળવામાં ઉપજતી સ્વાભાવિક લજ્જાળુતાથી નીચું જોઈને દેવળદેવી પતિના આગમનની પ્રતીક્ષા કરતી રેશમી ગાલીચા ઉપર બેસી રહી. આંખો ઉંચી કર્યા વિના કાનથી જ પગરવ સાંભળીને તેણે જાણ્યું કે પતિ આવે છે.

"રાણીજી !"

દેવળદેવીએ એક ખોખરો સ્વર સાંભળ્યો. અને તે ચમકી. તે સ્વર તેના પતિનો નહોતો તેણે આંખો ઉંચી કરી અને તુરત જ ઘુમટો ખેંચ્યો. અર્ણોરાજની સાથે નગરશેઠ સૂરજમલ અને કર બારોટ આવ્યા હતા, બારોટેજ એ ષન કર્યું હતું.

!" કાંઈક સંકોચથી દેવળે કહ્યું.

ત્રણે જણ આસનો પર બેઠા. બારોટે વાતચીત કરી. "રાણીજી ! શાકંભરીના રાજમહેલના ... તમે સઘળા વાના કર્યા, માટે હવે શાકંભરી પધારો !"

દેવળદેવીના કાળજામાં એ શબ્દો શલ્યની પેઠે ચોંટી ગયા. શાકંભરીથી રીસાઈને નીકળતી વખતે બારોટે જે શિખામણ આપી હતી તે પોતે માની નહોતી, પરિણામે કાંઈ કાંઈ અનિષ્ટ બનાવો બની ગયા એ બધું તેને સાંભર્યું. બારોટના શબ્દોમાં ટાણો હતો તે પણ તેના ધ્યાનમાં આવ્યો. જવાબમાં તેણે મૌન જ સેવ્યું.

સૂરજમલ શેઠે કહ્યું: "અમે આપને શાકંભરી પધારવાનું કહેવા આવ્યા છીએ."

દેવળદેવી હજી વિચાર કરતી હતી.

"કાલે અમે બધાં અહીંથી ઉપડીએ છીએ. આપ પ્રયાણની તૈયારી કરી રાખશોને !"

દેવળદેવીએ કશો જવાબ ન આપ્યો.

"હવે ગઈ ગુજરી ભૂલી જવાની છે. બે માણસનો કંકાસ પરને આંગણે જવો જોઈતો જ નહોતો, તે ગયો અને બનવાનું હતું તે બન્યું. હવે તે બધું ભૂલી જઈને મન મૂકીને જવાબ દો." શેઠે ડાહ્યી રીતે કહ્યું.

દેવળદેવીએ જોયું કે પોતાનો પતિ કશું બોલતો નથી. પતિના જીવનમાંથી રસ નાશ પામ્યો છે એવું પહેલા દર્શનને જ દેવળદેવીએ જોયું હતું. તે પોતાના મનને પૂછતી હતી: એ રસના ઓઘ પુન: પૂર્વવત્ વહેવા લાગશે !' જેને પોતે પોતાથી ક્ષણભર અળગો થએલો જોવાનું સહી શકતી નહોતી અને જે પોતાના હૃદયમાં તથા બાહુમાં જ નિત્ય રમતો તે સ્વામીના એ સૂના અંતઃપુરમાં પુન: આનંદના ફુવારા ઉડશે !

"રાણીજી ! એમાં વિચાર શો કરવો છે ? ડગ માંયી પાણી ઢોળ દી, છૂટાં પડ્યાં સાંભળ્યાં છે ?" બારોટે કહ્યું.

નીચું જ જોઈ રહીને હાથની આંગળીઓથી પગના અંગૂઠાનો નખ ખોતરતાં રાણીએ કહ્યું: "મહારાજ જે કહે તે ખરું."

અર્ણોરાજ પૂતળાની પેઠે આસન ઉપર બેસીને નીચું જ જોઈ રહ્યો હતો. શેઠ, બારોટ અને રાણી ત્રણે અર્ણોરાજના શબ્દો સાંભળવાને ઉત્સુક બન્યાં, પણ અર્ણોરાજના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ ! ક્ષણ પછી ક્ષણ જવા લાગી અને ત્રણે જણાં આશ્ચર્યમાં ડૂબવા લાગ્યાં.

"મહારાજ ! કહો, હવે આપની શી આજ્ઞા છે ?" શેઠે અઘોરીરાજની વાણીનું ઉદ્દીપન કરવા યત્ન કર્યો.

હવે અઘોરીરાજને બોલ્યા વિના છૂટકો નહોતો. તે બોલ્યો: "આપણે બધા રાણીજીને શાકંભરી આવવાનું કહેવા આવ્યા છીએ; પછી મારે બીજું શું કહેવાનું હોય ?"

એ રસહીન, લુખ્ખા, વિનાછૂટકે ઉચ્ચરાયલા અને ઔપચારિક શબ્દો દેવળદેવીને કાને પડ્યા અને તેના હૃદયના રસતંતુઓ તડાતડ તૂટી ગયા. હૃદયમાંથી રસ સુકાઈ ગયો હોય પણ સહૃદયના અવશિષ્ટ રહી હોય. તો હૃદયનું પતાળ ફોડીને, રસઝરણાં વહાવનાર કોઈ જાદુગર મળી આવે, પણ જ્યાં હૃદયને સ્થાને કાષ્ટનો સુકો કકડો જ રહ્યો હોય ત્યાં જાદુગર તો શું પણ વિધાતા ય ક્યાંથી નવપલ્લવતા આણી શકે અને રસ વહાવી શકે ?

ક્ષણાર્ધમાં દેવળદેવીએ નિશ્ચય કરી નાખ્યો. તે બોલી: "શેઠજી ! હવે શાકંભરી મારે માટે નકામું છે."

"એમ તે હોય ! શાકંભરી તમારું ઘર છે. ચક્રવર્તિ મહારાજાનો મહેલ હોય, પણ તે તમારું પિયેર કહેવાય—ઘર નહિ."

"મહેલ કે ઝુંપડું ઘર ન હોય, શેઠજી ! દિલ હોય તો મશાણમાં ય મહેલના મનોભાવ થશે. પણ જે દોરી એક વાર તૂટી તે હવે તૂટી જ !"

"તમે ભૂલો છો, રાણીજી ! તૂટીને સાંધી શકાય અને એક કરી શકાય; હું કહું છું કે તમે તૂટીને વહેલાં સાંધી ન શક્યા, પણ હવે તો સાંધો !" શેઠના સ્વરમાં કાંઈક આત્મસૂચકતા ગાજી.

"શેઠજી ! તમે શાણા છો, પણ તમારું શાણપણ બજારુ છે. તૂટીને સંધાય, પણ વચ્ચે ગાંઠ રહી જાય તે જાણો છો ને ?" રાણીનો એ જવાબ હતો.

સાંધવાના યત્નનીય હવે અવધ આવી રહી. શેઠ, બારોટ અને રાજા એક જ શબ્દમાં દેવળદેવીનો મનોભાવ સમજીને પાછા ચાલ્યા ગયા.

કુમારપાળે પણ પોતાની બહેનને સમજાવવા અને પતિગૃહે મોકલવા ખૂબ યત્ન કર્યો, પણ દેવળદેવી પુનઃ પતિગૃહે ન જ ગઈ. જીવનમાંથીય હવે તેનો રસ ઊડી ગયો. આઠ દિવસ સ્વામીથી અળગાં રહેવામાં પોતાને સખત સજા થતી માનનારી દેવળદેવીએ મૃત્યુસુધી સ્વામીથી અળગાં રહેવાનું જ હવે પસંદ કર્યું ! તે પાટણ છોડીને ખંભાત ચાલી ગઈ અને ત્યાં તેણે તપશ્ચર્યા કરીને શેષ જીવન પૂરું કર્યું !

શંકર બારોટનો એક દુહો શાકંભરીમાં ઘેર ઘેર બોલાતો :

પ્રીતિ દોરી કાંચ, તૂટી તે તૂટી સદા;
પડિયલ સાંધણ ગાંઠ, જહીં ગાઠ તહીં રસ નહિ !



'યુદ્ધ વીરો અને વીરાંગનાઓનાં ઘર આંગણે દર્શન.'

# "મહાભિનિષ્ક્રમણ"

તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦ ની સુવર્ણમય પ્રભાતે મહાત્મા ગાંધીજીએ સાબરમતીના આશ્રમમાંથી દાંડી તરફ ૭૯ યુદ્ધ વીરો સાથે સત્યાગ્રહ માટે પ્રયાણ કર્યું તેનું ઐતિહાસિક રંગીન ચિત્ર: જેમાં એ યુદ્ધ વીરોનાં હુબહુ પુણ્ય દર્શન તમે કરી શકો છો. તેમનાં ઉત્સાહભર્યાં તેજસ્વી વદનકમળ નિરખીને વીરતાની પ્રેરણા પામી શકો છો. સાઈઝ ૧૪×૨૦ મૂલ્ય ૫ આના (પોસ્ટેજ સાથે). દરેક હિંદી ઘરની દિવાલ આ ઐતિહાસિક ચિત્રથી શણગારવી જોઈએ.

## મુંબઈ સંગ્રામ સમિતિના

# પ્રમુખોની ચિત્રાવલિ.

મુંબઈના રાષ્ટ્રીય યુદ્ધને ટકાવી રાખનારા અને યુદ્ધ 'સમિતિઓના પ્રાણ રૂપ ચાળીસ યુદ્ધ વીરો, વીરાંગનાઓ અને કાર્યકર્તાઓનાં દર્શન તેમની ઓળખ સાથે તમે આ સુંદર અને દળદાર આલ્બમમાં કરી શકશો. ઉપરાંત મુંબઈ શ્રી ઇમરજન્સી હોસ્પીટલ, કોંગ્રેસ હાઉસ વગેરેનાં ચિત્રો વેનગાર્ડ તથા એક્ષલસીયર ફોટો સ્ટુડીયોના કુશળ આર્ટીસ્ટોને હાથે ઉતરાવીને આપેલાં છે. ઘરમાં સંઘરી રાખવા લાયક આ એક ચીજ છે. મૂલ્ય રૂા. ૨ પોસ્ટેજ સાથે.

બીજા રાષ્ટ્ર નેતાઓનાં ચિત્રો જોઈતાં હોય તો અમને પૂછો.
અમારા પીકચરના સેમ્પલ માટે રૂ. ૧-૪-૦ ના પોસ્ટ સ્ટેમ્પ બીડવાથી મોકલી આપીશું.

ગાંધી બ્રધર્સ, રતનપોળ-અમદાવાદ.

બી. પરીખની કંપની, ગુલાલવાડી-મુંબાઈ નં. ૪



# વિશુદ્ધ પ્રેમ



(છગનલાલ હરિલાલ પંડયા)

રાયબહાદુર મધુસુદનરાય આજ દીવાળીના ઉત્સવોમાં એક વિગેરે બંધ હોવાથી જરા અવકાશ મેળવીને, દિવસના કામકાજથી પરવારીને પોતાની મોટરમાં સહેલ કરવા નિકળ્યા હતા ફરતાં ફરતાં તેમને વિચાર આવ્યો —

'આજના માંગલિક અવસરે કેટલાં કુટુમ્બો ખરેખરાં સુખી હશે? બધાને શું બધી જાતનો સંતોષ મળે એવી સ્થિતિમાં પ્રભુએ મુક્યાં હશે?" પોતાની ગણત્રી તેવા સંતોષીમાં પોતે કરવાને સમર્થ હતા તે માટે અંતઃકરણથી પરમાત્માનો તેઓ પાડ માનવા લાગ્યા આજ તેમને ત્યાં આ આનંદદાયક અવસર યોગ્ય રીતે ઉજવવાની સૌ પ્રકારની તૈયારીઓ થઇ રહી હતી, તેમના સેંકડો આશ્રિતોને ત્યાં મીઠાઈની ભેટો મોકલાતી હતી, ગરીબ ગુરબાંને અન્ન વસ્ત્રનાં દાન થઈ રહ્યાં હતાં, પોતાના ભવ્ય આવાસમાં ગવૈયાઓના તથા તેમનાં બીન પખવાજ આદિ વાજિંત્રોના સંગીતના મધુર સ્વરોના આંદોલન ચોપાસ પ્રસરી રહ્યાથી તે નગીઓથી રોડ સુધી ગાજી રહ્યું હતું, તેમની મોટર જબરી અને ઉંચી કારીગરીની બનાવટવાળી હોવાથી તે પૂરા ઝપાટામાં માર્ગ કાપતી દોડતી હતી માર્ગ એકાન્તનો હોવાથી અવર જવર ઓછો હતો પ્રકૃતિનું સૌંદર્ય નિહાળતાં નિહાળતાં તેઓ ઘણે દૂર નીકળી ગયા. ત્યાં અંધારું પણ થઇ ગયું એટલામાં જરા ઝાડીવાળો પ્રદેશ આવી પહોંચ્યો પણ રાયબહાદુર સાહેબની મોટરને તે કંઈ હીસાબમાં ન હતો. તેથી તે તો કુદકા મારતી આગળ વધેજ જતી હતી વીજળીના ઝગઝગતા બે મોટા દીવાનો પ્રકાશ આગળ દૂર સુધી પડતો હતો. તેમની મોટરની આ ગતિ જો શહેરના કોઇ પોલિસે જોઇ હોત તો તેમને ક્યારનાએ રોકી દીધા હત; પણ અહીં તેમને તેવો કોઈ પ્રતિબંધ નડે એમ ન હતું ને સામેથી આવતી શીતળ પવનની લહેરોથી, તેમનું તપી ગયેલું મગજ શાન્ત પડતું હતું, તેથી તેમનો ઉત્સાહ ઝડપથી હાંકવાનો દ્વિગુણિત થતો હતો. પોતે આ કાર્યમાં બહુ પ્રવીણ હોવાથી સાથે કોઇને લાવ્યા પણ ન હતા ત્યાં તો એક સાંકડી ગલીઆરી જેવું વચ્ચે નડતર રૂપે આવી ગયું અને તેમાં એક પુરાણું વૃક્ષ કોણ જાણે ક્યારનું એ પડું પડું થઈ રહ્યું હશે, તેની મજબુત શિરાઓ જેવી લાંબી મૂળીયાંની જડોને એમની મોટરનો ધક્કો લાગ્યો તેની સાથેજ તે મોટર સમભમ ઉંધી વળી ગઈ ને વૃક્ષની પ્રચંડ શાખાઓ રૂપી બાહુના વજ્ર પાશમાં વીંટળાઈ ગઇ ।' રાયબહાદુર સાહેબનું મગજ આ વેળા કલ્પના-સૃષ્ટિમાં કંઇ અવનવું દશ્ય જોતું હશે તે તેમને પ્રથમ તો કંઇ સમજાયુ જ નહિ તેઓ જાણે નિદ્રામાંથી જાગ્યા હોય તેમ માથા ઉપર આઘાત થવાની સાથે સ્તબ્ધ બની ગયા. મોટર તો હવે ચાલે જ શાની! તેના ટાયર તોપનો અવાજ કરતા ફાટી ગયા ઉપરના ભાગના ચૂરેચૂરા થઈ ગયા, દીવા ઓલવાઇ ગયા ને તેઓ પોતે ચગદાઈ જવાની આફતમાં આવી પડે એમ હતું પણ મહાભાગ્યે તેઓ એકદમ બેભાનીને બહાર કુદી પડયા ને જરા દૂર જઇ સામનો કેવો ભયંકર બની ગયો

હતો તે જોતા ઉભા રહ્યાઃ તેમની પાસે ઇલેક્ટ્રીક ટોર્ચ સબળ હતો તે કાઢતાંને તેઓ પરિસ્થિતિ તપાસવા લાગ્યા. હવે આ જંગલમાંથી મકાને શી રીતે પહોચવું એ સવાલ પહેલોજ ઉદ્‌ભવ્યો. ત્યાં પોતાનાં પ્રિય ધર્મપત્નિ અને આખું કુટુમ્બ આજ સપરવે દિવસે તેમની રાહ જોયા કરતાં હશે–શેઠ હમણાં આવશે—એવી આશા રાખી રાત્રીનું મિષ્ટ ભોજન તૈયાર કરાવી તેનો સ્વાદ લેવાને તલપાપડ બની રહ્યું હશે, ત્યાં તેમને નહિ જુએ–તેઓ ક્યાં છે તે નહિ જાણે તેથી તેમની નિરાશા કેવી થશે, તેનું ચિત્ર તેમની કલ્પનામાં ખડુ થઇ ગયું–પણ શો ઉપાય? હવે શું આખી રાત આ ભયાનક સ્થળેજ ગાળવી પડવાની! એ વિચારે તેમને જરા કમકમાટી પણ ઉપજાવી. પોતાના જેવો બીજો કોણ દુર્ભાગી આવી વખતે આ સ્થળે થઇને જનાર મળી આવનાર હતો! આવી ચિન્તાની ગડમથલમાં તેઓ પડયા હતા, ત્યાં પાછળથી કોઇનો અવાજ સાંભળી આવતાં તેઓ ચમકયા.—

"આ તે શો અકસ્માત્!"

તેમણે પાછળ ફરીને જોયુ તો એક મજબુત બાંધાના, ઉંચા, કદાવર શરીરવાળા પુરૂષને ઓવરકોટના ગજવાંમાં હાથ ઘાલીને પોતાની દુર્દશા સમભાવથી દયાજનક દષ્ટિથી નિહાળી રહેલો તેમણે દીઠો.

"પ્રભુનો પાડ કે આપ બચી ગયા હો! આટલો ભાર તો બલભલા હાથી જેવાને પણ કચડી નાંખે તો એક પામર મનુષ્યના શરીરનું શું ગજું! ચાલો હવે જે થયું તે થયું. મારૂં મકાન નજીક છે. હું ત્યાંથી મારા નોકરોને દીવા લઇને મોકલું છું તે અહીં બેસશે ને બીજા કોઇને અકસ્માત ન થાય તેની સંભાળ રાખશે."

"આપને ખરેખર! ઇશ્વરેજ મ્હારા સંરક્ષણ માટે આ કટોકટીના સમયે મોકલ્યા જણાય છે. હું તો માનતો હતો કે આ નિર્જન સ્થાનમાં મ્હારે રાતની રાત કષ્ટે કાઢવી પડશે. આપનો ઉપકાર ક્યા શબ્દોમાં માનવો તે હું જાણતો નથી."

"એમાં શું! એ તો એક બીજાની ફરજ છે ને હું મારા બાગમાં ફરતો હતો ત્યાં મને કોઇ જબરો કડાકો સંભળાયો ને આપની મોટરના દીવાનો પ્રકાશ અચાનક બંધ થઇ ગયો, તેથી મને શક લાગ્યો કે કંઇક ભયંકર અકસ્માત થયો હોવો જોઇયે. અને આવ્યો ત્યાં તો આપની આવી સ્થિતિ જોતા હું સ્તબ્ધ જ બની ગયો."

બંને ગૃહસ્થો સાથે સાથે ચાલ્યા. અને થોડી વારમાં એક વિશાળ ભવનના દરવાજા પાસે આવી પહોંચ્યા. તેના માલીકે તરતજ નોકરોને બોલાવી મોટરની સંભાળ રાખવા દીવા લઇને જવાની આજ્ઞા કરી. દિવાનખાનામાં પ્રવેશ કર્યા પછી તે માલીકે પોતાના એક સેવકને ચ્હા વિગેરે લાવવાનું કહ્યું. પણ રાયબહાદુર સાહેબે પ્રથમ પ્રશ્ન કર્યો કે આપને ત્યાં ટેલીફોન હોય તો મ્હારે મ્હારે મકાને ખબર આપવી છે કે હું આમ અનાયાસે ફસાઇ પડયો છું તેથી જરા મોડો આવી શકીશ.'

"પણ આપ જશો શી રીતે? કહો તો મ્હારી મોટર તૈયાર કરાવું."

"ના જી, આટલો ઉપકાર શું થોડો છે! મારા બંગલાનું ઠેકાણું હું જણાવીશ એટલે મ્હારી બીજી મોટર અહીં પોઠી વારમા આવી પહોંચશે. મ્હારાં વ્હાલાં પત્ની મ્હારી વાટ જોઇને બેસી રહ્યાં હશે."

માલીકે ટેલીફોન બતાવ્યો ત્યાં જઇને રાયબહાદુર સાહેબે વાત શરૂ કરીઃ–

"કોણ? લક્ષ્મણ? હો–એ હું બહાદુર–બાબા"

મ્હારી મોટરને અકસ્માત્ થઇ ગયો છે તેથી હું જરા મોડો આવી શકીશ ત્યારે ભાને કહે કે આપણી બીજી મોટર અહીં મોકલે. જુહુનાની એરોડ્રોમની પાસેજ આ મોટર પડેલી છે ત્યાં લાવે. નોકરો ત્યાં બેઠા છે તે મ્હારૂં ઠેકાણું બતાવશે."

શેઠ આ વાત કરતા હતા તે સાંભળી બંગલાના માલિકની આંખમાં એણુ જાણે કેમે આંસુ ભરાઈ આવ્યાં ટેલીફોન કરીને પાછા વળ્યા ત્યાં રાયબહાદુર સાહેબે તેમને આંસુ લ્હોતા ને ગળગળા થઇ ગયેલા જોયા, તેથી તેઓ જરા ગભરાયા ને પૂછવા લાગ્યા કે "ભાઈ! આ શું? મ્હારા બોલવાથી આપને કંઈ માઠું તો લાગ્યું નથીને?"

"નહિ–નહિ શેઠ–એવું તે કાંઇ હોય! હું તો મ્હારી પૂર્વકાળની સ્થિતિનું સ્મરણ થઇ આવતાં મ્હારી પોતાની હાલની સ્થિતિનોજ શોક કરૂં છું એક વખત એવો પણ હતો કે જ્યારે મ્હારે પણ એક કુટુમ્બ–વત્સલ પ્રિય પત્ની હતી આપે આપનાં પત્નીનું નામ લીધું ત્યાં મ્હારો ઘા તાજો થઇ આવ્યો ખરૂં તો મને ઈર્ષ્યા જેવું પણ થઇ આવ્યું હું મ્હારા પોતાનાજ દોષે આજ કેટલાએ વર્ષથી મારી સ્ત્રીને ગુમાવી બેઠો છું તે વિચાર મને ગાંડો બનાવી દે છે. કયે ઉપાયે તેને પાછી મેળવી શકું તે કંઈ મને સુઝતું નથી. મ્હારૂં દુ:ખ કોની પાસે રડું તે પણ સમજાતું નથી. આજ આપનો મેળાપ આમ દૈવ યોગે થઇ ગયો ને આપ કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થ જાણો છો તથા મ્હારાથી મ્હારા હૃદયનો ઉભરો ખાળી શકાયો નહિ."

"ભાઈ, એમ ગભરાઓ શું કામ! મને આપની બધી વાત કહી સંભળાવશો! શું આપનાં પત્ની હયાત છે ને આપનાથી જુદાં રહે છે! મ્હારૂં નામ મધુસુદનરાવ છે"

"એ નામ તો મ્હેં સાંભળેલું છે રાય બહાદુર બોલ્યા! આપનાં દર્શન આજ પ્રથમ જ થયાં. મ્હારી કથા લાંબી તો નથી, પણ દયા ઉપજાવે એવી



"હું તો મારી પૂર્વકાળની સ્થિતિનું સ્મરણ થઇ આવતાં મ્હારી પોતાની હાલની સ્થિતિનો શોક કરૂં છું"

છે ખરી. આપને કંટાળો ન આવે તો કહી સંભળાવું. એટલાથીએ મ્હારા હૃદય ઉપરનો ભાર કંઇક ઓછો થશે.

મ્હારૂં નામ ચંદ્રશેખર છે. મ્હારા પિતાએ અમને સર્વ ભાઇઓને સારી કેળવણી આપી. તેથી હું સીવીલ એન્જીનીયર થઈ શક્યો પરીક્ષામાં ઉંચે નમ્બરે ઉત્તીર્ણ થવાથી મને સરકારી ઇજનેર ખાતામાં સારી નોકરી સહેલાઇથી મળી. યોગ્ય સમયે મ્હારા લગ્ન પણ થઇ ગયાં. તે સારા ઘરની કન્યા મળવાથી મ્હારો સંસાર સુખમય નિવડ્યો. કિશોરીને દિવસનો ઘણો ભાગ એકલાજ રહેવું પડતું. જમીને હું નોકરી પર ચડતો ને રાતે મોડો ઘેર આવતો. આવ્યા પછી પણ મારૂં મન કોઇ નવનવા પ્રયોગો આદરવામાં મગ્ન રહેતું; તેથી હું તેની સાથે બેસીને કે ફરવા લઇ જઇને કંઈ વિનોદ કરાવી શકતો નહિ. તે કંઇ ઘર સંબંધી [illegible] કરતી તો મને કંટાળો આવતો. તે સમજતી મ્હારૂં ચિત્ત ધંધામાં એટલું બધુ પરોવાયું છે કે તેને જો બીજે રસ્તે થોડી વાર પણ વાળવામાં નહિ આવે તો તે ધીમે ધીમે બગડતું જશે—કદાચ એક પ્રકારની ગાંડછા પણ આવી જશે: તેથી જ્યારેને ત્યારે આવીને મોઢાની ફરીયાદ કરીને, કે માથાની જુઓ કાઢીને કે રસોઇયાની બેદરકારી બતાવીને કે પડોશીઓની કુથલી કરીને મ્હારૂં મન અન્ય વિષયમાં રોકવા બનતો પ્રયત્ન કરતી, પણ સમજતી કે એના એ પ્રયત્ન વ્યર્થ હતા. મને તો સંસારમાં મ્હારા ઇજિનેરી ધંધાને લગતી શોધખોળો સિવાય બીજા કશા ઉપર પ્રીતિ હતી જ નહિ તેથી હું તેના સુખની પણ દરકાર કરવાનું ભુલી જ ગયો. મને કોઇ વાર થઇ આવતું કે મ્હારા જેવા વૈરાગીને પરણવામાં એની ભૂલ જ થઇ છે. એની સોબતમાં મને કેટલો આનંદ થાય તેનો હું વિચાર પણ કરતો નહિ. હવે મને બધુ યાદ આવે છે ત્યારે કેવો પશ્ચાતાપ થાય છે? એની યૌવનાવસ્થા મ્હેં ધૂળમાં મેળવી દીધી. મ્હારા કરતાં તો કોઈ કંગાળને પરણી હત તોએ એનો જન્મ સાર્થક થાત. પૈસાનું સુખ તે કંઇ ખરૂં સુખ છે? સારાં વસ્ત્ર અને અલંકાર પહેરીને ભલેને મ્હોં મલકતું રાખે પણ અંતઃકરણનો કીડો એના જીવને કોરી ખાતો હોય—પતિના અનાદર રૂપી શોકનો ભડકો સળગતો હોય તે શી રીતે દૂર થાય? એની સહચરીઓને પતિ સમાગમનું અનુપમ સ્વર્ગીય સુખ ભોગવતી જોઇને એને શું નહિ થતું હોય! આ બધુ ભાન મને હમણાં આવે છે હાં—તે વેળા તો દ્રવ્યોપાર્જન કરવામાં— નામના કાઢવામાં જ હું દિવસ રાત મંડ્યો રહેતો; તેથી જ્યારે એ મને જુદુ જુદુ પ્રકારની વાતો કરીને રીઝવવા લાગતી ત્યારે મને એમ થતું કે આની સાથે તે જીવન કેમ ગાળી શકાશે? મ્હારા વિચારોની સાથે એના વિચારો ક્યાંથી મળતા થવાના? હવે તો એનાથી છુટકારો થાય ત્યારે જ બચાવ તેથી એક વેળા કંઇક મને એવું ભૂત ભરાઇ ગયું કે મ્હેં એને જુદાં રહેવાની આજ્ઞા કરી દીધી! તે બિચારી આ સાંભળી આભી બની ગઇ. પતિનો સહવાસ કંઇક દિલાસો આપતો તે પણ હવે જતો રહેવાનો! બને પતિએ વિધવાવસ્થા નહિ તો બીજું શું? પણ તે એવી ડહાપણ હતી—આજ્ઞાપાલક હતી—મને ખરા અંતઃકરણથી ચાહતી હતી કે મારા સુખમાં અંતરાય આણવાનો જરાએ એને ખ્યાલ પણ આવ્યો નહિ. કગકગતી કાળકળની એ મ્હારાથી છુટી પડી. એક શબ્દ પણ એણે મને ઠપકા રૂપે કહ્યો નથી. એના ખર્ચને માટે મ્હેં સારી રકમ બેંકમાં જમે કરાવી અને એને ઠીક પડે તેવી રીતે કોઇ બીજા સગાની સાથે રહેવા મ્હેં એને કહી દીધું. ત્યારથી અમે છુટાં પડ્યાં તે પડ્યાં. મને તો મ્હારી ધુનમાં ને ધુનમાં એની કેરી

દશા થઈ હશે એ વિચાર કોઈક જ વાર આવતો. મ્હારા પ્રયોગો સફળ થતા ગયા તેમ તેમ લક્ષ્મીની પણ મ્હારા પર કૃપા થતી ગઈ આખર મ્હારે કંઇ કરવાનું રહ્યું નહિં. આ બંગલો મ્હેં ખરીદો નોકર ચાકરો-મોટરો વિગેરે વૈભવ માણવા લાગ્યો; પણ જ્યા મ્હારા મગજ ઉપરથી મ્હારા કાર્યનો ભાર ઉતરી ગયો, ત્યાં તે પોતાના જીવન સાથીને સંભારવા લાગ્યું તેની ઉણપ મને સાલવા લાગી તેના વિનાનું જીવતર હવે મને નિરસ ને ધિક્કારવા યોગ્ય લાગવા માંડ્યું પણ જેને મ્હેં હાથે કરીને જ કહેલું તેને હવે મ્હારે શી રીતે બોલાવવી? બોલાવું તો આવે કે કેમ એની મને જબરી શંકા થવા લાગી હવે તો દિવસને રાત એના વિયોગમાં હું ઝુરૂં છુ આ મ્હારો મ્હેટો બંગલો મને ખાવા ધાય છે મ્હારી અઢળક સંપત્તિ છતાં મને જરાએ ચેન પડતું નથી. તેથી જ આપ જ્યારે એક સુખી કુટુમ્બી રૂપે વાત કરવા લાગ્યા ત્યારે મને મ્હારૂં દુખ પાછુ તાજુ થઇ આવ્યું એનો કિંમર કંઠ, એની મધુરી વાણી, મ્હારા શરીર માટેની-મ્હારા સુખ માટેની એની કાળજી, પોતાનો અનુપમ સ્વાર્થત્યાગ-નિરાભિમાન-એ બધુ યાદ કરૂં છુ ત્યારે મ્હારી છાતી ફાટુ ફાટુ થઈ જાય છે.''

હવે એ મીઠો સ્વર ફરી કોઇ સંભળાવે તો હું આ મ્હારી બધી જાહોજલાલી કુરબાન કરી દઉં ''

" તમે એમને માટે નાણાં કંઇ બેંકમાં મુકાવ્યાં છે?'' મધુસુદનરાયે પુછ્યું. તે સદર તો છે ને? કેટલીક વાર એવું બને છે કે વિશ્વાસથી બીજે મુકેલી રકમ બેંકોની નાદારીમાં ગુમ થઇ જાય છે ને આપણે ધારતા હોઈયે કે તેનો લાભ લેનાર તેનો ઉપયોગ કરી શકતું હશે; પણ તે બિચારાની તો કફોડી સ્થિતિ થઇ જાય છે; તેથી નથી રહેતા ઘરના કે નથી રહેતાં ઘાટનાં."

" ના, ના, શેઠજી, એ તો ઇમ્પીરીયલ બેંકમા એમને નામે મુકેલાં છે તેથી તે જ્વાની બીક નથી"

આમ વાત ચાલતી હતી ત્યાં બ્હારથી કોઇ મોટરના ભુંગળાનો જોરદાર અવાજ આવ્યો તેથી ચંદ્રશેખર જરા ચમક્યા પણ શેઠે કહ્યું-"કંઈ નથી એ તો મ્હારી બીજી મોટર આવી પહોંચી છે, ચાલો આપણે જઇને જોઇયે" એમ કહી તેમનો હાથ ઝાલીને તેઓ બ્હાર આવ્યા. મોટર હાંકનારને તેમણે કહ્યું તમે આજની રાત અહીં રહેજો આ ઇજનેર સાહેબ તમારે માટે સુવાની ગોઠવણ કરશે સવારે આપણી ભાંગેલી મોટરને શું કરવુ તેનો વિચાર કરીને મને ટેલીફોન કરજો."

" સ્હેજ. સાહેબજી માફ કરજો આપને બહુ ખોટી કર્યા; પણ આપનો ઉપકાર તો જીંદગીપર્યંત ભુલાય તેમ નથી." એમ બોલતા તેઓ પોતાની નવી મોટર પર ચડી ગયા અને તેને ચાલાકીથી દરવાજા બ્હાર કાઢી પોતાના મકાનને રસ્તે હાંકી ગયા.

માર્ગમાં તેમને ચંદ્રશેખરની દુખી અવસ્થાના સ્વાભાવિક વિચાર આવવા લાગ્યા પણ મકાને પહોંચતા તેમના કુટુમ્બ સાથે મોડા મોડા પણ દીવાળીનો માંગલિક પ્રસંગ તેઓ ગાળી શક્યા તેથી તેમને ઘણો આનંદ થયો.

(૨)

બીજે દિવસ સવારે તેઓ બેંકના અમુક ડાયરેક્ટરોને મળ્યા ને તેમની મારફત તપાસ ચલાવી, મિસિસ ચંદ્રશેખરના ખાતાના નાણાં તેમની વતી કોણ ઉપાડવા આવતું હતું તેનો પત્તો તેઓએ મેળવ્યો. તે માણસને બોલાવી હાથ એ બાઇ ક્યાં રહે છે તે તેમણે જાણી લીધુ અને તાબડતોબ પોતાની મોટરમાં તે સ્થળે તેઓ પહોંચ્યા. ત્યાં જણાયું કે તે

બિચારી હાલ તેની કોઇ વિધવા માશીની સાથે એક ભાડાના મકાનમાં રહેતી હતી ને ઘણો ભાગ કોઇને મળતી નહિ. તે પોતાનું જીવન કેવી રીતે વીતાડતી હતી તે પણ તેઓએ જાણી લીધું. પછી પાછા તેઓ ચંદ્રશેખરને બંગલે પહોચી ગયા. અને તેમને એકાન્તમાં લઇ જઇને કહેવા લાગ્યાઃ-"ભાઈ ! મ્હારે તમારી સાથે કાંઈક ખાનગી વાત કરવાની છે. જરા ધીરજથી સાંભળશો ?"

તેઓ બ્હાર ફરવા જવાની તૈયારીમાં હતા પણ આ સમાચાર સાંભળી રોકાઇ ગયા. શેઠને શી ખાનગી વાત કરવાની હશે તે કંઈ તેઓ સમજી શકયા નહિ તેથી જરા વિસ્મયથી ખુરશી પર બેસતાં તેમની સામું જોઇ રહ્યા.

" કેમ, આપને માટે શું મંગાવું ?"

" કંઈ નહિ. હું આપને એક ખુશખબર આપવા જ આવ્યો છું. બીજા કશાથી આપને એવો આનંદ નહિજ થાય એ મ્હારી ખાત્રી છે. આપે આપનાં ધર્મપત્નીની વાત કહી હતીઃ-"

" હાજી-"

આપ તેમની સાથે પાછો ગાઢા સંબંધ બાંધવાને, તત્પર છો એમ હું સમજયો છું તે ખરૂં ને ?"

" અલબત્ત ! જુઓને મ્હારૂં શરીર ચિન્તા રૂપી અગ્નિમાં બળીને કેવું દુર્બળ થઇ જાય છે !"

" મ્હેં એમનું મકાન શોધી કાઢ્યું છે. એ બિચારાં કંઇ આવી હવેલીમાં રહેતાં નથી; પણ જેમ તેમ કરીને દિવસ વીતાડે છે સાથે એમની કોઇ માશી પણ રહે છે."

ચંદ્રશેખરનું મ્હોં ફીકુ પડી ગયું. પોતાના અવિચારી કૃત્યથી પોતાની પ્રિયાને કેવું દુઃખ ભોગવવું પડે છે—પોતાની અઢળક લક્ષ્મી તેને કશા કામમાં આવતી નથી એ વિચારે તેમનાં મનમાં ગ્લાનિ પેદા કરી; પણ તેઓ કંઇ બોલ્યા નહિ.

"હવે હું એટલું પણ જાણી શકયો છું કે તેઓ પાછાં તમારી સાથે રહેવા આવવાને આતુર છે. ને તમને ફરીથી કંટાળો ન આવે એવી રીતે વર્તવાને પણ તૈયાર છે. તેમને પોતાની ભૂલ બંધુ થઇ એ સમજાયું છે. હવે તમારા તરફથી આવકાર મળે એટલી જ વાર છે."

" અરે એ શું બોલ્યા ! હું તો દોડતો જઇને એને પગે કયારે પડું એવું મને થઈ રહ્યું છે ! કહોને એઓ કયાં રહે છે ?"

" તે હું કહું છું. એ બિચારાં તો કે દહાડાનાં આશા રાખી બેઠાં હતાં કે તમે એમને પાછા તેડાવશો. પોતે પોતાની જીભ કાબુમાં રાખી શકયાં નહિ તેનું જ આ માઠું પરિણામ આવ્યું એમ એઓ માને છે ને હવેથી તેવી ભુલ ન થાય એની કાળજી રાખવા પ્રયત્ન પણ ભગીરથ કરી રહ્યાં છે."

" ગાંડી રે ગાંડી ! એવું હતું તો જરા મને ઇશારો તો કોઇ જોડે કરાવવો હતો ! હું શું જાણું કે મ્હારી ભુલની એ આમ માફી આપવા ખુશી હશે ? "

" એ બિચારીને એટલી હિંમત ન આવી કારણ આપ કહેતા હતા કે એનો મધુર કંઠ ફરીથી કુજન કરતો સાંભળવાને આપ બહુ આતુર છો-પણ-માફ કરજો મ્હારે આપને એ સંબંધે એક ઘણો ખરો એવા ખેદકારક સમાચાર જણાવવાના છે-આપની પાસે આવીને એ પુનઃ આપનાં ધર્મપત્ની રૂપે રહી. તો-શકશે પણ એમને બોલતાં આપ સાંભળી શકશોજ નહિ !"

" એમ કેમ ? જરાએ નહિ બોલે ? શું મૌન

વ્રત જ એણે તપસ્યા રૂપે આદર્યું છે ? તે પણ અહીંયાં આવે ત્યારે તો છોડે ને ? "

" નાજી-તેઓ મુગાં-અવાકજ બની ગયાં છે ! "

" ઓ ભગવાન્ ! આ વળી કેવું નવું દુઃખ ! "

" દશ વર્ષ થયાં એક શબ્દ પણ ઉચ્ચારી શકતાં નથી. એક વાર એમના મકાન ઉપર થઈને એક એરોપ્લેન ઉડતું હતું તે અકસ્માત તુટી ફુટીને એમની નજીકજ-એઓ ફરવા નિકળ્યાં હતાં ત્યાં-પડ્યું તેના ધડાકાની સાથેજ એમનો જિહ્વા બંધ થઈ ગઇ છે. "

" અરે ! આ શો ગજબ ! એવું તો કોઇનેએ થયું સાંભળ્યું નથી. "-ચંદ્રશેખરે પોતાનો અનહદ ખેદ દર્શાવ્યો.

" એઓ બહુ બોલતાં તે આપ સાખી શકતા નહિ-હવે એઓ બીલકુલ નથી બોલે એવાં-તોપણ શું તેમનો સત્કાર કરવા આપ તૈયાર છો ? "

પોતાનાજ દોષનું આ ભયંકર પરિણામ આવ્યું છે, દૈવેજ તેને માટે પોતાને આ શિક્ષા કરેલી છે-એવું ભાન થઈ આવવાથી ચંદ્રશેખર ગળગળા થઇ ગયા ને કેટલીક વાર સુધી કંઇ બોલી પણ શક્યા નહિ

" કેમ મ્હારી સાથે આવો છો ? " આખરે મધુસુદનરાયે તેમને ટોક્યાં.—

ચંદ્રશેખર જાણે સ્વપ્નમાંથી જાગૃત થતા હોય તેમ નોકરને બોલાવવાનો ઘંટ જોરથી વગાડવા લાગ્યા ને તે હાજર થયો એટલે કહેવા લાગ્યા.—

" જો, ખાડુ-આજ ત્હારાં શેઠાણી પાછાં આ બંગલાને પાવન કરવા પધારવાનાં છે. બધા નોકરોને ખબર આપી દે. સર્વ પ્રકારની તૈયારી કરાવ. એક એક બત્તીની આખા બંગલામાં રોશની કરાવ. ઝગ-મગતી જ્યોત પ્રકટાવ. મ્હારી ખરી દીવાળી આજ જ છે. રાતે હું એમને લઇને જરૂર આવી પહોંચીશ

રાવજી ચંદ્રશેખરને તેડીને તેમની પત્નીને મકાને આવ્યા ત્યાં સંધ્યા સમય થવા આવ્યો હતો. પેલી બાઈ બિચારી ક્યારનીએ તેમની આવવાની રાહ જોતી બેઠી હતી. તેને કાને મોટરનો અવાજ આવ-તા જ તે તેમને મળવાને ઉભી થઈ ગઇ

" પધારો-હજી સુધી મ્હેં કિશોરી બેનને આ અણધાર્યા મેળાપ વિષે એક શબ્દ જણાવ્યો નથી. એ એમના દિવાનખાનામાં બેઠા છે. "

" જાઓ-ચંદ્રશેખર-એકદમ પહોંચી જાઓ ને એમને કહો કે તમે એમને એમને મકાને તેડી જવા આવ્યા છો. જેમ તમે અણચિન્તવ્યા જશો-ધસશો-તેમ ફતેહ વધારે થવાની આશા રહે છે. જેવા આ-ઘાતથી તેમની જીભ એકાએક બંધ થઇ ગઇ છે, તેવોજ આઘાત પાછો તેમના મગજ પર જો થાય તો કદાચ તે પાછી બોલતી પણ થઇ જાય ! પ્રભુ કરે ને તમારાં ભાગ્ય ઉઘડે."

" પ્રભુ સાહાય્ય કરો. "—બોલતા તેઓ અંદર દોડ્યા રાવજી ને પેલી બાઈ ધડકતે હૈયે બ્હાર રાહ જોતાં ઉભા રહ્યાં. તે બિચારીનું અંગ તો ધ્રુજી જતું હતું. એકદમ તેમને કાને ચંદ્રશેખરનો જરા બોખરો અવાજ આવ્યો પછી પાછી શાન્તિ પ્રસરી ગઇ. પેલી બાઇ ગભરાઇ ને રોઇ પણ પડી 'શી આફત આવી હશે. ' રાવજીને પણ બ્હીક લાગી કે ધારેલું પરિણામ કંઇ આવ્યું નહિ. એટલામાઃ—

" કોણ-મ્હારા વ્હાલા ચંદ્ર-શું મને તમે આખરે ક્ષમા કરી ! "

—આ શબ્દો બન્નેને કર્ણે પડ્યા તેમનો શોક આનંદના રૂપમાં બદલાઇ ગયો અહા ! શો સુંદર અવાજ ! જાણે કદિ બંધ પડ્યો જ ન હતો ! કેવી મીઠાશ ! કેવો ઉમળકો ! કેવું દર્શનીય સંમિલન !

રાયજીની આંખમાંથી તો હર્ષનાં આંસુએ સરવા લાગ્યાં ! તેઓ પરમજ્ઞુ—ને દયાળુ હતા. તેમની મધ્યસ્થતાથી જ બંને આ દુઃખી જન પુનઃ સમાગમ પામીને પાછાં સુખી થયાં એ વિચાર આવતાં પોતે કૃતકૃત્ય થયા એમ માનવા લાગ્યા.

" આપણે ઇશ્વરી ચમત્કારજ આજ નિહાળ્યો છે હોં !" તેઓએ પેલી બાઇને કહ્યું. " દાકતરો ભલે તેને ગમે તે રૂપે વર્ણવે પણ મ્હારૂં તો એમજ માનવુ છે. " એમ કહી તેઓ તેની રજા લઇને બ્હાર જવા લાગ્યા.

" શું ત્યારે આપ તેમને ફરીથી મળવા માટે નહિ રોકાઓ ? આપના શુભ પ્રયત્નથી તો આજનો શુદિવસ જોવાને અમે ભાગ્યશાલી થયા છીએ. '

મ્હારે ત્યાં પણ દીવાળી જ છે ને ! હજી તો મને મકાને પહોચતાં કેટલીયે વાર થશે ને ત્યાં ભિખારી મ્હારી પત્ની મ્હારી રાહ જોતી બેઠી હશે. પ્રભુ તમનેએ સુખી રાખો-" એમ કહી તેઓ મોટરમાં ચઢી બેઠા. થોડી વાર મોટરનો ગડગડાટ ગાજ્યો ત્યાં સુધી બાઇ બિચારી તેના સામું જોઇ જ રહી. પછી તે દૂર જતાં પુનઃ શાન્તિ પ્રસરી એટલે " હાશ " કરતી તે બેસી ગઇ ને મનમાં જ બોલી–

" પ્રભુએ જગતમાં આવાએ પરોપકારી સત્પુરૂષો ઉત્પન્ન કર્યા છે ને ! કેટલું પુણ્ય એમને થયું હશે જણુ એમનો જેટલો પાડ માને તેટલો ઓછો છે. "

આ ચિર વિઃદ્વિત પ્રેમી યુગલનો પ્રવેશ જાણે નવાજ યુગમાં થયો હોય એમ તેમને ભાસે એમાં શું આશ્ચર્ય ? કિશોરી પાછી પોતાના વ્હાલા પતિની સાથે પોતાના મૂળ આવાસમાં પહોંચી ત્યાં એણે સર્વ મંગલમય આવકારદાયક ચિન્હ જ્યારે જોયાં ત્યારે પોતાના પતિના વિશુદ્ધ સ્નેહનું એને ખરૂં ભાન થયું. હવે ચંદ્રશેખર પણ એના આગમનથી નવું સુખ ભોગવવા લાગ્યો અને એકવાર જે સ્વર એને કંટાળા ભરેલો લાગતો હતો, તેને ફરીથી પોતે ક્યારે સાંભળ સાંભળ કરે એજ વિચારે એની સાથે એ અહર્નિશ વાતે વળગતો-એની પ્રત્યેક કુથલી પણ આનંદથી સાંભળતો અને એના સુખનાં સાધન કેમ વધે એની કાળજીમાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો. કિશોરી શુદ્ધ અંતઃકરણથી પતિની પુનઃ સેવા કરતી અને તેને રીઝવવા દ્વિગુણિત પ્રયત્ન કરતી તેમાં એ ધાર્યા કરતા પણ વિશેષ સફળ થઇ એ- કહેવાની કંઇ એ જરૂર રહે છે ?





# સંવેદન



લેખક રા કલાર્થી

" રમેશ, આ સમયે પણ મ્હારી કલાની કદર તો ન જ થઇ " ખિન્નતા વ્યક્ત કરતાં અત્યારે આરામ ખુરસીમાં સંભારતાં નિરંજને કહ્યું

લલિત કલા પ્રદર્શનની પારિતોષિક પત્રિકા બ- હાર પડી ચૂકી હતી અને તેમાં નિરંજનનું નામ નહોતું. એટલે જ અત્યારે રમેશ નિરંજનનો સ્વભા- વિક ખેદ કંઇક દૂર કરવાના ઉદ્દેશથી આવ્યો હતો તેને આવતો જોઇ નિરંજને ઉપર પ્રમાણે સંબોધન કર્યું.

હા સ્હેજ નિશ્વાસ મૂકી રમેશે પ્રત્યુત્તર વાળ્યો નિરંજન, પરન્તુ ખરા ન્યાકાર એમ લોકોની કદર એકદર ઉપર જીવે છે જ ક્યાં ! 'નિરંજનની સામેની આરામ ખુરસીમાં જગ્યા લઇ રમેશે સમ ભાવ દર્શાવ્યો " જે કલા અંતરથી ઉગે છે તેનો સત્કાર વહેલા કે મોડા થયા વિના રહેતો જ નથી "

' રમેશ, તું શું મ્હને બાળક સમજે છે કે માત્ર એવી બાહ્ય વસ્તુ પર જ મ્હારી કળા અવલમ્બેલી હું માનું છું ? " અત્યાર સુધી શાન્ત પડી રહેલ નિરંજને નિરાશાનું કારણ મળ્યું હતું તેને આમ સ્હે- જ મ્હીંડદ્વારા માર્ગ આપતાં કહ્યું " ગમે તેવા કલાકારને પણ ઉત્તેજના કે પ્રોત્સાહની અમુક અંગે તો જરૂર રહે છે જ "

" જરૂર " નરમાશથી રમેશે કહ્યું. " હું તો માત્ર એટલું જ કહેવા માગું છું કે એથી કલાકારે નિરાશ થવું ના જોઇએ કારી ફરી યત્ને, હાલ નહિ તો કોઇક કાળે પણ તે પોતાની કલાની કદર જગત પાસે કરાવી શકશે "

" રમેશ, એ તો બધી સામાન્ય વાતો છે, હું જે જાણવા માગું છું અને મ્હને અંતરથી રટે છે તે એ કે મ્હારી કળામાં એવી કઇ ઉણપ છે કે એ ભવ્ય નથી બનતી ?

" નિરંજન, હું પંડીત બનું તો માફ કરજે " આરામ ખુરસીમાં જરા વધારે સ્વસ્થતાથી બે સતા રમેશે શરૂ કર્યું " કલા એ આત્માની ક્ષુધા છે શરીરની ક્ષુધા જેમ નવા નવા આહાર માગ્યા કરે છે તેમ આત્માની એક વખત ક્ષુધા જાગ્યા પછી તે કલાની નવી કૃતિઓ માગ્યા જ કરે છે તારામાં એ ક્ષુધા જન્મી છે બીજી વાતું પણ હું જોઉં છું ત્હારી સ્થૂલ જરૂરીયાતોની સંકડામણ દૂર કરવા નીપજતી યાતના અને તેને પાર થવા અંગેના અવિરત યત્નો—આ પણ ત્હને આગળ પ્રેરી રહેલ છે " સ્હેજ થભી રમેશ આગળ બોલ્યો " નિરંજન હું કલા—વિવેચક તો નથી પરન્તુ મ્હને એમ લાગે છે કે ત્હારી કલામાં કલ્પના છે; પણ હૃદય નથી આ- થી હું એમ નથી—'

વચ્ચે અટકાવતા નિરંજને પૂછ્યું " એટલે રમેશ જરા વધુ સ્પષ્ટતાથી મ્હને સમજાવ "

" નિરંજન, કલાકારના જીવનમાં એવા કાંઇ ઉંડા સંવેદનની જરૂર રહે છે, કે જે કલાનું વેધક કારણ બની તેને મૂર્ત સ્વરૂપ આપે એટલે જ મેં કહ્યું

ત્મારી કલાને પોષે છે; કુંપમાં નથી. અને આત્મા તો કલામાં સભ્યતા મૂકે છે એટલું જ. "

" ત્યારે કલાકારે એવા તીવ્ર સંવેદન માટે હાથ જોડી રાહ જોતા બેસી રહેવું? એમ ? " નિરંજન પાછો રહેજ ચીડાયો. " કલા શું એવી પામર વસ્તુ છે કે બીજા પર તેને આધાર રાખવાનો ? "

" ના. છેક એમ તો નહિ. કલા એક રીતે સ્વતંત્ર છે; છતાં કલાની સંપૂર્ણતા—પરીપક્વતા—બેધકતા માટે ગંભીર મન્થન જોઈએ. "

નિરંજન થોડીવાર પછી વિચાર કરતો બેસી રહ્યો. તેણે જરા સ્વસ્થ થઈ રમેશને કહ્યું " પણ હું ભૂલી જાઉં છું. પાણી ગરમ થઈ ગયું હશે ચાલ, આપણે વધુ સારો ધર્મ કરીએ. રકાબી ચ્હા પીએ. "

તેઓ બન્ને અંદરના ખંડમાં ગયા.

( ૨ )

જ્યારે તેઓ ચ્હા પીતા હતા ત્યારે નિરંજને જરા વિષયાંતર કરી કહ્યું " મ્હને એ સાલે છે કે આપણે ત્યાં કલા—રસિકતા બહુ ઓછી છે. આપણે ત્યાં ભૂતકાળના ગૌરવ પર નિર્ભર રહેવાની સામાન્ય રીતે ટેવ પડી ગઈ હોય છે. તેમાં શિલ્પની કલાનો પણ સમાવેશ થઈ જાય છે. આપણે અજન્તા કે ઇલોરાની શિલ્પ કળાનાં ઢીમ્ ઢીમ્ બજાવી આપણી જાતને વડેરી માનીયે છીયે; પણ જરા ઉંડા ઉતરી જોતાં જણાશે કે આ સ્વકીય બનાવવાની વૃત્તિ બહુ ઉંડી નથી. મનુષ્ય એ રીતે વિદ્યા મેળવી કે કેળવી શકતો નથી. રમેશ, હવે જો હું જરા પંડીત બનું તો માફ કરજે. શિલ્પકલાએ શું શું સાધ્યું છે તે જોવું હોય તો ગ્રીસ પર દ્રષ્ટિ ફેરવવી જોઈએ. સૌન્દર્યની સાચ્ચી સેવા કે સમૂહગત પૂજા જો કોઈ દેશે કરી હોય તો તે ગ્રીસે. એ સૌન્દર્ય પિપાસાએ ગ્રીસને સુંદર કલા બક્ષી અને એ ઉત્કૃષ્ટ કલામાંથી ગ્રીસના સકલ જીવન અને દેહમાં સૌન્દર્ય અવતર્યાં. "

રમેશથી ઉદ્દ્ગાર નીકળી ગયો. " આપણે ત્યાં પણ એવાં સર્વાંગ સૌન્દર્ય અને કલા જન્મે તો ! "

નિરંજનનું આ શબ્દો પર ધ્યાન ગયું નહિ. "રમેશ, મ્હને ઘેલો ના ગણતો. પરંતુ જગતના જીવનમાં ખરા પ્રાણ મૂકનાર કોઈ હોય તો તે કલાકાર જ છે. "

આમ મોડી રાત સુધી તેઓ વાત કરતા બેઠા હતા.

નિરંજનના એ નાના ઘરમાંથી રમેશ બહાર નીકળ્યો ત્યારે સર્વત્ર અંધકાર હતો. એ અંધકારમાં પણ માનવ હૃદયમાં રહેલી વિવિધ વૃત્તિઓ સાદ્રશ વ્યોમમાં તારાઓ ઝાંખા ઝાંખા ચળકી રહ્યા હતા.

નિરાશાથી ઉત્તેજિત થઈ ભગીરથ યત્ને પણ ફતેહ મેળવવા નિશ્ચય કરતો નિરંજન તે સમયમાં પાસું ફેરવતો હતો.

( ૩ )

કલાકારે પોતાના માનસનું સચોટ પૃથક્કરણ સતત્ કરતા રહેવું જોઈએ અને તો જ કલા પ્રગતિસાધક બને છે. નિરંજન જેટલા શ્રમથી પ્રતિમા તૈયાર કરતો એટલું જ ગંભીર ચિંતન પણ કરતો.

આ અત્યંત પરિશ્રમના પરિણામે નિરંજને ગંભીર માંદગી ભોગવી હતી. તે જરા સાજો થયો ત્યારે તેને હવા ફેર માટે બહાર ગામ લઈ જવા ડાક્ટરે રમેશને આગ્રહભરી ભલામણ કરી હતી.

રમેશ હરનન્દરાય શેઠના નાના કુમારનો શિક્ષક હતો. હરનન્દરાયનો રમેશ પર બહુ પક્ષપાત હતો અને એ નિકટ પરિચયને લીધે રમેશે શેઠને નિરંજનની સર્વ હકીકત કહી. આથી હરનન્દરાયની પ્રુત્રિ સુધાદેવીમાં કલાના સંસ્કારો નાનપણમાંથી જ જન્મ્યા હતા તે કેળવવા હરનન્દરાયની વૃત્તિ ઉત્તેજિત થઈ.

ત્હારી કલાને પામ્યો છે; ભુલ્યા નથી. અને આત્મા તો કલામાં ભવ્યતા મૂકે છે એટલું જ. "

" ત્યારે કલાકારે એવા તીવ્ર સંવેદન માટે હાથ જોડી રાહ જોતા બેસી રહેવું એમ ! " નિરંજન પાછો સ્હેજ ચીડાયો. " કલા શું એવી પામર વસ્તુ છે કે બીજા પર તેને આધાર રાખવાનો ? "

" ના. ઠીક એમ તો નહિ. કલા એક રીતે સ્વતંત્ર છે; છતાં કલાની સપૂર્ણતા—પરીપક્વતા–વેધકતા માટે ગંભીર મન્થન જોઈએ. "

નિરંજન થોડીવાર પછી વિચાર કરતો બેસી રહ્યો. તેણે જરા સ્વસ્થ થઇ રમેશને કહ્યું " પણ હું ભૂલી જાઉં છું. પાણી ગરમ થઇ ગયું હશે ચાલ, આપણે પણ સારો ધંધો કરીએ. ફક્કડ ચ્હા પીએ. "

બન્ને અંદરના ખંડમાં ગયા.

( ૨ )

જ્યારે તેઓ ચ્હા પીતા હતા ત્યારે નિરંજને વિષયાંતર કરી કહ્યું " મ્હને એ સાલે છે કે આપણે ત્યાં કલા–રસિકતા બહુ ઓછી છે. આપણે ત્યાં ભૂતકાળના ગૌરવ પર નિરુદ્યમ રહેવાની સામાન્ય રીતે ટેવ પડી ગઇ હોય છે. તેમાં શિલ્પની કલાનો પણ સમાવેશ થઇ જાય છે. આપણે અજન્તા કે ઇલોરાની શિલ્પ કળાનાં ડીમ્ ડીમ્ બજાવી આપણી જાતને વડેરી માનીયે છીયે; પણ જરા ઉંડા ઉતરી જોતાં જણાશે કે આ સ્વકીય બનાવવાની વૃત્તિ બહુ ઉંડી નથી. મનુષ્ય એ રીતે વિદ્યા મેળવી કે કેળવી શકતો નથી. રમેશ, હવે જો હું જરા પંડીત બનું તો માફ કરજે. શિલ્પકલાએ શું શું સાધ્યું છે તે જોવું હોય તો ગ્રીસ પર દૃષ્ટિ ઠેરવવી જોઇએ. સૌન્દર્યની સાચ્ચી સેવા કે સમુદ્દગત પૂજા જો કોઇ રીતે કરી હોય તો તે ગ્રીસે. એ સૌન્દર્ય પિપાસાએ ગ્રીસને સુંદર કલા બક્ષી અને એ ઉત્કૃષ્ટ કલામાંથી ગ્રીસના સકલ જીવન અને દેહમાં સૌન્દર્ય અવતર્યું. "

રમેશથી ઉદ્દગાર નીકળી ગયો. " આપણે ત્યાં પણ એવાં સર્વાંગ સૌન્દર્ય અને કલા જન્મે તો ! "

નિરંજનનું આ શબ્દો પર ધ્યાન ગયું નહિ. "રમેશ, મ્હને પેલો–ના ગમતો. પરંતુ જગતના જીવનમાં ખરા પ્રાણ મૂકનાર કોઈ હોય તો તે કલાકાર જ છે. "

આમ મોડી રાત સુધી તેઓ વાત કરતા બેઠા હતા.

નિરંજનના એ નાના ઘરમાંથી રમેશ બહાર નીકળ્યો ત્યારે સર્વત્ર અંધકાર હતો. એ અંધકારમાં પણ માનવ હૃદયમાં રહેલી વિવિધ વૃત્તિઓ માફક વ્યોમમાં તારાઓ આછા આછા ચળકી રહ્યા હતા.

નિરાશાથી ઉત્તેજિત થઇ ભગીરથ યત્ને પણ ફતેહ મેળવવા નિશ્ચય કરતો નિરંજન તે સમયમાં પાસું ફેરવતો હતો.

( ૩ )

કલાકારે પોતાના માનસનું સચોટ પૃથક્કરણ સતત્ કરતા રહેવું જોઇએ અને તો જ કલા પ્રગતિસાધક બને છે. નિરંજન જેટલા શ્રમથી પ્રતિમા તૈયાર કરતો એટલું જ ગંભીર ચિંતન પણ કરતો.

આ અત્યંત પરિશ્રમના પરિણામે નિરંજને ગંભીર માંદગી ભોગવી હતી. તે જરા સાજો થયો ત્યારે તેને હવા ફેર માટે બહાર ગામ લઇ જવા ડાક્ટરે રમેશને આગ્રહભરી ભલામણ કરી હતી.

રમેશ હરનન્દરાય શેઠના નાના કુમારનો શિક્ષક હતો. હરનન્દરાયનો રમેશ પર બહુ પક્ષપાત હતો અને એ નિકટ પરિચયને લીધે રમેશે શેઠને નિરંજનની સર્વ હકીકત કહી. આથી હરનન્દરાયની પુત્રિ સુધાદેવીમાં કલાના સંસ્કારો નાનપણમાંથી જ જન્મ્યા હતા તે કેળવવા હરનન્દરાયની વૃત્તિ ઉત્તેજિત થઇ.

# કલગીના કોડ

કલગીના કોડ, તારી કલગીના કોડ.
એ તો લગ્નનો શિરમોડ
મારા પ્રણય યોગીરાજ !
તારી કલગીના કોડ.

કલગીનાં બાણે પ્રિય ! પ્રેમસેતુ બાંધશું;
અશ્રુનાં ઉરશસ્ત્ર વડે આત્મન બે સાંધશું:
એવી મધુરી મારે જીતવાની હોડ
મારા પ્રણય યોગીરાજ !
તારી કલગીના કોડ.

તારી ઢેલડના કોડ
—પછી સરખાસરખી જોડ.

મારા પ્રણય યોગીરાજ !
તારી કલગીના કોડ.

દેવજી પરમાર

## પ્રેમાનંદના ભક્તનું અવસાન.

એક મહેતાજી તરીકે જીંદગીનો આરંભ કરી રાજ્યના દિવાન અને છેવટે એક મીલ માલેકની સમૃદ્ધિને પ્હોંચનાર સંસાર સુધારક, પ્રાચિન સાહિત્યના અભ્યાસી અને કુશળ લેખક રાજ્યરત્ન રા. બ. હરગોવીંદદાસ કાંટાવાળાના અવસાનની નોંધ લેતાં અત્યંત-ખેદ થાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદમાં સ્વર્ગસ્થ ખૂબ રસ લેતા અને એક જંગી રકમ એમણે પરિષદને સુપ્રત કરેલી. એ સિવાય સાહિત્ય ક્ષેત્રમાં એમણે પોતાની ઉદારતાની સારી જેવી રકમો ખર્ચી હતી; અને પોતે સક્રીય અનેક પુસ્તકો લખીને ગુજરાતી સાહિત્યની સેવા કરી હતી એમના અવસાનથી ગુજરાતે એક ઠરેલ વિચારના સાહિત્યકારને સદા માટે ખોયો છે. પ્રેમાનંદે પોતાનો એક સાચો ભક્ત ગુમાવ્યો છે. એમની ખોટ ગુજરાતને વર્ષો સુધી સાલ્યા કરશે અમે એમના કુટુંબીઓ પર આવી પડેલા દારૂણ દુઃખમાં અંતઃકરણથી ભાગ લઈએ છીએ અને ઇશ્વર સ્વર્ગસ્થને શાંતિ અને એમના કુટુંબીજનો તથા શ્રી. મટુભાઇને સાંત્વન આપો એવી પ્રાર્થના કરીએ છીએ.



# મારી નોંધપોથી

લેખક : ર. ગુપ્ત



તા. ૫૧ : ૧ : ૩૦

"તમે લેખકો ભૂલકણા બહુ!" ચહાના પ્યાલામાં હોલ્ડર બોળીને લખવાનો પ્રયત્ન કરતાં જોઇ મારા મિત્રે ટીકા કરી. હોલ્ડર ઉંધુ હશે એમ ધારી મેં તે ફેરવીને ફરી ચાહના પ્યાલામાં બોળી લખવાનો યત્ન કર્યો. "હા–હા–હા–હા" મારા મિત્રે ખડખડાટ હસતાં કહ્યું, "ભૂલ હોલ્ડર સંબંધી નથી થઇ; પણ ચાહના પ્યાલાને શાહીનો ખડિયો માનવાની થઇ છે" "અરે હા!" કહીને મેં શાહીની શીશી લઇ તેમાંથી પ્યાલામાં શાહી રેડી. "ખડિયામાં જ શાહી રેડો તો ઠીક નહિ?" મારા મિત્રે નિર્દોષતાને ધારણ કરી પૂછ્યું, "અલબત્ત, અલબત્ત!" મેં કહ્યું ને ચહાને શાહીનું મિશ્રણ ચહાના પ્યાલામાંથી ખડિયામાં રેડ્યું! મારી આ કૃતિથી ખડિયો ઉભરાયો, મારા લુગડાં, ચહા ને શાહી બગડ્યાં અને મારો મિત્ર હસ્યો, એ વાત અહીં અપ્રસ્તુત છે. હું ભૂલ કરું છું, બહુ કરું છું, મોટે ભાગે ભૂલો જ કરું છું, છતાં મને ભૂલકણો કહી શકાય નહિ, તે વાત પણ અહિં અપ્રસ્તુત છે; હું લેખક છું એમ હું નથી કહેતો ને બીજા ઘણા નથી કહેતા, પરંતુ તે વાત પણ અહિં અપ્રસ્તુત છે

હું ભૂલકણો તેથી લેખકો ભૂલકણા કેમ કહેવાય! હું લેખક હોઉં ને હું ભૂલકણો હોઉં, તો હું ભૂલકણો લેખક કહેવાઉં, પણ તેથી 'લેખકો ભૂલકણા' એવું વિધાન શી રીતે થઈ શકે! શું હું લેખક છું તેથી ભૂલકણો છું, કે ભૂલકણો છું તેથી 'લેખક' છું? હું ભૂલકણો હોઉં તેથી મારા પર લેખક હોવાનો આરોપ મૂકવો એ ન્યાય છે? તેમજ હું લેખક હોઉં તેથી મારા પર ભૂલકણા હોવાનો આરોપ મૂકવો એ યુક્ત છે? અથવા લેખકો પર ભૂલકણાપણાનો આરોપ મૂકવો, અને ભૂલકણાઓ ઉપર 'લેખકપણા'નો આરોપ મૂકવો એ બરાબર છે? કે લેખક અને ભૂલકણો બંને હોય...... ...પણ મારે શું કહેવાનું છે તે હું આ મારી પ્રશ્નપરંપરાને લીધે ભૂલી ગયો છું. એટલે હમણાં તો આટલી જ પ્રશ્નાવલિ બસ છે. ખરું પૂછો તો લેખક માણસ છે. જેમ બધા માણસ લેખક નથી, તેમ બધા લેખક માણસ પણ હોતા નથી, એમ કોઇ સિદ્ધ કરવા માગે તો તે કરી શકે એમ છે, છતાં લેખકોમાં માણસના જ ગુણાવગુણ હોય છે એનો અનુભવ તો પશુઓને પણ થતો હશે. આથી લેખકોમાં માણસના જ ગુણાવગુણ હોવાથી, કેટલાક લેખકો ભૂલકણા હોય છે, અને કેટલાક લેખકો નિયમ–વ્યવસ્થા–પદ્ધતિની પાછળ મરી ફીટનારા પણ હોય છે. આથી લેખકો બધા ભૂલકણા છે, એવું સાર્વત્રિક વિધાન કરવું એ અનુદાર દૃષ્ટિનું પરિણામ છે.

પ્રોફેસરો (ખાસ કરીને ગણિતશાસ્ત્રના), લેખકો અને સાક્ષરોએ ભૂલકણાપણાનો જાણે ઇજારો લીધો હોય એમ માનવામાં આવે છે. છતાં દમ્પતી ભાગ-

તમાં, બોલવાની બાબતમાં, કપડાં પહેરવાની બાબતમાં—અરે! શાક લાવવાની ને લેમન પીવાની બાબતમાં અદ્ભુત ચોકસાઇ, વ્યવસ્થા ને નિયમ જાળવનારા પ્રોફેસર, લેખક ને સાક્ષરોને—એકને નહિ, અનેકને—મેં જોયા છે.

મારા એક સાક્ષરમિત્ર પોતાના લેખની બાબતમાં એટલા ચોકસ છે, કે પોતે પહેલાં એક લેખ લખે પછી તેને સુધારે અને સુધારેલા લેખની નવ-નકલ, પોતાને હાથે જ—બીજો મદદ આપવા આવે તો તેને ના કહીને પોતાને જ હાથે—કાઢે; તેમાંની બે નકલ છાપવા માટે મોકલે. બે નકલ મિત્રાદિક આગળ વાંચી સંભળાવવા માટે ને બાકીની ફાઇલને માટે રાખે. લેખની બાબતમાં જ એઓ આટલા ચોકસ છે, એમ નથી પણ બીજી અનેક બાબતોમાં—ખાસ કરીને પુસ્તકોને પૂઠાં ચઢાવવામાં—પણ એઓ એટલી જ કાળજી રાખે છે. સાધારણ કોરી નોટબુક પણ એમને ત્યાં પૂઠાં વિનાની હોય એ અસંભવિત છે

વ્યવસ્થા, નિયમ, ચોકસાઈ વગેરે બાબતમાં દૃઢ આગ્રહ ધરાવનારા પ્રોફેસરો પણ ઓછા નથી. મારા પરિચિત એક પ્રોફેસરની ચોકસાઈ પરથી તેમનું નામ લોકોએ ચોકસી પાડ્યું છે. દરેક વસ્તુની તેઓ ફાઇલ રાખે છે. રસોઇઆને ચીઠી લખી હોય તો તેની પણ નકલ—કાર્બન-કોપી—એમની ફાઇલમાં હોય જ. નકલ કર્યા વિના એઓ કંઇ પણ લખતા જ નથી. અને તે નકલ બધી નિયમપુરઃસર 'ફાઇલ'માં તરત જ ગોઠવી દે છે. લખેલા લખાણની પેઠે બોલેલા શબ્દોની પણ એઓ નકલ રાખતા હશે, એમ એમની બોલવાની રીત જોઇને લાગે છે. ધીમે ધીમે, તોળી તોળીને પ્રત્યેક શબ્દનો એઓ ઉચ્ચાર કરે છે. સાંભળનારને લાગે કે આ શબ્દ એઓ બોલ્યા તેની મૂળ નકલ એમના મગજમાં—કે મગજમાં—જ છે, અને આપણે કાને પડ્યો તે એ શબ્દની નકલ, કાર્બન-કોપી, માત્ર છે! કપડાંની બાબતમાં પણ એઓ એટલા જ ચોકસ છે. એમનાં કોટ, ટોપી, ધોતિયું એક સળ વિનાનાં, ચોકમાઇથી પહેરેલાં ને અદ્ભુત ચોકસાઇથી સચવાએલા રહેતાં હોય એમ એમને જોતાં વાર જ લાગે છે. એઓ ચહા પીએ અથવા સોડાલેમન પીએ તે પણ એટલી જ ચોકસાઇથી. અમુક જ ઘુંટડા ગણીને પીએ, ને એક છાંટો પણ કપડાં પર કે જમીન પર પડવા ન દે. પ્યાલું પણ અમુક રીતે જ પકડે, એટલું જ નહિ પણ ચહા કે પાણી ગળામાં ઊતારતાં એમના મગજનો કાકડો પણ અમુક જ રીતે અને ચોકસ પ્રમાણમાં જ હાલે એવી કાળજી એઓ રાખે છે. પેય ઉષ્ણ હોય તો ઠોળા અમુક પ્રમાણમાં વિકસાવીને અને ઠંડું હોય તો આંખ જરા મીંચીને પીવું એવો દૃઢ નિયમ એમણે રાખ્યો છે. બજારમાં શાક લેવા જાય, ત્યાં પણ દરેક શાકને ચોકસાઇથી તપાસી જોવું, એકેએક દુકાને ફરી તેનો ચોકસ ભાવ જાણી લેવો, ઓછામાં ઓછી કેટલી કિંમતે એ મળી શકશે તે નક્કી કરી લેવું અને પછી વીણી વીણીને શાક લઈ ઝોળામાં તેને યોગ્ય રીતે ગોઠવવું એ એમનો હમેશનો કાર્યક્રમ છે.

લેખકોને ભૂલકણા કહેવા એ વસ્તુસ્થિતિનું વિપરીત દર્શન છે. ઘણી વાર મને થાય છે કે લેખકો ભૂલી શકતા હોત તો કેટલું સારું! ભૂલવાની અશક્તિને લીધે જ ઘણાખરા લેખકો તો લેખકપદને પામ્યા હોય છે, વ્યવસ્થા અને ચોકસાઇના વિષયમાં લેખકો ખાસ બીજા પ્રકારના પ્રાણીઓ કરતાં ઊતરતા છે, એમ પણ નથી. નોકરી કરનારા લેખકો પગા-

રમાં પૈસાને બદલે પત્થર લેતા નથી; અને કુતરાના ભસવાથી કંટાળેલા લેખકો કુતરાને પથરાને બદલે પૈસા મારતા નથી. ભૂખ લાગે ત્યારે લેખકો રોટલીને બદલે ચોપડી ચાવતા નથી, અને કબાટમાં ચોપડીને બદલે રોટલી ગોઠવતા નથી. લેખને મથાળે કે હેઠળ પોતાનું નામ મૂકવામાં જરા ભૂલ કરતા નથી, અથવા તો નનામા ચર્ચાપત્રની જરૂર હોય ત્યાં પોતાનું નામ મૂકી દેવાની ભૂલ પણ કરતા નથી લેખકો પોતાને માળ દેનારનાં વખાણ કરવાની અને વખાણ કરનારને વગોવવાની ભૂલ કદાપિ કરતા નથી

આમ છતાં લેખક, સાક્ષર કે પ્રોફેસરોને ભૂલકણા માનવાની જ જેમની વૃત્તિ હોય તેમને, નાગ એ નિર્બળને સુંદર પ્રાણી છે એવા મતનો વિરોધ કરતાં મારા મિત્રે કહેલું એક વાક્ય જ મારે કહેવાનું છે.

'એન ઉંઝેડી જુઓ, એટલે ખબર પડી !'



## નગ્નસત્ય

લેખકઃ શા પૃથુ ૬ શુક્લ

જ્યારે હું બાળક હતો ત્યારે માનતો હતો, અને મને શિખવવામાં આવ્યું હતું કે, જગતમાં સત્ય, પ્રેમ અને ભલાઇનો વિજય છે, પરંતુ જ્યારે મેં જગત અનુભવ્યું ત્યારે જોયું કે એ બધું પિશાચી નૃત્ય અને ભ્રમણા છે, કોઈ છે પણ કેટલાક એવા છે જે સત્ય અને પ્રેમના ઓથાપા વગર જીવી શકતા નથી. હું તેમનો એક છુ.

× 　　 × 　　 ×

જગત આખું મુર્ખાઓનો એક મોટો મેળો છે, અને સેતાન અને તેના સાથીઓ એ મેળાના પ્રમુખ અને કાર્યવાહકો છે.

× 　　 × 　　 ×

જે વાવે તે લણે એ વાત ખોટી છે. સાચી વાત એમ છે કે મુર્ખાઓ મજુરી કરીને વાવે છે, અને બદમાશો તેના સુંદર ફળ લણે છે.

× 　　 × 　　 ×

ગુલામો કહે છે કે, પ્રભુની ભક્તિ કરો-ખુદાની બંદગી કરો, કારણ તેણે તમને જીંદગી આપી અને જગતની રચના કરી. પણ ભલા હું એમ પુછું કે અમે કયાં તેને એ બધું કરવાની અરજી કરી હતી !

× 　　 × 　　 ×

જરાક આંખો બંધ કરો, જરાક કલ્પનાનો શરાબ પીઓ અને તમને જણાશે કે સ્ત્રી જાતિ દેવીઓનો અવતાર છે, પરંતુ જરાક આંખ ઉઘાડો, જરાક કલ્પનાના ઓથાપાને દૂર કરો તો જણાશે કે સ્ત્રીજાતિ રંગબેરંગી પતંગીયા છે. દરેક એટલેજ કે પતંગીયાં નિર્જીવ અને નુકશાન વગરનાં છે.

× 　　 × 　　 ×



# જલ સિંચતી બાલિકાને

( મંદાક્રાન્તા )



આછું આછું દિનકર તણું તેજ જ્યારે વહ્યું' તું,
ને વાયુ ત્યાં પરિમલ લઇ ચોદિશે દોડતો' તો;
ને શું પુષ્પો નમીં નમીં નીચે ભેટતાં પ્રેમથી જ્યાં.
આવી બાલા નવ કુસુમને સિંચવા પાણીડાં ત્યાં

પાણી પાતી બહુ જલ થકી, છાંટતી પુષ્પને હાં,
એથી પામી નવજીવન એ ડોક ઉંચી ધરંતાં,
પક્ષિડાં યે તહીં કુંજ મહીં કુંજતાં શું મધુરૂં!
લાગે એવું રમણીય અહા! હોય ત્યાં શું અધુરૂં?

પાજે પાણી સતત અહીંઆં આવીને બાલિકા તું,
તું તેઓની જીવન બરની એક આશા અનેરી;
એ પાણીડાં અમીમય દીસે આત્મમાં પ્રેરતાં કૈં,
જેથી દેવો પરિમલ મીઠો, ચોદિશે પાઠવે એ.

આ પુષ્પો એ કવિજન લહો, બાગ એ વિશ્વ ભાસે,
તું દેવી છે કવન[1] તણી ને પ્રેરણા[2] પાણીડાં છે;
ત્હારે કાજે કવિજન યદા ડોક ઉંચી ધરે જો,
લાવી પાણી કવન તણું તું મુખમાં રેડજે ત્યાં.

---

૧. કાવ્ય  ૨. Fancy.

પુરુષોત્તમદાસ શાહ



# નગીનકાકાની ઠાઠડી





લેખક: રા. કિશોર વકીલ
બી. એ. એલએલ. બી

ચિત્રકાર રા. જયન્ત ખત્રી

મોત અવગણ્યું છે એવી લોકો હમેશ ફરીયાદ કરે છે પણ પોતે મરવાની બાબતમાં તેટલાજ અવગણ્યા છે એ લોકો ભૂલી જાય છે.

અમારા મહોલ્લાના નગીનકાકાનેજ દાખલો લ્યોની. નગીનકાકા અમારા મહોલ્લાના લકકડખું, મીનજી, પૈસે ટકે સુખી એકલ ડોકલ માણસ છે આ હોળીના એક માસ આગળ તો તેમણે પોતાનું વીલ કર્યું હતું અને લોકમાન્યે જેટલા ભારથી સ્વરાજ તેમનો જન્મસિદ્ધ હક હોવાનો દાવો કર્યો હતો તેટલાજ ભારપૂર્વક તેમા તેમણે જણાવ્યુ હતું કે "મરવું એ તો મનુષ્યનો હક છે " માત્ર હોળીના એક દોઢ માસ ઉપર એમની છાતીનો દુખાવો ઉપડી આવ્યો ત્યારે એમની ખબર લેવા આવનાર દરેક વ્યક્તિને કહેતા "મોતે નથી આવતું કે હુ ખમણિ છુટા થઉએ. ભગવાનને ત્યાંએ મોતના હાકણા દેવાઇ ગયાં છે કે મને ઉચકી નથી લેતો. " અને દાકતરસાહેબને પણ " દાકતરસાહેબ, એક પડીકી આપી દોની કે નીકાલ થઇ જાય. હવે તો આ દુ:ખ નથી ખમાતું " એમ વિનંતિ કરેલી. પણ દાકતર અસહકારી ન હતા અને જેલ અને મહેલનો અભેદ સાધતાં શીખ્યા ન હતા તેથી નગીનકાકાની વિનતિ તેમણે સ્વીકારી નહિ અને તેમને સારા કર્યાં માત્ર હોળીને દહાડે સવારે નગીનકાકાએ વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય એ પંક્તિથી શરૂ થતા ગીતાજીના શ્લોકનો ટીકાનથી અભ્યાસ કર્યો હતો છતા અમારા મહોલ્લાના હોળીઆઓએ એમના ઓટલા આગળ એમની બાંધેલી ઠાઠડી મૂકી " ઓ મા ..રામ્બામ્બા ...નગીનકાકા ..રેએએ...... .." ની પોક મૂકી ત્યારે નગીનકાકાએ શુ કર્યું ?

નગીનકાકા એક માસ પરનો છાતીનો દુ:ખાવો ભૂલી ગયા. છાતીના દુખાવાએ તેમનામાં કેટલો દુનીયા પ્રત્યે વૈરાગ આણ્યો હતો તે ભૂલી ગયા. તે વૈરાગને લીધે તેમણે કેટલાં કેટલાં નિમંત્રણો મોતને મોકલ્યાં હતા તે ભૂલી ગયા પોતાની નિરાતને માટે એક ધંધાદારી માણસ પાસે તેના ધંધાને અણછાજતું એ પેટ કામ કરાવવા તૈયાર થઈ ગયા હતા તે ભૂલી ગયા. મહાત્માજી તેમની ચુગી કાઢેલી ટુકડી લઇ સવિનય ભંગ કરવા નીકળ્યા તેમ સમગ્ર ગુજરાતી ભાષાની બારાખડીમાંથી મ, ભ, અને ચની પહેલી ટુકડી લઇ રોષભર્યે રોષમાં, બારીએ આવ્યા અને તે અક્ષરોના ચર પર ચર ચઢાવી નગીનકાકાએ ઉભરો કાઢવા માંડયો "કેમ મહોલ્લામાં એકલા નગીનકાકાજ રહ્યા છે ? તમારા ડોસાડોસી છે કે બધા મરી ગયાં છે ? તેમને પહેલા પહોંચાડો. હું તમને શુ ભારે પડયો છું ? હજી તો તમને એકે એકને અસ્તીકુમાર પહેલા પહોંચાડીશ અને પછી જઇશ સમજ્યાને બચ્ચા !. "

પણ ભચ્યા દઈ સમજે તેવા ન હતા. તે પણ તેટલાજ અવળચંડા હતા. નારણુકાકા અને મંગીમામી જીવતાં હતા ત્યાં સુધી તેમનીજ ઠાઠડી તેઓ કાઢતા હતા અને તેમનાજ નામની પોક મૂકતા; પણ નારણુકાકા ગુજરી ગયા અને તેમની નાની નાતમાં ધરદીઠ એક કાંધુ સ્મશાને જાય અને ન જાય તો સવા રૂપીઓ દંડ" એવા નિયમ છતાં કાંધુ ન થયા તો પણ કોઈ નીકળ્યુ ન હતું અને મગનમામી વખતે "એને સાથી કોણ આપણે ત્યાં આવતું હતું કે આપણે જઈએ" એ વહેવારની ગણત્રીથી કાંધુ ભેગા ન થયા અને મગનમામીને સેવામંડળની ગાડીમાં લઈ જવાં પડયા તોપણ તેમની જીવતા પોક મૂકનારા [ગ]ણ્યા ન હતા. છતાં નારણુકાકા અને મંગીમામી [ન]ી ખાટલીના માનનો અધિકાર પામેલા નગીનકા[કા]ની પ્રાણ પોક મૂકતા જો તમો અમારા મહોલ્લાના [..]ીઆઓને સાંભળ્યા હોય તો એમજ થાય કે [ન]ગીનકાકાના દેહની ભસ્મથી જેમ દધિચીના હાડકાથી દેવતાઓને દાનવ સામેના યુદ્ધમા વિજય મળ્યો તેમ હોળીઆઓને સ્વરાજ મળવાનું હશે અથવા તો નગીનકાકાનો તમામ વારસો આ છોકરાઓને મળવાનો હશે અથવા તો નગીનકાકા સ્વર્ગમાં જઈને અમૃતની કુપ્પીઓ આ દરેક હોળીઆ માટે મોકલી આપવાના હશે.

છતાં હોળીઆઓએ ઠાઠડી કાઢી તેમાં ખીજવાવા જેવું શું હતું! ઉલટી તેથી દુનીઆ ભરમાં ન સાંપડતી તક નગીનકાકાને સાંપડી હતી. મારી પાછળ શું થશે? અશ્વિનિકુમારનો કંઠો પામીશ કે નહિ? મારો દેહ પ્રતિષ્ઠાપૂર્વક સ્મશાન જશે કે નહિ? એ અને એવી ચિંતા માણસને રહે છે. પોતાની પાછળની પ્રાણપોક સાંભળવાનું માન, તેની આર્ત વેદનામાંથી મારી પાછળ મારા મૃત્યુથી દુભાતા માણસો છે એ જાણવાનો આત્મસંતોષ, આટલા આટલા કાંધુઓ તયાર થઈ બેઠા છે તો સ્મશાન યાત્રામાં ઘણી મજાહ આવશે એવી ઉલટ આપતી માહીતિનો આનંદ અપ્રાપ્ય છે અને તે આમ સહજ મળી જાય તે વખતે તેની પ્રાપ્તિથી આનંદ માનવાને બદલે આમ ખીજવાઇ જવું શું યોગ્ય છે!

તેમાં નગીનકાકાને ગુમાવવાનું શું હતું! ખરેખર મરી ગયા વગર, ખરેખર મરી ગયા હોય તો પાછળ શું થાય તે જોવાની અપ્રાપ્ય તક તેમને મળતી હતી, તેમને તૂટતી નાડી અને મરતા જીવની વેદના ખમવાની નહોતી. થોડો થોડો જીવ હોય તે વખતે સદ્ગતિની સલામતીને માટે ચોક નંખાઇ થઇ પાણીએ જબોળાવાનું નહોતું; મરતાં મરતાં પોતાની મીલ્કત તરફ છેલ્લી દ્રષ્ટિ નાખી આના વગર ચાલ્યા જવું પડશે એવો નિસાસો નાખવાને ન હતો; પણ આરામ ખુરશીમાં પડયા પડયા મોતની એક પણ પીડા ભોગવ્યા વગર મોતની મોજ માણવાની હતી

નગીનકાકામાં કલ્પનાશક્તિ નહોતી, રીસ્થુરી નહોતી, હાસ્યવૃત્તિ નહોતી. નહિ તો નગીનકાકા આમ ખીજવાત નહિ, મનુષ્યના ચારિત્ર્યની, તેની કારકીર્દીની, તેના ગુણદોષની ખરી કીંમત તેના મરણ પછી થાય છે. જીવતા માણસોને ખોટું લગાડવાના ક્ષોભથી તેમની યોગ્ય ટીકા થઇ શકતી નથી. દાખલા તરીકે હું અમારા એક વિલક્ષણ ઓળખીતાની બાબતમાં એક હાસ્ય રસિક પુસ્તક લખી શકું એમ છું પણ તે લખી છપાવતાં તેમના ડંડાની બીક લાગે છે. પરિણામે પોતાને માટે જગતનો ખરો અભિપ્રાય શું છે તે જાણવાની તક જીવતા માણસને મળતી નથી એ તો માત્ર શ્રીમંત ગાયકવાડ સરકાર જેવા જેમની બાબતમાં મરણની ખોટી ખબરે ઉડી હોય તેજ જાણી શકે છે. શ્રીમંત ગાયકવાડ સરકારને

મરણની ખોટી અફવા ઉડેલી. હિંદના અને હિંદ બહારના કેટકેટના વર્તમાન પત્રોએ તેમના જીવનની અને કારકીર્દીની નોંધો છાપેલી, તેમના ઔદાર્યનો લાભ પામેલી સંસ્થાઓએ રજા પાળેલી અને આવે ગંભીર અને દુઃખદ પ્રસંગે પણ રજાનો આનંદ ન ઢાંકી શકતી મુખમુદ્રાએ અમે સુરત કોલેજમાંથી નીકળેલા તે યાદ આવે છે ' પોતાની સારી માઠી વાતો જાણવાની, પોતાની કારકીર્દી બાબત નિષ્પક્ષ અભિપ્રાય મેળવવાની, મર્યા પછી પોતાનું શું થશે તે જાણવાની અવશ્ય તક નામદારને બીજી શી રીતે મળત।

સાહિત્યકારની બાબતમા આ વાત તેટલીજ સત્ય છે જે દરેક સાહિત્યકાર એક વખત મરીને સજીવન થઈ શકતો હોય તો તેના જીવનને કેટલું સુખ થાય ! ગોલ્ડસ્મીથ, ચેસ્ટર્ટન અને બેરોનેડફર એક એક વાર જાગી તેમની કદર થતી જુએ તો તેમને કેટલુ સુખ થાય ? એકવાર હાજીમહમ્મદ તેમના કબ્રસ્તાનમાંથી જાગી હાજીમહમ્મદ સ્મારક ફંડ થવાથી જાય તો કેટલા આનંદથી ફરી મરે ' એક પરિચિત લેખકની બાબતમાં પણ એમજ બન્યું હતું તે જીવતા હતા ત્યાંસુધી તેમની કીંમત કોઇએ આંકી નહિ. અને તેમના મરણ બાદ તેમનાં અપ્રકટ કાવ્યો છપાયાં. તેમના કાવ્યોમાં આચાર્ય "કવિ"નાં ચોકમાં સૂચન જણાયા. તેમના મરણથી "ગુજરાતી સાહિત્યને ભારે ખોટ ગઇ" એક હીરેકું રત્ન ગુમાયું. આટલુ સાંભળીને તે મર્યા હોત તો તેમને કેટલો આનંદ થાત !



'ડોક્ટર સાહેબ એક પડીકી આપી દોની કે નિકાલ થઇ જાય'

અને આ આનંદ જીવતાં મરી શકયા વિના કયાંથી મળી શકે ! છતાં નર્મોનગમ જેમને જીવતાં જીવતાં મરવાનો આનંદ મળી શકે છે તે એ માણી શકતા નથી

જો તેમનામા જરા દમના હોત તો આ પાર્થિવ જગતથી ઉચી દ્રષ્ટિ કરી અમરાપુરીના વૈભવ નર્મોનકાશ કલ્પી શકત ઇન્દ્રપુરીના ઇન્દ્ર દરબારનો ઠાઠ અને મેનકા ઉર્વસીનાં નૃત્યો જોઈ શકત, તેમની આગળ

ગએલા ધનકોરકાકી "તમે પહેલા વિમાને બેસી આવજોરે" એમ નન્દનવનમાં બોખા ખલકારતા કલ્પી શકત, સુધાના પાન કરી શકત અને એવી એવી કંઇક સ્વર્ગીય લહેજતોની કલ્પના કરી શકત.

જો નગીનકાકામાં ફીલસુફી હોત તો સમજી શકત કે હોળીઆઓ તેમના શુભચિંતક હતા. मरणं प्रकृतिः शरीरीणाम् મરણ એ તો મનુષ્યને સ્વભાવિક છે, જીવન અસ્વભાવિક છે, અને જે આ ધર્મશાળા જેવા અસાર સંસારને છોડાવી પરમધામ પ્રાપ્ત કરાવી તેમના આત્માને તેની સ્વભાવિક સ્થિતિએ પહોંચાડતા હતા તે હોળીઆઓ સાથે ખોજવાત નહિ.

જો નગીનકાકામાં જરાક હાસ્યવૃતિ હોત તો નગીનકાકા સહેજે જોઈ શકત કે હોળીઆઓ અંદરથી ઇચ્છતા હતા કે નગીનકાકા બહુ જીવો. જો નગીનકાકા મરી જાય તો પછી ઠાઠડી કોની કઢાય ? જો નગીનકાકા મરી જાય તો ગણપતિ ચોથને દિવસે કોના પતરા પર પથરા ફેંકાય ! જો નગીનકાકા મરી જાય તો કોના ક્નક્વાને પાછળથી હથ્થા મારી મળો સાંભળવાનો આનંદ મળે ! જો નગીનકાકા મરી જાય તો આ તમામ આનંદ મરી જાય.

નગીનકાકા જીવે છે ત્યાં સુધી તો વરસે વરસે એમની ઠાઠડી નીકળશે. વરસે વરસે એમની અગાસીમાં પથરા પડશે. વરસે વરસે એમના પતંગ ભર દોરીએ કપાશે, વરસે વરસે એમની પ્રાણપોક મુકાશે.

જો નગીનકાકાને આમ દર વર્ષે મરતાં અટકવું હોય તો એકજ રસ્તો છે— એક સામટા મરી જવું.

# રજકણ........!

લેખકઃ
રા. ભાનુભાઇ દેસાઇ બી. એ.

વિચારી પણ આચાર હીન માણસ, સુગંધી પણ વાસ હીન પુષ્પ જેવો છે।

× × ×

ઉત્સાહ છે પણ ઉદ્યોગ નથી, એટલે દોસ્ત છે પણ પૈસો નથી.

× × ×

જન્મ, લગ્ન અને મરણ એ ત્રણ મનુષ્યના જીવનના અતી મહત્વના બનાવો છે. જન્મ પર આપણો કાબુ નથી તેમજ મરણને પણ આપણે અટકાવી શકતા નથી. લગ્નની બાબતમાં આપણે કાબુ ધરાવી શકીએ, પરન્તુ સમાજ બંધનો એટલો પણ હક આપવા તૈયાર નથી.

× × ×

લગ્ન અને લગ્ન પછીના દિવસો મોહક અને આનંદ દાયક લાગે છે, પણ એ મોહ અને આનંદમાં ઘણી મોટી જવાબદારી સમાયેલી છે।

× × ×

આશા અમર છે, આશાહીન માણસો દુઃખીઆ છે.

× × ×

ઉતાવળ અને ઉન્માદમાં વેર લેવાય છે, પણ નવરાશની વેળાએ વિચાર કરવાથી પશ્ચાતાપ થાય છે.

× × ×

દુશ્મન બનાવવાની જેને બીક લાગે છે તેને કોઇ સાચો મિત્ર હોઇ શકે જ નહિ

× × ×

ઝીણું સુખ માણવા કરતાં, મોટું દુઃખ ભોગવવું એ હજાર દરજ્જે સારૂં છે.

# દિવા–સ્વપ્ન

લેખક. રા. ભગવાનપ્રસાદ લક્ષ્મીશંકર માંકડ બી. એ.

મધ્યાન્હના ધૂપ તાપમાં શ્રમિત થએલું જગત શાંતિને ખોળે સોડ્યું ખાઇ ગયું હતું.

કુદરતે જ કાંઈ શાંતિ મંત્રનો જાપ આદર્યો હોય નહિ તેમ પવન પણ શાંત હતો, તથા ઝાડ પાન પણ એક જાતની વિશ્રાંતિ લઇ રહ્યાં હતાં. ફક્ત તે શાંતિનો ભંગ ક્યાંક ક્યાંક પારાવતના ઘુઘવાટથી તથા ક્યાંક ક્યાંક તરૂવરમાં છૂપાઈ રહેલ કોકિલના 'કુહૂ'થી થઇ રહ્યો હતો.

નગર વ્યાપાર પર પણ શિથિલતા ઉતરી હતી.

ફક્ત આકાશમાં, નીલ-નિરભ્ર આકાશમાં, અનન્ય મહાસાગરની શાંતિની હરીફાઇ કરતાં આકાશમાં એક પણ વાદળું જોવામાં આવતું ન હતું જાણે એ વાદળાંઓને પણ કુદરતના શાંતિ મંત્રે અસર કરી ન હોય!

પણ એક ક્ષણમાં દૂર દૂરથી એક 'અખંડ' એકલો, રઝળતો, રખડતો, કોઇ રખડુ છોકરા જેવો દૃષ્ટિ મર્યાદામાં પ્રવેશ કરતો વાદળનો મારા તરફ આવતો દેખાય છે.

પવન ગુરૂની મોટીની બીકથી અથવા તો તેની નવીન પ્રકૃતિની બીકથી તેની આગળ આગળ નાસતો, અનેક રૂપ ધારણ કરતો, તેની પાછળથી છટકવા કલ્પનાની પેઠે પ્રતિપળ રૂપ બદલતો, બાળકની પેઠે ક્ષણે ક્ષણે હરતો, રંગનો અનેક નખરાં કરતો દેખાયો.

કેવો ખરો સુંદર! હું એના પર મોહી પડ્યું છું! અને મનમાં પૂછું છું કે 'એ મારૂં મનમથ તો ન હોય?' કેવો તે શાંત નિરાંતો જગતથી નિર્લેપ તથા ભયથી અદ્રષ્ટ વિચરે જાય છે એ મારી દૃષ્ટિને બંદીવાન કરી પોતાની સાથ.

પળ-પળ તે ક્યાં ગયો! ક્યાં ગયો તે એકાકી આકાશનો એકલ સાડકવાયો!

મને શંકા થાય છે કે એ તે અખંડ હતો કે મારા માનસનું પ્રતિબિમ્બ હતું? એ તે પ્રેમની મોહીથી પુજાયું, ભાગી છૂટવા પ્રતિપળ બદલો કરતું મારૂં મન હતું કે કલ્પના રચિત 'હું' નામનું એકાકી એક પ્રેમરૂપી નાટક હતું? એ તે સ્વચ્છંદી ગગન તરંગ હતો કે મને ઘેરી રહેલ સ્વપ્ન હતું!

# વગર ઉશ્કેરણીએ હુમલો કરતા ગોરીલા

## અર્ધા માણસ જેવું ભયાનક વાનરપ્રાણી

લેખક : રા. કૃષ્ણપ્રસાદ શિવશંકર ભટ્ટ

માણસ જાતની મૂળ ઉત્પતિ વાંદરામાંથી થયેલી હોવાની ડારવીનની માન્યતાને (Theory) ટેકો આપનારા માણસો પણ નજરે પડે છે અને તે પ્રાણીઓને જોતાં સામાન્ય રીતે એ માન્યતા ખરી હોય એમ માનવાને કારણ પણ મળે છે. ભારત વર્ષમાં પણ વૃંદાવન, મથુરાં વગેરે સ્થળોએ માણસના આકારને થોડા ઘણા મળતા વાંદરાં મળી આવે છે અને ભાવિક યાત્રાળુઓ તેમને ચણા વગેરે નાંખે છે. આ વાંદરાં પણ અટકચાળાં હોય છે. અને જો કોઈની પાસેથી ચણા મેળવવા હોય તો તે માણસની કોઈ ચીજ સફાઈથી ઉડાવી જઈને ઉંચે ઝાડ ઉપર જઈને બેસે છે અને પોતાની ઇચ્છા ભર આવતાં તે પ્રાણી લઈ ગયેલી વસ્તુ પાછી આપી દે છે. આ તે જાનવરોની સમજ શક્તિના પુરાવા માટે બસ છે. અર્ધ મનુષ્ય કારતા આ પ્રાણીઓ કે જેને કપિ ગોરીલાના નામથી ઓળખવામાં આવે છે તેની અસલ ઉત્પતિ અને સ્વભાવ વિષે ઓળખ આપણને યોગ્ય અને ઉપયોગી થઈ પડશે અને જણાશે કે તે દેખાવમાં મનુષ્યના આકારને મળતાં હોવા છતાં પણ સ્વભાવ વગેરેમા કેટલો બધો તફાવત છે.

ગોરિલાઓની હસ્તિ હોવાની બીના સદીઓથી જાણીતી હોવા છતાં અત્યાર સુધીમાં તે જાતની ઉત્પતિ, સ્વભાવ અને લક્ષણોને લગતી ખાત્રીપૂર્વકની વિગતો ઘણી જ થોડી બહાર આવી છે, તેમાં પણ મતભેદ છે. કેટલાક લેખકો આ જાનવરને બહુ જ શાંત અને કોઈને ઈજા ન કરે તેવું-ધારે છે, જ્યારે બીજાઓ તે જાનવરને સઘળાં જંગલી જાનવરોના કરતાં પણ વધુ ભયંકર માને છે.

યુગાન્ડાવાળા એમવાડને પોતાના સરકારી રીપોર્ટમાં હાઈલેંડ ગોરિલાને સંપૂર્ણ શાંત અને કોઈને ઈજા ન કરે તેવા વર્ણવ્યા છે, જ્યારે ડૉ. ડાઈસથ પેં કેમેરુન્સમાં મળી આવતા ગોરીલાઓની-ભયંકરતાના ઘણા દાખલાઓ આપે છે.

હાઈલેંડ ટાઈપના ગોરીલાઓ-વિષે મળેલી વિગતો ધ્યાનમાં લેતાં જણાય છે કે ઉમરે પહોંચેલા નર ગોરીલાઓ વગર ઉશ્કેરણીએ પણ હુમલો કરે છે.

ગોરીલા બેરીન્ગેરાની પહેલી-શોધ લગભગ ત્રીસ વર્ષની વાત-ઉપર બેરીંગર નામના એક જર્મને એંનજીતીયરે બેલ્જીયન કોંગોમાંના કીવુ સરોવરની વાયવ્યે (ઉત્તર પૂર્વે) વીરૂંગા જ્વાળામુખી ખાતે કરી હતી.

આ ગોરિલાઓ વાંસના જંગલમાં દરીયાઈ સપાટીથી ૮૦૦૦ અને ૧૦,૦૦૦ ફીટની વચ્ચેની ઉંચાઈએ રહે છે. આ પ્રદેશમા ગોરીલાઓની વસ્તી લગભગ પાંચેક હજારની હશે.

છેલ્લાં ૧૦ વર્ષની અંદર આ ગોરીલાઓના નમુના મેળવવા માટે કેટલાક પ્રયાસો આ વિભાગમાં થયા હતા, તેમાં એક ટોળી એકલીએ દેશી સોબતીની મદદથી ૧૪ જાનવરોને મારી નાંખ્યાં હતાં.

ગોરીલાઓની સતામણી થતી હોવાથી અને તેઓ સામે ગોળીબાર થતા હોવાથી એમ જણાય છે કે તે જાનવરો એટલું તો સમજી ગયાં હતાં કે ગોરાલોકો આપણો સામનો કરે તેવા છે અને તેથી

તેઓ ગોરાલોકને જોતાં નાસી જાય છે. લ્યુનેગા ખાતેના મીશનવાળા વ્હાઇટ ફાધર્સ, કે જેઓ ગોરીલાઓ વિષે વધુ જાણતા હતા, તેઓએ જણાવ્યું હતું કે અમારા મીશનની નજદીકમાંના ગોરીલાઓએ અહીંના દેશીઓને મારી નાખ્યાના બનાવો બન્યા છે અને કેટલીકવાર ગોરીલાઓના શિકાર કર્યા છે અને અમારો એ અનુભવ એ છે કે ૧૦ વખતમાંથી ૯ વખત નર ગોરીલાઓ માણસને જોતાં જ હુમલો કરતા હતા. આ મીશનની પછવાડેના પહાડ પરથી આવેલા એક નર ગોરીલાએ ૩ રહીશો સાથે ઝપાઝપી કરી હતી અને તે ગોરીલાને ભાલા વડે વીંધી નાંખવામાં આવે તે પહેલાં તેઓએ બે જણને મારી નાખ્યા હતા. આ ગોરીલાઓ પહાડો, કે જ્યાં બીલકુલ નિર્જન હોય છે ત્યાં રહેતા હોવાનું ધારવામાં આવે છે.

ગોરીલાઓ જ્યાં વસે છે ત્યાં કોઇપણ ઠેકાણે બે ઉંમરે પહોંચેલા નર ગોરીલા એકઠા મળેલા જોવામાં આવશે નહીં; જો કે એમ મનાય છે કે ગોરીલાઓનાં કુટુંબોને ભેગાં બનાવતી વખતે તેઓ એકઠા થાય છે ગોરીલાના કુટુંબમાં સામાન્ય રીતે ૧ નર ગોરીલો, ૪ થી ૫ માદાઓ અને ૭-૮ નાનાં નાનાં ઓછીવત્તી ઉંમરનાં બચ્ચાંનો સમાવેશ થાય છે.

ગોરીલાના કુટુંબના બચ્ચાંઓ અંદર અંદર ઝઘડા કરવા આતુર હોય છે અને છેવટે તેઓ એક બીજાને બચકાં ભરે છે અને મોટી માદા ત્યાં આવીને તેઓને પોતાના હાથ વડે માતા પોતાના બાળકને ઠપકો આપીને માયાથી શાંત પાડે તે રીતે જ્યાં સુધી શાંત પાડે નહીં ત્યાં સુધી બચકા ભરવાનું ચાલુ રાખે છે.

નરગોરીલાનો અવાજ સિંહની ગર્જના કરતાં પણ ઘણો મોટો હોય છે અને તેની ત્રાડથી કોઇ ચિત્તો કે સિંહ ગોરીલાના બચ્ચાનો શિકાર કરવાની તક શોધતો હોય તે ન્હાસી જાય છે. આમ એકાદ બે વખત ત્રાડ નાખીને તે પડેલા ઝાડ પર ચઢી જઇને ચોતરફ નજર કરે છે અને વધુ ભય હોવાનું ન જણાય એટલે પાછો જતો રહે છે.

ગોરીલાની જાત મોટે ભાગે ઝાડ પર ચઢવાનું પસંદ કરતી નથી; પરંતુ પડેલા ઝાડ પર યાતી નજદીકમાં રહે છે.

ગોરીલા હુમલા માટે પોતાના ડાબા હાથનો ઉપયોગ કરે છે અને સમતોલપણું જાળવવા માટે જમણા હાથનો ઉપયોગ કરે છે, કારણ કે તેઓ જમીન પર એક હાથ મૂકયા વગર બહુ દૂર ચાલી શકતા નથી.

સામાન્ય રીતે નરગોરીલાની ઉંચાઇ ૬ ફીટની હોય છે, જોકે સરેરાસ રીતે ૫ ફીટ ૮ ઇંચ કરતાં વધુ ઉંચાઇના ગોરીલા મળી આવતા નથી. માદા ગોરીલાની ઉંચાઇ નરના કદથી અર્ધી કરતા પણ સ્હેજ ઓછી હોય છે.

નરગોરીલાનો રંગ કાળો હોય છે અને તેની હડપચી પર સફેદ ભુરા કાળા રંગના વાળનો જથ્થો હોય છે. તેની આંખ પરનાં ભવાં પર પણ વાળ ઉગેલા હોય છે, તેના હાથ પરના વાળ ઘણા લાંબા હોય છે અને તેનો દેખાવ કાળા રીંછના જેવો જ દેખાય છે.

માદા ગોરીલાનો રંગ પણ બહુ જ કાળો હોય છે.

ગોરીલાઓ સો વર્ષ જીવતા હોવાનું મનાય છે. લગભગ ૪૦વર્ષના નરગોરીલાઓનો શિકાર કરવામાં આવવાના ઘણા દાખલાઓ મળી આવે છે.

ગોરીલાઓ કેમ્પોની આસપાસના વિસ્તારમાં પણ મળી આવે છે. આ વિસ્તારની અંદરના ગામોના

લોકો તો લગભગ દરરોજ તેઓને બોલતા, ખોલાવતા પણ સાંભળે છે.

પશ્ચિમ આફ્રિકાના ગોરીલાઓ કીવુ સરોવરના વિસ્તારમાંના હાઇલેંડ ગોરીલાના સાવકાભાઈ જેવા હોઇ તેઓ વિષે તપાસ ચલાવતાં જણાય છે કે આફ્રિકન ગોરીલાઓ સડાથી મુક્ત હોય છે અને તેઓને થોડાક શત્રુઓ હોય છે. ગોરીલાઓનો શિકાર કરવાનું કામ સરળ હોતું નથી. છેલ્લા ૩૦ વર્ષ દરમ્યાન આફ્રિકામાં તેવા ઘણી કોશિશો થઈ હતી; પરન્તુ માત્ર ૪ જ પોતાની સાથે ગોરીલાની જાતોના નમુના પાછા લાવી શક્યા હતા. કેમેરન્સ, ગેસન અને બેલ્જીયન કોંગોમા રહેતા ગોરા લોકો તરફથી કોન્ટીન્યુઝીયમોમાં થોડાક નમુનાઓ પુરા પાડવામાં છે. ગોરીલાઓનો શિકાર મોટે ભાગે ત્યાંના શિકારીઓ અથવા તો સોલ્જરો કરે છે મોટા ભાગે તો બગીચાઓમાં ઘુસી જઇને ત્યા કામ તા માણસોને ગભરાવતા હોવાના અને હુમલો કરી જાન લેવાના બનાવો પણ તે વિસ્તારમા બન્યા છે.

પશ્ચિમ આફ્રિકાના ગોરીલાઓ ટાંગાનેકા અને કીવુ હાઇલેન્ડના ગોરીલા કરતાં વધુ ઝનુની અને ભયંકર હોય છે. કોંગોની પૂર્વ તરફના વિસ્તારમા તો ગોરીલાઓ મોટા રાજા અને માલેક જેવા હોય છે. ઘણી મોટી ઉમ્મરના વૃદ્ધ ગોરીલાનો શિકાર કોંગોની નજદીકમા આલ્ફ્રેડ સી. કોલીન્સે કર્યો હતો અને તેને શીકાગોના ફીલ્ડ મ્યુઝીઅમમા રાખવામા આવ્યો હતો. આ નર અને વૃદ્ધ ગોરીલાઓનો સ્વભાવ સાધારણ રીતે એવો હોય છે કે જો તેને કોઈ મજબુત હરીફ અગર બીજાએ માર્યો હોય અને તેના કુટુમ્બમાંથી હાંકી કહાડવામાં આવ્યો હોય તો તે એકલો જંગલમાં રખડે છે. ગોરીલાની જાત નરમ સ્વભાવની અને કોઇને ઈજા નહી કરનારી હોવાની વાત જે-આરામ ખુરશીમાં બેસી બેસીને કુદરતી શોધખોળ કરનારા શોધકો કરે છે, તેથી દોરવાઈ જવાનું કારણ નથી; કેમકે તે વાત ખરી નથી. ગોરીલાનો દેખાવ અર્ધો માણસને મળતો, કાળો અને જાફરાંવાળા રાક્ષસ જેવો હોય છે. ગોરીલાઓનું કુટુંબ ૬-૮ ગોરીલાનું હોય છે. તેઓમા જે માબાપ હોય છે તે રહેવાના માળા બાંધે છે અને તેઓની આસપાસ નાના બચ્ચાઓ વીંટળાઈ બેસી રહેછે. નાના ગોરીલાની આંખ પીળાશ પડતી હોય છે ગોરીલાને સૂર્યાસ્ત થાય તે વખતે જ્યાં હોય ત્યા ઊંઘવાની ટેવ હોય છે, કારણ કે તેઓ બહુ જ ઓછું ચાલનારા હોય છે. આખા દિવસમા તેઓ ભાગ્યે જ દૂર જાય છે. તેનું આખું કુટુંબ જો તેમને સતાવવામાં ન આવે તો એક જ જગાએ બે ત્રણ દિવસ પસાર કરે છે. તેઓ ઘણું કરીને એક જ જગાએ બે વખત રહેતા નથી.

ગોરીલાનું કુંટુંબ હમેશાં પર્વત આગળ અથવા તો ઝાડીવાળી ટેકરી પર રહે છે. કેટલીકવાર ગોરીલાના કેટલાક કુટુંબો જ્વાળામુખી ઉપર અગર પર્વત ઉપર રહે છે તેઓ તે જગાને પોતાની મીલ્કત માને છે. તેઓ પોતાનું રહેવાનું સ્થાન ધરતીકંપ, જ્વાળામુખી ફાટવા વગેરે સંજોગોમાં ખાસ ફરજ પડે તો જ બદલે છે.

પશ્ચિમ આફ્રિકાના ગોરીલાની અસલ શોધ અમેરીકન મીશનરીઓએ કરી હતી અને તે પછી ફ્રેંચ નેચરલીસ્ટોએ કરી હતી આ ગોરીલાઓ ભયમા આવી પડ્યા ન હોય ત્યાં સુધી ભાગ્યે જ ત્રાડ પાડે છે. તેમાંયે રાત્રે તો કદી પણ ત્રાડ નાખતા નથી.

લોકો તો લગભગ દરરોજ તેઓને બોલતા, બોલાવતા પણ સાંભળે છે.

પશ્ચિમ આફ્રિકાના ગોરીલાઓ કીવુ સરોવરના વિસ્તારમાંના હાઇલેંડ ગોરીલાના સાવકાભાઈ જેવા હોય તેઓ વિષે તપાસ ચલાવતા જણાય છે કે આફ્રિકન ગોરીલાઓ સહાથી મુક્ત હોય છે અને તેઓને થોડાક શત્રુઓ હોય છે. ગોરીલાઓનો શિકાર કરવાનું કામ સરળ હોતું નથી. છેલ્લા ૩૦ વર્ષ દરમ્યાન આફ્રિકામાં તેવી ઘણી કોશિશો થઈ હતી; પરન્તુ માત્ર ૪ જ પોતાની સાથે ગોરીલાની જાતોના નમુના પાછા લાવી શક્યા હતા કેમેરુન્સ, ગેબન અને બેલ્જીયન કોંગોમાં રહેતા ગોરા લોકો તરફથી કોન્ટી-નેન્ટલ મ્યુઝીયમોમાં થોડાક નમુનાઓ પુરા પાડવામાં આવ્યા છે. ગોરીલાઓનો શિકાર મોટે ભાગે ત્યાંના શિકારીઓ અથવા તો સોલ્જરો કરે છે મોટા ગોરીલાઓ તો બગીચાઓમાં ઘુસી જઈને ત્યાં કામ કરતા માણસોને ગભરાવતા હોવાના અને હુમલો કરી જાન લેવાના બનાવો પણ તે વિસ્તારમાં બન્યા છે.

પશ્ચિમ આફ્રિકાના ગોરીલાઓ ટાંગાનેકા અને કીવુ, હાઇલેન્ડના ગોરીલા કરતાં વધુ ઝનુની અને ભયંકર હોય છે. કોંગોની પૂર્વ તરફના વિસ્તારમાં તો ગોરીલાઓ મોટા રાજા અને માલેક જેવા હોય છે. ઘણી મોટી ઉમ્મરના વૃદ્ધ ગોરીલાનો શિકાર કોંગોની નજદીકમાં આર્કેડ સી. કોલાન્સે કર્યો હતો અને તેને ચીકાગોના ફીલ્ડ મ્યુઝીઅમમાં રાખવામાં આવ્યો હતો. આ નર અને વૃદ્ધ ગોરીલાઓનો સ્વભાવ સાધારણ રીતે એવો હોય છે કે જો તેને કોઈ મજબુત હરીફે અગર બીજાએ માર્યો હોય અને તેના કુટુમ્બમાંથી હાંકી કહાડવામાં આવ્યો હોય તો તે એકલો જંગલમાં રખડે છે. ગોરીલાની જાત નરમ સ્વભાવની અને કોઈને ઈજા નહી કરનારી હોવાની વાત જે-આરામ ખુરસીમાં બેસી બેસીને કુદરતી શોધખોળ કરનારા શોધકો કરે છે, તેથી દોરવાઈ જવાનું કારણ નથી; કેમકે તે વાત ખરી નથી. ગોરીલાનો દેખાવ અર્ધો માણસને મળતો, કાળો અને જાફરાંવાળો રાક્ષસ જેવો હોય છે. ગોરીલાઓનું કુટુંબ ૫–૮ ગોરીલાનું હોય છે. તેઓમાં જે માબાપ હોય છે તે રહેવાના માળા બધિ છે અને તેઓની આસપાસ નાનાં બચ્ચાંઓ વીંટળાઈ બેસી રહે છે. નાના ગોરીલાની આંખ પીળાશ પડતી હોય છે. ગોરીલાને સૂર્યાસ્ત થાય તે વખતે જ્યાં હોય ત્યાં ઊંઘવાની ટેવ હોય છે, કારણ કે તેઓ બહુ જ ઓછું ચાલનારા હોય છે. આખા દિવસમાં તેઓ ભાગ્યે જ દૂર જાય છે. તેનું આખું કુટુંબ જો તેમને સતાવવામાં ન આવે તો એક જ જગાએ બે ત્રણ દિવસ પસાર કરે છે. તેઓ ઘણુ કરીને એક જ જગાએ બે વખત રહેતા નથી.

ગોરીલાનું કુટુંબ હમેશાં પર્વત આગળ અથવા તો ઝાડીવાળી ટેકરી પર રહે છે. કેટલીકવાર ગોરીલાનાં કેટલાક કુટુંબો જ્વાળામુખી ઉપર અગર પર્વત ઉપર રહે છે. તેઓ તે જગાને પોતાની મીલ્કત માને છે. તેઓ પોતાનું રહેવાનું સ્થાન ધરતીકંપ, જ્વાળામુખી ફાટવા વગેરે સંજોગોમાં ખાસ ફરજ પડે તો જ બદલે છે.

પશ્ચિમ આફ્રિકાના ગોરીલાની અસલ શોધ અમેરીકન મીશનરીઓએ કરી હતી અને તે પછી ફ્રેંચનેસ્રલીસ્ટોએ કરી હતી આ ગોરીલાઓ ભયમાં આવી પડ્યા ન હોય ત્યાં સુધી ભાગ્યે જ ત્રાડ પાડે છે. તેમછતાં રાત્રે તો કદી પણ ત્રાડ પાડતા નથી.



'વાસુકીની ફેણ જેવો પોતાનો ચોટલો અને ઉન્નત-ઉન્મત્ત વક્ષસ્થળ દેખાડી રહી, મદભરી રતી બની બેઠી'

લીધો, પુસ્તક ઉંચુ મૂક્યું અને આળસ મરડી જાણે સ્વાભાવિક રીતે જ–અકસ્માતથી જ છેડો ખસી ગયો હોય તેમ વાસુકીની ફેણ જેવો પોતાનો ચોટલો અને ઉન્નત-ઉન્મત્ત વૃક્ષસ્થળ દેખાડી રહી, મદભરી રતિ બની બેઠી

અમાઉ આ ઢંગે અનેકવાર ભારે તોફાનને એણે સત્વર નિવારી નાખ્યાં હતાં. એણે આ રીતે પોતાના પતિને વિહ્વળ બનાવી, પટાવી, રમાડી, નરમ ઘેંશ કરી નાખ્યો હતો પણ એની એ તરકીબ આજ કારગત નીવડે એમ લાગ્યું નહી. એ નિરાશ બની ગઈ, કારણ કે આજ એનાં શસ્ત્ર બુઠ્ઠાં થઈ ગયાં.

પેલા પુરુષે એકદમ ઝનૂનમાં આવી લાકડી ફેંકી દીધી, ટોપી ફગાવી દીધી અને પોતાની વાણીમાં એકદમ આવેશ આણ્યો. પેલા નિર્દોષ કાગળને પણ એણે સારી પેઠે મસળી નાખ્યો.

"આ બિલના પૈસા હું નથી આપનાર સમજી? તારી ગાંઠમાંથી તું જ આપજે. તારી પાસે ઘરેણાં છે અને એ મેં જ અપાવ્યાં છે–હવે તો એ વેચી નાખ. પછી તને સમજાશે કે કેટલી વીસે સો થાય છે. પારકે પૈસે પરમાનંદ તો સહેલો છે." શ્રીમાને સંભળાવ્યું.

કુરોજ અને કેશવલાલ હારી જવાથી સજનાયું

# અમદાવાદ  થી મુંબાઇ

## આકાશમાં ઉડતા

લેખક
રા. કેતુ દેસાઈ

તમે કદાચ નહિં માનો, પણ અત્યારે હું જમીનથી બે હજાર ફીટ ઉંચે હોઉં તેમ લાગે છે આ પત્ર મારી નરસિંહ મ્હેતાના જેવી નાની ઓરડીમાં આવેલા ટેબલ પરથી– અરે ! ઝીણા દીવાના પ્રકાશથી લખુ છું તેમ છતા મ્હને લાગ્યા જ કરે છે કે અને નમ્ર રહે છે કે આ જમીનરૂપી કુદરતી કાગળ તેજસ્વી ફિર ચોથી એટલો બધો સ્પષ્ટ જોઈ શકાય એવો છે કે મારે શા માટે ખાલી આ શાહી અને કાગળનો ઉપયોગ કરવો ? પણ તેમ છતાં કુદરતી વાતાવરણ જાણવાનો તમને રસ પડતો હોવાથી આ કાગળનો ઉપયોગ કરવાનું ધારૂં છું જો કે તે પહેલાં મારે એક વસ્તુ કહેવાની જરૂર છે કે, આ વિશાળ રંગભૂમિ એટલી બધી મારી દૃષ્ટિ આગળ ખડી થઇ છે કે મારી દૃષ્ટિ પણ એક ચિત્રપટ જેવી વિશાળ થઇ છે, તો તમે પણ તેવી જ દૃષ્ટિથી મારા તરફ–નહિં તો છેવટે આ કાગળ તરફ તો જરૂર જોશો.

તમે માનશો ? તમારાં ઉંચાંઉંચાં ઝાડ, ઉંચી આંબલીઓ, પીપળા અને વડ મારી દૃષ્ટિમાં અત્યારે તો છોડવા લાગે છે અરે ! તમારી પેલી ખજુરી અને ઉંચાઈમાં અદ્‌ભુત ગણાતાં તાડનાં ઝાડ મારી દૃષ્ટિમાં તો આવતાં જ નથી તમારી હવા ખાવાની ટેકરીઓ અને ભયંકર પશુઓથી ભરેલા ટેકરા પણ મને તો ઉપરથી સાધારણ જ લાગ્યા. અને, પેલી લાંબી ચુપી, સજાવટની વ્હેતી નદીઓ બન્નેને ગમે તેટલા મોટા નાદ કરતાં મોજામાં ઉછળતી હોય–ગમે ત્યાં ગામડાને પાણી પાતી હોય, હોડકાં કે વહાણો ડુબાડતી હોય અને ભયંકર નાદ કરતા મોજાથી પથ્થરો અને ભેખડો સાથે અથડાતી હોય તો એ મારી આંખ આગળ તો એ નજીવું ચીમળું લાગતું. દરિઓ પણ જોયો, પણ એનો વિશાળ પટ, મારી દૃષ્ટિ પણ તેમજ હોઈ, વિશાળ આકાશ સાથે સંધાતો લાગ્યો. એટલું જ ! નહિં તો, તમારા મોટા મોટા જહાજ જે આવા ઉગ્ર સાગરના પાણીમાંએ ફરવાની હિંમત કરે છે, તે મ્હને તો ગમે તેમ ગોઠવેલાં શક્તિ વિનાનાં રમકડાં જેવા લાગ્યા. અને તમારાં મોટાં મોટાં શહેરો ? જેને માટે કેટલાએ યુદ્ધો થયા હશે, કેટલીએ સલ્તનતો આવી ગઇ હશે, કેટલાએ કિલ્લા અને બુરજો રક્ષણાર્થે બાંધ્યા હશે, સૈકાઓ વિત્યા હશે, કેટલાએ એમાં મરણ પામ્યા હશે–અને કેટલાએ એમાં નવા જન્મ પામી જીવતા હશે એ તમારા મોટાં શહેરો જવા દો ! ઉપરથી કહું કેવા લાગે છે તે ? તમે હાય કરશો ! ઉપરથી માચીના બીડ અને છૂટા ભાગી–ભાંગીને મોકળીને ઢગલા કર્યા હોય તેવું આબેહુબ લાગે છે તમે એમ પણ માનો છો કે તે દૂર દૂર વસ્યા છે પણ હું જ્યારે મારી દૃષ્ટિ નીચે કરૂં છુ ત્યારે તો બન્ને મોટામોટા શહેર અને નદીઓ પાસે વ્હેતી નજરે પડે છે અને એ શહેરો વચ્ચે જબરદસ્ત ઝડપથી દોડતી આગગાડીઓ ! poor littlo things બીચ્ચારી ! એની ઝડપ કીડીથીએ ઓછી લાગે છે પણ એ સૌ જવા દો ! પેલા બાજ અને સમજુ

ખૂબ ઉંચામાં ઉંચી ઉડતી ગયો છો ને ? પણ કયાં છે છે તેની એવડીની ઉંચાઇ ! ત્હમારી પાસે પતંગ ચઢા-વવ નો દોરો પણ ખૂટી જાય ! અને ત્હમારી દ્રષ્ટિમાં સ્વર્ગનો ખ્યાલ રમત હો તો, રહેવા દેજો ! હમે તો તેની પાંચ હજાર ફીટ સુધી તપાસ કરી, પણ હજી એ એટલું જ ઉંચે લાગ્યું. હમારાથી એ પર છે. અત્યારે તો હું મારી ઉપર અને આગળ પાછળ આવેલા સફેત વાદળા અને નીચે આવેલી અદ્દભુત સૌન્દર્યવતી કોઈ કુદરતી લલનાને મારા તરગી ઝડપથી નીહાળતો દોડું છું; વિમાનમાં બેસીને !

પેલા ચિત્રકારો નીચે બેઠા બેઠા ટેકરી અને મોટા વક્ષાઓના પડછાયાને વખાણતા તેજ છાયામાં 'અનુકૃતિ' કર્યા કરે છે તે ઉપર આવતા બધું ભૂલી જશે. એનાં ચિત્રો અને સંકલ્પનાઓ અને વિચારો ફેર બદલાય. ઉપરથી દેખાતા નાના ગામડાના નીર્જીવ શું રંગીન છાપરા અને લીલી કુદરતને જોવામાંજ ચૂર મગ્ન રહે. અને પેલા કવિઓ ? એમને તો ... નીચેનું સૌન્દર્ય અને તેની સ્તુતિ કરવા ભૂલી જવી પડે. ઉપર નથી આવતા એમની કોયલોના મીઠા અવાજો કે નથી પંખીઓના કેકારવ. ઉપર એના જેવું સંભળાતું નથી કે દેખાતું નથી. ફક્ત દેખાય છે તળાવો ...ના ખાબોચીઆ જેવાં અને નદીઓ દેખાય છે ...ની વ્હેળાજેવી. એ નદીઓ કે સાગરના પાણીનું અજબ રેલાતું સંગીત નીચેજ રહેછે, ઉપર તો આકાશ ...વાનું એક ધારૂં સંગીત અને તેમાં એક ધારા તાલ-મયતાકથી સંગીતમય વાતાવરણ કરે છે વહન-યંત્રનો પંખો !



પરન્તુ એ કળાના પૂજારીઓને દ્રષ્ટિએ-ઉઘાડુ નગ્ન, અદ્દભૂત, સૌન્દર્યમય વિશ્વ ત્હેમને નજરે પડશે. પેલા ગરીબ ફકીરોના ડગલા જેવી રંગી-બેરંગી જમ્પ. મેપાએ પહેરેલી ચાદર-ભાતભાતના રંગોથી, ચોરસ લંબચોરસ, ગોળ કે તદ્દન નવીનજ આકારોથી ભર પૂર સુશોભિત થયેલી સાડી અને તેમાંએ છુટથી ફરતી વાંકીચુંકી, ગોળકુંદડી ફરતી, આગળ ધસતી નીરાળા પાણીથી ચળકાટ કરતી નદીઓ જ્યારે, જ્યારે ચળ-કાટ મારતી દેખાતી; ત્યારે વધુ સુશોભિત અને આલ્હાદકારક નીચેની રંગભૂમિ લાગતી. તેમાં એ વળી એવી નદીઓમાં નાનાં મોટાં વહાણો-હોડીયો નજરે પડતાં ત્યારે સૌન્દર્યજનક ... હોય તેમ લાગતું.

પણ આ ભિન્ન ભિન્ન રંગની ચાદરમાં આવેલાં ખેતરો કોઈ લીલાં, તો કોઈ સુકાં, કોઈ પર પ્રકાશ, તો કોઈ પર અંધકાર: કોઇને સુખ કે કોઇને દુઃખ તે ઉપરથી કલ્પી શકાતું. જેમ આ રંગભૂમિ પર વસતા માનવીઓ પોતાનું નિત્ય જીવન જીવી આગળ વધતા દેખાય છે, તેમ હું પણ હવે વિમાન સાથે પુર ઝડ-પમાં ચાલી આ મીલના ધુમાડાથી ત્હમને દૂર લઈ જાઉં.

આજ મીલોનો ધૂમાડો-અને ધૂમાડાના ગોટાં-વાળું શહેર તેજ અમદાવાદ-એટલે આ શહેર વિષે ઉપરથી સ્હેજ જણાતું ' ત્હમે અંધકારમાંથી પ્રકાશમાં આવો, જેમ ધીરે ધીરે આંખ ખોલો, અને જેમ ત્હમને ખૂબ પ્રકાશ લાગે તેમ તદ્દન નહિ, પરન્તુ એક કઠીન તપ કરી કોઈ ભાવનામય ચારીત્રવાન્ સાધુ પવિત્ર પ્રેમથી, પોતાની નમ્ર દ્દષ્ટિ રાખે, તેમ તમે ઉપર જતા જાઓ, ત્યારે લાગશે, તમારી દ્દષ્ટિ આગળ

સૌન્દર્ય વધશે. આ પેલા અમદાવાદના ઉંચા ભુંગળા-માંથી નીકળતા ધૂમાડા ઉપરથી ઉંચે ગયા, ત્યાતો મોટો સાબરમતીનો પટ નાનો સીસોગ જેવો લાગશે અરે ! આ નાનો દેખાતો ગાયીરોડ, ભદ્ર, ત્રણ દરવાજા અને નાનાં મકાનોને ઢાંકી દેઉં–આ બ્યાસી મીલોનો ધૂમાડો અને ઉપર આવી સામે જ જુઓ તો દૂરથી પહાડ જેવું દેખાય છે તે જ પાવાગઢ અત્યારે બે હજાર અમદાવાદથી ઉંચે અને કલાકની સો માઈલની ઝડપથી ઉડીએ છીએ.” અને પંદર મીનીટમાં આવશે નડીઆદ. આટલું મોટું નડીઆદ !—પણ ઉપરથી તો છાપરા–છાપરા અને સાધારણ નાનું ગામડું હોય તેવુ જ લાગે છે– આ પેલા મંદિર આગળ બંધાયેલા બે લાખ માણસોની મેદની તો ફુલના ક્યારા જેવા રોપેલા, પચરંગી ફુલોની લાગતી નડીઆદ છોડતાં ચરોતરની લીલોતરી અને ફેતરતો પાક બરોબર દષ્ટિ આગળ દેખાતો–ત્યાંતો આવ્યુ આણંદ. અને પછી આપણો વિમાનનો રસ્તો સીધો જાય છે આગગાડી વડોદરે થઈ વાંકે રસ્તે આવે છે. આપણને રસ્તો ભરૂચથી પાછો ભેગો થશે. અત્યારે હવે એ નીચે દેખાતી આગગાડીના રસ્તાની નાની લીટીઓ અદૃશ્ય થઈ.

બીજી બાજુ દેખાયો ખંભાતનો અખાત–અત્યારે તડકો ઠીક પડતો હોવાથી સાગર ઘણો પણ તપતો–ચમકતો હતો અને સ્હેજ આગળ વધ્યા ત્યાં તો બે ચાર તુટેલા કાચના ધુમ્મસમાં પડેલા કટકા જેવું જે દેખાવા માંડ્યું તે વિમાનમાં મૂકેલા નકશામાં જોયુ તો વડોદરા માલમ પડયુ, ગાઈનો ચીનો દૂર ચાલ્યો ગયો હતો. પરંતુ નકશામાં નજર નાખતા તુરત રસ્તાની સમજણ પડતી. અને નીચે અદ્ભુત સૌન્દર્યસૃષ્ટિનું પાન કરતા; ત્યારે માલમ પડયુ કે નીચેની જમીનનો રંગ બદલાવા માંડયો હતો. આ જમીન કાળી જેવી લાગી હતી, અને પછી તે ખાઈઓ કાળા કાદવવાળી દેખાઈ–થોડી જ વારમાં તો દૂરથી ધસમસતી આવતી નર્મદા નદીનો ચીલો દેખાયો–ત્યાં ભૃગુઋષિનો આશ્રમ અને ભરૂચ આવ્યું. આ જ મોટી નર્મદા, ભરૂચનો કોટ, મોટો પૂલ; અને નદીના પાણીમાં તરતી–ફરતી નદીઓ–અદ્ભુત અનુપમ ચિત્ર થઈ પડ્યુ પણ ફક્ત ત્રણ મીનીટમાં તો ભરૂચ પસાર થઈ ગયુ નીચે વાવેલા ખેતરોમાં દેખાતા કપાસના છોડવાઓ, કાળી જમીન; તો કોઈ કોઈ જગ્યાએ નાના ખેતરોમાં ચરતી ગાયો અને પાછળ દોડતા ગોવાળો, ઉંચેથી અત્યન્ત નાના ટપકા મૂક્યા હોય તેવા લાગતા. કોઈ કોઈ વખતે નાના ગામડામાં આવેલા તળાવ અને તેમાં ન્હાતી જો સ્ત્રી ચોકખી દેખાતી તળાવના કિનારે, પાણીમાં સ્નાન કરતી, ગામડાની મહીલાઓ કે પછી ગામના છેડે આવેલા કુવામાંથી પાણી ભરી લઈ જતી પનીહારીઓ, બે ઘડી અમારી તરફ, અમારી દોડ તરફ ઉંચે નજર કરતી ઉભી રહી જતી દેખાતી–આશ્ચર્યમાં ગરકાવ થતી લાગતી. સ્હેજ આગ... ગયા કે ગામના પાદર આગળ સીમમાં ફરવા જતાં ભરવાડો એકઠા થઈ હાથ કુતુહળથી અમારા પૂ... ઝડપથી જતા વિમાનને નિહાળતા–અને સીમમાંથી સુક્કાવાસનાં ગાડાં ભરી



આવનાર ખેડુતો પણ ગાડામાંથી અમારી તરફ મોંઢાં ફાડી ઉભા રહેલા દેખાતા—આ બધાં દશ્યો અમારી એવી બધી ઝડપ દોડવાની હતી કે ચલત ચિત્રો પણ-સ્થિર ચિત્રો બની જતાં, અને નીચેની રંગભૂમિ સાવ નિર્જીવ હોય તેમ ભાસ થતો.

આમ થોડા ઘણા દશ્યો જોતજોતામાં તો વાંકી-ચુકી નદી તાપ્તી દેખાવા માંડી. અને તેને કિનારે વિચીત્ર રીતે વસેલું સુરત નજરે પડ્યું. પહેલાં નજર કરતાં તો સુરત શહેર માટે જ શંકા ગઇ! મનમાં થયું કે આ જ મહાન શિવાજીએ લુટેલું શહેર સુરત હશે કે બીજું? અહીં પેલા વળંદાઓએ અખાડો જમાવ્યો હશે? અહીંજ રેશમ અને જરીકામનો મોટો ધંધો ચાલતો હતો તે જ આ શહેર સુરત? ઘડીભર તો મનાયું નહિં.—કારણ પેલા કવિએ લખેલા કાવ્ય પ્રમાણે 'સુરત તું સોનાની સુરત' હાલ, 'થયા બેહાલ' એવા હાલ ઉપરથી પણ લાગે છે. આ થોડાં ખાલી વહાણ—અને તાપ્તીનો સૂકાનો પટ, એ વ્યાપાર કેટલો ચાલતો હશે તેની શકારપદ નીશાની બતાવે છે. આ દૂરનો પ્રદેશ દેખાય છે તે બારડોલી તાલુકો! વેરાન જેવો નથી લાગતો? થોડી થોડી મજુરી સિવાય બીજું તો શુ દેખાય? એમાંજ થતી હીજરતો મારામારી—અને દેશપલટો તો અંદરજ સંતાયલો રહ્યો છે.



આ વિચારો ચાલતા હતા અને મુંબઇ સુધી જતાં દરીયાના કિનારા ઉપર ઉડવા લાગ્યા. કુમાસ અને વલસાડ પણ પસાર થઈ ગયાં અને હવે આવ્યો, નીચે દેખાય છે તે વસઈનો જૂનો-પૂરાણો કોટ, અત્યારે તો ઘાસ ચારા સિવાય ઇંટો થોડી ઘણી રહેલી છે. બીચ્ચારો જુનો ઈતિહાસ! વસઈની ખાડી એ-ળંગી—ત્યાં તો દૂર દેખાવા માંડયાં મુંબાઇનાં પરાંઃ અને જુહુનો દરીઓ—અઢીમાં પાંચ મીનીટ આપણને ઉંડે થઈ. અને પાંચ મીનીટમાં જુહુના કીનારા ઉપર જ! અમારા પત્રનું સંગીત બંધ થયું—અને સમડી તરાપ મારે તેમ જમીનપર તરાપ મારી—મુખ રોકી ઉભું રહ્યું. મ્હેં આટલા વિશાળ પટ પર જોયેલાં દશ્યો. અને સુરમ્ય દેખાવો જોયા ને જમીન પર પગ મૂક્યો તેમ છતાં તે દેખાવો એક ચિત્રપટે માફક મારી દૃષ્ટિ આગળ ચાલ્યાજ કરે છે—હવે નીચે આવ્યો તે દુઃખ પણ લાગે છે; તો ઉપરજ રહ્યો હોત તો? અરે! ઉડવાને પાંખો મળી હોત તો! સૌથી સારૂં જો પક્ષી બન્યો હોત તો? આ કુદરતી નહિ અને અલ્પ કે પછી વિરાટ મનાતા માનવીઓએ બનાવેલા પત્રમાં બેસી શરીરને—નહિ પણ મગજને તરંગોમાં ઉડવા નાજ દેત! પક્ષી બન્યા હોતતો માળામાં રહી—પર્વતોના શિખરો પર ઉડી ગાન કરત, કુદરત પર અનુપમ જીવન ઉડી પસાર કરત; એટલે એવી આશા સાથે દીવામાં કેરોસીન ખુટવાથી, પત્ર લખવાનું બંધ કરૂં છું. બાપ કરીને મારી પાસે સુતેલા સમ્બોનું સંગીતમય (નસ્કોરાનું) વાતાવરણ મ્હને પણ ત્હેમની સાથે તાલ આપવા બોલાવી રહ્યું છે.—એટલે બસ!

# " હૃદયાન્જલી "



લેખકઃ રા. મનહર શેઠ

[ P. S. ઉર્મી—ગીતા ]

એક મસ્ત ચિતારાની પેઠે ચીતરી છે મ્હેં ત્હારી દિવ્ય મૂર્તિ.

ઘડીએ ઘડીએ, એને જોઇને દિલમાં થાય છે કે "કુદરતજ મારે હાથે નિતરી છે."

*

શા માટે મને ઉપદેશ આપો છો ?

દુનિયાનાં સર્વ સુખો મ્હેં માશુકના નામપર ફેંકી દીધાં છે; તો શા માટે મ્હને તત્વજ્ઞાનની આંટીઘુંટી સમજાવો છો !

*

જલાવી દો, તમારા તત્વજ્ઞાનને. દફનાવી દો, તમારા ધર્મને; મ્હારે કશાની જરૂરજ નથી.

*

'પ્રેમ' એ દુઃખ છે, અને તેથીજ એ અનન્ત જો એ 'સ્નેહ' હત, તો ઝાકળના બિન્દુ સમ લય પામત. માટેજ મ્હને પ્રેમી થવા દો !

*

અય ફરિયાદી !

માલિકના દરબારમાં પણ તને ફરિયાદ કરવાનો હક ન હોય, તો કંઇક દિલનેજ ત્હારી ફરિયાદ સંભળાવ.

*

ત્હારા પ્યાર માટે જીંદગીની જીંદગી, અને આસમોની આલમ ખુદી નાખું તે પહેલાં મ્હારી એક દિલે અભિલાષાને; ત્હારી મંજુલ વાણીમાં, ત્હારાં મધુર નયનોમાં, ત્હારા પ્રફુલ્લ ઓષ્ઠોમાં સ્થાન આપ.

*

હું શું કરું !

સારીએ દુનિયામાં મ્હને આનન્દ કે આરામ નથી.

*

આશાદેવી !

ચાલી આવ. ત્હારે પગલેપગલે મંદિરો ચણાવીશ; ત્હારી પધરામણીના ઉત્સવ ઉજવીશ. આશાદેવી ! મ્હારી આશા પૂરવા તું ચાલી આવ !

*

બુલબુલ !

સંભળાવ એવું કો રસગીત, જેના માધુર્યપર ખતમ થઇ જાઉં, જેના દિવ્ય આલાપમાં મ્હારા વિલાપને ભૂલી જાઉં, અને પછી પહોંચી જાઉં એવા કો અગમ્ય પ્રદેશમાં, કે જેમાં દુઃખો પણ અહીંના સુખો કરતાં મીઠાં હોય ! !

*

શું તમે રડો છો ?

હા ! સમજ્યો તમે દુખી છો ! પણ યાદ રાખજો કે તમે પ્રેમી છો !

*

પ્રેમીના સુખો સ્વર્ગથી અદકા છે, અને એ કારણેજ પ્રણયનો અદેખો દેવ પ્રેમીઓને રડાવે છે, નયનેથી વર્ષે છે.

*

રડમા ! બુલબુલ ! રડમા !

જગત્ પર ઉતરેલા ઇશ્વરનો આશિર્વાદ એમાં તણાઇ જશે, માટે રડમા !

*

હું તો એક માળી છું.

બાગને એક નિર્જન ખુણે બેસી માળા ગુંથું છું, તેમાં પળે પળે હૃદયરસની સુગંધ પુરું છું. રાત્રિ નિઃશબ્દ થશે, અને એ આવશે ત્યારે એને આરોપીશ.

*

જગત ! ત્હારી મૂર્ખાઇ પર મ્હને હસવું આવે છે, ત્હારે એ શા સારુ જાણવું જોઇએ કે મ્હારી એ માળા ક્યારે પુરી થશે ?

*

મ્હારે સ્વપ્ને સજીવતા આપવા, મ્હારી અપૂર્ણતાએ અપૂર્વતા પૂરવા, મ્હારે મન્દિરીએ હું આશાદેવીને પધરાવું તેમાં ઓ જગત ! ત્હને કયું પાપ લાગે છે ?

*



# પુરૂષ કે પ્રમદા?



—એક બેહજરી ચમત્કારિક છૂપી પોલિસની નવલકથા—

લેખક : રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

[ ગયા પુસ્તકથી ચાલુ ]

"મિ. જોષી, આકળા ન થાઓ. સહવારે કાંઈક નવું જાણશો."

"ઠીક ભાઈ, જખ મારી કે તમને બોલાવ્યા!" જોશી ખભા કપાવતો બોલ્યો અને પછી પહેરાની વ્યવસ્થા કરીને તે કિશોરની સાથે પોતાને ઘેર ગયો.

## લોહીવાળાં કપડાં ગુમ!—અને નવી અજાયબીઓ!

સહવાર પડતાં જોશી અને કિશોર મરનારને મકાને ગયા. તેમાં પ્રવેશ કરતાં જોશીએ જમાદારને પૂછ્યું : "કેમ 'આલવેલ' ને?"

"હા, સાહેબ, તદ્દન આલવેલ! રાતના કાંઈ જ બનાવ બન્યો નથી."

જોશી અને કિશોર અંદર ગયા. આમતેમ નજર કરીને કિશોરે જોશીને કહ્યું "સાહેબ રાતના આ ઓરડામાં કોઈક પણ આસામી આવ્યો છે ખરો."

"તે તો આપણો કોઈ પહેરગીર હશે."

"ના મડદા પાસે પડેલી પોટકીની ગાંઠો પહેરેગીરો છોડે નહીં."

"હેં! પોટકીની ગાંઠો છોડેલી છે? આવો, આપણે તપાસીએ" એમ કહીને જોશી પોટકી નજીક ગયો. બેશક, ગાંઠો છોડેલી હતી અને ચારે છેડા છુટા ઉપરાઉપરી નાખેલા હતા તે ખુલ્લા કરતાં જ જોશી ચમક્યો!

લોહીવાળાં કપડાંને બદલે તેમાં ગુણપાટનો એક કોથળો હતો!!

જોશી ખસીયાણો પડી ગયો. તેણે એકદમ બૂમ પાડીને જમાદાર અને સિપાઈઓને બોલાવ્યા : "આ શું? તમને શોકને ભાન છે કે નહીં? આ પોટકીમાંનાં લોહીવાળાં કપડાં ક્યાં ગયાં?"

"સાહેબ, દારૂના નીશામાં ગુમ!" કિશોર સ્મિત કરતો કરતો બોલ્યો.

'જુઓ સાહેબ, ગુસ્સે ના થશો. ખડીયાળ નીચેના કોચના પાયા આગળ એક ગ્લાસ પડેલો છે અને તે દારૂનો છે, એ ચોક્કસ." કિશોરે કહ્યું.

જોશીએ તે ગ્લાસ લીધો અને સૂંઘી જોયો. ખરે જ, તેમાંથી દારૂની સોડમ આવતી હતી!

"જમાદાર, તમે લોકો અહીં પહેરો ભરવાને બદલે "હૂકાની બહાર" ઉડાવવામાં મશગુલ હતા કે શું?" જોશીએ પૂછ્યું.

જમાદાર અને સિપાઈઓ એક બીજાના મોંઢા સામે ટગર ટગર જોવા લાગ્યા. તેઓની એ હાલત દરમ્યાન કિશોર તે ઓરડા બહાર ગયો અને પછીથી થોડીકવારે પાછો ફરીને કહેવા લાગ્યો : "જોશી સાહેબ, તમારા સિપાઈઓએ તો આ મકાનના ઓટલા ઉપર દારૂ પીધો હતો—અંદરના ભાગમાં નહીં"

"આ બધું સહિત્ય તું શું બોલે છે, કિશોર ?" જોશીએ પૂછયું અને જમાદારને દબડાવવા માંડયો.

જમાદારે કહ્યું: "સાહેબ, લોહીવાળાં કપડાંને બદલે ગુલુપાટ મૂકવામાં આવી, એ જો કે અજબ જેવું છે પણ આમાં એક બાબત અમને સમજાતી નથી. દારૂના શીશાગ્લાસ તો આપ સાહેબે જ મોકલાવ્યા હતા ને ?"

"મેં મોકલાવ્યા હતા ? ભલા માણસ, બોલો છો કે બકો છો ?" જોશી પગ પછાડતો પૂછવા લાગ્યો.

"સાહેબ, જે માણસ અમને તે આપી ગયો તેણે એમજ કહ્યું હતું કે ફોજદાર સાહેબે આ મોકલાવ્યા છે અને ખૂની પકડાયો છે."

"હું તો આખી રાત મારે ઘેર જ સૂતેલો હતો, આ કિશોર પણ મારી સાથે હતો ! નક્કી તમને ખૂનીએ ખોટો સંદેશો કહીને બનાવ્યા છે !" જોશીએ કહ્યું.

"ખૂની અહીં આવ્યો હતો એની આ સાબિતી, જનાબ" કિશોરે કહ્યું: "તે માણસ તમારા નામે અહીં આવી, તમારા સિપાઈઓને ઘેનમાં નાંખી પોતે નિરાંતે અહીં કોચ પર દારૂનો ગ્લાસ પી, જતો રહ્યો છે !" સિપાઈઓ તરફ જોઈને તેણે પૂછયું: "એ માણસ કેટલા વાગે આવ્યો હતો ? એ કેવો હતો ?"

"બાર વાગ્યાના અરસામાં તે આવ્યો હતો. તે કેવો હતો એ અમે જોયુ નથી; કારણ કે, તે અંધારામાં ઉભો રહ્યો હતો. એણે અમને શીશાઓ આપ્યા અને ત્રણ ગ્લાસ આપ્યા તથા આપનું નામ દઈને તેણે ખાસ કહ્યું કે-આપે તે મોકલ્યા છે."

"તે ગ્લાસ અને તે શીશાઓ ક્યાં છે ?"

એક સિપાઈ મકાનના ઓટલા ઉપરના એક થાંભલા પાસે ગયો અને ત્યાંથી ત્રણ શીશા અને બે ગ્લાસ લઈ આવ્યો.

"તમને ત્રણ ગ્લાસ આપવામાં આવ્યા હતા કે ? તો ત્રીજો કેમ લાવ્યા નહીં." કિશોરે પૂછ્યું ?"

"ત્યાં હવે એકકે ગ્લાસ પડેલો નથી !" પહેરેગીરે જવાબ દીધો.

"That's it!" કિશોર ઉત્સાહમાં આવી જઈને જોશીને સલામ કરતો કહેવા લાગ્યો: "નામદાર જોશી સાહેબ ! એ ત્રીજો ગ્લાસ તે આ !"

તેઓ આ મુજબ વાતચીતમાં રોકાયા હતા અને ગુંચવણમાં પડયા હતા, તે દરમ્યાન તેમને વધુ મુંઝવણમાં નાંખનારા બે સંદેશા આવ્યા. જેલમાંથી જેલરે માણસ મોકલીને કહેવરાવ્યું કે: "હસુ જેલમાંથી નાસી ગઈ છે !"

બીજો એક સિપાઈ સંદેશો લાવ્યો કે, "હસુના ઘરમાં મોટી આગ લાગી છે !"

જમાદારને અહીં સખ્ત પહેરો રાખવા ફરમાવીને, જોશી, વિસ્મિત થતો થતો જેલ-તરફ દોડયો. કિશોર પણ તેની સાથે ગયો. જેલરને પૂછપરછ કરતાં જોશીને તેણે જણાવ્યું કે-ગઈ રાતે શુમારે ૧૨ાા વાગે મારા મકાનમાં ખખડાટ થતાં હું જાગી ઉઠયો. જોઉં તો એક બિહામણો અને પ્રચંડ વાઘ પોતાના હાથમાં એક મોટી છરી લઈને મારી પથારી તરફ ધાઈ આવતો હતો ! હું ગભરાઈને ચીસ પાડવાની તૈયારીમાં હતો એટલામાં મારી પાછળથી કોઈક મારે મોઢે કપડાનો કટકો બાંધી દીધો અને મારા હાથ મારી પીઠ પાછળ લઈ જઈને દોરડાથી જકડી લીધા-તે માણસે એક સફેદ ચાદર માથાથી તે પગ સુધી ઓઢેલી હતી અને તે કોણ હતો, એ મારા જોવામાં આવ્યું નહીં. તેણે અહીં તહીં બધે તપાસ કરીને

મારી પથારી સામેની દિવાલ ઉપર લટકતું જેલની કુંચીઓનું ઝુમખું લઈ લીધું. અને પછી પોતે ચાલ્યો ગયો. વાંદરો મારી સામે પોતાની છરી ઉગામેલી રાખીને છાતીઆં કરતો ઉભો રહ્યો.

"આશરે ૧૦ કલાક વીત્યા અને કુંચીઓનું ઝુમખુ લઇને પેલો ચાદરમાં વિંટાયલો આકાર પાછો ફર્યો. ઝુમખું દિવાલ પર પાછુ મૂકી દઇને તેણે એક દોરડાવતી મને એક ખુરશી સાથે બાંધી દીધો અને પછી પોતે વાંદરા સાથે પસાર થઈ ગયો ! આખી રાત હું બંધાયલી હાલતમા ત્યાં રહ્યો સહવારે મારો નોકર મારા ઓરડામાં આવ્યો અને તેણે મને છોડયો. જેલમા જઇને મે તપાસ કરી તો માલુમ પડયુ કે-ત્યાંના બે પહેરેગીરો દારૂના નીશામાં ચકચુર થઇને લોથપોથ પડેલા હતા અને હસુ તેની ઓરડીમાં ન હતી ! ચોક્કસ, પેલો વાંદરા સાથેનો માણસ તેને છોડાવીને નાસી ગયો છે એમાં શંકા નથી !"

'મિ કિશોર" જોશીએ બોલવાઇને કહ્યું "જુઓ, આ તમારા ડીટેક્ટિવની રોઢ ડહાપણનું ફળ ! મેં પેલા આનંદલાલને પકડયા એમને કહેલું ત્યારે એમણે ના પાડી હતી. હવે એ લુચ્ચો લ્હેરી માણસ હસુને છોડાવી ગયો. ખૂની તેજ છે."

"સાહેબ, હું તમારી સાથે કાંઇ વાદવિવાદ નહીં કરૂં" કિશોર બોલ્યો "પણ એટલી ખાતરી રાખજો કે, તે ખૂની હશે તો હવે ડીટેક્ટિવ સાહેબ પણ તેની પૂંઠે હશે આજ આપને ખૂની કોણ છે, એ કહી આપવાનો પોતનો વાયદો ડીટેક્ટિવ સાહેબ પાળ્યા વગર નહીં રહે, એવો મને પુરો ભરૂંસો છે."

"ભરૂંસામાં ને ભરૂંસામાંજ પેલાં કપડાં ખોયાં; અને હવે આ જેલર સાહેબ સામેની બાજુમાંથી હસુનો છુટકારો થયાનું અનુભવ્યુ—"

"હસુને ત્યાં આગ લાગી છે, એ વાત પણ જણાવવી આપ ભૂલી ગયા, સાહેબ !" કિશોરે કહ્યું.

"હા એમાં પણ કાંઇક ભેદ હોવો જોઇએ." એમ કહીને તે આગવાળી જગ્યાએ ગયો કિશોર પણ તેની પાછળ ગયો મકાન આખુયે બળીને ખાખ થઇ ગયુ હતુ. અને લોઢાનું તાળુ ત્યાં લાગી ગયુ હતું. બંબાવાળાઓ પણ આવી પહોંચેલા હતા અને તેઓ આગ બુઝાવવા મહેનત લઈ ગયા હતા. આ સ્થિતિ જોઇને જોશીએ કિશોરને પૂછયુ: "પણ તારો ડીટેક્ટિવ કાલ રાતનો ગયો છે ક્યાં?"

'હું શું જાણું ! મારા પર નકામા શું કરવા ગિન્નાઈ જાઓ છો?"

જોશી બબડવા લાગ્યો.' મોટા ડીટેક્ટિવ જાણીને મેં એમનામાં વિશ્વાસ રાખ્યો અને એમણે કશું જ કર્યું નહીં ! હું તો હવે ચોખ્ખો એવો શક લઈ જઉં છું કે નાલેશીથી પોતાનું મોઢું છુપાવવા માટે મિ વિલાયતુર અહીંથી ચાલ્યા ગયા છે ! બસ. હવે હું મારી રીતે આ કેસનો ફેંસલો લાવુછું "

જોશી, હસુના મકાન નજદીક આવેલા આનંદલાલના મકાને ગયો ત્યાં તાળું વાસેલું હતું ! પાડોશીઓને તેણે ભેગાં કર્યાં અને દમ લગાવીને તેના વિષે પુછપરછ કરવા માંડી તેઓમાંના કોઇને કંઇજ ખબર નહતી કે, તે ક્યાં છે આનંદલાલની દુકાન આગળ જઇને જોશીએ તપાસ કરી ત્યાં પણ તાળુ હતુ અને નજદીકના કોઈ દુકાનદારો તેના સંબંધી કશી બાતમી આપી શકયા નહીં

"હસુ અને આનંદલાલને પકડવાનાં વારંટો હું કાઢીશ અને તે ઉપરાંત નવનીતલાલની નાસી ગયેલી દીકરી આશા ઉપર પણ હું વારંટ કાઢીશ આ કેસનાં ખરાં ગુન્હેગારો તેઓજ છે "

"અને સાહેબ, પેલો વાંદરો ! એના પર વારંટ કાઢશો કની ? ' કિશોરે રમુજ કરી.

"જા, નાદાનીભરેલી ડોળ કરતાં જ તને આવડે છે ! બીજાઓને મૂર્ખા કેમ ઠરાવવા એવી તારી રીત મને બિલકુલ પસંદ નથી, સમજ્યો ! "

"ઠીક, ત્યારે સાહેબ, આજ સાંજના હું પણ અહીંથી ચાલ્યો જઈશ." કિશોરે કહ્યું.

"હા. હવે તો તું પણ 'પોલ' થઈ જાય, એમાં તારી શોભા છે ! તમે ડિટેકટિવ તરીકે બિલકુલ આવડત વિનાના છો ! તું અને તારો માલેક પણ ! "

હવે કિશોરે કશોજ સામો ઉત્તર દીધો નહી. જોશી પોતાને મકાને ગયો અને ત્રણ વારંટો તૈયાર કરીને વિચારવા લાગ્યો કે, આ બદમાશોની ભાળ મેળવવા માટે શાં પગલાં લેવા ?

## જીવતા પટારા સાથે મુસાફરી !

જોશી જે વખતે વિદ્યાચતુર માટે "હાથ ધોઈ નાખીને" પોતાની રીતે તપાસ કરવા તૈયારી કરી રહ્યો હતો ત્યારે ડીટેકટિવ ખૂનીને લગભગ પકડવાની રાહ પર હતો. તેણે જીવના જોખમે ખૂની અને તેના મળતીઆઓનો પીછો પકડેલો રાખ્યો હતો અને કેટલીક આશ્ચર્યજનક ઘટનાઓ જાણી હતી.

"ન" અક્ષર લખેલાં લોહીવાળાં કપડાં કે જે ખુદ મરનારનાંજ હતાં તે બાગમાંથી એક છોડ નીચે ખાડામાં પડેલાં શોધી કાઢયા પછી તે ભારે વિચારમાં પડી ગયો હતો કે, આ કપડાંનો ભેદ શો ? તેણે એ ભેદ ખોલવાના માર્ગમાં મદદરૂપ ખૂની અને તેના કોઈ મળતીઆઓ હોય તો તેઓનેજ મદદનું કામ કરવા દેવાના ઇરાદાથી જોશી મારફત ગામમાં વાત ફેલાવી હતી કે-મરનારના મકાનમાથી લોહીવાળાં કપડાં મળ્યાં છે. તેણે તે ઉપરાંત મકાનની આસપાસ આખી રાત પહેરો રખાવવાની સૂચના આપી દીધી હતી. જોશી અને કિશોરથી, તે બાદ, તે છુટો પડીને આનંદલાલના મકાન આગળ સટાર મારતો રહ્યો હતો. ૧૧ વાગ્યા સુધી તેને કાંઈ હીલચાલ ત્યાં થયેલી જણાઇ નહીં પરંતુ લગભગ પોણાબાર વાગ્યે એક ગાડું દસુના મકાનની પાછલી બાજુએ આવ્યું. અને ગાડાવાળો દસુના ઘરમાં ગયો. થોડીવારે તે ગાડાવાળો અને આનંદલાલ બન્ને મળીને એક મોટો પટારો બહાર લાવ્યા અને તે મજકુર ગાડામાં તેઓએ મૂકી દીધો.

ગાડાવાળાને તે બાદ આનંદલાલે ધીમે સ્વરે કેટલીક સૂચનાઓ આપી અને તે ગાડું પટારા સાથે રવાના થયું.

આનંદલાલ એ બાદ એક પોટકી લઇને તે મકાનમાંથી બહાર આવ્યો અને આડા અવળો એકાન્ત ગલીઓમાં થઇને નવનીતલાલના મકાન તરફ ગયો. ડિટેકટિવે તેની પૂંઠ પકડી. એ જુવાને નવનીતલાલના મકાન આગળ આવીને પોતાના મ્હોં ઉપર બુરખો બાંધી અને માથે ફાળીયું વીંટયું. પોટકી સહિત તે મકાનના બારના દરવાજા આગળ ગયો અને ત્યાં ઉભેલા બે સિપાઇઓના હાથમાં પોટકી આપીને તેણે કહ્યું: "આનો તમને ચાહે તે ઉપયોગ કરજો. ફોજદાર સાહેબે કહેવરાવ્યું છે કે-ખૂની પકડાયો છે આમાંની ચીજો પણ તેમણેજ મોકલી છે."

"એમાં શું છે ? અને તું કોણ છે ! " એક સિપાઇએ પૂછયું પણ આનંદલાલ કાંઈ જવાબ દીધા વિના ચાલ્યો ગયો, તેણે અંધારામાં ઉભે ઉભે વાત કરી હતી અને અંધારામાં તે ચાલતો થઈ ગયો.

સિપાઇઓએ પોટકી છોડીને જોઈ તો તેમાંથી દારૂના ત્રણ શીશા અને ત્રણેક ગ્લાસ નીકળ્યાં. "અરે

શરાબ ! ચોક્કસ એ તો ખૂની પકડાયાની શુભ નિશાની” તેઓ બન્ને ૮ થુ અંદરના બાગમાં ગયા ડીટેકટિવ દૂર ઉભે ઉભે તેઓને જોઈ રહ્યો હતો થોડીવારે આનંદલાલ ધીમે પગલે બાગમાં પેઠો અને લપાતો છુપાતો મકાનના ઓટલા તરફ ગયો બધા સિપાઇઓ દારૂના નીશામાં ચકચૂર થયા હતા. પણ માત્ર તે સાદો દારૂ હોય એમ જણાયું નહીં. સિપાઇઓ દારૂ પીને આડા અવળા સુતા હતા અથવા તો અર્ધ બેહોશ હાલતમાં ભીંતને અડગીને પડયા હતા, તેથી દારૂમાં બેશુદ્ધિની દવા મિલાવી હોય એમ લાગતું હતું

તેઓની એ હાલતનો આનંદલાલે પરેપૂરો લાભ લીધો તે મકાનની અંદર ઘુસ્યો અને થોડીવારે તરતજ બહાર આવ્યો સિપાઇઓએ જ્યાં ગ્લાસ પડતા મૂકયા હતા ત્યાંથી તેણે એક ઉઠાવ્યો અને પાછો તે અંદર ગયો એ વેળા ડિટેકટિવે બરાબર તેની પૂઠે જઇને એક બારીમાંથી તેની હીલચાલ જોઈ આનંદલાલે ગ્લાસ કોચ આગળ મૂક્યો અને રૂમ પાસેથી પોટલી લઈને ટેમાંનાં લોહીવાળાં કપડાં કાઢી લીધાં.

આ વખતે ડીટેકટિવની નજર તેના પગ પર ગઈ તેણે જોયું કે-તેણે જે 'સ્લીપર' પહેરેલા હતાં તે તેના પગને બંધ બેસતાં નહતાં પરંતુ ઢીલાં હતાં! આનંદલાલ લોહીવાળાં કપડાં લઇને તે ખંડમાંથી બ્હાર ગયો એ વેળા તેના 'સ્લીપર' ઢીલાં હતાં એની ખાત્રી ઉપરાંત એક બીજા શકની ખાત્રી કરવા માટે ડીટેકટિવ બારી વાટે તે ખંડમાં ગયો પોતાના ખિસ્સામાંથી વીજળીની બેટરી કાઢીને તેના અજવાળામાં તેણે 'સ્લીપર'નાં પગલાં બરાબર તપાસ્યાં અને પછી તે ગણગણ્યો, "ઓહ! મરનારનાંજ આ સ્લીપર, કે જે પહેરીને ખૂનીએ ખૂન કરેલું!" તે હવે ત્યાં થોભ્યો નહીં અને બારી વાટે બહાર નીકળી ગયો. આનંદલાલ તે પછી તરતજ એક ગુણપાટના કોથળા સાથે આવ્યો અને તે બસલ પોટલીવાળાં કપડાંમાં નાંખીને કપડું તેના પર ઝગઝગ ઢાંકીને બારણા મારફત ચાલ્યો ગયો

ડીટેકટિવે તે જાણે નહીં તેમ તેની પૂઠ પકડી તે ચાલતો ચાલતો જેલ પાસેના એક મકાન આગળ જઇ પહોંચ્યો ત્યાં પેલું ગાડું ઉભેલું હતું કે જે તેના મકાન આગળથી રવાના થયું હતું આનંદલાલે આમ તેમ જોઇ બહારના તે મકાન તરફ જોયું અને તેની એક બારી ખુલ્લી જોઈ તેણે ગાડામાંનો પટારો ખોલ્યો, તેમાંથી એક વાંદરો બહાર નીકળ્યો! ડીટેકટીવે જોયું કે-આનંદલાલે વાંદરાના પગમાં પોતાના પગવાળાં સ્લીપર પહેરાવી દીધાં તેના હાથ પર ચામડાનાં મોજાં પહેરાવ્યાં અને તેને એક છુરો આપ્યો. ડીટેકટીવ બબડ્યો 'ખૂની કોણ? વાંદરો કે આનંદલાલ?"

"શું તેઓ કોઈનું ખૂન કરવા જાય છે?" વળી તે મનમાંજ ગણગણ્યો 'હવે આ બાબતમાં મારે શું મારા દેખતાંજ અહીં ખૂન થવા દેવું?" તે આ સવાલો કરતો હતો તે દરમ્યાન આનંદલાલે પટારામાંથી એક બીજાં સ્લીપર પહેરી લીધાં અને પછી એક દોરડું તેણે પટારામાંથી બહાર કાઢ્યું ડીટેકટિવે જોયું કે-તે દોરડાનો એક છેડો કોઇ જનાવરને બાંધેલો હતો તેને ભીંત પર મૂક્યું કે-સરરર તે ઉપર ચઢવા લાગ્યું "આ તો પાગલ પો! આનંદલાલ ચોરીનાં કામોમાં પણ પ્રવિણ જણાય છે!" ડીટેકટિવ મનમાંજ બોલ્યો એ પાગલ પો ચઢીને ઠેઠ દિવાલ પર ઉંચે પહોંચી એટલે આનંદલાલ અને વાંદરો બન્ને એક પછી એક તે દોરડા વાટે ચઢીને બારીમાં બેઠા.

હવે વખત ગુમાવવામાં સાર નહતો. ડીટેકટિવે ગાડાવાળા પાસે જઇ એકદમ તેના તરફ રીવોલ્વર ધરી અને ગાડાપરથી નીચે ઉતરવા ફરમાવ્યું. તેને રીવોલ્વરના કુંદા મારફત તે જરાક દૂર લઇ ગયો અને દમ ભરાવીને પૂછયુઃ "ગાડુ કયા જવાનું છે ? બોલ, નહીંતર ઠાર થઇશ." ગાડાવાળો ગભરાઇ ગયો તેણે કહ્યું "અમરપુર" ડીટેકટીવે તેને પૂછયુંઃ "આનંદલાલ અને વાંદરો શા માટે તે મકાનમાં ગયા છે ? કોનું ખૂન કરવા ગયા છે ?" ગાડાવાળાએ જવાબ આપવા ના પાડી. એક ગુમ્બો તેની કેડમાં લગાવી દઇને ડીટેકટીવે તેને જવાબ આપવાની ફરજ પાડી. તે આખરે બોલ્યો કે "ખૂન કોઇનું કરવાનુ નથી. ફક્ત જેલરને બાંધી જેલની કુચીઓ લઇને 'જેલમાથી એક જણને છોડી લાવવા તેઓ ગયા છે."

ડીટેકટીવે આ બિના જાણીને શાન્તિ અનુભવી. જેલમાંથી મુક્તિ તો બેશક હસ્તીજ થવી જોઇએ, એવી તેણે કલ્પના કરી લીધી. પણ તે હવે ગાડાવાળાની હાલતનો પુરો લાભ લેવા માગતો હતો તેણે તેનું કેડીઉં અને ફાળીઉં ઉતરાવ્યા અને પોતે પહેરી લઇને ગાડાવાળાને ચાલ્યા જવા ફરમાવ્યું. તેણે તેને ધમકી આપી કે "યાદ રાખજે. આ બાબતની જાણ કોઇને કહીશ તો તારા બાર વાગશે. હું પોલિસનો માણસ છુ એ ભૂલીશ નહીં." રીવોલ્વરનો ભય જોઇને આખરે ગાડાવાળો ચાલ્યો ગયો.

વિદ્યાચતુર એ બાદ નિરાતે ગાડાપર તેના હાંકનાર તરીકે ચઢી બેઠો અને તેમા બેસનારાઓ ક્યારે આવી પહોંચે, એની રાહ જોવા લાગ્યો. એક સિપાઇ એ વખતે ત્યાથી પસાર થતો હતો તેણે તેની નજદીક આવીને પૂછપરછ કરવા માંડી કેઃ "ગાડુ અહીં કેમ ઉભું રાખ્યું છે ?" ડીટેકટીવે તેને પોતાની ઓળખાણ આપી અને તેને જણાવ્યું કે–"તારી મદદ મારે આ બદમાશને પકડવા માટે જોઇશે." સિપાઇ ખુશ થઈ ગયો. ભદ્રપુરના બેદી ખૂનના મહત્વના કેસમાં ખૂનીની ધરપકડ કરવામા પોતાને પણ કંઇક હિસ્સો મળે છે, એ જાણીને તેણે ડીટેકટીવને જોઇતી મદદ આપવા કહ્યું.

ડીટેકટીવે તેને ફરમાવ્યું કે–"અમરપુરનો રસ્તો કિયો એ મારે જાણવું છે. માટે તું એક કામ કર. એક ગામડીઆ જેવો પોષાક પહેરી આગ અને હું ગાડુ હાંકુ તેનાથી આગળ લગભગ ૧૦૦ વાર જેટલે દૂર તું અમરપુરને રસ્તે ચાલવા માંડજે. હું તારી પાછળ ગાડું હાંકીશ. અમરપુરમાં પણ તારી મદદની મને કદાચ જરૂર પડશે. માટે મને મળ્યા વિના પાછો ફરીશ નહીં."

સિપાઇ આ સૂચના ધ્યાનમા રાખીને ચાલ્યો ગયો અને પાંચ મિનિટના અરસામાં ગામડીઆના વેષમાં પાછો ફર્યો. દશેક મિનિટ પણ વહી જવા બાદ આનંદલાલ અને વાંદરો પાછાં ફર્યાં પણ આ વખતે તેઓ બારી વાટે ન આવ્યા. રસ્તામાંથી આવ્યા. તેઓ બે જ આવ્યા ન હતા તેઓની સાથે ત્રીજી એક સ્ત્રી હતી વિદ્યાચતુરની કલ્પના ખરી ઠરી હતી. તે સ્ત્રી હસુ હતી. વાંદરાને પટારામાં પૂરીને અને હસુને ગાડામાં બેસાડીને આનંદલાલે ગાડાવાળાને સંબોધીને કહ્યું 'રણછોડ, હુશીઆરીથી જજે અને હસુ કહે ત્યાં આ પટારો તેની મદદથી ઉતારજે. સવારે હું આવી પહોંચીશ " ગાડાવાળા બનેલ વિદ્યાચતુરે પોતાનો હાથ લાંબો કરી તેને સંમતિ આપવા માટે હાથનો પંજો બે ત્રણ વાર હલાવ્યો અને પછી ગાડું હાંક્યુ. દૂર ગામડીઓ ચાલતો હતો ગાડું તેની પગદંડી વાટે જવા લાગ્યુ.

"બસ." ડીટેક્ટીવ બોલ્યો. "જે ઓરત તમારા મકાનમાં છે, તેને અમે પકડી લેવા માગીએ છીએ. તમે મકાનમાં જઈ ઢોંગ કરીને તેને આશ્રય આપતા હો એવો દેખાવ કરો. અમારા પર વિશ્વાસ રાખજો મકાનનું બારણું ખુલ્લું રાખજો."

વૃદ્ધ મકાનમાં ચાલ્યો ગયો. ડીટેક્ટીવે સિપાઈની મદદથી પેલો જીવતો પટારો ગાડામાંથી ઉતાર્યો; અને એ મકાનની અંદર લઈ જઈને મૂક્યો. બાદ ગાડાના બળદીયા છોડીને એક થાંભલા સાથે બાંધ્યા અને સિપાઈને કહ્યું; "તારી સાથેનો ઘોડો મજબુત હાથે પકડી રાખીને મારી સાથે આવ ગુન્હેગારને કદાચ આપણે અહીં પકડી શકીશુ."

બાદ તેઓ બન્ને જણ મકાનની અંદર ગયા અને બારણાને અંદરથી સાંકળ ચઢાવી દીધી. ડીટેક્ટીવે પટારો જોયો. તેની બહારની સાંકળ મજબુતથી બંધ હતી. વાંદરો એમને એમ તેમાંથી બહાર નીકળી શકે તેમ નથી એવી ખાત્રી કરી લીધા બાદ સિપાઈની સાથે તે મકાનના મેડા ઉપર ગયો. મેડા ઉપર એક ખંડમા એક કોચ ઉપર માથે કપડું ઓઢીને હુસ્ન પડી હતી. એક ખુરશીપર એક જુવાન છોકરી બેઠી હતી અને એક બીજી ખુરશી પર પેલો વૃદ્ધ માણસ બેઠો હતો.

ડીટેક્ટીવ હજી મડાવાળાના વેષમાં હતો. તેને જોઈને હુસ્ને પાછી બૂમ મારી :"ઓરે...બચાવો... આ મુડદાથી મને બ...ચાવો."

એક મોટો ધાંટો પાડીને ડીટેક્ટીવે તેને કહ્યું : "બદમાશ ઓરત, ખાલી ઢોંગ શા માટે કરે છે? એક પણ ફટકો તો તારા શરીર પર મેં લગાવ્યો નથી અને છતાં ચાળા કરે છે!"

"જા, રે, મુવા...મારી.. મારીને તો તેં મને અધમુઇ કરી નાખી..." એમ, કહીને તે ફુસકે ફુસકે રડવા લાગી

ડીટેક્ટીવે પેલી જુવાન બાળા તરફ જોઇ કહ્યું: "બ્હેન, તમારૂં નામ આશા!" તે સ્ત્રીએ હા પાડી. તે બોલ્યો : "જુઓ આ બાઇ કોણ છે! એને તમે ઓળખો છો?" તેણે હુસ્નની નજદીક જઈને તેના વીખરાયલા વાળ તેના મ્હોં પરથી દૂર કર્યા.

વૃદ્ધ એકદમ તેને જોઈને બોલ્યો "અરે, આતો કમજાત હુસ્ન! પાજી! શું તું મારો જીવ લેવા અહીં આવી છે?"

"બસ." ડીટેક્ટીવે કહ્યું :"હવે મને ખ્યાલ આવી ગયો કે, "તમે બે પાકાં દુશ્મન છો!" તેણે પોતાની સાથેના સીપાઇને કહ્યું : "દોસ્ત આ ઓરત પર પહેરો ભરવાનું કામ ફક્ત અર્ધા કલાક માટે તને સોંપુ છું." વૃદ્ધ તરફ જોઈને તે બોલ્યો : "એક દોરડું લાવી આપશો?"

વૃદ્ધ એક દોરડું લઇ આવ્યો. ડીટેક્ટીવે સિપાઇને ફરમાવ્યું 'હુસ્નના હાથ પગ બાંધી દે." એ સાંભળીને હુસ્ને ફલંગ મારીને તે ખંડના બારણા તરફ દોડી. ડીટેક્ટીવ બારણાની વચ્ચે ઉભો રહ્યો. અને તેને અટકાવતો બોલ્યો : "જીવવુ હોય તો ચૂપચાપ તાબે થઇ જા.' નહીંતર જે ફટકાઓ ઢોંગી રીતે તારા પર પડયા હતા તે હવે ખરેખર પડશે અને તે એક જ જણ તરફના નહીં પણ અહીં હમેશાં તમામ જણની તરફના!"

હુસ્નથી આગળ વધી શકાયું નહીં. સિપાઇએ એકદમ તેનો હાથ પકડી લીધો હુસ્ને તે છટકાવી નાખ્યો. પણ વૃદ્ધનો પિત્તો ઉછળ્યો. એકદમ હુસ્ન પાસે આવીને એક લપડાક તેને ચોડી દઇને તેણે તેના બેઉ હાથ ઝાલ્યા. સિપાઇએ તરત જ સ્ફુર્તિથી તે બન્ને હાથ બાંધી દીધા અને પછી દોરડું તેના શરીરની આસપાસ વીંટાળી તેના પગ પણ જકડી લીધા અને તેને કોચ પર બેસાડી દીધી.

ડીટેકટીવે સિપાઇને કહ્યું : "આઝાદ ઔરત છે. માટે તારા હાથમાંનો ઘોડો બરાબર સાબુત પકડી રાખીને તેનાપર પહેરો રાખજે. અર્ધા કલાકમાં હું પાછો આ ખંડમાં આવું છું."

તેણે વૃદ્ધને અને આશાને કહ્યું "તમે બન્ને જણ કૃપા કરીને કોઈ બીજા ઓરડામાં મારી સાથે આવશો ? હું તમારો મિત્ર છું એની ખાત્રી રાખજો."

તેઓ તે ખંડમાંથી બહાર નીકળ્યા ડીટેકટીવે તે ખંડ બહારથી બંધ કર્યો અને એક બીજા ઓરડામાં જઇને તેણે આશા અને વૃદ્ધની સાથે વાતચીત કરવા માંડી.

ઘડીઆળમાં રાત્રિના ૪ ના ટકોરા વાગવા માંડ્યા ત્યારે આ ત્રણેની વાતચીત પૂરી થઇ. ડીટેકટીવે તે દરમ્યાન ઘણો ભેદ જાણ્યો હતો વાંદરાની કામગિરીથી તે વાકેફ થયો હતો; હસુ અને આનંદલાલના જીવનથી વાકેફ થયો હતો, ગીરજાપ્રસાદ કોણ છે એ જાણ્યું હતું, નવનીતલાલના મકાનમાં થયેલા ખૂનમાં જણાએલી ભેદી નિશાનીઓનો ભેદ તે જાણવા પામ્યો હતો.

તેણે ઠરાવ કરી લીધો. સહવાર પડવાને હજી બે કલાક બાકી છે વહેલામાં વહેલો આનંદલાલ અહીં આવે તો કલાક પછી આવે. તે પહેલા તેની ધરપકડ કરવા માટે છટકું રચી શકાશે તે વૃદ્ધ અને આ સાથે પાછો હસુવાળા ખંડમાં આવ્યો. સિપાઈ બરાબર પહેરો ભરતો હતો. હસુ બંધાયેલી હાલતમાં મોજુદ હતી.

હસુનો પહેરો ડીટેકટીવે જાતે ભરવાનું માથે લઇને સિપાઇને અમરપુરની પોલીસ-ચોકીએ મોકલ્યો થોડી વારે ત્રણ સિપાઇઓએ આવી પહોંચીને હસુનો કબજો લીધો.

## ભેદ ફુટે છે-ખૂનીઓ ઠાર !

ગયા પ્રકરણમાં બનેલા બનાવને બીજે દિવસે ભદ્રપુરની અદાલત ચીકાર ભરાઇ ગઇ હતી. તેમાં નવનીતલાલનો ખૂની કોણ છે એ જાહેર થવાનું હતું હસુ અને આનંદલાલને ખૂનીના મળતીઆં તરીકે પકડીને હાજર કરવામાં આવ્યા હતાં ખૂનીને અદાલત રૂબરૂ હાજર કરવામાં આવ્યો નહતો; પણ તેને બદલે એક મોટો પટારો કોર્ટની વચ્ચે મૂકવામાં આવેલો હતો. અદાલતમાં એક બાજુએ આશા અને વૃદ્ધ પુરુષ ગીરજાપ્રસાદ સાક્ષીઓ તરીકે બેઠેલાં હતાં.

આનંદલાલને કેવી રીતે પકડવામાં આવ્યો હતો ? ડીટેકટીવે અમરપુરમાં હસુને રાતના પાછલા પહોરે પકડાવીને પોલિસોને સોંપી દીધી હતી. એ બાદ સાંના જ કેટલાક બીજા પોલિસોને સાદા પોષાકમાં તે મકાન નજદીક તેણે છુપાયલા ફરતા રહેવા જણાવ્યું હતું અને ભદ્રપુરના ગામડીઆ વેષધારી સિપાઇની સાથે તે પોતે પણ એવો વેષ લઇને તે મકાન આગળ ઉભો રહ્યો હતો. સહવારના લગભગ ૮ ને શુમારે આનંદલાલ એક સાઇકલ પર બેસીને ત્યાં આવી લાગ્યો. તેણે મકાન આગળ ગાડું છોડેલી હાલતમાં જોયું બળદીઓ એક થાંભલા સાથે બાંધેલા જોયા તે સાઇકલ પરથી નીચે ઉતર્યો. ગામડીઆઓ તે વખતે માહોમાંહે વઢી પડ્યા અને એક-બીજાને ગાળો દઇને મારામારી કરવા લાગ્યા. એ વખતે પેલા છુપાયલા અને આડાઅવળા ફરતા રહેલા સાદા વેષધારી સિપાઇઓ પણ આવી લાગ્યા અને મારામારીમાં-ભળ્યા. આનંદલાલ આ ઝઘડો જોતો ઉભો હતો. તેવામાં મારામારી કરનારાઓમાંથી એક જણનો ધક્કો એને વાગ્યો. "જરા જો, તો ખરો રાસ્કલ !" તેણે પેલા માણસને કહ્યું એટલે તેણે જવાબ દીધો, "રાસ્કલ તારો બાપ ! મ્હોં સમાળીને વાત કર નહીં તો જોયો છે આ અમરપુરીઓ મુક્કો !" આનંદલાલનો મિજાજ ગયો. "તું અમરપુરીઓ મુક્કો લગાવનારો ! જા, જા, છોકરી !" એમ કહીને તેણે

ચાલાકીથી તેના એક પગને એવી લાત મારી કે, તે ગાંદમી પડી ગયો. બસ. બીજાઓ લડતાં લડતાં આટલી જ બાબતની રાહ જોતા હતા કે–આનંદલાલ આ લડાઈમાં વચ્ચે પડે છે યા નહીં. પેલો માણસ ઉઠીને ઉભો થયો અને તે એની વચ્ચે જામી. બધાયે ગામઠીઆઓ આનંદલાલ પર તુટી પડયા અને એને ખૂબ માર મારવામાં આવ્યો. બાદ ડીટેકટીવે, અગાઉથી પોતાની પાસે રાખી મૂકેલી અમરપુરના પોલિસ ખાતાની દશકડી આનંદલાલને પહેરાવી દીધી.

પટારો, આનંદલાલ, હુસ્ન, આશા અને બીરજાપ્રસાદ સહિત બે ગાડાંમા પોલિસનાં માણસોના સખ્ત પહેરા વચ્ચે ડીટેકટીવ અમરપુર ગયો. તેઓ બપોરના પહોંચ્યા. જોશી તે વખતે કેવળ નિરાશાથી પોતાના મકાનમાં બેસી રહ્યો હતો અને કિશોર લંબી ખેંચતો " હતો. અપરાધીઓને પકડી આવેલાં જોઇને તે ડીટેકટીવની પ્રશંસા કરવા લાગ્યો અને કિશોરને તેમ જ તેને પોતે ગુસ્સામાં સખ્ત શબ્દો કહ્યા હતા તે માટે વારંવાર માફી માગવા લાગ્યો.

" અરે ભાઈ, એવી કેટલા પોલિસ–અમલદારોની ગાળીઓ હું સંઘરતો ફરૂં ? તમે લોકો તમારી રીતે કામ કરો છો હું મારી રીતે કામ કરૂં છું. આવી અથડામણો થાય એ કુદરતી છે; પણ એમાં નથી તમારો દોષ કે નથી મારો દોષ " એમ કહીને ડીટેકટીવે ઉદાર દિલથી આખાયે કેસની કેફીઅત જોશીને સમજાવીને તેને સંતુષ્ટ કર્યો હતો.

પરિણામે બીજે દિવસે અદાલતમાં કેસ શરૂ થયો. માજીસ્ટ્રેટ ૧૧ાા વાગે આવીને ખુરશી પર બિરાજ્યા એટલે જોશીએ પ્રાથમિક વિગતો રજુ કરી. ડીટેકટીવે જે સંકલનાથી આ કેસ તેને રજુ કરવા જણાવ્યો હતો, તે સંકલનાને તે અનુસર્યો. એ સંકલના નીચે મુજબ હતીઃ—

નવનીતલાલનું ખૂન થયું તે દિવસે તેની પુત્રી આશા અને નવનીતલાલને આશાના લગ્ન-સંબંધ માટે ચડભડાટ થયો હતો. નવનીતલાલ આશાને આનંદલાલ સાથે પરણાવવા માગતો હતો. આશાનું વેવિશાળ ઈંગ્લાંડ ગયેલા એક યુવક સાથે થઇ ચૂકેલું હોવાથી અને તે યુવક અને તેની વચ્ચેનો સ્નેહસંબંધ પત્રવહેવારથી દઢ થયેલો હોવાથી તે–યુવકને પરણવા માગતી હતી અને હજી પણ તે વિચારમાં આશા મક્કમ છે. આ બાબતનો ચડભડાટ માત્ર તે દિવસે નહીં–બલ્કે ઘણું દિવસોથી ચાલુ હતો. ખૂનને દિવસે તે એટલો બધો વધી ગયો હતો કે–બન્નેને એક સાથે રહેવું અશક્ય બની ગયું હતું.

તે રાતે બાર વાગે ખૂન થયું.

ખૂન કોણે કર્યું ? તે અમારે નિશાનીઓ અને આગલા સંજોગો ઉપરથી નક્કી કરવું પડયું છે; કારણ કે–આરોપીઓ આનંદલાલ અને હુસ્ન કોઇપણ જાતની માહિતી આપવા સખ્ત ના પાડે છે. તેઓને ગઈ કાલે આખી રાત અમોએ ઘણું ઘણું સમજાવ્યાં; અપરાધ કબૂલ કરાવવા માટે બીજા અનેક ઉપાયો યોજ્યા; પરંતુ તેઓ મરણીઆં બન્યાં છે અને ચાહે તો પોતાને ફાંસી દેવામાં આવે તો પણ કોઇ જાતનો એકરાર કરવા ના પાડે છે.

ખૂનની બીજી સહવારે પોલિસ-ખાતાને ખૂનની ખબર મળતાં મેં ત્યાં જઇને તપાસ કરી. મરનારની પુત્રી આશા ગુમ થયેલી હતી. તેના નામનું ખંજર મરનારના પેટમાં ભોંકાયલું હતું. મરનારના હાથમાં એક સ્ત્રીના વાળ હતા અને આશાની ચોપડીમાં એક ચિઠ્ઠી મળી આવી હતી. મેં તે ઉપરથી ખૂની તરીકે તેને માની લીધી. પરંતુ તે જ દિવસે ડીટેકટીવ મિ. વિદ્યાચતુર અહીંના સ્ટેશનેથી ટ્રેનમાં પસાર થતા હતા

એનો મરનાર પર કેવો કાબુ હતો કે જેને પરિણામે તે તેની પાસેથી રૂા. ૫૦૦) લઇ આવી હતી ! તે મરનારના મકાનની ગીરેદાર હતી; અને મરનાર તેનો દેવાદાર હતો. એ કેમ બન્યુ હતું ? ત્રણ વર્ષ ઉપર કાપડીઆ આનંદલાલ પાસે મરનાર ગયો હતો આનંદલાલ પૈસાપાત્ર ગણાતો હતો એટલે તેની પાસેથી તેણે પોતાનું કેટલુંક પોતાની જમીનદારીને લગતું દેવુ ચૂકવવા નાણાં માગ્યાં તેનાં આનંદલાલે નાણા આપવા હા પાડી ને પોતાની સાથે હુસુને ત્યાં આવવા જણાવ્યું હતું. હુસુ પોતાને વેશ્યા તરીકે જણાવે છે. આનંદલાલને તે પોતાનો મશીઆઈ ભાઈ જણાવે છે. તે બેનું સગપણ યા સંબંધ ગમે તે હો પણ આનંદલાલના કહેવાથી હુસુના નામનું ગીરેખત થયું અને નાણાં હુસુએ આપ્યાં. ... વર્ષની મુદત હજી પુરી થવાને દોઢેક મહિનો બાકી છે. એ દરમ્યાન છએક મહિના ઉપર ફરીથી નવનીતલાલને રૂપીઆની જરૂર પડી. આથી તે આનંદલાલ પાસે ફરીથી ગયો. હુસુ તે વેળા પોતાની માતાને ગામ ગયેલી હતી ત્યાં નવનીતલાલને આવવા આનંદલાલે સૂચવ્યું. હુસુની માનું ગામ નામે માખરાપુર અહીંથી ત્રણ ગાઉ દૂર આવેલુ છે, ત્યાં તેઓ ગયાં. હસુએ રૂપીઆ આપવા ખુશી બતાવી પણ જમીનદારી ગીરે મૂકવા જણાવ્યું નવનીતલાલને ગરજ હતી. તેણે સંમતિ આપી. તેઓ માખરાપુર ગયા ત્યારે સન્ધ્યાકાળ પડી ગઈ હતી. નવનીતલાલ પાછો ફરી શકત પણ હુસુએ તેને આગ્રહ કરીને રાત રોક્યો અને તેની સાથે સહવારે બધું પાકી કરવા જણાવી. તેની મહેમાનદારી સારી રીતે કરી. નવનીતલાલ રાતે તેને ઘેર સુતો. મધ્યરાત્રિ થઈ ત્યારે ઓચિંતા હસુ અને આનંદલાલે તેની પાસે આવી તેને જગાડયો અને હુસુની વૃદ્ધ માનું ખૂન નવનીતલાલે કર્યું છે એમ નવનીતલાલ પર આરોપ મૂક્યો ! નવનીતલાલે અહીંથી પોતે કયાંયે ગયો નથી અને સુતેલો જ હતો એમ જણાવ્યું પણ આ બન્નેએ ખૂની તરીકેની સાબિતિ બતાવી. પ્રથમ એ કે તેની પથારીમાં લોહીના ડાઘ હતા. તેનું ખમીસ અને ધોતીઉં પણ લોહીના ડાઘથી ખરડાયલાં હતા. તેના ઉશીકા નીચે લોહીથી તરબોળ થયેલું ખંજર હતું, 'જેમાં નવનીતલાલ' એવું નામ કોતરેલુ હતું ! ડોશીનું શબ તે ઘરમાં બીજા એક ઓરડામાં પડેલું હતું અને તેને ખંજર ભોંકાયાની ખુલ્લી નિશાની હતી !

આ પુરાવાઓ પોતાની વિરૂદ્ધ જતા જોઇને નવનીતલાલ ઘણોજ ગભરાઈ ગયો. તે ઘણું કરગર્યો: પોતે નિર્દોષ હોવા માટે પોતાની પુત્રીના તેણે સોગંદ ખાધા પણ હુસુએ કે આનંદલાલે તેનું કહેવું માન્યું જ નહીં અને પોલિસને બોલાવવા ઠરાવ્યું. કેટલીક ભાંજગડને અંતે નવનીતલાલ પાસેથી એક કાગળમાં નીચેનું લખાણ લખાવી લેવરાવવામાં આવ્યું:—

"હુસુમતીની વૃદ્ધ મા મોતીબાઈનું ખૂન મેં કર્યું છે. પરંતુ તે છુપાવવા બદલ હુસુમતીને વાર્ષિક રૂા. ૫૦૦૦) તેની જીંદગી પર્યંત આપવા હું બંધાઉં છું. નવનીતલાલ" તેનાપર તારીખ નાખવામાં આવી અને સ્થળ પણ લખવામાં આવ્યું.

આ ચીઠીની શોધ પોલિસખાતાએ આનંદલાલને મકાન અને દુકાને કરી જોઈએ છે પણ મળી નથી. હુસુનું મકાન બાળી દેવામાં આવ્યું છે એટલે ત્યાં તપાસ કરવી અશક્ય છે.

નવનીતલાલ આ બનાવ પછી હસુ અને આનંદલાલનો દબાયેલો રહ્યો. આ પછી નવેક માસથી આનંદલાલ, આશા માટે પ્રયત્ન કરવા લાગ્યો. તેણે નવનીતલાલ પાસે તેના હાથની માગણી કરી અને



# સર્જાતું સાહિત્ય



● સાદીકનું નવું પુસ્તક પ્રકાશન ●

: છઠ્ઠા પુસ્તકની અનુક્રમણિકા :

રૂપપૃષ્ઠ ચિત્રકાર: રા. જયચંદ ખત્રી. પનીહારી:
મુખપૃષ્ઠ: ગુહમંદિરે ગુણસુંદરી ચિત્રકાર: રા. મારામ ઈ.
ચિત્રકારો : કલાબ્ધિ, જયચંદ.



સર્જાતું સાહિત્ય ૭૬, ટેમેરીન્ડ લેન કોટ મુંબાઈ

સર્જાતું સાહિત્યનું છઠ્ઠું પુસ્તક રવિવાર ૨૬:૪:૩૧ ના દિવસે બહાર પડશે




પુસ્તક : : છઠ્ઠું

## સંપાદકની નોંધ:

'સર્જાતું સાહિત્ય'નું આજે છઠ્ઠું પુસ્તક વાચકોના હાથમાં છે. વાંચકો આજ સુધીના છએ અંકો ઉપરથી જોઈ શક્યા હશે કે સારાયે ગુજરાતના એકેએક સિદ્ધ હસ્ત સાહિત્યકારોએ 'સર્જાતું સાહિત્ય' સાથે સહકાર કર્યો છે અને ગુજરાતના એકે એક સાહિત્ય મર્મજ્ઞ વિદ્વાને 'સર્જાતું સાહિત્ય' માટે પોતાના કીમતી અભિપ્રાયો આપી અમારા પ્રયાસની અગત્ય સ્વીકારી છે. આ પ્રકાશન શુદ્ધ સાહિત્યનું હોવા છતાંયે એમાં વિદ્વતા અને મૌલીકતાને નામે-સૂક્ષ્મ ચર્ચા આદિને નામે-ક્લિષ્ટ અને અરસિક વાચન પ્રગટ થતું નથી, એટલુંજ નહીં પણ સારા અભ્યાસના વિષયો 'સર્જાતું સાહિત્ય'માં દાખલ કરવાની અમારી તત્પરતા છે. અમને આશા છે કે શિષ્ટ અને શુદ્ધ સાહિત્યના રસિકો આ પ્રકાશનના મોટી સંખ્યામાં હજુયે પોતાના નામો નોંધાવશે જ.

'સર્જાતું સાહિત્ય'ની સફળતાથી પ્રેરાઈને અમે આજથી 'ચેતનયુગ' અઠવાડિક પત્ર પ્રગટ કરવાની શરૂઆત કરી દીધી છે 'ચેતનયુગ' પ્રગટ કરવાનો ઉદ્દેશ ગુજરાતના આમવર્ગને સાહિત્યમાં રસ લેતા કરવાનો છે. સાહિત્ય અને રાજકારણ પ્રત્યેની વાચકોની રુચિ કેળવવા 'ચેતનયુગ' દ્વારા નમ્ર પ્રયાસો કરવા એ અમારા સપ્તાહિક પ્રકાશનનો મુખ્ય હેતુ છે. અમને આશા છે કે 'સર્જાતું સાહિત્ય'ના ગ્રાહકો 'ચેતનયુગ'ને પણ અપનાવી લેશે અને પોતાના નામો એના ગ્રાહક તરીકે નોંધવાની અમને પરવાનગી આપશે.

માલીક.



# નારીની

[નીરસીમાની, નીખાલસત

લેખકઃ રા. ધનસુખલાલ

ચિત્રકારઃ ?.

સૌ. સુહાસ પોતાના ખંડમાં બેઠી છે. મધ્યાહ્નનો સમય છે. જરા દૂરનાં સગા મુંબાઇથી તેને ઘેર પરામાં તેના મકાનમાં મળવા આવે છે.

સૌ. સુહાસઃ "ઓહોહો! આવો આવો તમે તો હમણાં હમણાં બહુ મોંઘા થઇ ગયાં છો ને શું? જણાતાં જ નથી. મારામાં તો એવી મોટાઇ જ નહિ કે ફલાણા મારે ત્યાં આવે તો જ હું એમને ત્યાં જઉં. આટલી વાર એ લોકો આવે તો મારે આટલી જ વાર એમને ત્યાં જવું-જ્યાં મનની મોકળાશ છે ત્યાં પછી વારા શા ગણવાના! હા, એ ખરું કે હું તમારે ત્યાં ઉછલ્યાં વરસેક થયાં આવી જ નથી અને તમે ગણીકવાર આવી ગયાં હશો. પણ-પણ મારાથી તો નીકળાય છે જ ક્યાં? એ ઓરડીમાં ધણી ધણીયાણી ને છોકરાં રહેતાં હોઇએ અને છુટક ચાકર હોય તો ગમે ત્યાં ફરતાં ફરાય. આ તો મોટું ઘર. નોકર, રસોઇયો, ચાકરડી બધાં હોય એટલે એ બધાં ઉપર દેખરેખ રાખવાની, સરસામાન ખૂટ્યો હોય તે મંગાવવો, મહેમાનો વગેરે આવ્યાં હોય એમની તરત્નેવડ પણ મારેજ સાચવવાની હોયને! અમારાં સાસુજી તો સુરતમાં પડ્યાં પડ્યાં અમનચમન કર્યાં કરવાનાં અને મહીને દિવસે રૂપિયા મંગાવ્યા કરી કરીને નણંદોનાં ઘરો ભર્યાં કરવાનાં. હા—હું જાણું છું કે લોકો તો વાત કરે છે કે હું એ સાસુજીને રાખતી નથી. પણ લોકોને તો શું છે! એમનાથી કોઇનું સારું ખમાય છે કોઇ દિવસે? અને તેમાં પાછાં સાસુજી અને તેમની દીકરીઓ ક્યારે એવાં ગુલતાન સુરતમાં બેઠાં બેઠાં ઉડાવ્યા કરતાં હશે ત્યાં એમને આવી કુથલી સિવાય બીજું કામ પણ શું હોય! એમને થોડું મંડળોમાં જવાનું કે સભાઓમાં હાજરી આપવાની કે બીજી મોજી ઉપાધિઓ માથે હોય છે! દીકરો રળે છે ને પૈસા મોકલાવે છે એટલે

# નીખાલસતા

[હાસ્યપૂર્ણ આ મકથ]

[ખુશાલ મહેતા

કલાબ્ધિ



મફતનું ખાવુ અને મસીદે સુવુ ! તમે કર-
કાળીમાં મોં મરડો છો પણ એવી નિંદાથી
હું વો ગભરાતી જ નથી સુધારાવાળાઓને
એવી નિંદા તો નસીબમાં હોયજ છે ને ! એ ધરમનાં
ઢીંગલાં સાસુજીને હું અહિં રાખું પણ ક્યાં ? એમને
દહાડામાં ત્રણ ચાર વાર તો દેવ દેવસાં કરવાનાં હોય
અને ઘરમાં સાફસુફ કે એટીકેટ જેવુ તો એમના મગજ-
માં આ જનમારામાં ઉતરેજ શાનું ? ચાકર માણસો સાથે
કેમ વર્તવુ એની પણ એમને થોડી ખબર છે ? ગરીબા
ઈમાં આખી જીંદગી ગયેલી. એ તો ઠીક છે કે છોકરો
ભણ્યો ગણ્યો અને મારે સારે પગલે સારૂં કમાતો
થયો એટલે આ બધા ભકર ફુટી સઝે. સુરતમાં બધુ
કામ થાય પણ અહિં આવે કે દાડકાં ગંઠાઇ જ
જાય 'રામા, ફલાણું લાવ, ઢીંકણું લાવ'ની બૂમો
કોઇ એઠવું ઉઠ્યું હોય તેની પણ દરકાર કર્યા વિના
ચાય્યાજ કરે. પાન સોપારી વિના તો પાસઠ પૂરાં
થયાં પણ ઘડી ચાલ નહિ અને વળી એમને એક-
લાંને રાખ્યાથી પાર ઉતરે એમ છે ? એ અહિં ગુંસાયાં
એટલે એમની ત્રણ દીકરીઓમાંથી એક એમનાં પોતો
સ્રન છોકરાઓ સાથે અહિં અમારા જીવ ઉપર
પડવાનાં જ અને છોકરાઓ પણ બધાજ બેરેદ અને

જ ગ લા
જેવાં

'કેમ ?
રામા !
ભાનુભા
મને શું થયુ ? કેમ રડે છે ?
શું ? તને એવડા નાના છો
કરાએ ખરાબ ગાળ દીધી !
તું શું બોલે છે ! અને ધારો
કે કે બોલ્યો હોય તો એ
બધુ શીખવનાર તમેના તમે
કેની ! નોકરી કરવી હોય તો કરો અને નહિ' તો
ચાલતી પકડો હં, હું શુ કહેતી હતી ? હા-સારી
સોસાયટીમાં ફરેલાંજ નહિ એટલે એ નણંદોનાં છો-
કરાઓને રીતભાતજ આવડે નહિ અને એ કે
અમારે ત્યાં ચાલે ! આ જુઓને તમારાં છોકરાઓ-
ચાલીમાં રહેલાં એટલે સગવગ સગવગ કરવાની ટેવજ
પડી ગયેલી કોચ-ખુરસી ઉપર પણ ગદા પગ રા-

પીને બેસે પછી ફરનીચર સારાં રહેજ કેમ? ખાવાપીવામપિ મોટા ઘરમાં ઉછરેલાં છોકરાંઓની વાત જ જુદી. ખબ્બરાંની પેઠે ખાવું, ખાતી વખતે નીચતા કર્યા કરવી એ બધાં લક્ષણ અમારે ત્યાં કૈં ચાલે!

"કેમ! ભઇ, વળી પુષ્પિમાને શું થયુ? એ કેમ રડી! તમે બોલો છો કે બોલો છો? પુષ્પિમા ભંડારીયું ઉઘાડીને મુરબ્બો ખાઇ ગઇ અને એણે બરણી પણ ફોડી નાખી? એને શું ખાવાનું મળતું નથી કે એ એમ ચોરીને ખાય! હા, કદાચ કૈં બીજી ચીજ લેવા ગઇ હશે અને તેમાં બરણી ફુટી ગઈ હશે અને છતાં તમે એને તતડાવનાર કોણ? એણે ભંડારીયું ઉઘાડ્યું તે વખતે તમે ક્યાં ગયા હતા! અરે એમને હવે નોકરી છોડવી જ લાગે છે. એના આ બધા ચાળા છે. કોણ જાણે શું છે કે માણસોને સારું ઘર મળે છે ત્યાં જંપીને રહેવાનુંજ નથી. અમારે ત્યાં બીજાના કરતાં ડબલ પગાર અને જરા ટકટક નહિ. એ પોતે તો ઘરની બાબતમાં બોલે જ નહિ અને મારો સ્વભાવ તો તમે જાણો છો. મરતાને મર ન કહું પછી તો ભાઇ, કોઇ દિવસ બોલવુંય પડે. અમારેય ઘર ચલાવવાં છેને? એ બાબતમાં તો તમારા જેવાં સુખી છે. આ મહીને દિવસે બે પાંચ રૂપરડી આપી દીધી કે છટક નોકરડી ખૂશ ખૂશ થઇ જાય. અમારી માફક બે પાંચ નોકરોને જાળવવા પડે તો ખબર પડે.

"અને તમે શું આ વાયલ પહેર્યું છે કે શું? છોકરાંઓને પણ વિલાયતી જ કપડાં જણાય છે. હજી તમને વિલાયતીનો મોહ જતો નથી જણાતો. અમે તો ઓગણીસેની સાલમાં પંજાબના બાગલા પડ્યા ત્યારથી એક ચીજ વિલાયતી વાપરતા નથી. અમારાં છોકરાંએ અડકે નહિને. થોડા દિવસ પહેલાં સર જહાંગીરજીને ત્યાં લગન હતાં અને અમારે જવું હતું તે થોડું રેશમી વિલાયતી કાપડ લીધેલું પણ એક છોકરે એને અડક્યું નહિ. આ મેં જે લુગડું પહેર્યું છે તે સ્વદેશી તો નથી પણ-પણ એ તો એમ છે કે છેલાં પાંચ દસ વરસ થયાં મારી તબીયત બગડી છે ત્યારથી મારાથી જાડાં લુગડાં પહેરાતાં જ નથી અને દાક્તરો પણ પહેરવાની ના જ પાડે છે; એટલે પહેરવાં પડે છે અને વળી એમ પણ ખરે કે એમની પોઝીશન મોટી રહી અને મોટે મોટે ઠેકાણે જવું પડે એટલે અમારે છેક ફુબળાં જેવાં નહિ નહિ ફરાય; પણ-પણ તમારાં જેવાં હજી વિલાયતીનો મોહ છોડતાં નથી એ તો જુલમ કહેવાય. જાડાં લુગડાં પહેરવાથી કૈં ચામડી છોલાઇ જાય છે! ઘણાં બૈરાં એમ ધારે છે કે દેશી લુગડાં પહેરવાથી પોતે અને પોતાનાં છોકરાંઓની ખુબસુરતી ઘટી જાય છે! હાહાહા! પાછાં એ બધાં કામદેવનાં અવતાર હોય! આપણી ન્યાતમાંય શું છે? બધાં મારાં છોકરાં છોકરીઓની નકલ કરે. પણ એથી શું એ બધાં મારાં છોકરાં જેવાં જણાય ખરાં કે? અને તમે તો જાણો છો જ ને કે અમે મુસાફરીએ નીકળીએ છીએ ત્યારે ઘણા લોકો મારાં છોકરાંઓને પારસીનાં છોકરાં ધારે છે.

"તમે શું પીકેટીંગ પણ કરવા જતા નથી! અરે, વાહરે! જ્યારે અમારા જેવાં ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે કરનારાં પૈસાદાર માણસો પણ દેશને માટે અમારાથી બનતું કરીને જાન પાથરી નાખીએ છીએ ત્યારે તમારા જેવાથી પીકેટીંગ પણ થતું નથી! તમારે અડચણ શી છે! છોકરાં તો પીયરમાં ઉછરે. તમે તો જેલમાં જાઓ અને ઘર્યો લૉજમાં ખાય. પછી તમારે બીજી પંચાતી શી છે!

ઉઘડું પાંચ પૈસાનો બચાવ પણ થાય. શું ? હૉટેલમાં ખાવાથી ધણીની તબીયત બગડે ! હાય હાય ! આખી જીંદગી હૉટેલમાં ખાવામાં ગઈ અને હવે તબીયત બગડે ! અને વળી હૉટેલના ખોરાક કરતાં તમારા ઘરનો ખોરાક કયો સારો હોય છે ! આટલી જંજાળ છતાં હું પણ પીકેટીંગમાં અને સરઘસોમાં જતી હતી. સત્તર રૂપિયે વારની ખાદીની બે તો કેસરિયા સાડી કરાવી છે. પછી પકડાપકડી થવા માંડી એટલે મેં જવાનું માંડી વાળ્યું અને અમારા જેવાના છોકરા પણ બીજે પોષાય નહિ. વળી પાછી મારી તબીયત એવી છે કે મને 'અ' વર્ગ મળે નહિ તો બગડી જાય, છના સભાઓમાં તો જાઉં છું મારો આવી નાજુક તબીયતવાળો છોકરો કૉલેજમાં જાય છે છતાં કૉંગ્રેસનું કામકાજ તો કરે જ છે. સુખે ઘેર જમતો પણ નથી. દેશસેવિકાઓની છબીઓ પડાવી આવે છે, જુદાં જુદાં ફંડોને માટે જલસાઓ ગોઠવે છે, બૈરાંઓ પકડાય તે વખતે એમને લૉક-અપમાં જોઈતી ચીજો પૂરી પાડવા મધરાતે પણ તૈયાર થઈ જાય છે. જુઓને, અત્યાર સુધીમાં કૈં નહિ તો દસ-અગીઆર છાપાંમાં તો એની છબી પણ આવી ગઈ છે. અરે ! મારી પણ પાંચ સાત છાપાંમાં તો છબી આવી ! પણ અમારે તો મોટાઈ ગમે જ નહિ એટલે ઘણા-ખરાને તો અમે ના જ કહી દઈએ છીએ. તમારા છોકરાએ કૉલેજ છોડી દીધી છે એમ સાંભળ્યું છે પણ એ તો રખડતો હશે ! નેતા તરીકે કામ કરવાની તાકાત પણ કૈં બધામાં હોય છે ? અમારા જેવાનાં છોકરાઓને તો ભણ્યા વગર ચાલે જ નહિને. એથી જ મારી મોટી છોકરી પણ ખાસ ભાગ લેતી નથી. પણ તમારા જેવાં એમાં ભાગ નહિ લે તો પછી એકલો ગાંધી કરે જ શું ?

"બસ, અત્યારમાં જાઓ છો ! આવ્યાં શું ને વળી જાઓ છો શું ! છોકરાંઓ ભૂખ્યાં થયાં છે? તમે લોકો ખવડાવી ખવડાવીને જ છોકરાંઓને માં[...] પાડો છો. મુંબાઈમાં કેટલાક શોખીનોએ હમણાં તો ધારો પાડી દીધો છે કે જ્યાં કોઈ મળવા આવ[...] કે તરતજ મ્હોટા પ્યાલા અને ખાવા નાની રકાબી[...] હાજર કરે જ. ઘરમાં પેટે પાટા બાંધતાં હોય છ[...] આવનારને એમ બતાવવું કે અમે ઘણેશરી છીએ[...] અમે તો પૈસાદાર છીએ. છતાં મને એવા ચા[...] મૂળથી જ પસંદ નહિ. જરા જરામાં, મળવા આ[...] આવનારને ચ્હા શી અને ખાવાનાં શાં ! અને વ[...] અમારે ત્યાં કૈં બીજાંઓની માફક મહીને એ[...] મળવા આવનાર તો હોય નહિ. અમારે તો રોજ[...] પચાસ મળવા આવે અને પચાસ જાય. તમે મ[...] નહિ સમાડતાં પણ છોકરાંઓને બીજાને ત્યાં મ[...] અને ખાવાનું ખાવાની ઈચ્છા થાય એમાં હું [...] માબાપનો જ વાંક કાઢું છું. એવી ટેવ પાડવી [...] માટે ?

"ત્યારે જશો જ ! આવજો હોં, જરૂર અન્[...] તવાર આવજો. મારો સ્વભાવ એવો મળતાવડો અ[...] મારી જીભ એવી મીઠી છે કે એક વખત પણ મ[...] ત્યાં આવે તે ફરીથી આવ્યા જ કરે. આવજો, [...] હા, એ તરફ આવીશ ત્યારે જરૂર આવીશ પણ પો[...] પંચાતી એટલે કે ચાલીઓમાં નાની ઓરડીઓમાં બે[...] વાથી અને અંધારાદાદર ઉપર ચડવાથી મારી તબીય[...] બગડી આવે છે. દાક્તરો તો મને સાફ એવી જગ્યાએ જવાની ના જ પાડે છે. આવજો, આવજો !"

લેખક :

ધનસુખરામ કૃષ્ણલાલ મહેતા




ખુલ્લા પત્ર લખવાની કળા દિવસે દિવસે વિકાસ પામતી જાય છે. દૈનિક પત્રમાં લગભગ દરરોજ કોઈ ને કોઈ પ્રકારનો ખુલ્લો પત્ર પ્રગટ થાય છે, વૉઇસરૉયથી માંડીને વનિતાવિશ્રામના વ્યવસ્થાપક સુધી સર્વેને ખુલ્લા પત્રો લખવામાં આવે છે કેટલાક લેખકોને તો જેને તેને પત્રો લખવાની ટેવ જ પડી ગઈ હોય છે, દર ત્રીજે દિવસે તેઓ કોઈ ને કોઈના ઉપર ખુલ્લો પત્ર લખે છે. એક પ્રસિદ્ધ પુરુષના ખુલ્લા પત્રો હું હંમેશ વાંચું છું ને હવે એ કોના પર ખુલ્લો પત્ર લખશે એમ દરેક વખતે એમનો પત્ર વાંચી વિચારમાં પડું છું. હવે એમને પોતાની પત્નીને ખુલ્લો પત્ર લખવાનો રહ્યો છે ને એ કાર્ય એઓ ક્યારે કરે છે તેની હું વાટ જોયા કરું છું.

ખુલ્લા પત્રોની વિશિષ્ટતા એ છે કે જેને માટે એ લખાયેલા હોય છે તેના સિવાયના બધા એ વાંચી શકે છે અને જેને સંબોધીને એ લખાયેલા હોય છે તે ઘણું ખરું એ વાંચતા નથી. આથી બે પ્રકારનો લાભ થાય છે; પારકા પત્રો વાંચવાની સ્વાભાવિક ને પ્રકૃતિ પોષક ઢબે સંતોષાય છે, અને પોતાના પત્રો વાંચવાના કંટાળાથી બચી જવાય છે. અને લખનારને મોટો લાભ એ થાય છે કે ખાનગી પત્રમાં જે લખવાની હિંમત એની ચાલતી નથી તે જાહેર પ્રજાની સેવાવૃત્તિને નામે એ છડેચોક લખી શકે છે.

આવા અનેક વિચારોને અન્તે હું મારા પત્નીને ખુલ્લો પત્ર લખવાના નિશ્ચય પર આવ્યો છું. મારે એને ઘણું ઘણું કહેવાનું છે. પણ હું એને સામે મોઢે કંઈ પણ કહી શકું એમ નથી. અને એનું કારણ, મને મરાઠી પત્નીઓ સહેલાઈથી સમજી શકે એવું મરાઠી તો બિલકુલ આવડતું નથી, એ એક જ નથી. એ ઉપરાંત સબળ કારણ બીજું જ છે.

પત્નીને તે ખુલ્લો પત્ર હોય! એ કયે દિવસે વાંચવાનો? એવી શંકા કોઈને થશે. પણ ખરું પૂછો તો એ જ કારણથી હું આ પત્ર લખું છું પત્ની નહિ વાંચે એવા નિશ્ચયાત્મક જ્ઞાનના બળ વડે જ હું આ પત્ર લેખનની પ્રવૃત્તિ આદરી શકું છું. એ જો વાંચી શકતી હોત તો મારા કોઈ પણ લખાણમાં પત્ની તે શું પણ પટ શબ્દ પણ ભૂલથી ન વપરાય જાય તેની હું ચોકસ કાળજી રાખત. વસ્તુસ્થિતિનો લાભ-અથવા ગેરલાભ-લઈને કોઈ મારા પત્નીને મેં એને પત્ર લખ્યો છે એ વાત કહી દેશે તો હું એ વાતનો ઇન્કા




"સવારના પહોરમાં વહેલો આવીને પથારી ઉઠાવવી છે કચરો કાઢવો છે એવા બહાના કાઢી તું મને જગાડી મારે છે."

ર કરીશ એટલુંજ નહીં, પણ હું એને જણાવીશ કે "મેં એ પત્ર તારે માટે નહીં, પણ તને જેવો વાત કરી તેના ઘાટીને માટે લખ્યો છે બધા ઘાટીઓમાં તું અપવાદ રૂપ છે, હે ઘાટીએંદ્ર! તારે માટે મારે કશી પણ ફરીયાદ નથી."

આટલી ચોખવટ કર્યા પછી ઘાટી સિવાયના વાચકો માટે જણાવવું જરૂરનું છે કે મારા ઘાટી સબંધી મારે ફરિયાદ કરવાની છે. ઘણી ફરિયાદ કરવાની છે-સખત ને કડવા શબ્દોમાં ફરિયાદ કરવાની છે. પુરુરવાની ખાનગી વાત વિદૂષકનું હૃદય ફાડીને મુખ વાટે બહાર આવવા પ્રયત્ન કરતી હતી, તેમ એ ફરિયાદો પણ મારા હૃદયમાં સમાવી સમાતી નથી, મારે કોઈ પણ ઉપાયે એ પ્રગટ કર્યા વગર ચાલે એમ નથી. બીજો કોઇ પણ માર્ગ ન હોવાથી મારે ખુલ્લા પત્રદ્વારા જ મારી ફરિયાદો પ્રગટ કરવી રહી. પત્ર શરૂ કરતાં પહેલાં આ જે ભૂમિકા લખી છે તેનાં દેખીતાં કારણ ઉપરાંત એમાં મારો બીજો ઉદ્દેશ પણ છે. કદાચ મારો ઘાટી અક્ષરજ્ઞાનની કોઈ વિચાળ પેોજ નાનો લાસ સેપ્ટ વાંચતાં શીખી જાય અને એ આ વાંચે અથવા તો કોઇ મારો હિતચિન્તક એને આ વાંચી સંભળાવે, તો આટલી ભૂમિકાના ભારથી જ એનું મગજ એટલું બહેર મારી જશે કે ત્યાર પછીનો પત્ર એ જરા પણ સમજી શકશે નહિ. પણ હવે વિસ્તાર કરીશ તો વાચક પણ કદાચ કંટાળી જશે એવા ભયથી હવે હું પત્રજ આરંભું છું.

તુકારામ, સખારામ, ધોંડુ; પાંડુ, ભીખુ અને ખાસ કરીને રામો એવા વિવિધ નામે ઓળખાતા હે ઘાટી એન્દ્ર! હું અત્યારે મારી પોતાની પેટીમાંથી




"શેઠ તમારા વાસણો બહુ ચીકણા રહે છે."

સુનો લઇ મારી નવી ચોપડીના પુંઠાપર તે ચોપડવામાં રોકાયો છે, તે કાર્યમાંથી નિવૃત્ત થઇને તારે માટે મારે જે ફરીયાદો કરવાની છે તે સાંભળ.

હું તારી ફરિયાદ ને વાત જેટલી સાંભળું છું તેટલી મારી વાત કે ફરિયાદ તું સાંભળતો નથી, એ મારી પહેલી ને મોટામાં મોટી ફરિયાદ છે.

હું મોડો ઊઠું છું એ તો તું આટલા અનુભવ પરથી ચોક્કસ સમજ્યો છે છતાં સવારના પહોરમાં વહેલો આવીને પથારી છોડાવવી છે, ક્યારો કાઢવો છે એવા બહાના કાઢી તું મને જગાડી મારે છે, તે તરફ હું સખ્ત અણગમો જાહેર કરું છું.

તું મારે ત્યાંથી પાન તંબાકુ લઈ જાય છે તેમાં મારે કંઈ પણ વાંધો નથી. ખરું કહું તો હું એ તારે માટેજ વસાવું છું. પણ તું જાણીને તારા મિત્રમંડળ અને આમજન વચ્ચે એની સહાણી કરીને જે વહેંચીને આપવાની પ્રવૃત્તિ સ્વીકારે છે, તેથી મને કંઈક



"હું કોઈવાર દારૂ પીઉં છું, તે વિષે મારે વાંધો નથી. પણ તું દારૂ પીને મને પીધેલો શા માટે ધારે છે, તે હું સમજી શકતો નથી."

ભારે પડે છે; અને એથીયે વધારે તો, તું બીજા પારીઓ વચ્ચે શાને પાન ખાવતા આવતો નથી.



"હું કોઈ રસભર્યું પુસ્તક વાંચતો હોઉં, ત્યારે મારી પાસે બેસીને પાનની પેટી લઈ હાથમાં ચૂનો ને તંબાકુ મસળતો મસળતો પાડોશીઓની વાત કરવા બેસે છે"

ગોષ્ઠી સહેવી પડે છે, ક્યાં શેઠ જેવાજ દેખાય છે, એવી બાબતની ચર્ચા ઉપાડે છે, તે સામે મારો વાંધો છે.

મારા વાળ તું જ માપે છે—અપમાન માનવાનો ઢોંગ કરે છે, છતાં 'શેઠ, તમારા વાળ તો બહુ જાડા રહે છે' એમ તું મારે મોઢે ફરિયાદ કરે છે, ત્યારે જગતમાં પ્રમાણિકતાનો નાશ કે સર્વનાશ થયો છે કે નહિ એ વિષે મને ખરેખર શંકા થાય છે. હું જ્યારે જ્યારે તારી સાથે મરાઠીમાં વાત કરું છું ત્યારે મારો હેતુ તને ઠઠ્ઠાચિત્રનો હોતો નથી. હું તને કંઈક ઉપયોગી કાર્ય કરતા કરું છું એમ સમજી તારે દરવાજે ઊભી મારા હેતુ પર લક્ષ આપવું જોઈએ.

હું તારી ભાષામાં બોલું તેથી તારે મારી જેમ ગુજરાતીમાં બોલવાની કંઈજ જરૂર નથી. મારી મરાઠી તું ભલે નહિ સમજતો હોય, તારી ગુજરાતી હું

સમજી શકું છું. હું જે વસ્તુ જ્યાં મૂકું છું ત્યાંથી તેને ખસેડીને તું બીજે ઠેકાણે મૂકી દે છે. હું પેન્સીલ ખડીયો, કાગળ વગેરે ટેબલ પર મૂકું છું, તો તું ત્યાંથી તેને ખસેડીને રસોડામાં મુકે છે, અને તેને બદલે ટેબલ પર કાઈકવાર ધોવાઈને આવેલાં કપડાં ને ઘણી વાર રસ્તામાં ફેંકી દીધેલા જૂના જોડા લાવીને મુકે છે. ઢાંકણું બરાબર ઉઘાડી શકાય તેટલા માટે હું ટ્રંકને ભીંતથી દૂર મુકું છું, તો તું તેને તરતજ ભીંતની અડાઅડ પાછી મુકી દે છે. મને વ-હેમ છે—અરે ખાતરી છે—કે તું આ જાણી જોઈને મને ચીઢવવાને માટેજ કરે છે. ત્યારે મને ચીઢવવોજ છે. કેમ ? તું મને ગુસ્સેજ કરવા માગે છે, ખરું ? —તો હું તને સાફ સાફ કહી દઉં છું કે હું એથી પણ ચીઢાતો નથી ! હું મોડી રાતે ઘેર આવ-તો હોઉં ત્યારે તું બારણા આગળ ટેબલ, તેની ખુરસી, ખુરસી પાસે બે ત્રણ ટ્રંકને ગોઠવીને ક પર ગોળા એમ ગોઠવીને દીવો હોલવીને ચાલ્યો જાય છે. હું ઘેર આવું ત્યારે અંધારામાં ટેબલ સાથે પહેલાં મારું માથું કુટાય, પછી ખુરસી મારા પગનાં નળા ભાગી નાખે, ત્યારપછી ટ્રંકના ખુણા પગમાંથી લોહી કાઢે ને છેવટે ગોળા મારી સાથે ઓરડામાં ગબડવા લાગે, એટલા માટેજ તું એમ કરે છે. એ હું જાણું છું. દુઃખ સાથે હું કબૂલ કરું છું કે તારી એ દુષ્ટ મુરાદ ઘણી વખત બર આવી છે. તારા ઉ-દેશમાં તેં ધારી પણ ન હોય એટલી સફળતા તને મળી છે.

તું બે મહિના આગમચજ તારો પગાર માગે છે, એ તારી રીત ખોટી છે. કોઈ પણ મોટી—મોટી કે નાની—ઓફીસમાં એમ 'અગાઉ ઉપર' પગાર ખુલ્લા નથી. મને કોઈ દિવસ એમ પગાર મળ્યો પણ



"તું જ્યારે તને માંજવા આપેલા મારા વાસણો ફેંકવા માંડે છે, ત્યારે એ દૃશ્ય જોઈને......"

મળવાનો નથી. અમને આગળથી નહીં પાછળથીજ પગાર આપવામાં આવે છે, ઘણી વાર તો બાપનો પગાર, તેના મૃત્યુબાદ તેનો પુત્ર કોર્ટની મદદથી વ-સુલ કરી શકે છે.

તું કોઈકોઈવાર દારૂ પીએ છે તે વીશે મારે કંઈ કહેવાનું નથી. પણ તું દારૂ પીને મને પાઘડો શા માટે ધારે છે તે હું સમજી શકતો નથી. એમાં કાર્ય-કારણના નિયમનો ભંગ થાય છે એ તો તું કદાચ નહીં સમજી શકે, પણ એમાં મારી આબરૂને તારા ચિત્ર મંડળમાં મારી જેટલી આબરૂ તેં રહેવા દીધી હોય તેટલી આબરૂને—હાનિ પહોંચે છે, એ સ્પષ્ટ કર-વાની જરૂર છે.

તને મેં સલાહ આપવા રોકયો નથી. તને આપું છું તેટલા પૈસામાંજ સારી સલાહ આપનારા વકીલો

એટલા બધા છે કે તેને છોડીને મારે તારી સલાહ લેવાની જરૂર નથી. તને વાત કરવાનો અત્યંત શોખ છે. હું કોઈ રસભર્યું પુસ્તક વાંચતો હોઉં ત્યારે મારી સામે બેસીને પાનની પેટી લઈ હાથમાં ચુનો ને તંબાકૂ મસળતો મસળતો તું પડોશીઓની વાત કરવા બેસે છે, અથવા મારી નાજુક તબીયતને સુધારવાના પ્રાથમિક પ્રયાસો સુચવે છે, કે મારા ખોરાકમાં કરવા જોઇતા ફેરફારોની યાદી કહી સંભળાવે છે, ત્યારે તારૂં ને મારૂં બન્નેનું કામ ને 'મારા' એકલાનો મિજાજ બગડે છે, એનો તને ખ્યાલ રહેતો નથી.

તારા અવાજથી, તારા મુકીવાળી હાથ હલાવી ધમકી આપવાના અભિનયથી, અને લાગ મળતાં પ્રતિસ્પર્ધીને નળ કે ભીંત જોડે ઘોંચી દઇને અનવરત મુષ્ટિ પ્રહાર કર્યે જવાના તારા ચાતુર્યથી અત્યારે નામશેષ થએલી આર્યોની વીરશ્રીને તેં ટકાવી રાખી છે, તે હું જાણું છું અને તે માટે કવચિત અભિમાન પણ ધારૂં છું. પરન્તુ હથીયારને અભાવે, આપણે નિઃશસ્ત્ર કરવાનો ગુનો બ્રિટીશ સરકારે કર્યો છે તે કારણથી, તું મારાં કડછી–તવેથા ને બીજાં વાસણોનો શસ્ત્રાસ્ત્ર તરીકે ઉપયોગ કરી તેમને હમેશનાં ઉપયોગ માટે નિરર્થક કરી મુકે છે, તે કોઇપણ રીતે વાજબી નથી. પ્રતિસ્પર્ધી સામે તું પથરા ફેંકે, પટ ફેંકે કે મોટી શીલા ફેંકે તેમાં મારે કંઇ કહેવાનું નથી. પણ તું જ્યારે તને માજવા આપેલાં મારાં વાસણો ફેંકવા માંડે છે, ત્યારે એ દશ્ય જોઇને ઘડીભર મારૂં હૃદય બાટકી જાય છે.

મારા માનસ ગુણાવગુણો ખાસ કરીને અવગુણો મારી રહેણીકરણી ને મારાં સ્નેહી સંબંધીઓ એ સર્વનું ઝીણવટ ભર્યું ને ઊંડું પૃથક્કરણ કરી તે વિષે



" મારા મિત્રો આગળ ચહાના પ્યાલા ને બીજાં વાસણો માંજવાનું શુદ્ર કાર્ય મારે કરવું પડે છે "

જાહેરમાં અહેવાલ રજૂ કરવા મેં તને રોક્યો નથી. "શેઠ ખાય છે બહુ ઓછું ને જીવે છે બહુ વધારે !" એમ મારા સંબંધી બધા પાડોશીઓને કહી આવવાની તારે કંઇ પણ જરૂર નહોતી.

અમને અઠવાડિયામાં એકજ દિવસ રજાનો મળે છે; ઇશ્વરે પણ એકજ દિવસ આરામ લીધો હતો; પણ તું દર અઠવાડિયે ઓછામાં ઓછા બે દિવસ તારી મેળેજ તને રજા આપે છે. અને એ પણ હું કદાચિત્ ચલાવી લઉં, પણ કયા દિવસ તે તું નક્કી કરે છે એ સામે મારે સખ્ત વાંધો છે. જ્યારે મારે ખાસ કામ હોય કે મેં ઘેર મિત્રોને જમવા બોલાવ્યા હોય, ત્યારેજ તું નથી આવતો, એ કાંઇ આકસ્મિક હોય એમ માનવા હું તૈયાર નથી. મારા મિત્રો આગળ ચહાના પ્યાલા ને બીજાં હું હજો પડું, એ તારો ઉદ્દેશ હું ચોક્કસ કળી ગયું છું

પણ આ બધા કરતાં તું ચકલો ન જતો માસ્તર,

વકીલ, કારકુન વગેરે બધા ધંધાના ક્ષેત્રોમાં હવે કોઇને માટે જગા રહી નથી, 'તું નહિ, તો તારો બાપ બીજો!' એમ સહેલાઇથી અસીલો વકીલને; હેડમાસ્ટર અથવા શાળાના સંચાલક માસ્તરને, શેઠ કારકુનને કહી શકે છે. ઘાટીને કોઇ એમ કહી શકતું નથી. કારણ કે એક ઘાટી જતાં તેની જગાએ બીજો મળવો મુશ્કેલ છે. અને કદાચ બીજો મળે તોયે તે સ્થિર થઇને તો નહિજ રહે. મારા એક ઓળખીતાને ત્યાં એક મહિનામાં ૨૮ ઘાટી બદલાયા હતા. ૩૦ નહિ ને ૨૮ જ તેનું કારણ એટલું જ કે તે ફેબ્રુઆરી માસ હતો. એક જાણીતા પત્રના તંત્રીઓ સિવાય આટલા થોડા વખતમાં એક જગાએ આટલા બધા માણસો આવ્યા હોય એ હું જાણતો નથી. આ કારણથી હું ઘાટીને કોઇ પણ રીતે નારાજ કરવા માંગતો નથી.

ઘાટી અને શેઠની ફરજ એક જ વાક્યમાં સમજાવવી હોય તો કહી શકાય, કે શેઠની ફરજ એ છે ઘાટીને કદી નારાજ ન કરવો, ને ઘાટીની ફરજ એ છે કે શેઠને હંમેશ નારાજ રાખવો.





# મારી નોંધ પોથી

લેખક: રા. ગુપ્તા



૧ : ૩ ૩૧

આજે પેલા પ્રખ્યાત સાહિત્ય સમ્રાટને મળ્યો એ મને મળ્યા એમને મળવાથી મને આનંદ થયો એમ મેં કહ્યું પણ મને મળવાથી અધિક આનંદ એમને થયો એમ એ કહેતા હતા. સાહિત્ય સમ્રાટ! જેટલી ઝડપથી એમની કલ્પના દોડે છે એટલી ઝડપથી એમના હાથ દોડતા નથી એમ તેઓ માને છે અને કલ્પનાની ગતિને પહોંચી વળવા એ અન્ય હાથોની અને ટુંકાક્ષરીની સહાય લે છે એમ પણ કહે છે

સમ્રાટ થવાની ઉમેદવારી તો મે પણ નોંધાવી છે એ કોઈ કદાચ નહીં જાણતું હોય સમ્રાટ થાઉં ત્યારે અપહરણનો આરોપ ન આવે અને ન થાઉં ત્યારે આવા આવા મનોરથો સેવી—એની સિદ્ધિ પાછળ જીવન ગુમાવ્યું એ કોઈ પણ જાણે—મારા મરણ પછી પ્રસિદ્ધ થનાર આ પોથીના વાચકો વાંચે—એથી આજેજ એનો ઉલ્લેખ કરું છું અને સમ્રાટ થવા માટે ઘણી વખત એ લેખ લખાવે છે તેમ હું મારા પીકાની બાને લખાવવા પ્રયત્ન કરું છું

મારા આ પ્રયત્નો સફળતાને પામતા નથી. પણ દરેક નિષ્ફળતા એ સફળતાનું પગથિયું છે એ સૂત્ર શું નકામું છે?

આજે સમ્રાટને જોઈને મને મારાં સહચારિણીને લખાવવાનું મન થયું. લેખ લખાવવા હું બેઠો તેણે પીકાને રેલ્વે પર સુવાડી લખવાની તૈયારી કરી.

હું બોલ્યો સામેથી પીકાએ ચીસ પાડી પીકાની બા પમ્મા કરતી ઉભી થઈ ગઈ મારી સતેજ કલ્પના ઉત્તેજીત થઈ હતી. એની લગામ ખેંચી રહે તેમ ન હોતી આવેશમાં સામાન્ય મનુષ્યનાં દોષવાક્યો બોલી ગયો અને સાહિત્યમય સાક્ષરી ભાષામાં સમ્રાટને પગલે પાદપૂર્તિઓ પૂરતો હોઉં તેમ અપાનક રસથી ભરપુર સાભિનય કાવ્ય લખાતું રહ્યું પણ મારા અત્યંત આશ્ચર્ય વચ્ચે પીકાની બાને અશ્રુ સારતી જોઈ મારો ક્રોધભાવ ભાગી જઈ પ્રેમભાવમાં પરિણત થવા લાગ્યો. લખાવવામાં આ પહેલી નિષ્ફળતા મળી.

× × ×

મ્હને એમ ફાવતું નથી મેં મારા મિત્ર રા. શાસ્ત્રીને કહ્યું. દુનીઆની અનેક વસ્તુઓને જોઈને આરામ લેવા માગતી મારી આંખે કાગળ સામે જોવાની અથવા જોતી વેળા ઉઘાડી રહેવાની ના પાડી નોંધ પોથીનો વ્યસન થઈ ગએલો હોવાથી કંઈપણ લખવું જ જોઈએ અને આખનું બહાનું નહિ જ ચાલે એવી 'સર્વાંનું સાહિત્ય' ના અધિપતિ રા. સાહીકની આજ્ઞા' સાંભળી મેં મજાકમાં કહ્યું 'કોઈ લખે તો લખાવું ખરો." લખાવવાનો આ મારો બીજો પ્રયત્ન હતો.

પાસે બેઠેલા રા. શાસ્ત્રી તરત "ચાલો લખું" કહી રા, સાહીકને એમની ખુરસી પરથી ઉઠાડી પોતે બેઠા.

ઓફીસમાં બેઠેલા માણસો તરફ થોડી વાર મેં જોયા કીધું, વીલે મોઢે હસવાનો પ્રયત્ન કર્યો અને છેવટે એક નજરે સ્હામે જોઇ રહેલા ડૉ. શાસ્ત્રીને કહ્યું:–' મને એ ફાવતું નથી '

* * *

" જરાક જોઈ લ્યો હો " એમ કહી ચિત્રામણ તરફ નજર કરી ' સરસ છે ' કહીને પાછાં સુધી દીધાં પણ આટલી તૈયારી છતાં લખાવવાનું કંઇ સુઝયું નહિ.

અત્યાર સુધી હું એમ માનતો હતો કે લખવા કરતાં લખાવવુ ઘણું સહેલુ છે. પણ ખાવા કરતાં ખવડાવવું અઘરૂં છે, લેવા કરતાં આપવું અઘરૂં છે તેટલું જ અઘરૂં લખવા કરતાં લખાવવુ પણ છે. એક જાણીતા હાસ્ય રસિક લેખક તેમ જ એક જાણીતા વાર્તા લેખક લખાવે છે અને સારૂં લખાવે છે પણ મારામાં એ શકિત નથી. એમ મને હમણાં સમજાય છે હું તો એકવાર લખુ તેને છેકી નાખું, ફરી પાછું છેકેલું અને છેકેલું જ લખું તેને પાછો છેકી નાખું ત્યારે જ મ્હને ચેન પડે.

એક બીલાડીએ અનેક ઠેકાણે ભમી આવીને મારા ઘરમાં કબાટ હેઠળની જગા પોતાના બચ્ચા માટે પસંદ કરી. બચ્ચુ અનેક રીતે પજવતું ' બચ્ચા ની મા ' પણ પજવવામાં બાકી રાખતી નહિ પણ તે આડકથા વિષે વિચાર નહિ કરૂં એ બચ્ચુ જરાક મોટું થયું અને ખોરાકની શોધમાં તેણે ભમવા માંડયુ. મારા ફાટી ગએલા જોડાને ઉંદર સમજી તેના પર તે વારંવાર તરાપ મારતું. ચામડાના કટકા કર્યા પછી પણ તેને ઝંપ વળતો નહિ. કટકાના અણુ અને પરમાણુ કરીને પછી એમાંથી કેટલા ભાગ પડી શકે તે જોવા એ પ્રયત્ન કરતું. દાંતથી કરડતું, પંજેથી નહોર મારતું અને પછી જરા વિશ્રાન્તિ લેતું. એકાદ બે પળ રહીને વળી પાછું એ કટકા ઉપર તરાપ મારતું. વળી પાછું આરામ લેતું અને પાછું આમજ પ્રવૃત્ત થતું.

મારા પાડોસીનો નાનો છોકરો ગેંગુ ( ધ્વનિ ઉપરથી એ નામ અમે એને આપ્યું છે, તે ) મારે ત્યાં એ બીલાડીના બચ્ચા સાથે રમવા આવતો. એ બચ્ચાને એ પકડતો, ચુંથતો. તેની આંખમાં આંગળા ઘોંચતો, તેથી પુંછડી હલાવતો હતો. બચ્ચું સામા થવાના પ્રયત્ન કરી થાકી ને પડી રહેતું. ગેંગુ થોડી વાર તેને સતાવીને શાન્ત પડતો. બીજે નજર ફેરવતો અને પાછો તેને સતાવવા મંડી પડતો.

નોંધ પોથી લખતી વેળા મ્હારી દશા આ બીલાડીના બચ્ચા અથવા ગેંગુ જેવી થાય છે. હું એક વિચારને પકડું છું તેને શબ્દમા મુકું છું અને છેકી નાખું છુ બીજો વિચાર શબ્દમાં મુકવા પ્રયત્ન કરૂં છુ પણ આખરે એના એજ વિચારને એના એજ છેકેલા વાક્યને ફરી લખું છુ, આમ કલમના અનેક ઘા ખમેલી મ્હારી નોંધપોથી રણ સંગ્રામના અનેક ઘાથી શોભતા રાણા સંગ સમી બની જાય છે અને તેથી જ આ પત્રમાં સંપાદકની નોંધ હેઠળ મણ સમયે પણ નોંધવાનું એને સદ્‌ભાગ્ય મળ્યું હતું.

છાપી લખ્યા હોય એવા અક્ષરો વાળા લેખો અને પત્રો મ્હેં જોયા છે. મ્હેં પણ કવચિત્ એવા પત્રો લખ્યા છે. પણ માણસના કોઈ પણ લખાણમાં છેકા છેક ન હોય એ માણસ ચોક્કસ ગમે તેવો હશે પરંતુ તેના વિચાર ખાબોચિયામાં બંધાઇ રહેલા પાણીના જેવાજ તો નહિ જ હોય ! એમ મને સંદેહ રહે છે.

કોલેજમાંથી મ્હારા મિત્ર સાથે પાછા આવતા છૂટા પડતી વેળા એ મિત્ર હંમેશ મને ચા પીવાનો આગ્રહ કરતા. હંમેશ હું ના કહેતો. એ આગ્રહ ન-

કરતાં હું વધારે ના કહેતો અને આખરે એમની સાથે ચા પીવા જતો.

આ ઉપરથી એજ મિત્રે મ્હારામાં વિચારની દ્રઢતા નથી એવો અભિપ્રાય ચાના પ્યાલાની સાથે આપ્યો.

આ અભિપ્રાય કંઈક અંશે વજૂદ વાળો છે એવી મ્હારી ખાત્રી દિવસે દિવસે થતી જાય છે. હું કોઈ પણ વિચાર કરીને તેને ફેરવ્યા વગર રહી શકતો નથી. ઘેરથી રા રાશીકને મળવા માટે હું નીકળું છું, શરૂઆતમાં જ બસસ્ટેન્ડ આગળ હું થોભું છું. દૂરથી બસને આવતી જોઇ ચાલતા જવું ઠીક પડશે એમ ધારી ચાલવા માંડું છું. બસ સ્ટેન્ડ આગળઆવીને થોભે છે અને હું મ્હારો વિચાર અને દિશા ફેરવું છું. દિશા ફેરવી બસ પકડવા પાછો ફરું છું. પણ સમયસરતી મરણ અને સમ માફક બસ કોઇને માટે થોભતી નથી, હું નિરાશ થઈને



સામાન્ય મનુષ્યની કોધ વાક્યો વીણી ગયો અને સાહિત્યમય, સાક્ષરી ભાષામાં, સમ્રાટને પગલે પગલે પાદપૂર્તિઓ પુરતો હોઉં તેમ ભયાનક રસથી ભરપુર સાભિનય કાવ્ય સર્જવી રહ્યો

દુરેલે ટહીપે મ્હારા પગ રસ્તાની મુસાફરી ફરી આરંભુ છું. ટ્રામ આવતા, વિચાર કરીશ તો તે ફેરવાઈ જશે એવા ભયથી વિચાર કર્યા વગર જ ટ્રામમાં ચઢી બેસું છું. કંડક્ટર આનો માગે કે વે પ્હેલો ઉતરી પડાય તો સારું એમ ધરી દરવાજા આગળ આવીને ઉભો રહું છું અને કંડક્ટરને આનો આપીને ટીકીટ લઇને બહુ આગળ વધ્યા પહેલાં જ ટ્રામમાંથી ઉતરી પડું છું. અને ફરી પગ રસ્તાની મુસાફરી

ચરૂ કરું છું.

અર્ધે રસ્તે વિચાર આવે છે કે રા. સાહેબને તો કાલે મળીશ. આજે જરા પીટીટ લાઈબ્રેરીમાં જઈ આવું. વળી કંઈક ભાગે વચમાં કંઈક ભાગે ટ્રામમાં અને મોટે ભાગે પગે મુસાફરી કરી પીટીટ લાઇબ્રેરીના દરવાજા આગળ આવી પહોંચું છું. સામેની રેસ્ટોરામાંથી ચાની સુગંધ મ્હને આકર્ષે છે અને એ સુગંધ પ્રેર્યો હું ત્યાં દોરાઉં છું. મારી માફક દોરાઈ આવેલો કોઈક મિત્ર મળી જાય છે તેની જોડે ક્યાં તો મારે ઘેર કે તેને ઘેર હું જાઉં છું અને દિવસ આમ પુરો થાય છે. બીજે દિવસે પાછું આવું ને આવુંજ કંઈ થાય છે અને વિચાર કર્યા પછી લગભગ દસેક દિવસે અકસ્માતથી રા. સાહેબ મ્હને મળી જાય છે.

આ પ્રમાણે મારા વિચારોમાં સ્થિરતા નથી હોતી, એકરૂપતા નથી એમ બીજાઓની માફક હું પણ સમજી શકું છું. પણ તેથી વિચાર કરવાની મ્હારી અયોગ્યતા સિદ્ધ થતી નથી જેમ ઘડીઆળ ફરતી હોય તોજ તે સારી ઘડીઆળની ગણતરીમાં આવે તેમ વિચારો પણ બદલાતા હોય તોજ તેમાં વિચારનું ખરેખરૂ તત્વ રહેલું સમજાય. માણસને નિશ્ચય કરવાનોજ હક માત્ર નથી પણ નિશ્ચયો ફેરવવાનો પણ હક છે એ સહેલાઈથી સિદ્ધ કરી શકાય. જો માણસ પોતાના નિશ્ચય ન ફેરવતો હોય તો તે માણસ પારકાના ફેરવતો હશે પણ મનુષ્યજીવન કોઈના ને કોઈના નિશ્ચયો ફેરવવા માટેજ આપણને બક્ષવામાં આવ્યું છે.

આ પ્રમાણે નિશ્ચયો જો ફેરવી શકાય તો વાક્યો શા માટે ન ફેરવી શકાય? વાક્યો ફેરવતી વેળા છેકાછેક થાય તે સ્વાભાવિક છે અને આ મહા નિયમને અનુસરીને મારી નોંધપોથીમાં હું છેકાછેક કરી મુકું છું આથી 'સર્જાતું સાહિત્ય'ના સંપાદકની ટીકા સત્ય હોવા છતાં મારી આબરૂને કોઈપણ હાનિ નહિ કરે એવી મારી ખાત્રી છે.

પણ આ વાત લંબાઈ કરતાં પહોળાઈમાં પુષ્કળ વધી ગયેલી છોકરીને પહેલીવાર જોઇને તેના મામાએ કહ્યું તેમ "આડી ફાટી." મારો મુદ્દો મને લખાવતાં ફાવતું નથી એમ સિદ્ધ કરવાનો હતો પણ આટલું લખાવ્યા પછી તેમાં એક જુદી જાતનો આનંદ છે તે હું જોઈ શકું છું. પોતે બેસી રહી ને સામા માણસને મહેનત આપવી એ મનુષ્ય સ્વભાવનો સાહજિક આનંદ છે હું નિરતિ મોજથી લખાવ્યે જઉં અને રા. શાસ્ત્રી કાગળ પરથી પેન્સીલ પણ ઉચકવા ન પામે એ જોઇ મારૂં હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે. હું માનું છું કે આ આનન્દ બહુ દિવ્ય પ્રકારનો નથી પણ મજુરોને કામ કરતા જોઇને મીલ માલિકને "હર્ષ થાય" છે; માસ્તરોને ધોટા તોડતા અને ટેબલ અફાળતા જોઈ હેડ માસ્તરને સંતોષ થાય છે; અધિપતિને અર્ધા ગુદરમાં બોળાઇને કાતરના ચોટી અપેક્ષા એ પાનાં ઓવડે :કટિંગ્ઝ કાપવાનો પ્રયત્ન કરતો જોઈ પત્રના માલિકને આનંદ થાય છે; પાડોશીને ત્યાં તેના મામાજીની ફોઇની દીકરીનું સીમન્ત માણી આવીને આવેલી પત્નીને પતિને છોકરાઓને ચિંટિયો નાખતો જોઈ મઝા આવે છે, તેવોજ અનેરો આનંદ મ્હને પણ અત્યારે આવી રહ્યો છે અને આવોજ આનંદ ઇશ્વરને પણ પેટને માટે માણસને કાંઇ મારતાં જોઈ અથવા ધર્મને નામે એક બીજાનાં ગળાં કાપતાં જોઇ આવતો હશે પણ હવે આપણે વાતમાં ને વાતમાં ઇશ્વર સુધી પહોંચી ગયા એટલે આટલેથીજ બસ.

શરૂ કરું છું.

અર્ધે રસ્તે વિચાર આવે છે કે રા. સાદીકને તો કાલે મલીશ. આજે જરા પીટીટ લાઈબ્રેરીમાં જઈ આવું. વળી કંઈક ભાગે વ્યમાં કંઈક ભાગે ટ્રામમાં અને મોટે ભાગે પગે મુસાફરી કરી પીટીટ લાયબ્રેરીના દરવાજા આગળ આવી પહોંચુ છું. સામેની રેસ્ટોરાંમાંથી ચાની સુગંધ મ્હને આકર્ષે છે અને એ સુગંધ પ્રેર્યો હું ત્યાં દોરાઉં છું. મારી માફક દોરાઈ આવેલો કોઈક મિત્ર મળી જાય છે તેની જોડે ક્યાં તો મારે ઘેર કે તેને ઘેર હું જાઉં છું અને દિવસ આમ પુરો થાય છે. બીજે દિવસે પાછું આવું ને આવુજ કંઈ થાય છે અને વિચાર કર્યા પછી લગભગ દસેક દિવસે અકસ્માતથી રા. સાદીક મ્હને મળી જાય છે.

આ પ્રમાણે મારા વિચારોમા સ્થિરતા નથી દ્દઢતા નથી, એકરૂપતા નથી એમ બીજાઓની માફક હું પણ સમજી શકુ છું પણ તેથી વિચાર કરવાની મ્હારી અયોગ્યતા સિદ્ધ થતી નથી જેમ ઘડીઆળ ફરતી હોય તોજ તે સારી ઘડીઆળની ગણતરીમાં આવે તેમ વિચારો પણ બદલાતા હોય તોજ તેમાં વિચારનું ખરેખર તત્વ રહેલું સમજાય. માણસને નિશ્ચય કરવાનોજ હક માત્ર નથી પણ નિશ્ચયો ફેરવવાનો પણ હક છે એ સહેલાઈથી સિદ્ધ કરી શકાય. જો માણસ પોતાના નિશ્ચય ન ફેરવતો હોય તો તે માણસ પારકાના ફેરવતો હશે પણ મનુષ્યજીવન કોઈના ને કોઈના નિશ્ચયો ફેરવવા માટેજ આપણને બક્ષવામાં આવ્યું છે.

આ પ્રમાણે નિશ્ચયો જો ફેરવી શકાય તો વાક્યો શા માટે ન ફેરવી શકાય? વાક્યો ફેરવતી વેળા છેકાછેક થાય તે સ્વાભાવિક છે. અને આ મહા નિયમને અનુસરીને મારી નોંધપોથીમાં હું છેકાછેક કરી મુકું છું આથી 'સજીવું સાહિત્ય'ના સંપાદકની ટીકા સત્ય હોવા છતાં મારી આબરૂને કોઈપણ હાનિ નહિ કરે એવી મારી ખાત્રી છે.

પણ આ વાત લંબાઈ કરતાં પહોળાઈમાં પુષ્કળ વધી ગયેલી છોકરીને પહેલીવાર જોઈને તેના મામાએ કહ્યું તેમ "આડી ફાટી." મારો મુદ્દો મને લખાવતાં ફાવતું નથી એમ સિદ્ધ કરવાનો હતો પણ આટલું લખાવ્યા પછી તેમાં એક જુદી જાતનો આનંદ છે તે હું જોઈ શકું છું પોતે બેસી રહી ને સામા માણસને મહેનત આપવી એ મનુષ્ય સ્વભાવનો સાહજિક આનંદ છે હું નિરતિ મોજથી લખાવ્યે જઉં અને રા. શાસ્ત્રી કાગળ પરથી પેન્સીલ પણ ઉંચકવા ન પામે એ જોઇ મારૂં હૃદય હર્ષથી છલકાઈ જાય છે. હું માનું છું કે આ આનન્દ બહુ દિવ્ય પ્રકારનો નથી પણ મજુરોને કામ કરતા જોઈને મીલ માલિકને હર્ષ થાય છે; માસ્તરોને ઘાંટા તોડતા અને ટેબલ અફાળતા જોઈ હેડ માસ્તરને સંતોષ થાય છે; અધિપતિને અર્ધા ગુદરમાં બોળાઇને કાતરના ચોટી ગયેલા બે પાનાં ઓવડે :કટિંગ્ઝ કાપવાનો પ્રયત્ન કરતો જોઈ પત્રના માલિકને આનંદ થાય છે; પારશીને ત્યાં તેના મામાજીની ફોઇની દીકરીનું સીમન્ત માણી આવીને આવેલી પત્નીને પતિને છોકરાઓને હિચકો નાખતો જોઈ મજા આવે છે, તેવોજ અનેરો આનંદ મ્હને પણ અત્યારે આવી રહ્યો છે અને આવોજ આનંદ ઇશ્વરને પણ પેટને માટે માણસને ફાંફાં મારતાં જોઈ અથવા ધર્મને નામે એક બીજાનાં ગળાં કાપતા જોઇ આવતો હશે પણ હવે આપણે વાતમાં ને વાતમાં ઇશ્વર સુધી પહોંચી ગયા એટલે આટલેથીજ બસ.



# હિંદી ચિત્રકલા

[ જીવનપર તેની અસર ]

લેખક :

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

રવિવર્માનાં ઘણાં ચિત્રો મને ગમતાં. શકુંતલા પત્રલેખન અને કાદમ્બરી, દમયંતિ અને હંસ, સરસ્વતિ અને લક્ષ્મિ ઇત્યાદિ ખુબ લોકપ્રિય થયાં હતાં. પરન્તુ મારી ૨૦ વર્ષની ઉમરે હું પહેલ વહેલો વડોદરે ગયો ત્યારે મહારાજાના મહેલમાં "પૃથ્વીમાં સમાઇ જતી સીતા"નું રવિવર્માનું મૂળ ચિત્ર જોયું અને હું અત્યંત મુગ્ધ થયો હતો. એ ચિત્ર મને દિવસ અને રાત આંખ પાસે ફર્યા કરતું અને સીવીલ હોસ્પીટલની પાછળ એક રામજી મંદિર છે તેની ભીંત ઉપર એ જ ચિત્રની નકલ કોઇ ચીતારાએ કરી હતી તે જોવા હું ઘણી વખત એ રસ્તે જતો હતો. એ ચિત્ર બહું કરુણ રસિક હતું. એમાંના રામ અને લક્ષ્મણની મૂર્તિઓ જીંદગીમાં પહેલીજ વાર મારા આદરને પાત્ર થઇ શકી અને દુર્યોધન પાસે વિષ્ટિ કરવા ગયેલા રવિવર્માના ચિત્રમાંના "કૃષ્ણ" પણ મને પસંદ પડયા. મુગ્ધ થએલી રાધાના કૃષ્ણ પણ એમના બાળસ્વરૂપમાં મને ગમ્યા હતા.

વળી એજ વખતે મીસીસ બીસેન્ટના રામચંદ્ર અને મહાભારત હું વાંચી ગયો હતો (Story of the Greek war, Ramchandra an Ideal king) એમણે પણ મારા જીવનમાં પહેલી જ વાર રામ અને કૃષ્ણને માટે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરાવી હતી અને એ વાંચ્યા પછી જે અલ્પ માનસિક ચિત્રો રામ અને કૃષ્ણનાં હું કલ્પી ચૂક્યો હતો તેને સુરેખ કરી આપવાનું ઉપકાર કાર્ય રવિવર્માએ કર્યું.

ત્યાર પછી કાર્ડસ પર રંગીન અને સાદા રવિવર્માનાં ચિત્રો જ્યાં જ્યાંથી મને મળ્યાં ત્યાંથી લેતો અને સંગ્રહ કરતો હતો.

ઇ. સ. ૧૯૦૦ કે એ અરસામાં સ્વ. માધવલાલ હરીલાલ દેસાઇના પ્રયાસથી એક કેળવણી પરિષદ પ્રેમાભાઇ હોલમાં ભરવામાં આવી હતી. તે વખતે સ્વ. મગનલાલ ચિત્રકાર ટ્રેનીંગ કોલેજમાં છેલ્લા વર્ષમાં હતા. એમણે કાળા પાટીયા પર ચાકથી "દમયંતિ ને અજગર" ચિત્યું હતું. એવા સાદા ચિત્રે પણ મારા મન પર બહુ અસર કરી હતી.

પાંચેક વર્ષ પછી મ્હેં દવાખાનું નાખ્યું અને સ્વદેશ ક્રાંતિને માટે જે જલસા અમારા મિત્ર મંડળે શરુ કર્યા હતા તેમાં સંગીત શાસ્ત્રી નવેની સૂચનાથી હિંદદેવીની એક તસ્વીર તૈયાર કરાવવાનું હતું. મારા મિત્ર હીરપાચાકર પટીન આ મગનલાલ લીલાધરને ઓળખતા હતા. એમની પાસે એમણે "હિંદદેવી"નું ચિત્ર બનાવરાવ્યું અને રવિવર્મા પ્રેસમાં છપાવ્યું. એ ચિત્ર આખા હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ થયું અને દેશસેવીઓમાંથી પ્રજાજનોના મન ઉપર એક ભારતમાતાની ભક્તિ વધારવાનું અપૂર્વ કાર્ય સાધવામાં એ ચિત્રે પણ યથાશક્તિ મદદ કરી હતી.

પછી ચિત્રોમાં મને રસ પડતો હતો અને જ્યાં કંઇ સારૂં ચિત્ર જોવામાં આવે ત્યાં હું એનાં વખાણ કરવા બેસી જતો. લક્ષ્મિવિલાસવાળા શ્રીયુત આશાભાઈ સાથે મારે મૈત્રિ થઇ અને એમણે પછી સ્વ. મગનલાલ લીલાધર સાથે મારી પીછાન કરાવી. એ મને મગનલાલને ઘેર વારંવાર લઈ જતા ને મગનલાલનાં બીજાં ચિત્રો એમણે મ્હને બતાવ્યાં. "રાણકદેવી ને સિદ્ધરાજ" "દમયંતી અને અજગર" "વણ નોતર્યાં મહેમાનો" "ચેલૈયો" અને "પિતૃભક્ત શ્રવણ" તથા "હિન્દ દેવી" ની મૂળ નકલ એ ૭ ચિત્રો સ્વ. મગનલાલે ધીમે ધીમે તૈયાર કર્યાં હતાં.

જ્યારે જ્યારે સ્વ. મગનલાલભાઇને ઘેર જઇએ ત્યારે કલાકોના કલાકો પ્રેમોટી થતા. એ પોતાની ચાખનો અને ચિત્રો તૈયાર કરતા પડતી અગવડોની વાતો કરતા; ગ્રામોફોનમાં પોતાના ચિત્રોના વિષયનાં ગીતો સંભળાવવાના અને પોતે પોતાના વિનોદ અથવા કેળવણીને માટે એકઠી કરેલી નોંધો, ચિત્રોની નકલો, ચિત્રકારોનાં જીવન વગેરે બતાવતા. જગતમાં ચિત્રકારોની થતી કદર અને કેટલાંક મહાન ચિત્રોનાં વર્ણન એ કરતા અને મને અને મારી મારફત ગુજરાતને એ, અરસિકતા સારૂ અને કલાકારો તરફ બતલાવાતું દુર્લક્ષ્ય એને માટે મીઠા ઠપકા આપતા હતા.

લોકોમાં કલા અને ચિત્રો તરફ આદર વધે એને માટે મેં ત્યાર પછી કેટલાક પ્રયત્નો કર્યા. સાહિત્ય અને ઇતિહાસ એ સુરુચિ ખીલવાય. એ મારો અનુભવ હતો. અને શિલ્પકળાની અસર મારા હૃદય પર ઘણી થતી. અને કલાદ્વારા પરમાત્માના આનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે એટલે સુધીની એની શક્તિ હું સમજ્યો હતો. જીવનની ક્ષુદ્રતાઓ, મલિનતાઓ અને ગંદકીની બહાર તો સાહિત્ય, સંગીત અને કલા મનુષ્યોને જરૂર લઇ જાય છે એની મને ખાત્રી હતી. અમદાવાદ કલાવિહીન હતું. ગુજરાત બીજા પ્રાંતોની સરખામણીમાં જડ લાગતું હતું. ચિત્રકાર મગનલાલને ઘેર જ્યારે જ્યારે હું જતો ત્યારે કોઈ મહાન પ્રસંગ મારા જીવનમાં બનતો હોય એમ એમનાં ચિત્રો જોઇને અને એમની પાસેના નમુના જોઈને મને થતું.

સ્વ. મણીલાલ નભુભાઇને ઘેર હું એક વખત ગયો હતો. "વિશ્વામિત્ર અને મેનકા"નું ચિત્ર એમણે મઢાવીને પોતાના અભ્યાસગૃહમાં રાખ્યું હતું. એ ચિત્ર પર શ્રીયુત ધીરજલાલ કેશવલાલનું એક કાવ્ય પણ રા. બા. રમણભાઈના "જ્ઞાનસુધા"મા પ્રસિદ્ધ થયું હતું. એ ચિત્રે અને પેલા કાવ્યે મારા મન પર ઘણી અસર કરી હતી. કાવ્યમાં એ પ્રસંગનું વર્ણન કરતા શ્રી. ધીરજલાલે લખ્યું હતું કે—

"રમણીયપણું સઘળે ઉભરું
શું ખીલંત હસંત વસંત ઋતુ"

શરૂઆત એ રીતે કરીને બહુ સુન્દર કવિતામાં એ આખો વિષય વર્ણવ્યો હતો. ત્યાર પછી એમણે કવિતા લખવી રહેવા દીધી એ દીલગીરીની વાત છે. તે ગમે તેમ હો પણ એમનું એ કાવ્ય તો જરૂર "કાવ્ય સમુચ્ચય" જેવા કાવ્ય સંગ્રહમાં બને તો ચિત્ર સાથે પ્રસિદ્ધ કરવા યોગ્ય છે. નડિયાદ હું સ્વ. મણીલાલ નભુભાઇને ત્યા ગયો ત્યારે એમના નાના ભાઇ સ્વ. બાલકલાલ નભુભાઈએ મણીભાઇને એ ચિત્ર કેટલું બધુ પ્રિય હતું એ વિષે મને વાત કરી હતી.

એક દુકાને પછી મેં "શાક રંભા"નું ચિત્ર પણ જોયું અને એની અસર પણ નૈતિક જીવન પર પહેલાના જેવી જ થતી હતી એમ મ્હેં અનુભવ્યું.

એકમાં કામ વાસનાથી વિશ્વામિત્ર જેવા ઋષિ ફસાઈ પડેલો હતો અને મુખ છુપાવતો હતો. પશ્ચાતાપની એ શરૂઆત હતી. શ્રીયુત ધીરજલાલ એમનો પશ્ચાતાપ વર્ણવતાં લખે છે કે "વિશ્વામિત્ર નવું બ્રહ્માંડ રચે એટલી શક્તિ મેળવી ચૂક્યા હતા. તપ વડે ક્ષત્રિયમાંથી એ બ્રાહ્મણપદને પામ્યા હતા અને છતાં ધીક્કાર છે મનુષ્યની નબળાઈને કે કામ વાસનાને એ જીતી શકવા સમર્થ નથી "

"શુક રંભા" માં બાળયોગી શુક, રંભાનાં નૃત્ય કે હાવભાવથી લોભાતો નથી એનું સુન્દર ચિત્ર છે. એ તો અડગ, અલ્પ પલાંઠી વાળીને બેઠો છે. રંભાને એ સાત્વિક, નિશ્ચય અને સાચા વીર પાસેથી પાછું જવું પડે છે. પુરાણ સાહિત્યમાં આવા દાખલા અપવાદરૂપ જ હશે. કોઈ નાટક કે નવલકથામાં એક ઉત્તમ અને બીજું અધમ દૃષ્ટાંત રજુ કરી કોઈ નીતિનો બોધ કરવાની કલામય યોજના હોય એવાં "વિશ્વામિત્ર અને મેનકા" તથા "શુક અને રંભા" મને તે દિવસોમાં ચક્ષુ પડયાં હતાં.

રવિવર્માનું વિશ્વામિત્ર મેનકાનું એક બીજું પણ ચિત્ર છે. એ ભાવનગર દરબાર ગૃહમાંથી બહાર કઢાવી બાપુ રાવળે, નવું કર્યું છે. એ સરસ છે.

દક્ષિણામૂર્તિ ભુવન માટે એમણે એક ચિત્ર આપ્યું છે તે છેક જ હજી અને રવિવર્મા સંપ્રદાયમાં રાવળ હતા તે સમયનું છે. હું એમની સાથે ભાવનગર ગયો ત્યારે દક્ષિણામૂર્તિ ભવનમાં એ મ્હેં પહેલી વાર જોયું અને ત્યારથીજ ગુજરાતનાં ભાગ્ય શ્રીયુત રાવળના હાથથી ઉઘડી શકશે એવી મ્હેં આગાહી કરી હતી. પછી તો શ્રીયુત રાવળમાં ઘણા ફેરફાર થયા. રાજમહેન્દ્રના રામરાવ એમના સહાધ્યાયી હતા. પરંતુ રાવળની ગ્રહણતાને લીધે એ રામરાવ પાસેથી ખુબ સારો અસરો પામ્યા. બેંગોલ સંપ્રદાય એમણે જોયો અને એમાંથી તત્વ પકડ્યું. હિમાલય તથા દીલ્હી આગ્રા અને ઉદયપુર જોયાં અને દેશની શિલ્પકળા, સૃષ્ટિ-સૌન્દર્ય તથા મૂર્તિઓ અને જીવનમાં હજી જણાતી રસિકતાનાં પ્રત્યક્ષ દર્શને એમની ચિત્રકલા પર ખુબ અસર કરી. ચીફ ઓફ ઈચલકરંજી સાથે એ અજંટા ગયા અને અજંટાની પરંપરાથી હિન્દભરમાં શિલ્પ અને ચિત્રકારોએ જે અસરો મેળવી છે તેની એકતાથી એ ખુશ થયા.

હાલમાં રાવળનાં મુગ્ધ વલણોમાં ઘણો ફેર થયો છે અને જુદા જુદા વિદ્યાર્થીઓને એમનાં કુદરતી વલણો પ્રમાણે વેગ આપી એ નૈસર્ગિક સર્જનો કરાવવા મથી રહ્યા છે પોતે પડદા પાછળ રહી નવા નવા વિદ્યાર્થીઓને છુપી પ્રેરણા આપે છે. યશની એને દરકાર નથી. ગુજરાતમાં પોતાનું વ્યક્તિત્વ કલા ક્ષેત્રમાં ખીલે એ જ જોવાની એમની મહત્વાકાંક્ષા છે.

"બીબીઝ એન્યુઅલ" મને પહેલું કોણે બતાવ્યું એ મને અત્યારે સાંભરતું નથી. પણ એમાંથી ઘણાં ઉત્તમ ચિત્રો, મ્હેં જોયાં હતાં અને એના ઉપર એના વિદ્વાન તંત્રીની નોંધોએ તો હદ કરી હતી. એથી તો સુંદર અને હલકાં ચિત્રો સમજતાં મને આવડયાં. ઉત્તમ ચિત્રોમાંથી આનંદ અને બોધ લેતા હું શીખ્યો અને જેમ સાહિત્ય જગતમાં દેશકાળનો બાધ નથી તેમજ કલાના ક્ષેત્રમાં પણ જુદા જુદા મુલકો કે જાતિઓ જનાં સૌનું ઉત્તમ આપણા આદરમાનને યોગ્ય છે એમ લાગ્યુ હતું. ૯

સ્વ ઈન્દ્રવદનરામ મધુરરત્નરામને ઘેરથી ઘણું કરીને એ બીબીઝ એન્યુઅલ જોયાં હતાં અને વાંચ્યાં હતાં.

ડોન સોસાયટીમાં પછી મી. પરમાર એ લાના અને એના ચિત્રો પર પણ મ્હેં પ્રવચન કર્યાં તાં.

બીબીઝ એન્યુઅલ-"વાર્ષિક ગ્રંથો" મ્હેં કેટલાક ર્ષો હતાં અને હિન્દ બહારના ઉત્તમ ચિત્રોનો ઈક પરિચય એનાથી મને થયો હતો. પછી મુંબાઈનાં ટલાક ચિત્ર સંગ્રહો જોયા અને એમાથી અમુક ચિત્રોએ મને ઉત્તમ અસર કરી હતી.

આમ હોવાથી સાહિત્ય સભા મારફતે એક "કલાદર્શનો" મ્હે ગોઠવાવ્યાં અને ભગનલાલનાં તમામ ચિત્રો ત્યાં મૂકી બીજા પણ એટલા દેશી પરદેશી ચિત્રો એ પ્રસગે રજુ કર્યા હતા.

બિબીમા "ઓરફીઅસ એન્ડ થીબ્યુટ" અત્યારે તે ખાસ સાભરે છે.

ત્યાર પછી શ્રી. રવિશંકર રાવળ અમદાવાદમાં આવ્યા. સ્વ. હરીલાલ માધવજી ભટ્ટનો એક પત્ર તે મારા પર લાવ્યા હતા. શ્રી. ભટ્ટે એમની ટુંકામાં ઓળખાણ આપી હતી શ્રી. રાવળના સાંજવર્તમાનમાં ચિત્ર વિષે કેટલાક વિચારો તે અગાઉ પ્રસિદ્ધ થયા હતા તે ચિત્રકાર ભગનલાલે મને બતાવ્યા હતા. પછી "સંસારનાં સુખ" Pleasures of Life ; તેનામાં પ્રસિદ્ધ કરતો હતો એમાં Ruskin રસ્કીન વગેરેના વિચારો હતા એટલે ચિત્રોનો પ્રત્યક્ષ અને પરોક્ષ આનંદ શ્રીયુત રાવળને મળના પહેલાં ઉપર પ્રમાણે થઈ ચુક્યો હતો શ્રીયુત ભટ્ટે શ્રીયુત રાવળને મારા મિત્ર મંડળમાં મેળવવા ભલામણ કરી હતી તેનો મ્હેં અમલ તરતજ કર્યો અને આ બાબતમાં શ્રી. રાવળની ઓળખાણ થઇ તે મારૂં પણ હું મોટું ભાગ્ય માનવા લાગ્યો તરતજ અમે મિત્રો થઇ ગયા અને એમની મૈત્રિ અને કલાના વિષયમાં બહુ લાભક થઈ પડી.

પછી સર ગિરજાપ્રસાદ સાથે હું મસુરી ગયો ત્યાંની "સીનસીનેરી" જોઇને મને જે આનંદ થયો તે જો શ્રી. રાવળ જુએ તો ગુજરાતને લાભ થાય અને ચિત્રને માટે અદ્ભુત અને સૌન્દર્યથી ભરપુર વિષયો મળે એમ મ્હેં વારંવાર ઉદ્ગાર કહાડયા!

ત્યાંના સૃષ્ટિ સૌન્દર્યથી એમના કુટુંબી જનોને પણ રસ પડયો હતો. ચિત્રવિદ્યા શીખવા ઈચ્છા થઇ હતી અને શ્રી. રાવળના ચારિત્ર્ય, સૌજન્ય તથા વિદ્યાભ્યાસમનાં સ્વભાવિક રીતે જ હું વખાણ કરતો હતો. એમાથી ઈશ્વર કૃપાએ શ્રી. રાવળને ચિત્ર શિક્ષક તરીકે રાખવા એમણે ઈચ્છા, દર્શાવી અને ત્રીજે વર્ષે નૈનિતાલ ગયા ત્યારે શ્રી. રાવળને એમણે સાથે લીધા. પછી તો નૈનિતાલ, દાર્જીલિંગ, કલકત્તા, ઉટી મદ્રાસ, આબુ, મહીસુર વગેરે સ્થળો અમે સાથે ફર્યા ઉદયપુર, કાંકરોળી ચિતોડ અને મોઢેરા તથા પાટણ પણ શેઠ સાહેબની કૃપાથી સાથે ફર્યો અને ચિત્ર વિદ્યા તથા કલાના સામાન્ય વિષયો પર ખુબ ચર્ચાઓ અમે બધાએ કરી છે. ભુવનેશ્વર પણ રાવળ સાથે હતા અને જબલપુરનાં ચોસઠ જોગણીના મંદિરમાં અને આરસના પહાડોમાથી નર્મદા નદી વહે છે એ માર્ગે વહી જતા સૌન્દર્ય અમે સાથે પીધાં છે. ધોધો, સમુદ્ર કિનારા, ફુલોના પ્રદર્શનો, મેઘધનુષ્યો, સંગમો ગિરીપ્રદેશો, પતંગિયાં અને જળચરો અમે તૃપ્તિ થતાં સુધી જોયાં અને કલકત્તા તથા મદ્રાસના પ્રદર્શનો મહીસુર અને બેંગલોરની રસસામગ્રીથી થતો મોદ પ્રમોદ અમે સાથે ભોગવ્યો.

નાટકોમા ઘણી વખત મારે ૦—૪—૦ આનામાં બેસવાનું થતું. એના પડદા વખાણનારને હજી કોઈ અધમ ઋચિવાળા ગણે તેની મને ધારતી જતા મારા મનપર નાટકોના પડદાઓએ બહુ ઉન્નત અસર કરી છે એમ કહેવાની હું હિંમત કરીશ—વનો અને

ફુલો વાળાં વૃક્ષો; રજવાડા અને શહેરોની હવેલીયો નદી કિનારા અને બગીચા કે ઝરનાળા અને પુયો પર્વતો અને આકાશ એ બધું નાટકના પડદાઓમાં મ્હેં હેતપૂર્વક દૂરથી આનન્દ સાથે જોયેલું છે અને એ અજ્ઞાત ચિત્રકારોને મારા સાચા અંતઃકરણથી વારંવાર પ્રણામ કર્યા છે.

હજી ઘણા ગામડીઆ અને મજૂરો એ પડદાઓ દ્વારાજ ચિત્રવિદ્યાનો આનંદ મેળવતા હશે એમના હિતની ખાતર વિદ્વાનો અને રસજ્ઞો આ પડદાઓની ઉપેક્ષા ન કરે એવી મારી એમને વિનતી છે

મથુરાંના યમુના વિહાર, હરદ્વારનાં ગંગાસ્નાન, ઋષિકેશ અને લછમન ઝોલાની યાત્રા, મથુરાંના સપ્તક સ્થાનનો અભ્યાસ એ બધુ અમે એકે એક વખત જોડે રહીને કર્યા હતાં.

સાહિત્ય પરિષદ વખતનું કલા પ્રદર્શન, શ્રી ચન્દુ- લાલ મણીલાલ (વસન્તવિનોદી) શ્રી. રાવળ અને મ્હેં ગોઠવ્યું હતું.

એ પ્રદર્શન વખતે રાજમેહેન્દ્રિ ના ચિત્રકાર સ્વ, રામરાવ, રાવળને ત્યાં આવ્યા હતા. એની ચિત્રકળા માં એક જાતનું પ્રવાહી તત્ત્વ હતું અજન્તાની ગુફા- ઓમાં છે એવાં ચિત્રો એ નવાં ઉપજાવતા અને વૃક્ષો મનુષ્યાકૃતિયો પથ્થર અને જલમાં એ ચમકતું ચેતન પૂરતા હતા. વૃક્ષોના અંગ મરોડમાં એ સૌન્દર્ય જોતા અને આ પ્રદર્શનમાં અજન્તા ને ઇલોરાનાં બે ચિત્રો એમને ગ્યારંગમાં બનાવ્યાં હતાં એ જીર્ણ સ્થળો ને જીવંત જેવપત એણે બનાવ્યાં હતાં પરન્તુ એ ચિત્રોની કદર પણ તે વખતે અમદાવાદે ન કરી. સીરીન સરજન મેજર ટયુકલ પચ્ચીસ પચ્ચીસ રૂપીયે એ ચિત્રો લઇ ગયો અને અમદાવાદની જડતાને માટે અમને આઘાત થયો—પછી એ રામરાવ કાઠિયાવાડ ગુજરાત વગેરે સ્થળે ભાઇ રાવળની સાથે ફર્યા અને અહીંની ભરવાડણો, વનો અને જનતામાં એણે જે ગ્રામ મરોડ ને વસ્ત્રોની છટામાં સૌંદર્ય જોયું ને કવિત્વ પૂર્ણ રીતે પોતાના ચિત્રોમાં રજુ કર્યું.

અમદાવાદના મસ્જીદો અને મંદીરો સફેદ કામ ને કોતરણી મ્હેં રાવળને બતાવ્યા ગુજરાતને અમદાવાદના સૃષ્ટિ સૌન્દર્યની યાત્રાઓ અને કલા દર્શન માટેના પર્યટનો અમે ઘણાં સાથે કર્યા અને શુષ્ક ગુજરાતને રસિક બનાવવાની ચિંતાઓ જે જે ભાઇ રાવળે કરી તેમાં એમની સાથે છેક ભાગનાર હું એક સાથે હતો હવે શ્રીયુત રાવળે કુમાર માસિક દ્વારા અને એમના કલા મંદિર દ્વારા ચિત્ર વિદ્યા ગૂજ- રાતમાં ફેલાવવા પ્રયત્નો કરવા માંડયા છે અને ચિત્ર વિદ્યામાં એ ગૌરવરૂપ છે; બનારસ,લખનૌ, મદ્રાસ અને મુંબાઇમાં પ્રયાસો ચાલે છે એવા જ પ્રયાસો શ્રીયુત રાવળદ્વારા ચાલી, ગુજરાતમાં ભારત કલા મંદિર જામી આપણા વ્યક્તિત્વને વિકસાવશે એવી આશા રહે છે.






લેખક : રા. સાહેબખાન કાઝી

"શેઠ ! એક રોટીયું આલોને ! ઈશ્વર તમારૂં કલ્યાણ કરશે. બે દહાડાનો ભૂખ્યો છું શેઠ," તે દીનવાણીએ બોલ્યો.

શેઠનું તેના તરફ ધ્યાન જ ગયું નહીં કે પછી તેઓ જાણી જોઇને આંખ આડા કાન કરી બેસી રહ્યા તે કોણ જાણે.

"શેઠ !" તે ભીખારીએ મોટા અવાજે પોતાના તરફ તેમનું લક્ષ ખેંચવા કહ્યું અને તેના આ મોટા બરાડાથી તે શેઠનું ધ્યાન ખેંચી પણ શક્યો.

"કેમ શું છે ? ચાલ આગળ ચાલ." શેઠે કહ્યું.

"શેઠ એક રોટીયું ભૂખ્યો છું."

"ચાલ માથું ના ખા. અડીખ ધડીખ જેવો છે ને કામ કરતાં શું તાવ આવે છે ? આળસુ કયાં નો !" શેઠે તેને રોટીયું આપવાને બદલે ફીલસુફી દાખવતાં ઉપલો જવાબ આપ્યો.

પોતાના બોલવાથી ભીખારીના હૃદયમાં કેવો આઘાત થયો હશે તેનો વિચાર–તેની કલ્પના–એમને ક્યાંથી આવી શકે ? હજી આશાનો છેલ્લો તાર તૂટવાનો બાકી હતો. બાકી તેની આશા તો ક્યારની ધૂળમાં મળી ગઇ હતી.

"કામ કરવાને કોણ ના કહે છે શેઠ" પરંતુ કામ છે ક્યાં ? તેણે ખાચાભેર કહ્યું.

"આટલા મોટા શહેરમાં તને કામજ નથી મળતું ! લબાડ, લુચ્ચો, હરામખાઉ." તેમને લાગ્યું કે હવે તે ભીખારી વધારે વાર ઉભો નહી રહે. તેમનો આ ઉચ્ચાર સાંભળી તે ચુપચુપ ચાલ્યો જશે.

"શેઠ ! ગરીબ છું એટલે તમે જે વેણ કહેશો તે મારે સાંભળવાંજ રહ્યાં. એક પાપી પેટને માટે મારે બધું સહન કરવું પડે છે. આજે કેટલો વખત, થયાં કામ શોધું છું પણ મળે છે ક્યાં ! કામ મળે તો ભીખ શા માટે માગું !"

"ઓહો, તું તો મોટો પંડિત છે ને ! ચાલ નીકળ અહીંથી તને એક પાઈ પણ નહી મળે." શેઠે આંખો ચઢાવી તેને કોઇ પણ ભોગે ત્યાંથી ટાળવાના ઉદ્દેશથી બરાડીને કહ્યું.

"પણ શેઠ કામ અપાવો છો ને ? હું કામ કરીશ."

"હું કંઇ તારા બાપનો નોકર નથી કે તને કામ શોધી આપવા આવું. શોધી લે તું તારી મેળે."

"શેઠ, કામે નથી અપાવવું અને પૈસો પણ નથી આપવો." ભીખારી પણ કોઇ શેઠના બાપાનો હતો.

"ચાલ હવે જાય છે કે શીખી કરતો કે લોકને બોલાવવો પડશે." શેઠે એકદમ લાલપીળા થઇ જઈ કહ્યું.

"પરભુ તમારૂં કલ્યાણ કરે."

તે આટલું બોલી ત્યાંથી ચાલતો થયો. ને ચાલતા ચાલતાં વિચાર કરવા લાગ્યો. વિચારોનું જબરું તોફાન તેના મગજમાં ઉઠી રહ્યું. એક વેંત ભર પેટના ખાડા માટે તેને માનાપમાન વેઠવા પડતાં હતાં. હૃદયના ટુકડા કરી તેણે ભીખ માટે હાથ લંબાવ્યો હતો બેપરવા દુન્યાને તેના પ્રસારેલા હાથ માટે કંઈજ દરકાર ન હોતી. જગતે તેને ધીક્કાર્યો પણ એમા દુન્યાનો શો વાંક ! જગતના બાજારમાં ખોટાં નાણાંની જ કીંમત આવે છે દુઃખી દરિદ્રિના ફુટેલા નસીબની ખરી બેખ ખોટા જગતને ખોટી જ દેખાવાની એમાં દુન્યાનો શો દોષ !

"કામ પણુ અપાવવુ નથી અને ઉપરથી અમને આળસુ હરામખાઉની ઉપાધીથી નવાજ્યા. તમે જે ધનના ઢગલામાં આળોટો છો તે ધન મેળવવા માટે તમે ક્યાં લોહીનું પાણી કરવા ગયા હતા ! એ પૈસો મેળવતી વખતે તમે પરસેવાનું એકાદ બિંદુ પણ ખેરવ્યું છે ખરૂં ! આળસુ કોણ ? તમે કે હું ! હું નહીં. મેં આજ દિન સુધી મહેનત મજુરી કરી મારી કમાઈ મેળવી છે. મેં શેઠીઆઓને પૈસાદાર થવા માટે પરસેવો ઉતાર્યો છે તમે શેઠીઆઓ અમારા ગરીબના રક્તના પાણીના કાદવમાં બેદરકાર થઇ નાચો છો."

આવા કેટલાય વિચાર તરંગો તે ભીખારીના મસ્તકમાં આવ્યા અને ગયા તે વિચારમાં ને વિચારમાં ચાલ્યો જ જતો હતો. પોતે ક્યાં જાય છે તેની પણ તેને શુદ્ધિ રહી ન હતી હવે શું કરવુ તેનાજ વિચારમાં તે તલ્લીન હતો.

મજુરોની ઉન્નતિ સંબંધે કોઇએ કંઇક આપણું કર્યું હોત તો તેને ઉપયોગી ના થાત ! વિશ્વ વિદ્યાલયની વ્યાસપીઠ પર બેસી સમાજશાસ્ત્રના વિદ્યાર્થીએ લખેલો નિબંધ તેના કામમાં આવે તેમ ન હતો. ભવ્ય મહાલયોમાં વિદ્યુત પંખાની ઠંડી લહેર ખાતા શ્રીમંત શેઠીયાએ ઝુંપડામાં રહેનાર માનવીના ભુખ્યા પેટના તાપની અગ્નિને શી રીતે હોલવી શકે ? સૌભાગ્યવતીના નયનમાં વિધવાનાં આંસુ શી રીતે આવે !

(૨)

પોતાની ઝુંપડી નજીક આવી પડ્યો હતો તેનું પણ તેને ભાન નહોતું. તે એક હાથ ઝુંપડીના દ્વાર પર રાખી શુન્ય દ્રષ્ટિએ પૃથ્વી તરફ જોતો ઉભો હતો. તેની બાહ્ય દ્રષ્ટી અંતર્મુખ થઈને કોણ જાણે કયા દરયો જોવામા શુ થાએલી હતી તેની તેને ખબર નહોતી.

અંતે ઝુંપડીનું દ્વાર ઉઘાડી અંદર ગયો ઝુંપડીમા શું હોય ? એકાદ ગરીબ મજુરની–ભીખારીની ઝુંપડીનુ વર્ણન પણ શુ કરી શકાય ? એક ખૂણામાં કાળા થઇ ગયેલા ત્રણ પત્થરો પડ્યા હતા. પાસે જ બે માટીનાં હાંલ્લા પડયા હતાં. એક ભાંગેલો પાણી પીવાનો મટકો હતો. અને એક બીજા ખૂણામાં લાકડાં કાપવાનો કુહાડો પડ્યો હતો તે કુહાડો જ એનો ઇષ્ટ દેવ હતો. તે જ તેનું સર્વસ્વ હતું. ઝુંપડીના મધ્યમાં એક કાળીકટ થએલી દીવો મૂકવાની લાકડાની સમય હતી તેના પર મેલોઘેલો એક ઘાસતેલનો દીવો હતો. તે દીવાએ તે ઝુંપડીમાં લાંબો કાળ વિતાવેલો હોવાથી તે ઘરમાં વસનારની લીલી સુકી જોઈ હતી, પણ આજે તે પણ પોતાની આંખ બંધ કરી બેઠો હતો.

તે અંદર ગયો. ભીંત પાસે ફાટીતૂટી પડેલી કામળને પગે સરખી કરી અને તે પર પોતાનું શરીર નંખાવ્યું. વિચાર સમુદ્રના તોફાનમાં સુકાન ચૂકેલી નૌકા પ્રમાણે તે વહી જતો હતો. તેની નજર તે કુહાડા તરફ ગઇ

"ઈશ્વર !...પણ ઈશ્વર છે ક્યાં? તેના પેર મેં એવો શો અપરાધ કર્યો હતો કે જેને લીધે તે મને આજે અન્ન માટે ટળવળાવે છે? નહીં. તું ગરીબનો બેલી છે, કે દુશ્મન? દુશ્મન જ છે. ગરીબોની પાછળ તું શા માટે લાગ્યો છે? લુચ્ચો, બદમાશ, હરામખોર. દોઢાનો ઈશ્વર-દેવ–આવો હોય છે! પણ એવું કેમ! એકે સુખના ઉચ્ચ શીખરે બીરાજવું અને બીજાએ એક ટુકડા રોટલા માટે વનવન ભટકવું! એકે ભરેલા પેટપર નિરાંતે હાથ ફેરવવો અને બીજાએ તે જ ભુખ્યા પેટમાં અગ્નિ પ્રજળાવવો! દેવ...શું અમે તારો અપરાધ કરીને જ અવતરીએ છીએ?...તારો વાંક! જો તારો નહીં તો પછી કોનો? શું આગલા જન્મમાં બહુ પૈસાદાર હતા તે આ જન્મે ગરીબી આપી?" આ વિચાર આવ્યા પછી તેને એક પાશવી આનંદ ઉદ્ભવ્યો. તેને ધિક્કારનારા જગતના કાળા કલ્પનીક ભવિષ્યે તેને તે સ્થિતિમાં પણ સંતોષ આપ્યો. પાશવી વીકટ વૃત્તિથી તેણે માથું ઉંચું કર્યું. તેની દરીદ્રતાની દરકાર કરનાર લલાટના લેખે તેના મનનું સમાધાન કર્યું.

તે પુનઃ વિચાર કરવા લાગ્યો. " કુબેર તારો ખજાનચી......પણ અમને ઘરોઘર ભટકાવવાનો શો અર્થ! તને તેનો શો અધિકાર? અમે અન્ન માટે ટળવળતાં હોઇએ અને તારો ખજાનચી..."

તેના મગજમાં કંઇ ભયંકર વિચાર આવ્યો. તે વિચાર એવો તો અચાનક તેને સ્ફુર્યો કે તે ઘડીભર પોતે પણ સમજ્યો નહીં. તે વિચારમાં સ્ફુરેલા કામ માટે તેણે તૈયારી પણ નોંધની કરી. પોતાનો વિચાર બીજા કોઇના જાણવામાં તો નથી આવ્યો ને એમ તેને લાગતાં તેણે પોતાની ઝુંપડીની ચોપાસ નજર દોડાવી. તે ભયંકર કલ્પનાને લઇને તેની આંખો ફાટ ફાટ થવા લાગી, શ્વાસ જોરમાં ચાલવા લાગ્યો. ક્ષણ ભર તેને તે કલ્પના ભારે અસહ્ય થઈ પડી હોય એમ લાગ્યું પરંતુ તરત પેટે તેને કંઇક કહ્યું.

" દેવ ! હવે ઉઠો. તમારા દેવત્વનો ઢોંગ હવે પૂરો કરો. તમારો ખજાનચી...હું આજે તમારો ખજાનો...! બસ. " તે મનમાં કંઈ લવ્યો. તે પાશવી વિચારે તેના ક્ષીણ શરીરમાં પાશવી બળ આવ્યું. તે કુહાડો ખૂણામાંથી ઉઠાવી ઝુંપડીની બહાર આવ્યો અને કુહાડો લઈ તે શહેર તરફ જવા લાગ્યો. કુહાડાવાળો તેનો હાથ થરથર ધ્રુજતો હતો.

( ૩ )

ત્રણ પ્રહર રાત વિતી ચૂકી હતી. સર્વત્ર અખંડ શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. દેવળમાં મૂર્તિ સમક્ષ દીપક મંદ મંદ બળી રહ્યો હતો. વચ્ચે વચ્ચે વાયુના સપાટાથી દીપકની જ્યોત નાની મોટી થતી હતી. ઘડી ઘડી ન્હાની મોટી થનારી તે છાયા ભયંકર લાગતી હતી.

અંધકારમાં પણ તે મૂર્તિ સ્પષ્ટ દ્રષ્ટીગોચર થતી હતી. તે મૂર્તિ સોનાની હતી. તેની આંખમાં હીરા જડેલા હતા. તે અત્યારે ચળકાટ મારી રહ્યા હતા. એકાદ બીજો પ્રસંગ હોત તો એ મૂર્તિ દયાની પ્રતિમા બની જાત અને સંતપ્ત હૃદયને અસીમ શાંતના અર્પણ કરનાર લાગી હોત પરંતુ અત્યારે એ દેવની મૂર્તિ ભયંકર શેતાનની પ્રતિમા સરખીજ તેને લાગી. ભાવનાના—શ્રદ્ધાના અનેક રંગો છે. શાંતિ પ્રાપ્ત કરવા તપસ્વી પર્વતોની ગુફા તરફ જંગલમાં દોડે છે, ત્યારે તેવીજ શાંતિને—જેલની શાંતિને—નરકનું નામ મળે છે.

તેનો હાથ ધીમે ધીમે મૂર્તિ પાસે જતો હતો. પાછળ ઉભુ ઉભુ કોઇ પોતાના કાર્યને જોઈ રહ્યું છે એમ તેને ભાસ થયો. પાછળ ફરી તેણે જોયું પરંતુ મંદ મંદ બળનાર દીવા સિવાય બીજું તેને કોઇ ત્યાં જણાયું નહીં. કોઇ પણ માણુસ ત્યા છે એમ તેને લાગવા માડ્યું પરંતુ એ તેના કૃત્યના ભયંકરપણાનો ખેલ હતો. તે તેના જન્મોજન્મના સંસ્કારોનું જ્ઞાન હતું તેનો હાથ મૂર્તિ સમીપ જઇ પહોંચ્યો હતો. કુહાડીની તિક્ષ્ણ ધાર મૂર્તિને લાગવાની અણી પર હતી. તેને લાગ્યું કે પોતાની 'કુહાડી પકડવા મૂર્તિ હાથ લંબાવી રહી છે. તેને ખૂબ પરસેવો છુટયો. મૂર્તિને અડાડેલો કુહાડો વિદ્યુત વેગે દૂરે થયો. મૂર્તિ સામે જોતો તે ઉભો હતો. મૂર્તિ હાલી નહીં. મૂર્તિ હાલતી નહોતી પરંતુ તેના હૃદયના સંસ્કાર રૂપે ઇશ્વર કહેતો હતો : " સબૂર. દૂર હઠ !"

તેણે ફરી હિંમત કરી કુહાડો મૂર્તિની બેઠકને ઓડાઅડ લગાડયો. વેંતભર પેટનો ખાડો પૂરવા માટે, ભૂખનું દુ:ખ મટાડવા માટે એક હિંદુનો હાથ પોતાના ઇશ્વરની પવિત્ર મૂર્તિને નષ્ટભ્રષ્ટ કરવા આગળ વધ્યો હતો ધર્મ ખાતર જેણે પોતાના લોહીનો અભિષેક કર્યો હોત, તેનો જ હાથ આજે પાપ કરવા તૈયાર હતો. તેની આવી સ્થિતિ કોણે કરી? મનુષ્યને પશુની પાયરીએ કોણે બેસાડયો? મનુષ્યે જ. માણુસ જ એક સ્વાર્થ ખાતર પાપનો પોટલો બાંધે છે અને માણુસ જ ધર્મ માટે દેહનું બળીદાન આપી પુણ્ય પ્રાપ્ત કરે છે. એક બાજુ માણુસ જ છાંયડા માટે તડકામાં તરફડે છે ત્યારે માણુસ જ કોઇ બીજી જ ભાવનાથી એક નિર્જીવ પથ્થરના પુતળાને આરસપહાણુ પત્થરનું દેવાલય ઉભું કરી તેમાં તેને પધરાવે છે. ઇશ્વર ટકાવા માટે તે એક બાજુએ તનતોડ મહેનત કરે છે, ત્યારે બીજી બાજુએ મનુષ્ય જ સંપત્તિના ઉચ્ચ શીખર પર બેસી દરીદ્ર અને કંગાલ પર તિરસ્કારની નજર ફેંકે છે.

ધીમે ધીમે તે કુહાડો પોતાનું કામ કર્યો જતો હતો. સોનાની દેવની મૂર્તિને તે લાકડાની તેની બેઠક પરથી છૂટી પાડતો હતો. દેવની મૂર્તિને તેણે બેઠક પરથી ઉખાડી લઈ હાથમાં લીધી. તેણે ડોક ઉંચી કરી તેની મૂર્તિ તરફ જરા વાર જોયું. પછી તેની ખાલી પડેલી બેઠક તરફ દ્રષ્ટિ ફેંકી. હવે તેની ધીરજ ખુટી. તે થરથર કંપવા લાગ્યો. તેના હાથમાંથી મૂર્તિ સરી પડી મૂર્તિ વિહોણી તેની બેઠક ભયંકર લાગવા લાગી. તેણે આમતેમ જોયું. તે બે ડગ પાછળ પડ્યો. મૂર્તિ જમીન પરથી ઉંચકી લેવા તે ઝૂકયો. એવામાં હાથમાંની કુહાડીનો પાસે બળતી બત્તીને ધક્કો લાગ્યો. બત્તી બેઠક પરથી ઉથલી પડી. બત્તી પડતાં આખા દેવળમાં ભયંકર અંધકાર પ્રસરી રહ્યો.

તે પહેલાં મજુર હતો—કામદાર હતો. બેકારીએ તેને ભીખારી બનાવ્યો હતો અને હવે તે આજે એક કેદી હતો. જગતની દ્રષ્ટિએ તે આજે ગુન્હેગાર ઠરી ચૂક્યો હતો. જે દુ:ખે તેની પાસે તે ભયંકર (!) અપરાધ કરાવ્યો હતો તે જ આજે કેદખાનાના સળીયા બહાર ઉભી ઉભી તિરસ્કારથી તેના પ્રત્યે જોતી હતી. તેને દંડ કરવાનો જગતને અધિકાર હતો ખરો? નહીં, નહીં જ. લોહીનું પાણી કરી જગત્ માટે તેણે વેઠ કરી હતી પરંતુ જગતને તેના દુ:ખની કદર ન થઇ. કરેલા કૃત્યનો તેને પશ્ચાતાપ થતો ન હતો. તે મનમાં કહેતો હતો : " બસ થઇ ચૂક્યું. પાપ પુણ્યનો ખેલ ખલાસ....હું પાપી... અને તમે?"

તે ભયંકર ગુન્હેગાર બન્યો હતો. ગુન્હેગાર જ નહીં પાપી પણ જગત્ તેને કહેતું હતું. પાપપુણ્યની, નીતિ પ્રતીતિની કલ્પનાઓ તેને મુંઝવતી કે ત્રાસ આપતી નથી. માણસે માણસની આ શી સ્થિતિ કરી! આ છે જગતનો ન્યાય!!! અસ્તુ.

# સમાચાર સારસંગ્રહ

—ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહનું ભાવનગરમાં ગયા રવિવારે રાત્રે સરઘસ નીકળ્યું હતું તે વખતે, એકાએક બંદૂક ફૂટતા નવ માણસોને ઈજા થવા પામી હતી.

—દિલ્હી યુનીવર્સીટીએ ખાન બહાદુર અબદુલ રહેમાનની વાઈસ ચેન્સેલર તરીકે નીમણુંક કરી છે.

—ગ્વાલીયરની ધારાસભાએ બાળલગ્ન પ્રતિબંધક ધારો ઘડયો છે જેમાં લગ્ન માટે છોકરાની ૧૬ વર્ષની અને છોકરીની ૧૨ વર્ષની મુદત ઠરાવવામાં આવી છે.

—મહાત્માજીએ ખાલસા જમીનો પાછી આપવા બાબત મુંબઈના ગવર્નર સાથે ચલાવેલી ચર્ચા પર વિચાર કરવા મુંબઈના ગવર્નરની આખી કેબીનેટ બેઠી હતી અને તે સંબંધમાં ટુંક મુદતમાં એક યાદી બહાર પડવા સંભવ છે.

—મહાત્માજી નવજીવનમાં એક લેખ લખી ખેડુતોને પોતાનું મહેસુલ ભરી દેવા સમજાવે છે.

—વેસ્ટફેલીયામાં પોલીસ અને કમ્યુનીસ્ટો વચ્ચે ઝપાઝપી થવાના કારણે ત્રણ કમ્યુનીસ્ટો મરાયા છે અને ચારને ગંભીર ઈજા થઈ છે. તેવી રીતે પોલીસ [illegible]માંથી પણ પાંચને ઈજા થવા પામી છે.

—નવા વાઇસરોય લોર્ડ વિલિંગ્ટન તા. ૨૦ મીએ દિલ્હી ખાતેના નવા વાઇસરીગલ મહેલમાં જઈ પહોંચ્યા છે.

—સ્પેનમાં પ્રજાસત્તાકનો પવન ફુંકાતાં ત્યાંના રાજા રાણીને પેરીસ આવ્યા હતા પરંતુ તેઓ પેરીસમાં પણ રાજદ્વારી કોકડું વધુ ગુંચવાય એવું જણાતાં તેઓ પેરીસ છોડી જશે એવી વાત ચર્ચાય છે.

—દિલ્હી નજીક બી. બી. સી. આઈ. રેલ્વેના પાટા પર બોંબ ફુટતાં ચાર કુલીઓને ઈજા થવા પામી છે.

—મીરત કેસ પાછો ખેંચી લેવરાવવા માટે ઇંગ્લંડની સ્વતંત્ર મજુર પાર્ટીના આગેવાન મી. ફેનર બ્રોકવે પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ હાલમાં એમણે લીધેલી હિંદી પ્રધાનની મુલાકાત પરથી જણાયું છે કે મજુર સરકાર આ કેસ પાછો ખેંચી લેવા ઇચ્છતી નથી.

—મેંગલોરની એક મીલના ગોરા અમલદારે એક મજુરના માથા પરની ગાંધી ટોપી ખસેડવા માટેનો હુકમ કરતાં મજુરોમાં ભારે ઉશ્કેરણી ફેલાવા પામી છે.

—ચીનની સરકારે જાપાનીઝ વર્તમાન પત્રોના ખબરપત્રીઓ તરફથી મોકલવામાં આવતી ખબરો પર અંકુશ મુકવાથી જાપાનીઝ વર્તમાનપત્રોમાં ખૂબ ખળભળાટ મચ્યો છે.

—અમદાવાદના કલેક્ટરે એક મહીના પછી 'નવજીવન' પ્રેસના મેનેજરને લખી જણાવ્યું છે કે સવીનય ભંગની ચળવળ દરમ્યાન સરકારે જપ્ત કરેલી પ્રેસની મશીનરી પાછી તેના મકાન પર સોંપવાની બોર્ડ ઓફ મેનેજમેન્ટની અરજ સ્વીકારવા હું અશક્ત છું. ઉપલા પત્રના જવાબમાં મેનેજરે જણાવ્યું છે કે ગાંધી-અરવીનના કરારની ૧૬ મી કલમ પ્રમાણે ઓર્ડીનન્સ હેઠળ સરકારે જે મીલકત જપ્ત કરી છે તે પાછી સોંપવી જ જોઈએ. જો યોગ્ય મુદતમાં સરકાર તે મિલકત પાછી ન આપે તો તેને કરારની કલમના ભંગરૂપે લેખવામાં આવશે.

—શ્રીરામપુરમાં બંગાળાના આગેવાન શ્રી. નિર્મળ ઘોષ જે નજરકેદમાં છે તેઓ ઉપવાસ પર ગયેલા હોઈ તેમની સ્થિતિ ઘણી ગંભીર છે.

—કલકત્તાની પોલીસે ભગતસિંહના ફોટાની શોધ માટે

પંજાબ યુવક સંઘના મંત્રી શ્રી. ક્લીંચરખુબનાના મકાનની જપ્તી લીધી હતી.

—મુંબઈ ખાતે ગયા શનિવારે વાલકેશ્વર રોડ પરએક મકાનના દરવાજા આગળ ઉરમાનખાન મહમદખાન નામનો મુસ્લિમ ગળું કપાયેલી હાલતમાં લોહીથી તરબોળ થયેલો પોલીસના હાથમાં આવ્યો હતો. પોલીસે તેને સારવાર માટે જે. જે. હોસ્પીટલમાં ખસેડ્યો હતો.

—મદ્રાસના હિંદુ પત્રમાં જણાવવામાં આવે છે કે વોઇસરોયના અધઃપાત વિષે ભાષણ કરતાં હીનઈં જણાવ્યું હતું કે, આ દેશ હવે પ્રજા વચ્ચે વહેંચા ગયો છે. એક ભાગ કરનો બોજો ઉપાડનારનો અં બીજો કરથી મુક્ત રહેનારો વર્ગ. આપણી નાણાં શક્તિ એટલી બધી કમ થઈ છે કે, જોકોઈ આપણને તમાચ મારે તો પણ આપણે લડાઈ કરવા ન જઈએ. આપર સાગર પરની સર્વોપરી સત્તા અદાવ થઈ છે અ સામ્રાજ્યની ઈમારતના કાંગરા ખરતા જાય છે. હું વિશ્વાસનું નામ સંભળાતું નથી—સાહસ જણાતું નથ



# આદર્શ

એક કવિની જીવનકથા



લેખક :
રા. ધૂમકેતુ
ચિત્રકાર.
રા. ખીખસ

મૂળ તો એમની જ્ઞાતિ બહુ જ નાની· એમાં પાછું વર કરતાં કન્યાઓ વધારે · એટલે જ રા 'પરિમલપ્રકાશને ઘણે ઠેકાણેથી કહેણ આવ્યા તે પાછાં વાળવાનો વખત આવ્યો હતો પણ ઊલ્ટું કહેણ તેમની જ્ઞાતિમાં સારી સ્થિતિના ગણાતા મોભાદાર આદમીનું હતુ પ્રીતમલાલ-દીવાન ઑફીસના હેડકલાર્ક હતા. પણ રા. 'પરિમલપ્રકાશે એ કહેણ પણ પાછુ વાળ્યુ તેમની વિધવા માતાએ ઘણી વિનતી કરી કે, 'સગા' આ તક પાછી નહિ મળે' પણ તકને પુરુષ સરજે છે, એ સોધા સૂત્રથી પરિમલપ્રકાશે તેની વાત ઉડાવી દીધી

રા. પરિમલપ્રકાશમાં કાંઈક શક્તિ હતી એટલે તેને આગળ વધારીને પોતાની પુત્રી મીના આપવાનો પ્રીતમલાલે વિચાર કરેલો. બે ત્રણ વખત વિનંતી પણ કરેલી પણ રા. પરિમલપ્રકાશે ચોકખી ના સુણાવી, 'જે કુટુમ્બમા આદર્શ નથી, તે કુટુમ્બની કન્યા મારે ન ખપે'

હવે મારે તમને કહેવુ જોઈએ કે 'પરિમલ પ્રકાશ' એ તો તખલ્લુસ છે ખરું નામ બાલાશંકર નંદરામ મહેતા. પોતે મેટ્રીકમાં એક વર્ષ નાપાસ થયેલા બીજી વખત પ્રયત્ન કરતા હતા પણ આદર્શવાદી હતા એટલે કે માસિકોમાં 'પરિમલપ્રકાશ' એ તખલ્લુસની કવિતાઓ લખતા. જનતાના સ્વભાવથી પોતે કંટાળી જતા, લુચ્ચાઈ જોઈને ત્રાસી જતા ફુલનો શોખ રાખતા રંગના ઉપાસક હતા. શિરીષ પુષ્પ વિષે કહેતા કે એ મારુ માનીતું છે. એ પત્રના તંત્રીએ તેમના હસ્તાક્ષરોમાં છપાવેલું ·

| | |
|---|---|
| તમારુ માનીતું ફુલ | શિરિષ. |
| તમારુ માનીતું પક્ષી · | બુલબુલ. |
| તમારો માનીતો રંગ : | ગુલાબી. |
| તમારો પ્રિય વિનોદ : | કાવ્ય |
| તમારો પ્રિય વિષય | ફીલસુફી, ઇતિહાસ, સમાજ શાસ્ત્ર, કલા, સાહિત્ય, અને વિજ્ઞાન |
| તમારુ પ્રિય પુસ્તક | ઓમ્મર ખય્યામ અને કલાપી |

ટુંકામાં પોતે આદર્શમાં માનતા

પરિમલ પ્રકાશની કવિતાઓ પ્રગટ થવા લાગી. બે ત્રણ વર્ષમાં જાણીતા લેખકોની હરોળમાં તેમનું નામ પણ આવ્યુ માસિકના પહેલા પૃષ્ઠ ઉપર, ઘણી વખત, તેમની ગઝલ શૈલીનાં વખાણ આવતાં. કોઇ રા ચાંદનીપ્રકાશે, 'પરિમલપ્રકાશને!' એ કાવ્ય પણ લખેલું રા પરિમલપ્રકાશને લાગ્યુ પોતે આદર્શ જીવન ગાળે છે સાહિત્ય સૃષ્ટિમાં પણ તેમનો ફાળો છે દિવાળી ટાંકણે ઓછામાં ઓછા ડઝન દોઢડઝન 'કાર્ડ્ઝ' પણ આવે છે અને પોતે બીજુ બધું ભૂલી સ્વપ્ન સૃષ્ટિની વચ્ચે રહેવા લાગ્યા.

મેટ્રીકમાં પાંચમી ફેરે પાસ થયા એટલામાં તેમના વૃદ્ધ માતા મરણ પામ્યાં એટલે રા. પરિમલપ્રકાશને

ગમે તે ભોગમે નોકરી સ્વીકારવી પડે તેવી સ્થિતિ ઉત્પન્ન થઇ.

( ૨ )

પરિમલપ્રકાશને નોકરી તો મળી: એક બેંકમાં કારકુન તરીકેની. પણ રૂપિયા, આના, પાઇ સાથે એ રસ સાહિત્ય કળાનો મેળ શાનો જામે? મિત્રોએ ઘણું સમજાવ્યું કે ભાઈ! પાચા રહો, ધીમે ધીમે આગળ વધવાની તક આમાં છે, પણ સાહિત્ય સૃષ્ટિમાંથી ખસી જવાની બીકે પરિમલપ્રકાશે એ નોકરીને પાણીચું આપ્યું. અને તે દિવસે તેમણે બે કવિતા લખી: એક 'તને' અને બીજી 'હું'.

હવે તે એક સ્કુલમાં એસિસ્ટન્ટ માસ્તર બન્યા. છોકરાઓ સલામ ભરે, 'સાહેબ!' કહીને બોલાવે પોતાની 'કવિતા' કલાસમાં સમજાવવાની તક મળે, અને વધુમાં કેટલાય છોકરા જેવા મિત્રો મળવા આવે, એ સઘળું શ્રી પરિમલને એવું સ્વર્ગીય લાગવા માંડ્યું કે તેમનું જીવન સુખમાં પસાર થવા લાગ્યું: એમને કોઇ 'મોટા' ગણાતા માણસો ઓળખતા નહિ: અને એ કોઈને ઓળખતા નહિ.

શાંત એક ધારુ જીવન શરુ કર્યું.

પણ એમનો રસિક જીવડો એમ કાંઇ શાંતિ પાળે તો તો સર્જન જૂની સૃષ્ટિમાં સર્જન જ શાનું થાય!—એક દિવસ ફરતાં ફરતાં જઇ ચડ્યા કન્યાશાળા પાસે. એ જોવા તો ગયા હતા: નિર્દોષ કન્યાસૃષ્ટિ પણ સાથે સાથે કન્યાનાં મહેતીજીઓ પણ જોવાઇ ગયાં. એગાધી એમને પ્રેમમૂર્તિ જેવા લાગ્યાં. એમની આંખમાં મદઘેરો વિલાસ લાગ્યો: અને વિલાસની પાછળ પ્રેમની સંતાકુકડી—નેનમાં રમતા તારા જેવી દેખી. એ તારાને પોતાની કરી ત્યારે જ તેમને શાંતિ થઇ.

પણ આ સૃષ્ટિમાં એક દુઃખ છે. દરેક મહા ચીજના પૈસા બેસે છે. અને વેપારીઓને કમબખ્ત મારતેરોએ ગણિત શીખવાડ્યું છે. એટલે એ તો પૈસા વિના ચીજ આપવાની જ ના પાડે. શ્રી પરિમલપ્રકાશ જરાક હાથના છુટા. વળી રહ્યા સાહિત્યકાર. એટલે બે ચાર મિત્રો એમના જેવા મળે ત્યારે તો એ છુટ પણ રાજામહારાજા જેવી થઇ જતી. કોઇને કાગળ લખવો પડે એ કાંઇ સરકારી ચાર પૈસાનું કવર ન વપરાય: એમાં તો સુંદર કવર, સુંદર 'ડીઝાઇન' અને પાછો પોતાનો મુદ્રાલેખ रत्नं समागच्छतु कांचनेन '—એ પણ જોઇએ. પરિમલપ્રકાશનાં વહુ બિચારાં ઘણું કહેતાં કે તમે હવે તો કાંઇક ધધોપાણી કરો તો સારુ, પણ 'ફોસલા'ના ફોમઝમાં, એક નિબંધમાં, એક નવલકથામાં, અને એક કવિતામાં એમ ચાર કલ્પનાઓની રમ્ય કલ્પના સૃષ્ટિ સામે, અને તંત્રીઓના ધરાભાર લેખો માગતા કાગળોની સામે, શ્રી. પરિમલપ્રકાશ કાંઇ આગળ વધી શક્યા નહિ. એ હતા તેવાને તેવા જ રહ્યા. ને સર્જન જૂના સાહિત્ય સાથે સર્જન જૂનો પ્રશ્ન—હું હિંચોળું કે હચાકું? આવીને ઉભો રહ્યો.

( ૩ )

બિચારા પરિમલપ્રકાશ! અંતે નર્મદે પેલી કલમ સામે શિર ઝૂકાવ્યું હતું તેમ ઝૂકાવવા છતાં—એક સવારે સાડા આઠે—સાડા આઠ વર્ષના સાહિત્ય જીવનના ગાળા પછી, અને દોઢ ડઝનદિવાળીના ખાસ અંકોના લેખો માટે ગામણી છતાં—હાથમાં પેલી રસિક લાકડી લઇને પાન ચાવતા ચાવતા 'ટયુશન' કરવા નીકળ્યા. દુનિયાની ધરમાળ જ એવી છે નહિતર આ કલ્પનાના સ્વામીને, આ સૃષ્ટિના ઉપાધી—વિજયકાંત, દર્શકાંત, સુધાકાંત—એમ ત્રણ ત્રણ 'કાંત'ની 'ત્રવાયાં



' આવો માસ્તર સાહેબ! '

સમાણો ' એવી બ લાલસૃષ્ટિ જ શા માટે હોય ? દુનિયાની ઘટમાળ જ એવી છે.

જે ઘેર ગયા ત્યા ઓશરીમા આરામ ખુરશી ઉપર એક આધેડ વયની રૂપભરી સ્ત્રી બેઠી હતી.

તેની પાસે આઠ–દસ વર્ષનો ગોરો છોકરો રમતો હતો.

પરિમલપ્રકાશને જોતાં જ 'આવો માસ્તર સાહેબ!' કહીને, કાલના જમાનામાં જે કંગાલ બનેલો વિવેક 'માસ્તર સાહેબ!' પ્રત્યે રોફ બતાવે છે, તેવો વિવેક કરીને બાઈ બેઠી થઈ ગઈ. તેનું સશક્ત ખાદીમાં સુંદર શરીર પરિમલપ્રકાશ જોઈ રહ્યા.

'માસ્તર સાહેબ! –અમારો વિષ્ણુ જરાક ગણિતમાં નબળો છે. એટલે આપને બોલાવ્યા હતા'.

કમબખ્ત ગણિત! એ પાછું એનું એ. લોકોને 'ટ્યુશન' પણ ગણિતનું જ જોઈએ. રૂપિયા, આના, પાઈ. ત્યાં પણ પરિમલપ્રકાશને એ જ ઉપાધિ.

'સારું' મોટેથી પરિમલપ્રકાશ બોલ્યા. એમના અંતઃકરણની આંખ સામે વિજયકાંતના ભંગારેલા બૂટ અને સુધાકાંતના મોજાં, બે માટે જોગવાઈ થાય એટલું ગણવા લાગ્યું.

બીજે દિવસથી નિયમિત પરિમલપ્રકાશ સાડા આઠે ઘેરથી ઉપડે છે, અને ચન્દ્રવિલાસના પેલા [illegible] દાખલાઓ કરી ઘેર આવે છે. એક દિવસ નિયમ પ્રમાણે 'ટ્યુશન'થી પાછા આવતા હતા, ત્યાં તેમના પિતાના મિત્ર, વૃદ્ધ નરભેરામ મહેતા, લાકડીનો ટેકો લઈ સામે આવતા દેખાયા. પરિમલપ્રકાશ એને મળવાના હેતુથી જરા થોભ્યા.

'કોણ?'–ડોસા પાસે આવતાં, આંખ પાસે હાથ રાખી પરિમલપ્રકાશને નિહાળવા લાગ્યા.

'એ તો હું પરિમલપ્રકાશ.'

'કોણ બાબો?'

'હા; હા. હું બાબો.'

'આમ ક્યાં જઈ આવ્યો?'

'જરાક મેનાબેનને ત્યાં ગયો હતો.'



"સાંભરે છે, ભગા, અમે સૌએ કહ્યું હતું કે બાઈ ભણી રૂપાળી છે, ઘર સારું છે, ને આવું નહિ મળે, પણ......"

'એ...મ'–ડોસા જરા ખંભાળીને બોલ્યા 'સાંભરે છે, ભગા, અમે સૌએ કહ્યું હતું કે બાઈ રૂપાળી છે, ઘર સારું છે, ને આવું નહિ મળે, પણ એક મારું ઉંહું–આજ તો ભણી કારવીને બાજરી બની ગઈ.

તેની પાસે આઠ–દસ વર્ષનો ગૌર છોકરો રમતો હતો

પરિમલપ્રકાશને જોતાં જ 'આવો માસ્તર સાહેબ!' કહીને, હાલના જમાનામાં જે ભાગ્યે જ ભરેલો વિવેક 'માસ્તર સાહેબ!' પ્રત્યે લોકો બતાવે છે, તેવો વિવેક કરીને બાઇ ઊભી થઇ ગઇ. તેનું સશક્ત પાતળું સુડોળ શરીર પરિમલપ્રકાશ જોઇ રહ્યા.

'માસ્તર સાહેબ! –અમારો વિજુ જરાક ગણિતમાં નબળો છે, એટલે આપને બોલાવ્યા હતા'.

કમબખ્ત ગણિત! એ પાછું એનું એ લોકોને 'ટ્યુશન' પણ ગણિતનું જ જોઇએ. રૂપિયા, આના, પાઇ. ત્યાં પણ પરિમલપ્રકાશને એ જ ઉપાધી.

'સારું' મોટેથી પરિમલપ્રકાશ બોલ્યા. એમના અંતઃકરણની આંખ સામે વિજયકૃતિ મંમાયેલ: બૂટ અને સુધાકાંતનાં મોજાં, એ માટે જોગવાઇ થાય એટલું મળવા લાગ્યું.

બીજે દિવસથી નિયમિત પરિમલપ્રકાશ સાડા આઠે ઘેરથી ઉપડે છે. અને ચક્રવૃદ્ધિવ્યાજના પેલા માથાફોડ દાખલાઓ કુટી ઘેર આવે છે એક દિવસ નિયમ પ્રમાણે 'ટ્યુશન'થી પાછા આવતા હતા, ત્યાં તેમના પિતાના મિત્ર, વૃદ્ધ નરભેરામ મહેતા, લાકડીનો ટેકો લઇ સામે આવતા દેખાયા. પરિમલપ્રકાશ એને મળવાના હેતુથી જરા થોભ્યા.

'કોણ?–ડોસા પાસે આવતાં, આંખ પાસે હાથ રાખી પરિમલપ્રકાશને નિહાળવા લાગ્યા.

'એ તો હું પરિમલપ્રકાશ.'



'કોણ બાબો?'

'હા, હા, હું બાબો.'

'આમ ક્યાં જઇ આવ્યો?'

'જરાક મેનાબેનને ત્યાં ગયો હતો.'

"સાંભરે છે, મગા, અમે સૌએ કહ્યું હતું કે બાઇ ઘણી રૂપાળી છે, ઘર સારું છે, ને આવું નહિ મળે, પણ......"

'એ...ય'–ડોસા જરા લંબાવીને બોલ્યા 'સાંભરે છે, મગા, અમે સૌએ કહ્યું હતું કે બાઇ રૂપાળી છે, ઘર સારું છે, ને આવુ નહિ મળે, પણ આ મારો ઉંહું–આજ તો ભણી કારવીને બાજરો જાો ગયો

# એ શું હતું ?

[ માનવજીવનની એક ભેદી કથા ]

લેખક, રા. સાદીક

હું તેના પ્રેમમાં પડ્યો હતો. માણસ પ્રેમ શા માટે કરે ? હૃદયમાં પ્રેમની કામના કેમ ઉત્પન્ન થાય છે ? કેટલા આશ્ચર્યની વાત છે કે હૃદય કોઈ એકજ વ્યક્તિ તરફ ખુબ આકર્ષાય છે ! મસ્તિષ્કમાં એકનોજ વિચાર આવ્યા કરે છે, જગત ભરમાં પ્રેમીને એકજ વ્યક્તિ દેખાય છે અને જીભે એકનું જ નામ નિકળે છે અને એ નામ પણ એવું હોય છે કે જે અંતરા ત્માંમાંથી સદાયે નિકળતું રહે, અને કોઈ પૂજ્ય મંત્રની માફક વારંવાર જપી શકાય.

હું મારી કથા સંભળાવવા બેઠો નથી પ્રેમ તો દરેક સ્થળે એક સરખો હોય છે. હકીકત એટલીજ કે હું તેને જોતાંજ તેના પ્રેમમાં પડી ગયો. એક વર્ષ સુધી તેનાં પ્રેમ પાશમાં, સ્નેહ સંબંધમાં રહ્યો. તેના શબ્દો તેની નજર, તેનાં હાવ ભાવ જોતો અને રીઝતો—આનંદ ભોગવતો. એના દર્શનથી આત્માને શાંતિ વળતી. એના નિર્જીવ વસ્ત્રો જોયા કરવામાં પણ કે અલૌકિક સુખનો અનુભવ કરતો. એની એક એક વાતમાં હું એટલો બધો મસ્ત થઈ જતો કે મને એટલુંયે ભાન રહેતું નહીં કે રાત્રિ છે કે દિવસ. અમે બે સિવાય બીજું કોઈ છે કે નહીં, અમે—હું આ લોકમાં છું કે પરલો કમાં.

પછી તે મરી ગઈ કેમ ! એ તો હું એ જાણતો નથી. અને હવે તો યાદ પણ નથી. પોષ્કમાર વર્ષો- ણમાં તે બીજાઓથી સખ્ત સમયે ઘેર આવી બીજે દિવસે માંદી પડી એક આનાડિયામતિ પધારીએ પડી એને કયો રોગ હતો એ તો હવે મને યાદ નથી રહ્યું પરન્તુ ડૉક્ટરોએ ઘણુંયે નુસખા લખ્યા અને ચાલ્યા ગયા. એને દવા આપવા માટે એક દાસી રાખી હતી તેના હાથ સદાયે ગરમ રહેતા, માથું બળ્યા કરતું અને આંખો ચળકાટ મારતી પણ ખેદ ભરી દેખાતી હતી, હું કંઈ કહેતો કે પૂછતો તોજ તે ઉત્તર આપતી આજે મને તેણે વાતોએ સ્મરણમાં રહી નથી હું બધુંયે ભૂલી ગયો છું એ મરી ગઈ, એકજ પળમાં, એકજ સાદ અને દિર્ઘશ્વાસ લઈને એ ગુજરી ગઈ હા, સમય—એ પ્રસંગ મને હજીયે છે; હું ધારું છું કે એ પ્રસંગ કદાપિ હું નહીં ભૂલું દાસીએ કપાળે હાથ મારતા ' ઓહ ! ' કહ્યું અને હું સમજી ગયો કે એ મરી ગઈ

એથી વધુ કંઈ જાણતો નથી મેં એક ધાર્મિક પુરુષને બોલાવ્યો. શું એ તમારી પ્રેમિકા છે ? તેમના એ શબ્દોથી મને લાગ્યું કે તેઓ તેનું અપમાન કરે છે તે તો મરી ગઈ હતી, હવે એને અમારો સંબંધ જાણવાની શી જરૂર ? એટલું વિચારી મેં એમને મારા ઘરમાંથી કાઢી મૂક્યો એમને બદલે બીજા એક ધાર્મિક પુરુષને મેં બોલાવી મગાવ્યો. તેઓ દયાળુ પ્રકૃતિના હતા; તેમનું દીલ કોમળ હતું. તેમણે મારી પ્રેમિકા સંબંધે વાતો કરવા માંડી અને મારી આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી

એને જમીનમાં દાટી દેવામાં આવી, જમીનમાં દબાવી કે સમાવી દેવામાં આવી તેને દાટવા પ્રસંગે

અમારા કેટલા સંબંધીઓ અને મિત્રો શોક જાહેર કરવા આવ્યા પણ, હું તો કોઇ ન જાણે તેમ ત્યાંથી ન્હાસી ગયો. પહેલા તો હું જોરથી દોડતો ન્હાઠો: અને પછી ધીમે ધીમે ગલીઓમાં થતો થતો મારા ઘર તરફ પાછો ફર્યો. બીજાજ દિવસે મુસાફરી કરવા દેશ તજી પરદેશ જવા હું બહાર નિકળી પડયો.

× × ×

હું ગઇ કાલેજ અલાહબાદથી પાછો ફર્યો. મેં મારા ઓરડામાં પગ મૂકયો. મારું મકાન જોઇ. મરણની શૈય્યા જોઈ જીવન સંબંધીની બીજી નાની મોટી વસ્તુઓ જોઈ મારા દિલમાં સખત દુખ થયું. બારી ઉઘાડીને ઉપરથી નિચે પડતું મૂકવા જેટલો ઉશ્કેરાઇ ગયો મારા માટે આ ઘરમાં આ જગ્યાએ, એ બધી જુની વાત તાજી કરતી વસ્તુઓ વચ્ચે રહેવું એ ઘડીભર માટે પણ અસંભવિત થઇ પડયું. ... તેજ બિછાનો હતી, જેમા તેણે આશરો લીધો તો. એના હાથે જે જે વસ્તુઓ ઉંચ કળા અને યોગ્ય સ્થળે મૂકવામાં આવી હતી, એ બધી વસ્તુઓ જેમની તેમ પડી હતી. એના શ્વાસના હજારો અણુઓ આ મકાનમાં છૂપાએલા હતા. મેં અહીંથી ન્હાસી છૂટવા મારી ટોપી હાથમાં લીધી, દરવાજા પર પહોચતા મારી નજર એક મોટા આરસા પર પડી. આ આરસો એણે એટલા માટે જ અહીં મૂકયો હતો કે ઘરથી બહાર જતી વેળા એ આરસામાં પોતાના શણગારને, પોતાની સુંદરતાને, પોતાના મોહક વસ્ત્રોને અને પોતાને નખશિખ સુધી જોઇ લે, કયાં કશુંયે કરવા પણું બાકી તો રહ્યું નથી ને?

હું એ આરસા સામે એકાએક થંભી ગયો. એમાં પ્રથમ હું દેખાયો; અને પછી એની છાયા મને દેખાવા લાગી. એ છાયા પછી ધીમે ધીમે વધુને વધુ સ્પષ્ટ થવા લાગી. જાણે એ પોતે આરસામાં પોતાના મોહક વદનને નિહાળતી હોય છે! હું એને જોતાં થંભી ગયો; અને મને ભાને ન રહ્યું કે હું કયાં છું મારી નજર એજ આરસા તરફ હતી, જેમાં મારી પ્રિયા હંમેશા પોતાને જોયા કરતી હતી. એ આરસા તરફ પણ મારી દિલસોજી ઉભરાવા લાગી. મેં તેને ધ્રુજતા હાથે ધીમો સ્પર્શ કર્યો. તે ઠંડો હતો. આહ! મારી સ્મૃતિ ફરીને તાજી થવા લાગી,

હું બહાર નિકળી પડયો. કંઈ પણ વિચાર કર્યા વિના. કયાં જવાનું છે એ નક્કી કર્યા વગર. હું માર્ગ કાપ્યે જતો હતો, દૂર ને દૂર ચાલ્યો જતો-હતો-ત્યાં વચ્ચે એની સમાધી-કબર પાસે આવી પહોંચ્યો. એની કબર-સમાધી સાદી બનાવવામાં આવી હતી. તેના પર કશાએ ભપકા કે શણગાર નહોતા. સાદા પત્થરોથી બાંધેલી એ સમાધી હતી, એના પર એક તખ્તી ગોઠવવામાં આવી હતી. જેમાં આ શબ્દો કોતરેલા હતા.

'તે પ્રેમીકા પ્રેમપાત્ર હતી, તેનું મરણ થયું'

તે આજ જગ્યામાં પડીને સડી રહી છે; ત્યાંજ કોહાઇ રહી છે. ઓહ? ભયંકર કલ્પના! 'હું મારું મોઢું હાથમાં છુપાવી એની કબર પાસે રડતો, ઉંડા નિશ્વાસો લેતો લાંબા વખત સુધી ત્યાંજ બેસી રહ્યો ચારે તરફ ધીમે ધીમે અંધકાર થવા લાગ્યો. આ સમયે મારા દિલમાં એક અદ્ભુત વિચાર આવ્યો. મારું નિરાશ થએલું દુઃખી દીલ, મારું ભગ્નિલું હૃદય વલોવાઇ રહ્યું. મેં નિશ્ચય કર્યો કે રાત-છેલ્લી રાત અહીંજ આ કબર પાસે જ પૂરી કરવી. પરંતુ રાત્રે મને અહીં જોતા લોકો મને કાઢી મૂકશે તેઓથી બચવાનો ઉપાય મેં વિચાર્યો હું મૂળ ચાલાક તો હતો જ. ઉઠયો અને એ મૃત્યુમારી-કબ્રસ્તાનમાં ચક્કર ખાવા લાગ્યો અહીંથી તહીં ખૂબ ઘુમ્યો,

છે. તેમ હું એ વૃક્ષની નાની નાની ડાખળીઓને ગી બેઠો.

જ્યારે ઘોર અંધકાર છવાયો ત્યારે હું મારા આ- રામસ્થાન ઝાડ પરથી ઉતર્યો, અને એ કાળિ રાત્રિ- ધીમે ધીમે પગલાં ઉચકતો ચાલવા લાગ્યો. પરંતુ મારી પ્રિયાની સમાધી ફરીને મેળવી ન શક્યો. કોઇ ગ્યથી અથડાઇ ન પડું, કોઇ ખાડા ટેકરાથી ગબડી પડયું એ માટે આંધળા જેમ હાથ લાંબા રાખીને ઘણા વખત સુધી ફરતો રહ્યો. પત્થરે પત્થર, નાની મોટી ઉંચી નીચી કબર-લોખંડી પાંજરાથી ઘેરાએલી કબરો અને સુકાએલાં પુષ્પો પણ મેં હાથથી તપા- સી જોયાં. અનેક કબરો પર કોતરવામાં આવેલા અ- ક્ષરો ઉપર આંગળી ફેરવી ફેરવીને મેં વાંચ્યુ. પરંતુ એ બધા પ્રયત્નો નિષ્ફળ નિવડયા. અને પ્રિયાની, સમાધી છેવટે ન જડી. ઓહ ! કેવી ભયાનક રાત્રિ ! કાળું આકાશ ચારે તરફ ! અંધકાર હતો. કબરો વચ્ચેની નાની નાની ગલીઓમાં રખ- ડતાં રખડતાં હવે તો હું થાકયો હતો, અને ડરવા પણ લાગ્યો. બ્હીકને માથે મારા હોશ ઉડી ગયા. સામે અને પાછળ-જમણી ને ડાબી બાજુએ માત્ર કબરો અને કબરોજ હતી. મરેલાઓની સમાધિ હતી. ચાલતા ચાલતાં હું થાકી ગયો હતો. મારા પગોમાં દર્દ થવા લાગ્યુ હતું, તેથી એક કબર પર બેસી ગયો. અજબ શાંતિ હતી. હવે તો મારા હૃદ- યના ધબકારા પણ સંભળાતા હતા, અને એક બીજો અવાજ પણ સંભળાતો હતો તે શાનો હતો ! આ એકલવાયી ઘોર રાત્રિમા મારા ભ્રમિત થએ- લા મગજની કલ્પના ન હતી ? શું એ અવાજ ભૂમિ- માં દટાએલી મૃત્યુક દુનિઆમાંથી આવતો હતો ? મેં ચારે તરફ જોયું-પણ કશુંયે સમજી ન શકયો. હું એ નિર્જન—નિર્જીવ સ્થાનમાં કેટલા સમય સુધી રહ્યો. તેની મને ખબર નથી. ભયથી ધ્રુજતો હતો. મારું શરીર શિથિલ થઇ રહ્યું હતું. ઇચ્છા થતી કે ભયની ચીસ પાડું. કદાચ મારું મૃત્યુ પણ આવી જાય. તરત જ હું જે સમાધિ—કબર પર બેઠો હતો—તે કબર મેં હાલતી જણાઈ. જાણે કે કોઇ અંદરથી ઠોકતું હોય ને ! ઝડપથી હું તે સમાધિ પરથી ઉઠયો અને તેની સામે બીજી સમાધિ પર જઇ બેઠો બસ હું જેવો ત્યાં બેઠો કે તરતજ ભય અને આશ્ચર્ય સાથે જોયું કે હું જે સમાધિ પરથી ઉઠયો. એ સમાધિ—કબર ધીમે ધીમે સીધી ઉભી થવા લાગી. એની ઉ- પરની નાની નાની કાંકરીઓ પડતી જતી હતી. અને કબર ઉપરનો લાંબો મોટો પત્થર ઉંચો થઈ રહ્યો હતો. તે મોટો વજનદાર પત્થર શાથી ઉંચો થતો હતો ? એક મૃત શરીરનું હાડપીંજર પોતાની પીઠ વડે—બળથી—પત્થર ઉંચો કરી રહ્યું હતું. અંધકાર રાત્રિમાં પણ હું તેને તેમ કરતાં જોઇ શ- કયો. એ હાડપીંજર જે સમાધિમાંથી નિકળવા પ્ર- યત્ન કરતું હતું તે સમાધી કબર પર કોતરેલું હતું.

'શાહજાદા, મહમદખાં જેમનું અવસાન
૫૧ વર્ષની વયે થયું છે તેઓ આ સમાધિમાં,
શાંત નિંદ્રા લે છે. તેઓ લોકોમાં માનનીય
અને સ્વજનોમાં દયાળુ હતા પોતાના કુટુંબ
સાથે તેમને ખૂબ પ્રેમ હતો. ખુદાની બંદગી
કરતાં તેમણે શાંતિ સાથે પોતાના પ્રાણ છોડયા."

એ હાડપીંજર કબરમાંથી બહાર નીકળ્યું અને કબર પર કોતરાએલા શબ્દો એણે બે વખત વાંચી જોયા. એથી એને સંતોષ થએલો જણાયો નહીં. પછી એણે એક અણીવાળો પત્થર શોધી કાઢયો અને તે વડે કોતરાએલા અક્ષરો છોલી કોતરી નાખ્યા, જ્યારે એ બધુ લખાણ ભૂંસાઇ ગયું ત્યારે એણે



' એ કબરમાંથી નિકળ્યો, અને પોતાની કબર ઉપરના પથ્થરમાં કોતરાએલા શબ્દો વાંચી જોયા "

પોતાની આંખના ખાડામાંથી એ જ સ્થાનને ફરીને બરોબર જોયું; અને પછી પોતાની હાડકાની આંગળીથી એ જ જગ્યાએ લખવા માંડ્યું. એના લેખના અક્ષરો ઝળકતા નહોતા, પરંતુ ઉજાસમય જણાતા હતા તેણે લખ્યું હતું

" સાહસિક મહમદખાં, જે ૫૨ વર્ષની વયે મરી ગયો તે અહીં જ રહે છે. તરતજ પૈસા મેળવવાની લાલચે એણે પોતાના વૃદ્ધ પિતાના જીવનો અંત આણ્યો. એણે પોતાની સ્ત્રીને દુઃખી કરી, પોતાના બાળકોને અનેક પ્રકારે હેરાન કર્યાં, પાડોશીઓ સાથે દુશ્મનાવટ કરી, વેપારીઓ સાથે દગો કર્યો, મિત્રો સાથે વિશ્વાસઘાત કર્યો અને બની શકી ત્યાં સુધી લોકોને લૂંટવાનું કામ કર્યું એનો અંત શાંતિથી નહીં પરંતુ દુઃખભરી રીતે આવ્યો "

આટલું લખ્યા પછી એ હાડપીંજર પોતાના લેખને ફરીફરીને જોવા લાગ્યું. એટલામાં મારી નજર આજુબાજુની બીજી કબરો પર પડી. શું જોઉં છું કે આખા કબરસ્તાનમાંથી બધાં મૃત શરીરો પોતપોતાની કબરમાંથી નિકળીને-પોતાના સબંધીઓએ પોતાની કબર પર જે ખોટાં વખાણો-મિથ્યા હકીકતો-જુઠી બીનાઓ સારૂં લગાડવાને ખાતર કોતરાવી હતી, તેને ભૂંસી રહ્યા હતા; ઊંચી ઊંચી તેઓ ફાડી રહ્યાં હતાં. તેઓ પોતાની કબર પરના લેખોનો નાશ કરી સાચી હકીકત લખવામાં ગુંથાઈ ગયાં હતાં. તેઓમાં લગભગ બધાએ પોતાના પાડોશીઓને દુઃખ આપ્યું હતું મિત્રો સાથે દ્રોહ કર્યો હતો પગારનું બુરું કર્યું હતું. તેઓમાંના ઘણાખરા કપટી અને લોભી હતા. એ બધા પિતાઓએ, સુશીલ નારીઓએ, આજ્ઞાંકિત પુત્રોએ, પવિત્ર કુમારીઓએ, સાચા દુકાનદારોએ, વેપારીઓએ જેમને હંમેશ નિર્દોષ, નિષ્કપટ, સાચા, સદ્‌ગુણી અને ઉત્તમ પ્રકારના સ્ત્રી પુરૂષો તરીકે ગણીને, લોકોએ કે સમાજની રીતે-તેમની કબર પર તેમના સંબંધીઓએ જે લેખો લખ્યા હતા તે બધા ખુશામતના હતા. તેઓમાંના ઘણાંઓએ ચોરી કરી હતી, લોકોને લૂંટ્યા હતા, ગરીબોને રંજાડ્યા હતા અને એવા બીજાં અનેક દુષ્કૃત્યો કર્યા. ·

# સર્જાતું સાહિત્ય — વિદ્વાનોનો —સત્કાર—

મર્હુમ હાજી મહમંદ શિવજીની માફક પુસ્તક પ્રકાશન અને તે પણ સચિત્ર અને હળવું, કે જેથી સામાન્ય વર્ગને તેમાં રસ પડે. તેવા પ્રકાશન માટે તમે હંમેશાં કાંઇ ને કાંઇ કર્યા જ કરો છો. આ વખતનો પ્રયત્ન પણ સારી રીતે આરંભાયો છે હજી સુધી ચાલુ રહ્યો છે, એટલો તમારે ઇશ્વરનો પાડ માનવાનો છે. તમને તમારા કાર્યમાં ફતેહ ઇચ્છું છું

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

"સર્જાતું સાહિત્ય" નો અંક મળ્યો તે માટે આભારી છુ તમે તમારી સાહિત્ય પ્રવૃત્તિ ધપાવ્યે જાઓ છો તે ઘણા આનંદની વાત છે. જ્યારે હિંદુ, મુસલમાન, પારસી બંધુઓ ચોતરફથી ગુજરાતી સાહિત્યની સેવા કરવા ભેગા થશે ત્યારે ગુજરાતના આનંદનો પાર રહેશે નહીં. તમારા નવા સાહસ માટે મુબારકબાદી આપું છું.

અરદેશર ફરામજી ખબરદાર.

સુશિક્ષિત અને મધ્યમ વર્ગ બન્નેને આવી જાતના સ્વચ્છ, સંસ્કૃત અને રસિક ઉંચા પ્રકારના પ્રાસંગિક સાહિત્ય પ્રકાશનની જરૂર હતી. બાકી નિર્માલ્ય માસિકો, પાક્ષિકો, અઠવાડિકો અને દૈનિકો તો ઘણુંય અથડાય છે.

તમે એકઠો કરેલો લેખક સમુદાય ઘણો ધ્યાન ખેંચી રહ્યો છે. એ સમુદાય જેટલો બને તેટલો વૃદ્ધિગત અને વિવિધતા ભર્યો કરશો એમ આશા રાખુ છું.

જે કક્ષાની ઉંચાઈ, પ્રકાશન માટે અંગીકૃત કરી છે તે સાવધાનતાથી તથા સતત્વથી સાચવશો. તેને ઉત્તરોત્તર વધારે ઉંચી લઇ જશો પણ પ્રાથમિક અડચણો કે તાત્કાલીક લાભ માટે અગાહી ચુકશો નહીં.

સારા, સંગીન અને સત્વવાન એવા સાહિત્યની આપણે જરૂર છે. પછી ભલે તે માટે વાણી શોભા કે તકલાદી ચમકને જતી કરવી પડે. સાહિત્ય સેવાનું એજ અત્યારે સર્વોપરી ધ્યેય છે.

ઉગતી ઉછરતી, તાઝી- ખીલેલી- સાહિત્ય શક્તિઓને જે અવકાશ આપી રહ્યા છો, તે જરૂર ચાલુ રાખશો. ગુજરાતનું સાહિત્ય ક્ષેત્રમા તમારાં પ્રકાશનમાં હું ઘણી આશા અને રસની વસ્તુ જોઇ રહ્યો છુ.

રજિતલાલ હરિલાલ પંડયા

## 'Literature in Creation'

"A Novol idea of Mr. Sadik" the well-known leading paper The Bombay Chronicle writes:

"Sarjatun Sahitya or Literature in creation" publication department through which he promises to supply for Rs. 5 per year with 24 books containing contributions from the pen of well-known writers. His ideal is to make them pass their time in reading good, pure, moral, intellectual and humours articles Judged from the first number (priced annas 4) it appears as if the ideal kept by him before his eyes is not likely to fail him"

1-1-1931

  



# સંસારનાં દૃશ્યો



લેખક

રા મથુરનરાય શુક્લ

ચિત્રકાર :

રા જયન્ત ખત્રી

સ્ત્રી પોતાના ખાનગી ખંડમાં એક સીજ હતી એક સુંદર ટેબલ આગળ એ બેઠી હતી એ ઝપાટાબંધ કંઇ લખ્યે જતી હતી અને લખતી લખતી પોતાના મેળે એકલી એકલી મલકાતી હતી પોતાના દિલોજાન દોસ્તને લખતી વખત કંઇ કંઇ અનુકુળ કલ્પનાઓ કર્યે જાય અને કંઇ કંઇ ભાવતા શબ્દો મનમાં ગણુ ગણી રહે અને જેવા ભાવ જાગે તથા જેવાં મલમ લીઆ થઇ રહે તેમ એને થઇ રહેતું એ દીલખુશ થતી હતી, પોતાના મ્હોંઢેથી બચકારા બોલાવ્યે જતી હતી અને એ બચકારા પોતાના પ્રીતમના કલ્પી મસ્ત બનતી હતી

એ ઓરડામાં એ વેળા સંપૂર્ણ શાન્તિ હતી— કશો અવાજ ઉઠતો ન્હોતો, માત્ર કાગળ ઉપર લેખિનીનો મૃદુ અને તાલબદ્ધ ચચરાટજ સંભળાતો હતો દિવાલપર ટાંગેલું ઘડીયાળ કટ કટ કટ કર્યે જતું હતુ એ પોતાના લેખન કાર્યમાં એટલી બધી મશગુલ બની ગઇ હતી ને પોતાના સ્વપ્નામાં એટલી બધી તલ્લીન થઇ ગઇ કે એણે કોઇને બારણું ઉઘાડી ઓરડાની અંદર આવી પોતાની પછવાડે ઉભુ રહેતું સાંભળ્યું કે દીઠું નહી

આ કોઇ, જે વ્યક્તિને પોતે પત્ર લખતી હતી તે વ્યક્તિ નહોતી, કારણ કે પોતાના ભાવને અનુરૂપ બીજા વધારે સારા અને અલંકૃત શબ્દો વિચાર કરી શોધી કાઢવા તથા એ પ્રમાણે વાક્ય રચના ગોઠવવા જ્યારે એણે પત્ર પરથી નજર ઉંચકી આળસ મરડી આજુ બાજુ જોયું એટલે જેને પોતે મહાર ગેરહાજર માનતી હતી તે પોતાના "ધરવાળા"ને પોતાની નજીક ઉભેલો જોયો ચમકની મારી એનાથી ચીસ પડાઇ ગઇ ભયની મારી એ ધ્રૂજવા લાગી અને જે કાગળ પોતે લખી રહી હતી તે સંતાડી દેવા ફાંફાં મારવા લાગી

'ઓહો! કોણુ ? એમના બધા બ્હેલા ક્યાંથી ? બાપરે! મને કેટલી બધી બ્હીવડાવી મારી !" સ્વસ્થ હોવાનો ડોળ કરતી લપડકાપણાથી એ બોલી.

'હવેથી મારા આવતા પહેલા તેમે પોકારાશે" કશા પણ ક્રોધ વગર આ શબ્દો ઉચ્ચારાયા હતા—સંપૂર્ણ શાન્તિથી આ ખુલાસો કરવામાં આવ્યો હતો પુરૂષના મ્હોંઢા પર સ્મિત ફરકતું હતું પણ એમાંનો સેતાની કટાક્ષ છૂપો રહે એમ નહોતું

સ્મિતનું સ્વરૂપ ધીરે ધીરે બદલાઇને ખડખડાટ હસવામાં ફેરવાઇ ગયું. જેટલું સાચું સ્મિત હતું તેટલું જ સાચું આ હાસ્ય પણ હતું

'શાનું શેહને લખતાં હતાં, ખરું ! કહો જોઇએ, સારૂં કોણ લખી શકે છે—એ કે તમે ? એના પત્રો ઘણા ટાકડા હોય છે, ઘણાં જ ટાકડા એમાં કેટલા બધા પ્રેમના ઉછાળા—સ્નેહની ભરતીઓ ? અરે ! કેટલી બધી વિષયાસક્તિ—મદન મસ્તી—કામ જ્વાળા ? આ ત્રણ શબ્દોમાંથી કયો તમને બંધ બેસતો લાગે છે—વધારે ગમે છે ?"

સ્ત્રી ધોળી પૂણી જેવી બની ગઇ, કાપે તો લોહી ન નીકળે. એના હાથમાંથી લેખિની સરી ગઇ અને એ અસભેલા નોટપેપર પર મોટો મશનો ડબકો પડયો.

પણ પેલા પુરુષનું ખડખડાટ હાસ્ય તો ચાલુ જ હતું. એ પોતાની "ઘરવાળી"ની નજદીક આવ્યો, બીજી એક ખુરસી એ ટેબલ આગળ ખેંચી લાવ્યો અને એના ઉપર બેસી પોતાની પત્નીના વાળ પંપાળવા લાગ્યો.

"તુ ખરેખર બ્હી ગઇ! શા સારૂ! તને એમ લાગ્યું કે હું ટંટ ભવાડો કરવા આવ્યો છું અગર તો જેકી તને મારી નાખી પછી પોતે મરી જવા આવ્યો હુ? ના, ના. હરગીજ નહીં. આવાં બેવડાં ખૂન તો નવલકથાના પૃષ્ટ કે નાટકના તખ્તા પર શોભે અને જો લેખકમાં કે પાત્રમાં કઇ કળા હોય તો જ આ જીવતી જાગતી અને વ્યવહારદક્ષ દુનિઆમાં એવું કશુ કરવુ નથી. શિવ! શિવ! તારા લોહીથી સુંદર શેતરજી શા માટે ખરડવી? અગર તો આ કડો કાગળ જેને તું તારા પ્રેમની ભાષાથી ભરી રહી છે તેને પણ શા સારુ મારા લોહીથી ભ્રષ્ટ કરવો? એમ કરવુ એતો ખરેખર દયાપાત્ર, દોષમય અને બેવકુફી કહેવાય હું તો માત્ર એક શરત કરવા જ આવ્યો છું" આમ કહી એણે પોતાની પત્નિના વાળનાં ગુચ્છાં પર એક ચુંબન કર્યું.

પણ આ ચુંબને તો એ સ્ત્રીને જાણે ધગધગતા સળીઆ સમી ચાંપી દીધી.

એ એકદમ આઘી ખસી ગઇ, પોતાના પતિ સામે પોતાની હરણી જેવી આંખોથી તાકી રહી અને આશ્ચર્યથી ચકિત બની જઇ પાષાણવત્ થઇ રહી.

પણ ના એ પુરૂષમાં એક ખૂનીના જેવું કશુ જ ચિન્હ દેખાતું હતું નહીં. એ તો શાન્ત, આનંદી અને ભલો માણસ લાગતો હતો. જાણે કોઈ સરળ અને નિર્દોષ મજાક કરતો ન હોય-બે ઘડી મોજ કરી જરા દીલ બ્હેલાવતો ન હોય!

"અરે! મને એક બીડી તો બનાવી આપ. તારા હોઠ લાલ જોઈ મને પણ મન થઇ આવ્યું. જોજે મશાલો મૂલ્યવાન અને લ્હેજતદાર હોવો જોઇએ. શું શેઠ જે એલચી, કાથો, ચુનો, વરીઆળી, સોપારી, પાનના પારસલ મોકલાવે છે તેની જ પટ્ટી બનાવી આપવાની. હોં કે!"

પણ પત્ની પોતાને એ બનાવી આપે ત્યાં સુધી એને ધીરજ રહી નહીં. પેટી તથા તાસક પોતાની પાસે ખેંચી લઈ બીડી બનાવી મ્હોંડામાં મુકી ચાવતાં ચાવતાં પાછુ પ્રવચન શરૂ કર્યું.

"સમજીને? મેં શું કહ્યું? હું એક સારૂં કરવાશરત કરવા આવ્યો છું. એક સારી લેવાદી દેવાદીનો ક્બાલો કરવા હું મ્હાગુ છું. એથી આપણને બન્નેને કાંઇને કાંઇ લાભ થશે. જો, સાંભળ."

અને આમ કહી એણે પોતાના કોટના ચોર ખીસ્સામાંથી એક આસમાની રીબનથી બાંધેલું એક મોટુ બંડલ સાચવી રહીને કાઢયું.

"આ મારો માલ, ના સોદો. શંભુ શેઠે તમને લખેલા તમામ પત્રોનો આખો અને સંપૂર્ણ સંગ્રહ. એમાં એક પણ ખુટતો નથી-ઓછો નથી, જે દાસીને તેં કાલે ખડખડીઉ આપ્યું તેણે મને એ ભેટ કરી છે. બદલા તરીકે કશુંજ માગ્યું કે લીધું નથી. એકંદરે એકસો ને ત્રીસ છે–માત્ર ત્રણજ મહીનામાં લખાએલા, હોં કે? બોલો શેઠાણી! આ માલનું શું મૂલ્ય તમે મુકો છો? આ સોદાનો શો આંકડો ઠરાવો છો?"

હવે એ સ્ત્રીને હળવે હળવે ખાત્રી થઇ ગઇ હતી

